"જ્ઞાનવર્ધક પુસ્તકમાળા," પુસ્તક ૬૦ મું.

# હૃષીકેશચંદ્ર

( એક સાંસારિક નવલકથા—ચાર ભાગમાં )

## ભાગ ચોથો.


કર્તા

રામપ્રસાદ કાશીપ્રસાદ દેસાઇ, બી. એ.

( લાઈફ ઑફ સ્વામી વિવેકાનંદ; ગોલ્ડસ્મિથ્સ ડીઝર્ટેડ વિલેજ વિથ નોટ્સ વગેરે; અને સ્વામી વિવેકાનંદનું જીવનચરિત્ર; ધર્મનાં મૂળતત્ત્વો, વિવિધ ધર્મવિચાર, ઈત્યાદિનો કર્તા. )



પ્રકાશક

જીવનલાલ અમરશી મહેતા,

સંપાદક—"જ્ઞાનવર્ધક પુસ્તકમાળા;" અમદાવાદ.

કિંમત રૂ. ૩-૮-૦




**શ્રી શ્રી રામકૃષ્ણ પરમહંસ દેવ,**

**यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत**
**अभ्युत्थान मधर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥**

એ ગીતાવાકયને સિદ્ધ કરવા જેણે અવતાર લઈ, અનેક સાધનાઓ સાધી, અનેક કષ્ટ વેઠી, વેદાન્તધર્મની સત્યતા પ્રત્યક્ષ અનુભવી મનુષ્યમાં રહેલા પ્રભુનો સંપૂર્ણ આવિર્ભાવ કર્યો; ભારતવર્ષમાં પ્રસરી રહેલા જડવાદને ટાળવાને જેણે પોતાના અદ્ભુત ચારિત્ર્યવડે માનવીઓનાં હૃદયમાં ધર્મશ્રદ્ધા પ્રેરી અને અનેક વિપથગામીઓને પોતાના બાપદાદાના ધર્મને માર્ગે દોરી સત્ય પ્રત્યક્ષ અનુભવાવ્યું; જેણે સંસ્કારબળે જુદી જુદી પ્રજાઓના વિચારકોને સાંધીને એકત્ર કર્યા, અને જેના શાંત અને આત્મનિષ્ઠ શિષ્યો આજે યુરોપ અમેરિકાદિ દેશોમાં વેદાન્તનો પ્રચાર કરવાને અને મનુષ્યોને મોક્ષનો માર્ગ સમજાવવાને તથા જગતનું સાચું કલ્યાણ સાધવાને મથી રહ્યા છે, એવા **શ્રી શ્રી રામકૃષ્ણ પરમહંસ**નાં પવિત્ર ચરણકમળમાં આ ચતુર્થ ભાગને અર્પણ કરૂં છું.

લી. દાસાનુદાસ

**રામપ્રસાદ કાશીપ્રસાદ દેસાઈ.**

માધ્યમિક શાળાઓમાં ટેક્સ્ટ બુક તરીકે મંજુર થયેલ—

# સંસ્કૃત સાહિત્યની કથાઓ

**ભાગ ૧ લો—મહાકવિ કાલિદાસનાં કાવ્ય—નાટકોની કથાઓ.**

લખનાર—**રા. ન્હાનાલાલ નાથાલાલ શાહ,** એમ. એ.

સોનેરી નામનું પાકું પુઠું. **કિંમત રૂ. ૧-૧૨-૦**

આ ગ્રન્થમાં નીચેનાં પાંચ મહા કાવ્યોની કથાઓ છે:-

(૧) રઘુવંશવર્ણન. (૨) માલવિકાગ્નિમિત્ર. (૩) વિક્રમોર્વશીય. (૪) અભિજ્ઞાન શાકુન્તલ. (૫) કુમારસંભવ.

---

# સંસ્કૃત સાહિત્યની કથાઓ

**ભાગ ૨ જો: કીંમત રૂ. અઢી.**

**આ ભાગમાં નીચેના છ મહાકવિઓની દસ નાટ્યકથાઓ છે:-**

**બાણભટ**—કાદંબરી. **સુબન્ધુ**—વાસવદત્તા. **ભવભૂતિ**—(૧) મહાવીરચરિત, (૨) ઉત્તર રામચરિત. (૩) માલતી-માધવ.

**શ્રીહર્ષદેવ**—(૧)રત્નાવલી, (૨)પ્રિયદર્શિકા, (૩)નાગાનન્દ.
**વિશાખદત્ત**—મુદ્રારાક્ષસ. **શુદ્રક**—મૃચ્છકટિક.

રોયલ ૧૨ પેજી, પૃષ્ઠ ૩૬૦ ઉપર. પુઠું પાકું ને સોનેરી નામનું.

---

**વડોદરા રાજ્યના વિદ્યાધિકારી મે. રા. રા. નંદનાથ કેદારનાથ** દીક્ષિતનો અભિપ્રાયઃ—"લેખકની શૈલી આકર્ષક છે. ભાષા સાદી, સરલ તથા સંસ્કારી છે, અને કથાઓ એવી રીતે યોજી છે કે, વાચકને વાર્તા પૂરી થતાં સુધી પુસ્તક છોડવું ગમે નહીં++**જો ૧૩ વર્ષથી માંડીને વધારે મોટી વયના વિદ્યાર્થીઓના અભ્યાસક્રમમાં આવાં પુસ્તકો રાખવામાં આવે તો તેથી ખરેખર લાભ થશે** એમ હું માનું છું. કોષ વગેરે સામગ્રીથી બીજા વાચકોને અર્થ સરળ થશે."

**કર્પૂરમંજરી**—કવિ રાજશેખરકૃત શૃંગાર રસપ્રધાન સટકની નવલિકા. **કીંમત આઠ આના.**

# પ્રસ્તાવના.

હૃદયકેશચંદ્રનો—છેલ્લો ચોથો ભાગ ગુર્જર પ્રજા સમક્ષ મુકતાં આનંદ થાય છે. ગુર્જર પ્રજાએ જેમ પહેલા ત્રણ ભાગોને વધાવી લીધા છે તેમ જ એ આ ચોથા ભાગને પણ વધાવી લેશે એવી આશા છે. પ્રસ્તુત નવલકથા આ ચોથા ભાગમાં સમાપ્ત થાય છે. આજકાલ અનેક પ્રકારની નવલકથાઓ બહાર પડે છે, તેમાં જુદા જુદા રસોને પ્રાધાન્ય-પદ મળેલું નજરે આવે છે. જગત ભિન્ન ભિન્ન માર્ગે પ્રગતિ કરી રહેલું છે. કોઇ સામાજીક સુધારાને વિશેષ ગણે છે, તો કોઇ ધાર્મિક-તાને પ્રાધાન્યપદ આપે છે. કોઈ નવલકથાનું હાર્દ માત્ર શૃંગારમાં જ લાવીને મુકે છે. જનોની અભિરૂચી તરફ વહેવાને નવલકથાકાર પ્રયાસ કરે છે અને અર્વાચીન સમયની અભિરૂચિને અનુસરીને આજકાલ અનેક નવલકથાઓ લખાય છે.

નવલકથાનું હાર્દ શું હોવું જોઇએ? તેનું આદર્શ શું હોય? વાચક-વર્ગને કયે માર્ગે લઇ જવો કે જેથી એનું કલ્યાણ સધાય, આવા આવા અનેક પ્રશ્નો આજે ઉત્પન્ન થઈ રહ્યા છે, અને તેના યથાર્થ જવાબ આપવા એ પણ કંઇ સહેલું કાર્ય નથી. યુગે યુગે પ્રજાઓની ભાવનાઓ બદલાય છે. સત્ય, દ્વાપર અને ત્રેતા યુગનાં ધ્યેય આજે પ્રજાઓમાં રહ્યાં નથી. હાલમાં પ્રજાઓ વાણિજ્યને, દ્રવ્યને, મારા-તારાને, પ્રપંચને, અને જડવાદને સામ્રાજ્ય આપી રહી છે. આવી પ્રવૃત્તિઓ અને વિચારો ક્યાં જઇને અટકશે તે કંઇ કહી શકાતું નથી. મહાન્ વિચારકો અને જ્ઞાનીઓનો બોધ કંઇક છે, અને જગત્ કંઇક જુદે માર્ગે જ વહી રહેલું છે. એથી સર્વત્ર વિચિત્રતા, ભિન્નતા અને અનેકતા દૃષ્ટિએ આવે છે. જ્યાં આવી ભિન્નતા અને વિચિત્રતા હોય ત્યાં અધોગતિ ઉઘાડી જ છે.

એથી કરીને સર્વોત્કૃષ્ટ આદર્શવાળી નવલકથા પ્રજા સમક્ષ મુકાય તો તેથી અનેક લાભ થવાનો સંભવ છે. સત્ય, બ્રહ્મચર્ય, અહિંસા વગેરે પ્રજાના બળનાં પોષક છે. એ તત્ત્વોને ધારણ નહીં કરનારી પ્રજા વિનાશને પંથે છે. એવાં એવાં અનેક તત્ત્વોને પ્રજાના હૃદયમાં

સિંચનારી અને તેની આગળ શ્રેયસાધક ઉચ્ચ આદર્શને ધરનારી નવલકથા લખી વાંચકવર્ગને પોતાનું જીવન શ્રેયસ્કર માર્ગે વહેવરાવવાને લેખક પ્રેરે તો તેનો પ્રયાસ સર્વથા ઇષ્ટ છે. એવા હેતુથી જ આ નવલકથા લખાઇ છે. તેને વાંચી વાંચકવર્ગ તેમાં દર્શાવેલે માર્ગે જીવનને વહેવરાવશે તો લેખકનો પ્રયાસ સફળ થયો ગણાશે.

આજે ભારતવર્ષના જુદા જુદા નેતાઓનું લક્ષ જુદી જુદી બાબતો તરફ વહી રહ્યું છે. કોઈ સામાજીક સુધારાને પ્રાધાન્યપદ આપે છે તો કોઈ ધર્મને મુખ્ય ગણે છે. વળી કેટલાક વેપાર ઉદ્યોગને જ અતિ મહત્તા આપે છે. નેતાઓનો મોટો ભાગ તો માત્ર રાજકીય પ્રગતિને જ મુખ્ય ગણી રહ્યો છે. સ્વ. ન્યાયમૂર્તિ રાનડે કહેતા હતા તેમ પ્રજાનું હિત દરેક બાબતમાં સાથે સાથે જ પ્રગતિ પામે તો જ તેનો ઉદ્ધાર થાય. સામાજીકને ગ્રહી ધાર્મિક બાબતોને વેગળી રાખવામાં આવે અથવા એકલી ધાર્મિકને ગ્રહી રાજકીયને દૂર રાખવામાં આવે તો પ્રજાની પ્રગતિ અધૂરી જ રહે. સમાજ, ધર્મ, ઉદ્યોગ અને રાજ્ય પ્રજારૂપી ઇમારતનાં જુદાં જુદાં અંગો છે. એ સૌની સાથે સાથે જ પ્રગતિ થાય તો જ પ્રજારૂપી ઇમારત સંપૂર્ણપણે ચણાય અને તેમાં સંપૂર્ણ સંગીનતા અને નિત્યતા આવી રહે. ભારતવર્ષને આવા સર્વગ્રાહી આદર્શની જરૂર છે. સર્વ પ્રવૃત્તિમાં વહેનારૂં, સર્વ પ્રતિ સમાન ભાવ રાખનારૂં અને સર્વ માટે પ્રેમની લાગણી દર્શાવનારૂં એવું ઉચ્ચ આદર્શ પુરૂં પાડવાનો આ નવલકથાનો હેતુ છે. એ આદર્શના મનોરાજ્યની પૂર્ણાહુતિ આ ચોથા ભાગમાં થાય છે. નવલકથાનો નાયક સમાજ, ધર્મ, ઉદ્યોગ તથા રાજ્યને સરખાં જ મહત્ત્વનાં ગણે છે. એક વગર બીજાં ત્રણે નકામાં છે એમ તે માને છે. એથી કરીને ભારતવર્ષની સામાજીક, ધાર્મિક, ઔદ્યોગિક અને રાજકીય ઉન્નતિ સાથે સાથે જ સાધવાની તે ઉમેદ રાખે છે અને તેમ કરવાને તે અનેક પ્રયાસ આદરે છે. એ સાધતાં તેના મનોરાજ્યની ભાવનાઓ તે વાંચક સમક્ષ ધરે છે.

ઘણા પ્રાચીન કાળમાં હિંદના આર્ય લોકો ધર્મ, માનસશાસ્ત્ર, ઉદ્યોગ, હુન્નરકળામાં ઘણા આગળ વધેલા અને નિષ્ણાત હતા. તેમની પ્રવૃત્તિ સર્વગ્રાહી હતી. તેમની પ્રવૃત્તિઓમાં નિઃસ્વાર્થતા, દયા અને પ્રેમ રહેલાં હતાં. તેને લીધે આર્યાવર્ત ઉચ્ચ સ્થાને બિરાજતું હતું.

તેનો ધર્મ સર્વ ધર્મોમાં શ્રેષ્ઠ હતો. તેની કળા, લક્ષ્મી, વૈભવ સૌને આંજી નાંખે તેવાં હતાં. પ્રાચીન સમયનાં ગ્રીસ, રોમ, બેબીલન, વગેરેનાં મહારાજ્યો અસ્ત પામ્યાં, તેમનાં નામ નિશાન ભુસાઇ ગયાં, ત્યારે પણ હિંદુસ્તાન જીવતું હતું અને આજે પણ જીવતું જાગતું છે. પ્રાચીન સંસ્કૃતિવાન રાષ્ટ્રો લય પામી ગયાં પણ હિંદુસ્તાન હજી પણ એવું ને એવુંજ અસ્તિત્વ ધરાવે છે, તેનું કારણ એજ છે કે હિંદુસ્તાનનો આત્મા અમર છે. પ્રભુએ તેને કોઈ મહાન્ હેતુ પાર પાડવાને માટે જ સરજેલો છે. તે મહાન્ આત્મારૂપી મહાસાગર ઉપર હજારો મોજાં આવ્યાં ને ગયાં પણ તે તો હજી તેવો ને તેવો જ છે. અનેક રાષ્ટ્રોના નાશો વિનાશો જોતું હિંદુસ્તાન હજી પણ જીવંત કાયમ રહ્યું છે.

હિંદની એ કાયમતા અને અસ્તિત્વમાં પ્રભુનો કંઇક ગૂઢ હેતુ સમાયલો છે. પ્રભુ કંઈ કાર્ય હિંદ પાસે કરાવવા માગે છે. તે કાર્ય એ જ છે કે અખિલ વિશ્વને હિંદે પોતાની પ્રાચીન સંસ્કૃતિના સિદ્ધાંતો પુરા પાડવા. આજે આખું જગત એ સિદ્ધાંતોની રાહ જોઇને બેઠું છે. અખિલ વિશ્વની સંસ્કૃતિઓ હિંદની પ્રાચીન સંસ્કૃતિ વગર આજે અધુરી રહેલી છે. રોમન, ગ્રીક અને યાહુદી લોકોના વિચારો અને સિદ્ધાંતો પ્રમાણે કેળવાયલા યુરોપવાસીઓ પણ હજી પોતાનાં સાહિત્ય અને તત્વજ્ઞાનને અપૂર્ણ જ સમજે છે, અને પોતાનાં આંતર જીવનને વધારે સંપૂર્ણ, વિસ્તૃત, વિશ્વવ્યાપી અને ખરેખરી રીતે માનુષી બનાવી અનંત જીવનને પ્રાપ્ત કરવાને હિંદના તત્વજ્ઞાન તરફ જ દૃષ્ટિ કરી રહ્યા છે. પાશ્ચાત્ય સુધારામાં હિંદનું તત્ત્વજ્ઞાન ભળશે ત્યારે જ અખિલ વિશ્વને માટે અનંત પ્રભાતનો ઉદય થશે.

પ્રાચીન એટલું સારૂં એવું કહેવાનો લેખકનો આશય નથી. કુવા-માંના દેડકાની પેઠે બાપદાદાના કુવામાં ડુબી મરવાનો તે આગ્રહ કરતો નથી. પણ આજે ભારતવર્ષમાં પાશ્ચાત્યોનું જે અંધ મર્કટાનુ-કરણ થઈ રહ્યું છે તે ભારતવાસીઓને અત્યંત હાનિકારક છે, એ બાબત તરફ સૌનું લક્ષ દોરવાની તે રજા લે છે. તેને લીધે જ તે હિંદ-ની પ્રાચીન સંસ્કૃતિ, તત્વજ્ઞાન વગેરેનો અભ્યાસ કરી તેમાંથી ખરૂં તત્વ શોધી કહાડવાની તે સૌને વિનંતિ કરે છે. પ્રજાનો આત્મા ક્યાં છે, પ્રજારૂપી શરીરમાં કયું લોહી વહી રહ્યું છે, તે પ્રથમ જાણી તે માર્ગે પ્રજાની પ્રગતિ કરવાના ઉપાયો યોજવાનો તે આગ્રહ કરે છે.

કારણ કે પ્રજાને જ્યારે પોતાના ખરા જીવન–આત્મત્વનું ભાન થાય, ત્યારે જ તેનો ઉદય થાય: તે વગર સઘળા પ્રયાસો મિથ્યા છે.

પ્રત્યેક પ્રજા એટલે વિશિષ્ટ વ્યક્તિવાળો પિંડ. જાતિ એટલે જેનામાં પોતાપણું હોય તે. એ પોતાપણું શેમાં રહેલું છે? પ્રજાનો જાતીય આત્મા જે સત્યનું દર્શન કરી તેને પ્રગટાવવાને મથતો હોય તે સત્યમાં તેનું પોતાપણું રહેલું છે. એ પોતાપણામાં જ તેનાં સામર્થ્ય અને શક્તિ રહેલાં છે. ભારતવર્ષ આધ્યાત્મિકતાને જ પ્રગટાવવાને ઘણા કાળથી મથન કરી રહેલું છે. આધ્યાત્મિકતા જ એનું પોતાપણું, એનું જીવન છે. એજ એનું સ્વાભાવિક આત્મપ્રાગટ્ય છે. એ પ્રાગટ્યમાં જ એનો ઉદય છે, શ્રેય છે, કલ્યાણ છે. પાશ્ચાત્યોનું અનુકરણ એને લાભદાયી નથી. કારણ કે કોઈ બે પ્રજાઓનાં ધ્યેય એક જ હોઇ ન શકે. કોઈ બે પ્રજાઓ સરખી હોઈ જ ન શકે. એકનું ધ્યેય બીજાને નુકશાનકારક જ હોય. બે પ્રજાઓને એક જ સંદેશો માનવજાતિને આપવાનો હોય જ નહીં. પ્રત્યેક પ્રજા જુદી હોઈ, તેનો આત્મા જુદો હોઈ, તે અમુક સત્યને જ પોતાના જીવનમાં પ્રગટ કરે છે. પાશ્ચાત્યોનું જીવન આર્યોનું જીવન હોઈ ન શકે. ચીન તુર્કસ્તાન બની ન શકે, તુર્કસ્તાન જર્મની થઈ ન શકે. હિંદ ઇંગ્લાંડનું પ્રતિબિંબ થાય જ નહીં. પ્રત્યેક પ્રજાનું જીવન, કળા, વિજ્ઞાન, તત્ત્વજ્ઞાન જુદાં જ હોય.

પોતાના વ્યક્તિત્વમાં જ દરેક પ્રજાનો ઉદય છે, એ વ્યક્તિત્વના નાશમાં તેનો નાશ છે. પડ્યું પડ્યું પણ આખું હિંદ જાણે આજે સમસ્ત માનવજાતિની પુનર્ઘટનાનું પ્રતિબિંબ થઈ રહ્યું હોય એમ લાગે છે. હિંદ પરાધીન છે. નથી તેની લક્ષ્મીનું ઠેકાણું, નથી તેની કળાનું ઠેકાણું, નથી તેની કેળવણીનું ઠેકાણું; તોપણ આજે હિંદ અનેક મહાન્ પુરૂષોને ઉત્પન્ન કરી રહ્યું છે. એ મહાન્ પુરૂષોને ઉત્પન્ન કરનાર પાશ્ચાત્ય કેળવણી નથી. તેમને ઉત્પન્ન કરનાર તો ભારતવર્ષનો પરાપૂર્વથી ચાલતો આવતો અખંડ જ્યોતિર્મય આત્મા છે. તે આત્મા જ હજી હિંદને ટકાવી રહ્યો છે. હજી પણ તે તેને ટકાવશે, અને વિશ્વમાં તેને અદ્વિતીય સ્થાન પ્રાપ્ત કરાવશે. એ અખંડ જ્યોતિર્મય આત્મા જ એક વખતે દયાનંદ રૂપે પ્રગટયો. બીજી વખતે રામકૃષ્ણ પરમહંસરૂપે પ્રગટ થયો, ફરી તેનો તે જ વિવેકાનંદ, રાનડે, તિલક, લજપતરાય,

વગેરે રૂપે આવિર્ભાવને પામ્યો અને અત્યારે પણ તે મહાત્મા **ગાંધી** રૂપે **ભા**રતવર્ષમાં પ્રગટી રહ્યો છે. હજીયે પણ તે અનેક સ્વરૂપે પ્રગટ થશે, અનેક રૂપે વહેશે, **ભા**રતના પ્રશ્નોને ઉકેલશે, અને તેની મુક્તિનો માર્ગ બતાવશે.

આ ઉપરથી સિદ્ધ થાય છે કે **હિં**દના જાતીય આત્માને જાગ્રત કરવો એ જ **આર્યો**નું પ્રથમ કર્તવ્ય છે. એ આત્માનો વિનાશ કરનારી સર્વ પ્રવૃત્તિઓ **ભા**રતને માટે નકામી છે. આજકાલ જાગૃતિ એટલે યુરોપનું અનુકરણ કરવું એમ જ લેખાય છે. તેથી **હિં**દમાં કેટલી ભાંગફોડ થાય છે, કેટલો વિનાશ થાય છે, તે બારીક દૃષ્ટિએ જોનારને સહજ સમજાય છે. પાશ્ચાત્ય સુધારાના અનુયાયીઓ **હિં**દના જાતીય આત્માનો વિનાશ કરી **હિં**દનું શ્રેય સાધવા મથે છે, પણ તે પ્રયાસ ફોગટ છે. તેથી આપણે યુરોપની મહત્તાની ઇંદ્રિજાળમાં વધારે વધારે ફસાઇએ છીએ અને કંઈ સંગીન લાભને પ્રાપ્ત કરતા નથી. આપણે યુરોપનો ધમધમાટ, બાહ્ય ભપકો, ઝડપ વગેરેથી અંજાઇને મત્ત બની **હિં**દની આધ્યાત્મિકતાને હસી કહાડીએ છીએ; પણ આપણે સમજતા નથી કે પ્રજાનું ખરૂં બળ બીજાના અનુકરણમાં નથી, પણ તેના પોતાના જાતીય આત્માને પ્રગટાવવામાં જ રહેલું છે.

**ભા**રતવર્ષ ભૂલી ન જાય કે સાચી શક્તિ શાંત આત્મનિષ્ટ અને સંયમી જીવનમાંથી જ ઉદ્‌ભવે છે. શ્રીમત્ **શં**કરાચાર્ય કે **ગૌ**તમ **બુ**દ્ધની શાંત તપશ્ચર્યા અને મૌનભરી પ્રચંડ આત્મશક્તિએ જે જે સાધ્યું છે તે હજી પણ વિશ્વમાં અદ્વિતીય છે. તેમણે જગતને ઉન્નતગામી બનાવ્યું છે. તેમણે નવીન સર્જનયુગનાં બળો પ્રજાઓનાં હૃદયમાં રેડયાં છે. તેમની વિભૂતિઓ આજે પણ સંસ્કાર, વિદ્યા અને કળાનાં અવશિષ્ટ ચિન્હોમાં જણાઈ આવે છે. અનેક પ્રજાઓને તેમણે સંસ્કારબળે સાંધીને એકત્ર કરી મુકી છે. એ આત્મસ્થ શાંતિમાંથી ઉદ્‌ભવેલી પ્રચંડ શકિત જ જગતનું રૂપાંતર કરી શકે. શાંત અને એકાગ્રતાભરી તપસ્યા, મુક વિચાર અને આચરણ જ સમર્થ આધ્યાત્મિક શકિતને ઉત્પન્ન કરે છે અને તેથી જ પ્રજાઓનું સાચું કલ્યાણ સધાય છે.

જગત અનેક પ્રકારની પ્રગતિ કરી રહ્યું છે. તે પ્રગતિને નિહાળી તેમાં સારાસારનો વિચાર કરી **ભા**રતવર્ષે પોતાની પ્રગતિ કરવાની છે. અંધ અનુકરણ હાનિકારક છે. ઉપર કહ્યું છે તેમ **ભા**રતવર્ષની જીવનશકિત

તેની આધ્યાત્મિકતામાં જ રહેલી છે. તેનું સાચું બળ શાંત આત્મનિષ્ઠ વિચારણા અને તે ઉપરથી ઉદ્ભવતી કર્તવ્યનિષ્ઠામાં રહેલું છે. ભારતવર્ષ એવું જીવન જીવશે, આત્મનિષ્ઠ બની સત્પ્રવૃત્તિમાં જીવનને વહેવરાવશે, દયાનંદ, વિવેકાનંદ કે રામમોહનરાય જેવાં પવિત્ર અને નિવૃત્તિપ્રવૃત્તિમય જીવન ગાળવાને પ્રયાસ કરશે, અને નિવૃત્તિને બ્હાને માત્ર તમોગુણને ધારણ કરી ભૂતકાળના ગુણ ગાઈને પ્રમાદમાં પડી નહીં રહે, અથવા પ્રગતિને બ્હાને માત્ર પાશ્ચાત્યોનું અંધ અનુકરણ કરી જડવાદને નહીં અનુસરે, પણ પૂર્વ અને પાશ્ચિમમાં જે જે શ્રેષ્ઠ હોય તે બંનેનો સુયોગ સાધી પ્રગતિનો માર્ગ નક્કી કરશે, તો જ ભારતવર્ષનો ઉદય થશે; તેમાં જ તેનું શ્રેય સધાશે, અને કલ્યાણ ચિરસ્થાયી નીવડશે.

આવા અપ્રતિમ ઉચ્ચ આદર્શને હિંદની આગળ નવલકથા દ્વારા ધરવાનો લેખકનો પ્રયાસ છે. વાંચકવર્ગને આવા ઉચ્ચ આદર્શ તરફ પ્રેરવો એજ આ નવલકથા લખવામાં લેખકનો હેતુ છે. તેનો પ્રયાસ આ ચતુર્થ ભાગમાં પૂર્ણ થાય છે. વાંચકવર્ગ આવા ઉચ્ચ આદર્શને ગ્રહણ કરશે અને તે પ્રમાણે જીવનને વહેવરાવી ભારતવર્ષનો ઉદ્ધાર કરવાને તત્પર થશે તો લેખકનો પ્રયાસ સફળ થયો એમ લેખાશે.

**રામપ્રસાદ કાશીપ્રસાદ દેસાઈ.**

---

તા. ક.—આ નવલકથાનો પહેલો ભાગ ઈ. સ. ૧૯૨૨ માં પ્રસિદ્ધ થયો હતો, અને આ ચોથો ભાગ ૨૯ માં પ્રસિદ્ધ થાય છે, એટલે સાત વર્ષે આખી નવલકથા પુરી થઈ છે. ગુર્જર વિદ્વાનો—સાક્ષરો તરફથી મળેલા અભિપ્રાયો ઉપરથી આશા બાંધી શકાય છે કે ભવિષ્યમાં આ નવલકથા ગુજરાતી સાહિત્યમાં સારૂં સ્થાન ધરાવવા સાથે ગુજરાતીના પાઠ્યપુસ્તક (ટેકસ્ટબુક) થવા યોગ્ય લેખાશે.

—પ્રકાશક.

# અનુક્રમણિકા





# જ્ઞાનવર્ધક પુસ્તકમાળાનાં પુસ્તકો.

[ શરૂઆતથી તે ઇ. સન ૧૯૨૯ સુધીનાં. ]

**નવલકથા—ટુંકી વાતો—**

૪—૪ સંસ્કૃત સાહિત્યની કથાઓ, ભા. ૧ લો, ૨ જો.
૨—૦ હાસ્યમંદિર (સચિત્ર નવી આ.)
૨—૮ ચોખરેવાલી, ભાગ ૧–૨
૨—૦ ચંદા–રાજસ્થાનની વીર રમણી
૩—૦ સુંદરીઓનો શણગાર ભા,૧–૨
૩—૦ ગુલામી વહેપાર, ભા. ૧–૨
૨—૮ ચક્રવર્તી અશોક (ઐતિહાસિક)
૦—૮ નીલનેની
૨—૮ ધર્મપાળ (ઐતિહાસિક)
૧—૮ મહારાણા પ્રતાપસિંહ ( „ )
૨—૪ શારદાનું સ્વાર્પણ (સામાજીક)
૭—૦ કથામંજરી, ભા. ૧ થી ૩
૪—૦ હાસ્ય કથામંજરી, ભા. ૧–૨
૮—૦ હરીકેશચંદ્ર, ભા. ૧થી ૩ જુદા
૩—૮ „ ભા. ૪ થો.
૦–૧૨ સુભદ્રા (સચિત્ર)
૦—૮ પાપીનો પસ્તાવો (ટોલ્સટોય
૦–૧૦ ફુલમાળા [કૃત એક વાર્તા)
૦—૮ કર્પૂરમંજરી
૨—૦ અજમેરનો અજીતસિંહ

**જીવનચરિત્ર–સંવાદ—**

૦–૧૨ ના. ગોપાલ કૃષ્ણ ગોખલેનું જીવન
૨—૦ ટૉમ્સ એલવા એડીસન
૦–૧૦ સોક્રેટીસ અને તેના બે સંવાદ
૨—૮ સંવાદમાલા [ ઉત્તરાર્ધ.
૧—૮ પ્રો. ધોંડો કેશવ કર્વેનું આત્મવૃત્તાંત

**નીતિ–નિબંધ—**

૩—૦ તત્વચિંતન–ખંડ ૧–૨ સાથે
૦—૮ પશુમાંથી દેવ (જેમ્સ એલન)
૦—૮ સ્વર્ગની સામગ્રી „
૦—૮ વિજયધ્વજ „
૧—૮ સુખશાંતિ વિચારણા
૧—૮ જીવન–સુધારણાના સન્માર્ગ
૧—૪ કરકસર–પૈસાદાર કેમ થવાય ?
૧—૦ મેઝેનીના લેખો–માનવી કર્તવ્યો

**નાટક—**

૧—૮ સત્યભામા (સચિત્ર)
૧—૪ સ્વામી વિવેકાનંદ „
૦–૧૨ સીતા (શ્રી દ્વિજેન્દ્રલાલ રૉય)
૧—૪ મેવાડ–પતન ( „ સચિત્ર )
૦—૮ પ્રભાવતી (ઐતિહાસિક)
૦—૮ મુક્તધારા (મૂ. લે. ડો. ટાગોર)

**દેશ–રાજ્ય–શિક્ષણ—**

૨—૦ જર્મનની ઉન્નતિ શાથી થઇ ?
૧—૦ શિક્ષાનો આદર્શ (ટાગોર કૃત)
૩—૦ દેશ–દર્શન(ભારત દુર્દશાદર્શન)
૩—૦ મરાઠી રીયાસત, ભા. ૧–૨

**ધર્મ—**

૪—૮ સંક્ષિપ્ત મહાભારત (સચિત્ર)
૨—૦ સંક્ષિપ્ત રામાયણ (સચિત્ર)
૩—૮ હિંદુ ધર્મની પાઠમાળા
૧–૧૨ મુક્તિમાળા(જીવરાજ જીવન્મુક્તિ
૦—૮ બાલગીતા–પૂર્વાર્ધ [આખ્યાન.
૧—૮ ગીતાપરિચય
૫—૪ અનંત આખ્યાનમાળા ભા. ૧–૨

**રૂ. એક પ્રવેશ ફી**—ગ્રાહક થતાં એક જ વખત આપીને ગ્રાહક થયા પછી ચાલુ સાલનાં બધાં પુસ્તકો અર્ધી કીંમતે અપાય છે; ને ઉપલાં-માંથી જે માગે તે પોણી કીંમતે મળે છે. આ તેમજ બીજાં બધાં પુસ્તકો માટે લખોઃ—

**જીવનલાલ અમરશી મહેતા,**
**મેનેજર**– પીરમશારોડ, **અમદાવાદ.**

# હૃષીકેશચંદ્ર

## ભાગ ૪ થો.

### પ્રકરણ ૧ લું.

### મનોરાજ્યમાં મંથન.

કાશી—બનારસ પાસેના સ્ટેશનથી ગાડી ઉપડી. તે આગળ જવા લાગી. તેના ઉપડવાની સાથે હૃષીકેશચંદ્રની વિચારમાળા પાછી શરૂ થઇ. મનોરાજ્યમાં અનેક કલ્પનાઓ થવા લાગી. તેની માનસિક-સૃષ્ટિએ અનેક રચનાઓ રચવા માંડી. ભારતવર્ષના કલ્યાણની યોજનાઓ ઘડાવા લાગી. મનમાં કંઈ કંઇ ભાંજગઢો થવા લાગી. કંઇ કંઇ તરંગ ઉઠવા લાગ્યા. કાશી છોડયું પણ કાશી તેના મન-માંથી ખસ્યું નહીં. અનેક કલ્પનાઓમાં ન્હાતો અને તરબોળાતો હૃશીકેશચંદ્ર હિંદુઓના પવિત્ર ધામ કાશી ઉપર ફરી ફરી દૃષ્ટિ નાંખવા લાગ્યો.

કાશી છોડયું, પણ કાશીના જ વિચારો તેના મનમાં ઘોળાઇ રહ્યા. એ પવિત્ર નગરીની ઉંડી છાપ તેના હૃદય ઉપર પડી રહી હતી. તે મનમાં બોલ્યો: “ અહો ! કેટલાં વરસથી કાશી જવાનો વિચાર મેં કર્યો હતો ? ઘણા પ્રાચીન કાળથી તે હિંદુ ધર્મનું મોટું મથક બની રહ્યું છે. કાશી સાધુ સંન્યાસીઓની નગરી છે, પ્રાચીન વિદ્યાનું પીઠ છે, અને સાક્ષાત્ શંકરનું નિવાસસ્થાન છે. ”

કાશીનું આધ્યાત્મિક જીવન અને વૈરાગ્યનો પ્રભાવ હૃષીકેશ-ચંદ્રની માનસિક દૃષ્ટિમાં તરી આવ્યાં. પવિત્ર ગંગાનું પવિત્ર જળ, તેમાં ન્હાતા અસંખ્ય યાત્રાળુઓ, દેવાલયોની લાંબી હાર, સર્વત્ર પ્રસરી રહેલી પવિત્રતા, એ સર્વે તેની નજર આગળ ખડાં થવા લાગ્યાં.

આગગાડી ગંગા નદીથી ઘણે દૂર હતી, તોપણ ગંગાના કિનારા ઉપરનાં કાશીનાં ભવ્ય મકાનો અને દેવાલયો સૌની નજરે પડતાં હતાં. તેમની ભવ્યતામાં સનાતન હિંદુ ધર્મની મહત્તા અને પ્રાચીન સંસ્કૃતિનું ગૌરવ હૃષીકેશચંદ્ર નિહાળવા લાગ્યો. સાથે સાથે ભારતની અર્વાચીન અવનતિનો વિચાર તેના મનમાં આવ્યો. કંઇક ખેદ અને કંઇક આશ્ચર્યથી હૃષીકેશચંદ્ર મનમાં બોલ્યો: "હજારો વર્ષ વીતી ગયાં પણ પ્રાચીનકાળની મહત્તાનાં ચિન્હ હજી આ નગરીમાંથી ભુસાઈ ગયાં નથી, તો એકવાર શ્રેષ્ઠતાએ પહોંચેલું હિંદુસ્તાન આજે અવદશા કેમ ભોગવતું હશે!"

વળી વિચાર કરતાં હૃષીકેશચંદ્રને લાગ્યું: "આ જગતમાં ઉદય અને અસ્ત સર્વને માથે છે જ. જે ચ્હડયું તે પડવાનું જ. રોમ અને ગ્રીસની મહત્તા પણ માત્ર ઇતિહાસનાં પાનાંમાં જ રહી છે ને! ભારતની આ પડતીમાં ઈશ્વરનો કંઇક ગૂઢ સંકેત હશે!"

એ વિચારથી સ્વદેશપ્રેમીના હૃદયને કંઇક આશ્વાસન મળ્યું. પણ ભારતવર્ષની નિર્ધનતાના વિચારથી તેનું હૃદય ચિરાયું અને આંખમાંથી અશ્રુની ધારા ચાલી રહી.

એટલામાં મોગલસરાઇ સ્ટેશન આવ્યું. ગાડી બદલવાને હૃષીકેશચંદ્રને ત્યાં ઉતરવું પડ્યું. પ્લેટફોર્મ ઉપર તે દશેક મિનિટ થોભ્યો. એટલામાં રાણા પ્રતાપસિંહનો તાર તેને મળ્યો. તેના મનમાં પાછી અનેક ભાંજગડો થવા લાગી. અનેક વિચારો તેના મગજને હલાવવા લાગ્યા. એક અજ્ઞાત પરિવ્રાજક તરીકે ભારતવર્ષમાં પર્યટણ કરી લોકોની સ્થિતિનું યથાર્થ નિરીક્ષણ કરવું એવો એનો હવે વિચાર હતો. એક બાજુએ પિતાની વૃદ્ધાવસ્થા, બીજી બાજુએ રાણા પ્રતાપસિંહનું તેડું, ત્રીજી બાજુએ ભારતવર્ષનું યથાર્થ નિરીક્ષણ કરી લોકોનું દુઃખ ટાળવાની તીવ્રેચ્છા, એમ અનેક બાબતોની વચમાં તેનું મન અથડાવા લાગ્યું. એ સૌની વચમાં પ્રિયંવદાની શાંત અને પ્રોત્સાહન આપનારી મૂર્તિ વારંવાર તરી આવવા લાગી અને મૃણાલિનિનું નિર્દોષ ચલનવલન તેની માનસિક દષ્ટિ આગળ ખડું થઇ રહ્યું. હૃષીકેશચંદ્ર સ્તબ્ધ બનીને ક્ષણવાર ઉભો રહ્યો. શું કરવું તે એને સુઝયું નહીં. પણ આખરે દેશાટનની તીવ્રેચ્છાએ એના મન ઉપર સામ્રાજ્ય ચલાવ્યું.

હૃષીકેશચંદ્ર થોડીવાર મોગલસરાઇના સ્ટેશન ઉપર બેઠો. તેની પાસે એક નાની પોટલી હતી. તેમાં કેટલાક કાગળ અને કેટલાંક પુસ્તક હતાં. નવરો પડવાથી તે પોટલી છોડીને પુસ્તક કહાડવા લાગ્યો. તેમ કરતાં એક કાગળ તેના હાથમાં આવ્યો. તે કાગળ દીનબંધુનો હતો. કાશીમાં તે કાગળ આવ્યો હતો, પણ હૃષીકેશચંદ્રને નવરાશ નહીં હોવાથી જેવો તેવો વાંચીને ફુરસદ મળશે ત્યારે બરાબર વાંચીશું એમ કરીને તેને પોટલીમાં બાંધી મુકયો હતો. એ કાગળને તેણે બહાર કહાડયો અને તે ફરી વાંચવા લાગ્યો. કેટલીક લીંટીઓ વાંચ્યા પછી નીચેની લીંટીઓ તેની નજરે પડી. તે લીંટીઓને તે ફરી ફરીને વાંચવા લાગ્યો. તે નીચે પ્રમાણે હતીઃ–

"જહાનમમાં ગયું આ આપણું જીવન! જહાનમમાં ગયો આ ઘરસંસાર! રોજ આ સ્ત્રીઓ જોડે માથું ફોડવું! ભોગ લાગ્યા કે પરણ્યા! ભાઈ! પરણ્યા અને પસ્તાયા બધુંએ થયું! હવે તો જંગલમાં જઇને રહીએ એમ થાય છે! ત્યાંએ પણ જો કોઇ સુખેથી બેશી રહેવા દે તો આપણું નશીબ! સાપે છછુંદર ગળ્યા જેવું થયું છે, ન ગળાય કે ન છોડાય! આ બાયડીઓને તે હવે શું કરીયે? કહી કહીને જીભનો કુચો વળે, પણ એ એકની બે થાય જ નહીં. હું તો હવે ઘરથી કંટાળ્યો છું. મારે તો રોજ તકરારો જ સાંભળવી. ઘરમાં નહીં ખાધાના કે નહીં પીધાના. હવે તો ઘર છોડીને થોડાક દિવસ બહારગામ રહેવું ધારૂં છું, કે જેથી કંઇક વિશ્રાંતિ મળે!"

વાંચતે વાંચતે હૃષીકેશચંદ્રના મનમાં અનેક ઉથલપાથલો થવા માંડી. હિંદુ સંસારની વિચિત્ર રૂઢિઓ તેની નજર આગળ તરવરવા લાગી. અને તે બંધનકારક રૂઢીઓને ટાળવાના ઉપાય તેની માનસિક દૃષ્ટિમાં ખડા થવા લાગ્યા. હિંદુસંસારના સડાનું બીજ બાળલગ્ન અને વિષયાંધતા છે એમ તેના મનમાં નક્કી થયું. તેનું મસ્તક ચગડોળે ચ્હડયું; ચિત્ત ભમ્યું; અને હિંદુ સંસાર તરફ કંઇક તિરસ્કાર લાવીને હૃષીકેશચંદ્ર મનમાં બોલ્યો:

"ઓ હિંદુઓ! બાળલગ્ન કરીને તમે મોટું પાપ માથે વ્હોરો છો. કન્યા પાકી ઉમ્મરની હોતી નથી; તેને બીલકુલ કેળવણી મળેલી હોતી નથી; એવી કન્યા સાથે તમે લગ્ન કરો છો અને તે પ્રજા ઉત્પન્ન કરવાને કે તેને ઉછેરવાને જરા પણ લાયક હોતી નથી છતાં

પણ તમે તેને સંસારમાં ઘસડો છો! હિંદુ પ્રજાને માથે આ મોટું પાતક છે. ઓ હિંદુઓ! જ્યાં સુધી તમે શુદ્ધ બ્રહ્મચર્ય પાળી, વિદ્યા મેળવી, સ્ત્રીઓને પણ બ્રહ્મચારિણી અને વીર વિદુષીઓ નહીં બનાવો ત્યાં સુધી તમારો ઉદય નથી, કલ્યાણ નથી, કે મોક્ષ નથી!"

હૃષીકેશચંદ્રે કાગળ પુરેપુરો વાંચ્યો. દીનબંધુ ઉપર તેને કંઇક દયા આવી. મિત્ર તરફ સ્નેહાળ દૃષ્ટિથી તે જોઇ રહ્યો અને મનમાં બોલ્યોઃ "એ બિચારો શું કરે! એમાં એનો વાંક નથી. ન્હાનપણથી એને પરણાવી દીધો અને એનો ભવ બગાડયો." એમ બોલીને એણે મન વાળ્યું.

બીજી આડી તીઠી વાતો કાગળમાં લખી હતી તે પણ હૃષીકેશચંદ્રે વાંચી. છેવટે દીનબંધુએ પંદર વીસ દિવસ બહારગામ જવાનો ઇરાદો દર્શાવ્યો હતો તેથી હૃષીકેશચંદ્રે તેને રૂષિકેશ આવવાનો કાગળ લખ્યો અને આગગાડી આવી એટલે તેમાં બેશીને તે રૂષિકેશ જવાને નીકળ્યો, અને એક બે દિવસે ત્યાં પહોંચ્યો.

રૂષિકેશમાં હિંદુઓની ઘણી પવિત્ર દંતકથાઓ પ્રચલિત છે. એમ કહેવાય છે કે વ્યાસ મુનિએ પોતાનો આશ્રમ રૂષિકેશમાં સ્થાપ્યો હતો અને ત્યાં ચાર વેદોને બરાબર ગોઠવ્યા હતા. રૂષિકેશ પવિત્ર ગંગા નદીના કિનારા ઉપર આવેલું છે. તે હિમાલયની તળેટીમાં છે. અનેક વૃક્ષોથી તે આચ્છાદિત છે. હજારો સાધુઓ અને સંન્યાસીઓ અહીં આવે છે અને શાસ્ત્રાધ્યયન કે યોગસાધનામાં પોતાનો કાળ વ્યતીત કરે છે. હૃષીકેશચંદ્રને અહીં ઘણા વિદ્વાન સંન્યાસીઓનો સમાગમ થયો. તેમાં કેટલાક ઇંગ્રેજી ભણેલાને વિશ્વવિદ્યાલયોના ગ્રૅજ્યુએટો પણ હતા. કેટલાક બારીસ્ટરનો ધંધો કરી પરવારી સંન્યાસ ગ્રહીને પ્રભુ ભજનમાં કાળ વ્યતીત કરતા જણાતા હતા. કેટલાક યતિઓ સખત સાધનાઓ અહીં સાધતા હતા. હૃષીકેશચંદ્રને અહીં ઘણા મહાપુરૂષોનો સમાગમ થયો. ભકતો, જ્ઞાનીઓ, યોગીઓ, સર્વે તેની નજરે પડવા લાગ્યા. રૂષિકેશ અને હરદ્વાર પ્રાચીન વિદ્યાનાં વિશ્વવિદ્યાલયો હોય તેવો એને ભાસ થયો. એ વિશ્વવિદ્યાલયો ઉપર દૃષ્ટિ નાંખતો નાંખતો હૃષીકેશચંદ્ર વિચારપરંપરામાં ડુબી ગયો. હિંદુઓના

આચારવિચાર, ભાવનાઓ, આશયો, જીવનના હેતુઓ, સર્વે તેની માનસિક દૃષ્ટિમાં તરવરવા લાગ્યાં. હૃષીકેશચંદ્ર એકદમ ઉભો થયો અને પાસે આવેલી હિમાલયની વિશાળ ટેકરીઓ ઉપર જઇને બેઠો. અખિલ ભારતવર્ષ ઉપર તે પોતાની દૃષ્ટિ નાંખવા લાગ્યો. તેની આંખો દૂર સુધી તાકીને જોવા લાગી. ભારતવર્ષના ખુણે ખુણામાં જાણે કે તે દૃષ્ટિ નાંખતો હોય તેમ તે સૂક્ષ્મપણે અવલોકન કરવા લાગ્યો. માતૃભૂમિના ઉદ્ધારના પ્રશ્નોને તે અહીં એક પછી એક ઉકેલવા લાગ્યો. અસંખ્ય વિચારો તેના મનને વલોવવા લાગ્યા. વિવિધ લાગણીઓ તેના હૃદયમાં ઉત્પન્ન થવા લાગી. કવચિત્ આશા અને કવચિત્ નિરાશા તે અનુભવવા લાગ્યો. હિંદની આધુનિક સ્થિતિ જોઇને તેની આંખોમાં અશ્રુ આવ્યાં; પણ સાથે સાથે પ્રાચીન કાળની મહત્તા, ગૌરવ, આધ્યાત્મિકતા, સાધુઓ અને સંતો તેની દૃષ્ટિ આગળ ખડાં થવા લાગ્યાં; અને એ પ્રાચીન આધ્યાત્મિકતામાં ભારતવર્ષનો ઉદય ને નિહાળવા લાગ્યો. સૂક્ષ્મ દૃષ્ટિએ અવલોકતાં તેને લાગ્યું કે હજી પણ આર્યાવર્તની રજેરજ પવિત્રતાથી ભરેલી છે અને સનાતન હિંદુ ધર્મની ભવ્યતા હજી પણ ભુસાઇ નથી.

હૃષીકેશચંદ્રનું મન કંઇક શાંત થયું. તેના હૃદયમાં કંઇક આશા પડી. તે ઉલ્લાસમાં આવ્યો અને ધીમે ધીમે ટેકરીઓ ઉપરથી નીચે ઉતરીને પવિત્ર ગંગાના કિનારા ઉપર આવીને ઉભો રહ્યો. એટલામાં એને ખોળતો ખોળતો દીનબંધુ ત્યાં આવ્યો, મળ્યો, અને બોલ્યો:

"ભાઇ, તમે તો ખરા, કંઇ કાગળપત્તર કશુંએ જ નહીં!"

"ભાઇ, હાલનો વખત મારા મનમાં ભારે ચિંતાનો છે. કામનું દબાણ એટલું બધું છે કે માણસ જાણે ગાંડો બની જાય."

"તમારે વળી કામ શું? ભાઇ પરણ્યા નથી કે પસ્તાયા પણ નથી!"

"મારે મારી જાતનું કામ તો કંઇ છે જ નહીં, પણ પરમાર્થને માટે હવે આ જીવ તલપી રહ્યો છે."

"કાજી કયું દુબલે તો કહે સારે શહેરકી ફીકર!"

"દીનબંધુ, તું હજી એવો ને એવો જ રહ્યો. તમે છાણના કીડા છાણમાં જ મરવાના."

"અને તમે સ્વર્ગે જશો તે અમે જોઇશું!"

"ભાઇ, જો તું આવા કાયરતાના બોલ બોલીશ તો મારી ચિંતામાં વધારો કરીશ, અને જો તું ઉત્તેજક અને સહાનુભૂતિનાં વચનો ઉચ્ચારીશ તો તેથી મને બળ મળશે."

"હું તો ધારૂં છું કે તમારે હવે એક 'Philosophic vagabond' ની માફક અહીં તહીં ફરવું છે. કમાવું ધમાવું નથી, અને સંસાર માંડવો નથી."

"ભાઇ, આ દેશના લોકોની મનોવૃત્તિ, મહત્ત્વાકાઙ્ક્ષા, અને કાર્યક્ષેત્ર મારા કરતાં તદ્દન જુદી જાતનાં છે. અસાધારણ વિચારો, વિલક્ષણ યત્નો, અને અલૌકિક મહત્ત્વાકાઙ્ક્ષાઓને સાધારણ મનુષ્યો શું કહે છે તે તું જાણતો હઇશ!"

"આવી વૃત્તિઓને ગાંડપણ કહેવામાં આવે છે."

"માટે જ તું મને 'Philosophic vagabond' ની ઉપમા આપે છે. સ્વાર્થી મનુષ્યો ભલે તેને ગાંડપણ કહે. પણ એવા ગાંડા માણસો જ્યારે ફતેહમંદ થાય છે ત્યારે તે ગાંડા કહેવાવાને બદલે મહાત્મા કહેવાય છે."

"પણ આવા મહાન્ યત્નોમાં કેટલા ફતેહમંદ થાય છે?"

"હજારમાં એકાદ જ!"

"ત્યારે એવી અશકય બાબતોમાં શા માટે પ્રવૃત્ત થવું?"

"એવી કાયરતાના બોલ બોલીશ નહીં. શ્રીકૃષ્ણે ગીતામાં ઉપદેશ આપ્યો છે કે,–

**कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ।**
**मा कर्मफलहेतुर्भुः मा ते संगोऽस्त्व कर्मणि ॥"**

આમ બંને જણા વાતો કરતા હતા એટલામાં એક ગાંડા જેવો સાધુ તેમના તરફ આવતો જણાયો. તે આગળ ચાલતો હતો અને તેની પાછળ કેટલાક છોકરાઓ તેને પથ્થર મારતા ચાલતા હતા. પણ તે સાધુ હસ્યા જ કરતો હતો. તેના મોંમાંથી અને ગરદનમાંથી જરા જરા લોહી નીકળતું હતું. હૃષીકેશચંદ્ર તેની પાસે ગયો. તેનો હાથ ઝાલીને તેણે તેને ઉભો રાખ્યો. પેલો સાધુ હજી પણ હસ્યા જ કરતો હતો. હૃષીકેશચંદ્રે તેના ઘા ધોઇ નાંખ્યા અને રૂથી ચેપ્યા. પેલો સાધુ તો હસ્યા જ કરે.

હૃષીકેશચંદ્ર એ સાધુ તરફ આંગળી કરીને બોલ્યો: " દીન-બંધુ, જગતને મન આવા સાધુઓ ગાંડા લાગે છે, પણ પ્રભુના તે ખરેખરા ભક્તો છે. તેમને પોતાની ઇચ્છા જેવું કંઇ હોવું નથી. જ્યાં ઈશ્વર તેમને દોરી જાય છે ત્યાં તે જાય છે. "

એટલું બોલીને હૃષીકેશચંદ્ર ચુપ થઇ ગયો. તેનું મન કંઇ વિચાર કરવામાં ગુંથાઇ ગયું હતું. થોડી વારે તે બોલ્યો: " એક ભક્ત જેમ ઈશ્વરપ્રેરણાથી દોરાય છે તેમ હું જનકલ્યાણની ભાવના-ઓથી દોરાઉં તો કેવું સારું ! આજથી હું મારી જાતને ઈશ્વર અને જનસેવાને અર્પણ કરું છું. હવે જ્યાં જ્યાં ઇશ્વર મને દોરશે ત્યાં ત્યાં પુતળાની માફક હું દોરાઇશ અને જે જે કાર્ય કરવાની મને એ પ્રેરણા કરશે તે તે સર્વ હું એક પુતળાની માફક કરીશ. આ બધું કહેવાનો ભાવાર્થ સમજતાં જગતને અઘરું પડશે; પણ એ સર્વ જગતને જાણવાની જરૂર છે, નહીં તો મારી રીતભાત જગત-ને ગાંડા જેવી લાગશે. "

" પણ તમે હવે ઘેર પાછા ક્યારે આવશો ? "

" મેં કાર્યો કરવાં ધાર્યાં છે તે સમાપ્ત થશે ત્યારે. મારા મગજમાં ત્રણ વિલક્ષણ વિચારો ભરાયા છે. એક તો મારી દઢ માન્યતા છે કે જે સદ્‌ગુણો, ઉચ્ચ બુદ્ધિ, સારી કેળવણી, વિદ્યા, અને ધન પરમેશ્વરે આપ્યાં છે તે સૌ પ્રભુનાં છે. કુટુંબના નિર્વાહને માટે જેટલું જરૂરનું છે તેટલું રાખી બાકીના સર્વનો વ્યય પરમેશ્વર-પ્રીત્યર્થે જ કરવો જોઇએ. મારો બીજો વિચાર એ છે કે મારે પર-મેશ્વરનો સાક્ષાત્કાર કરવો. હાલનો દાંભિક ધર્મ મારો નથી, મારો ધર્મ એથી જુદો છે. ત્રીજો વિચાર એ છે કે જ્યારે બીજા બધા મનુષ્યો આપણા પવિત્ર ભારતવર્ષને ઝાડી, જંગલ, ક્ષેત્ર, નદી, ટેકરી-ઓ, અને પર્વતોવાળી એક જડ ભૂમિ આલેખે છે, ત્યારે હું મારા દેશને બોલતી ચાલતી માતા ગણું છું. તેને હું ચાહું છું, તેને હું પૂજું છું, તેના સુખે સુખી છું, અને તેના દુઃખે દુઃખી છું. ભારતભૂમિ દુઃખમાં ટળવળશે અને શું તેના પુત્રો મિષ્ટાન્ન ઉડાવ્યા કરશે ? શું તે પોતાની માતાની વ્હારે નહીં ધાય ? "

હૃષીકેશચંદ્ર બોલતો બંધ થયો. તેનું હૃદય લાગણીઓથી ભરાઇ ગયું. તેના મુખ ઉપર કંઇક ગ્લાનિ છવાઇ રહી. પણ દીનબંધુ

પવિત્ર ગંગાનું ખળખળ વહી જતું પાણી નિહાળતો હોવાથી તેને જોઇ શકયો નહીં. એટલામાં પાછો હૃષીકેશચંદ્ર બોલી ઉઠયોઃ "ચાલ ભાઇ, હવે મુકામ ઉપર જઇએ."

બંને વાતો કરતા કરતા મુકામ ઉપર ગયા. થોડીક વાર બેઠા પછી હૃષીકેશચંદ્રે પાછી વાત ઉપાડીઃ "કેમ ભાઇ, બીજી શી નવાજુની છે? ભાઇ, સારો તો છે ને?"

"સારા તો છીએસ્તો! શું થવાનું છે!"

"આમ કંટાળીને કેમ બોલે છે?"

"ઘરથી કંટાળીને તો અહીં આવ્યો છું, પછી પુછે છે શું?"

"કેમ, ઘરમાં શું થયું? ભાગીરથી ભાભીની તબીયત તો સારી છે ને?"

"સારી ન હોય તો અહીં આવું શી રીતે? વાઘ જેવા છે! એને શું થવાનું છે? થાય બધું અમને!"

"દીનબંધુ, તું સંસારથી બહુ કંટાળ્યો હઉં એમ લાગે છે.'

"બળ્યો હિંદુભાઇનો સંસાર!"

"શું થયું તે તો કહે!"

"કહેવા બેસું તો દિવસના દિવસ વહી જાય."

"પણ કહ્યા વગર હું જાણું શું?"

"ઠીક ત્યારે કહીશ."

થોડીવાર રહીને દીનબંધુ બોલ્યોઃ

"ભાઇ, તમે દેશસેવાની વાતો કરો છો અને વારે ઘડીએ મને દેશસેવા કરવાનું લખો છો; પણ જ્યાં સુધી આપણો ઘર સંસાર સુધરે નહીં ત્યાં સુધી દેશસેવા મન મુકીને થાય જ નહીં."

આમ કહેતે કહેતે દીનબંધુના મુખ ઉપર વ્યથાનાં ચિન્હ ખાવા લાગ્યાં. હૃષીકેશચંદ્રે તે જોયાં અને તેણે કહ્યુંઃ "તું ઘણો જ કંટાળી ગયો હઉં એમ લાગે છે!"

"ભાઇ, હું શું કરૂં! જેને ઘરનું સુખ નહીં તેનો તે સંસાર છે?"

"પડયું પાનું નભાવી લેવું એ જ એનો હવે ઉપાય છે."

"કયાં સુધી નભાવી લઉં?"

"ભાઇ, સંસાર એક શાળા છે. તેમાં મનુષ્યની કસોટિ થાય છે. જે સંસારમાં ફાવ્યો તે જ ફાવ્યો કહેવાય."

"ભાઇ, તમારે મારા જેવું હોય તો આવો બોધ કરવાનું ભૂલી જાવ."

"એમાં બોધ શેનો! પ્રભુએ જે માથે નાંખ્યું તેમાં સંતોષ માનવો અને તેમાંથી સુખ મેળવવાનો પ્રયાસ કરવો એ જ સંસારમાં સુખી થવાનો માર્ગ છે."

"તમને મારી હકીકત કહું તો તમે જાણો કે આ તે શી રીતે નભાવી લેવાય."

"કહે, તને શું શું વીત્યું છે?"

દીનબંધુએ પોતાની વાત કહેવા માંડી: "ભાઈ, તે દિવસે હું તમારી પાસેથી ગયો ત્યાર પછી મને ચાળીસ રૂપિઆની એક નોકરી મળી. મારે રોજ સાડાદસ વાગ્યે ઓફીસમાં જવાનું હતું. એક દિવસ સાહેબે મને સવારમાં કંઇ કામ સારૂ બોલાવ્યો. હું ગયો. એટલે જાણો છો સ્તો! ઘેર સઘળું અંધારૂંભીંત!"

"હાં, પણ શું થયું તે તો કહે."

"હું ગયો એટલે હવે મારે સાડાદસ વાગ્યે ઓફીસમાં જવાનું નથી એમ ધારી તમારાં ભાભી તો કીકાને લઇને તડકે ટાઢ ઉરાડવા બેઠાં. હું તો દસેક વાગ્યા એટલે ઘેર આવ્યો ને કહ્યું;

'તું રસોઈ કરીને બેશી રહી હઈશ! મારે જરા વાર થઇ ગઈ. હશે, હવે ન્હાઇને જમી લઉં છું.'

'મેં તો જાણ્યું કે તમે આજે બપોરે ઑફીસમાં જવાના નહીં હો! નહીં તો અત્યારમાં ઑફીસમાં શેના જાવ!' તમારાં ભાભીએ જવાબ આપ્યો."

એ સાંભળીને હૃષીકેશચંદ્રને હસવું આવ્યું. વળી સાથે સાથે એના મનમાં ખેદ પણ થયો. દીનબંધુએ આગળ કહેવા માંડ્યુંઃ

"મેં પુછ્યું, પણ દાળભાત ઓરી છે કે નહીં?"

"હા, દાળ તો ઓરી છે, અને થઇ ગઇ હશે! હવે ન્હાઇને રસોઇ કરી નાંખું છું."

"ચાલ, ત્યારે હું ન્હાઇને સંધ્યાના બે છાંટા નાંખી લઉં!"

"પણ ઉનું પાણી કોણે કર્યું છે ?"

હૃષીકેશચંદ્ર ચમક્યો. દીનબંધુ જરા આવેશમાં આવી ગયો, પણ હૃષીકેશચંદ્રે તેને સમજાવીને ઠંડો પાડ્યો. દીનબંધુ પાછો બોલ્યો:

"ભાઇ, તે દિવસે મારે ઠંડે પાણીએ ન્હાવું પડ્યું. થોડીવાર બેશીને સંધ્યાના ચાર પાંચ છાંટા નાંખ્યા પણ સંધ્યામાંયે મારો જીવ ચોંટે નહીં. સાડાદસ વાગ્યે આફીસમાં જવું. અમારા સાહેબ કડક હતા. તે ઘણા નિયમિત હતા અને સૌને નિયમિત રાખતા. નોકરી આપણા રોટલાનું સાધન, એટલે તે બરાબર ન કરીએ તો ખાઇએ શું ? અને આ ગમાર બૈરાં એટલું સમજે નહીં. ભાઇ, હવે કરવું શું !"

હૃષીકેશચંદ્ર સાંભળી રહ્યો. શો જવાબ આપવો તે એને સુઝ્યું નહીં. દીનબંધુના દુ:ખથી તે દુ:ખી થયો. સાથે સાથે એને આખા ભારતવર્ષનો વિચાર આવ્યો. આવી દુ:ખદ સ્થિતિનું કારણ શું હશે તે હૃષીકેશચંદ્ર ખોળવા લાગ્યો, અને બોલ્યો

"દીનબંધુ, ગમે તેમ હો પણ હું તો આમાં તમારો પુરૂષોનો જ વાંક કહાડું છું. બિચારી કન્યાઓને નાનપણથી પરણાવી દ્યો અને પછી તેમની પાસેથી મોટી મોટી આશાઓ રાખો તે શી રીતે બને ! ભાઇ, ખરૂં પુછો તો આપણી સ્ત્રીઓને જોઇને મારૂં હૃદય અત્યંત દુ:ખાય છે. ક્યાં છે એમને સ્વતંત્રતા ! ક્યાં છે એમને કેળવણી ! ક્યાં છે એમને ફરવા હરવાનાં, એકાંતમાં બેસવાનાં, વિહાર કરવાનાં, કે અભ્યાસ કરવાનાં ઉત્તમ અને પવિત્ર સ્થાનો ! પુરૂષો ફરે હરે, વિદ્યાવિનોદ કરે, અને બિચારી સ્ત્રીઓ ચુલો ફુંકે, કે પુંજો વાળે ! એમાં જ એમનું જીવન સમાપ્ત થાય ! એમને વનમાં વિચરનારી શકુંતલાની માફક સ્વતંત્રતા ભોગવવા દ્યો, અને ગાર્ગી, મૈત્રેયી તથા કાત્યાયનીની પેઠે અભ્યાસ કરવા દ્યો. શું એ બિચારીઓ અજ્ઞાનમાં જ ગોથાં ખાધા કરશે !"

દીનબંધુનો મિજાજ કંઇક ગયો અને તે બોલી ઉઠ્યો:—"Quite unpractical ! વેદીયાં ઢોર ! શું, સ્ત્રીઓ નહીં રાંધે તો શું અમે હાથે રાંધીશું ? રસોઇઓ રાખવાના પૈસા ક્યાંથી લાવીએ ?"

હૃષીકેશચંદ્રે કહ્યું: "ભાઇ, અધીરો થઈશ નહીં. પુરું સાંભળ. રસોઇ તો સ્ત્રીઓ જ કરે, પણ તેમને નવરાશના વખતમાં ભણુવા, લખવા, કે શિવવા કે ગુંથવાની સવડો તમે પુરૂષોએ શી કરી છે તે કહે. તેમને સુધારવાના માર્ગો તમે શા શા યોજ્યા છે? તેમને સુધરવાનો તમે જરાયે અવકાશ આપ્યો છે?"

દીનબંધુ સાંભળી રહ્યો. તેનું મન ગુંચવાઈ ગયું. શો જવાબ આપવો તે એને સુઝયું નહીં. આખરે તે બોલ્યો: "ભાઇ, બધુંએ ખરૂં, પણ અક્કલ ન હોય તે શી રીતે અણાય! મારા જેવા તો ઘણાએ દુ:ખી હશે અને મુંગો માર વેઠતા હશે! સ્ત્રીઓને સુધારવાના પ્રયાસ તો શું કરીએ? આગળ સાંભળો તો ખરા."

દીનબંધુ આગળ કહેવા લાગ્યો: "હું પછી પાટલો લઇને જમવાને સામો જઇને બેઠો. તમારાં ભાભી બોલ્યાં: 'તમારે વ્હેલા જમવું હોય તો ઘેર વ્હેલા આવવું. આજ તો વળી પાઠ બાઠ પણ કરવાનો વેગળો મુકી દીધો છે. રોજ તો પાઠે કરતા અને આજે તો વળી તેયે નેવે મુકયો. મુઓ રાંડનો સાહેબ, એ વિલાયતી, એને કંઈ ન્હાવું ધોવું છે! એ તો વ્હેલો આવેસ્તો!'

"મેં કહ્યું: 'સાહેબ લોકોની મડમો કેવી હોંશીયાર હોય છે. તે વ્હેલી ઉઠે છે અને બધું કામ નિયમિતપણે કરે છે."

'ત્યારે એક મડમડીને પરણી લાવો. એ બધું કરશે, મારાથી તો થતું નથી. હું તે શું કરૂં! ઓફીસમાં તે તમે એકલા જ જતા હશો કે શું? કોઇ દિવસ મોડુંએ થાય!'

'મારે તો રોજ મોડું થાય છે, અને રોજ મારે સાહેબ પાસે નીચું જોવું પડે છે.'

'લ્યો, ત્યારે હમણાં પીરસું છું. આ ફકત શાક બાકી છે, અને દાળમાં વઘાર કરૂં એટલી વાર.'

"એટલું કહીને તમારાં ભાભીએ લાકડાંને ભડભડ લગાડવાને ચુલામાં પુષ્કળ ઘાસતેલ રેડયું અને તેની ધુમાડીથી એનું મોં જરા માના કાળકા જેવું થઈ રહ્યું. ઝટ લઇને એણે ચુલા ઉપર દાળ મુકી દીધી. મને જમવાને બેસાડયો. દાળભાત ખાઇને જઇશ એવો વિચાર કરીને હું બેઠો, પણ દાળમાં કંઈ ઠેકાણું મળે નહીં અને ભાત અડધો કાચો. ભાઈ, એ સવારે આઠ વાગ્યે ઉઠે, નવ વાગ્યે

ચાહ પીએ, અને પછી રસોઇનું કામ શરૂ થાય! હું ઓફીસમાં વખતસર શી રીતે જઇ શકું? તે દિવસે તો હું અડધો ભૂખ્યો જ ગયો, અને રાતે આવ્યો. પણ તમારાં ભાભીનો મિજાજ ઠેકાણે નહોતો. કીકા રોતો હતો અને બહાર જવાયું નહીં તેથી તેના ઉપર તે ગુસ્સે થઇ હતી. એ ગુસ્સે થાય એટલે ઘરનાં બધાંને ખાવાનું ન મળે. હું ઘેર આવ્યો પણ મારા તરફ પણ કોણ જુવે! મેં બહુએ ખોંખારા કર્યા પણ એના કાન અને સાન બંને ઠેકાણે હોય તો એ સાંભળે ને! મેં જરા આમ તેમ ફરીને જોયું તો રસોડામાં ચુલા ઉપર એક તપેલી મુકી હતી અને તેની તળે લાકડાં ધુંધવાઇ રહ્યાં હતાં. બહુ થયું ત્યારે એણે મને પાણીનું પુછ્યું. મેં ઘરમાં બેસવાનો વિચાર કર્યો પણ જગ્યા જડે નહીં. એક ખુંણે લોચો પોચો કરેલી શેતરંજી પડી હતી, અને ઘરમાં બધું રમણ ભમણ થઇ રહ્યું હતું. કાગળના કકડા, રમકડાં, વગેરે આમ તેમ પડેલું દેખાતું હતું. હિંચકા ઉપર રસ્તાની ધૂળ ઉડીને બાઝી હતી. કીકાનાં મેલાં ઝભલાં અહીં તહીં પડેલાં હતાં. પરસાળમાં પૂંજો અડધો વાળેલો હતો અને કચરો ને સાવરણી ત્યાંનાં ત્યાં વચ્ચોવચ જ પડેલાં હતાં. મેં ફરીથી રસોડામાં જવાનો વિચાર કર્યો. મારી દૃષ્ટિને આમ તેમ ફેરવી તો ચુલા ઉપર જાળાં બાઝેલાં દેખાયાં. એક બાજુએ ઘાસતેલ ઢોળાયલું હતું, અને બીજી બાજુએ કોયલાથી જમીન કાળી થઇ ગઇ હતી. કેટલાંક વાસણ ઉંધાંચતાં પડેલાં હતાં. ખાળ ઉપર માંજ્યા વગરનાં કેટલાંક વાસણ પડયાં હતાં અને તેના ઉપર માખીઓ બમણતી હતી."

હૃષીકેશચંદ્ર વચમાં બોલી ઉઠયો: " ભાઈ, તારી વાત તો ઘણી લાંબી ચાલી. મને હવે કંટાળો આવ્યો."

દીનબંધુએ જવાબ આપ્યો: "ભાઇ, તમે પરણ્યા નથી એટલે તમને કંટાળો આવે, પણ હું તો પેટનો બળેલો બોલું છું."

હૃષીકેશચંદ્ર પાછો બોલ્યો: "ભાઇ, તારી વાત સાંભળીને મને ખેદ થાય છે. હવે બસ કર."

દીનબંધુએ જવાબ આપ્યો: "સાંભળો તો ખરા! આ તો ઘરનું વર્ણન થયું, પણ તમારાં ભાભીનું પંડનું વર્ણન તો સાંભળો! ભાઈ, આજકાલની સ્ત્રીઓને કામ કરવું ગમે નહીં. આળસનો તો

એ ભંડાર ! ઉદ્યમ કરવાને એ જરાએ રાજી નહીં. બેઠે બેઠે ખાવાનું મળે તો ઉઠવાની એ જરાએ તસ્દી લે નહીં. તમારા કવિઓ, લેખકો, અને શાસ્ત્રીઓ એમને ગૃહિણી, સચિવ, રંભા વગેરેની મોટી મોટી ઉપમાઓ ભલે આપે, પણ મેં તો ખરી ગૃહિણીઓ કહીંએ જોઈ નહીં. એમને શી ઉપમા આપવી એ જ મને કંઈ જડતું નથી."

હૃષીકેશચંદ્ર પાછો વચમાં બોલી ઉઠયો: "હવે તારે જે કંઈ કહેવું હોય તે ઝટ કહી નાંખ."

દીનબંધુએ આગળ ચલાવ્યું: "ભાઈ, તે દિવસે તો હું ભૂખ્યો રહ્યો. ઓફીસમાંથી આવ્યો ત્યારે ઘરના આ હાલ હતા અને તમારાં ભાભી પણ એક મેલું ઘેલું લુગડું પહેરીને રસોડામાં કામ કરતાં હતાં. તે લુગડા ઉપર મીઠું, હળદર કે તેલના ડાઘ પડેલા નજરે આવતા હતા. માથાના વાળની છુટી લટો અહીં તહીં મોં ઉપર પથરાઈ હતી. ધુણીને લીધે આંખો ચોળવાથી મોં ઉપર જરા કાળાશ આવી હતી. ઘરના અને એના આ હાલ જોઇને હું ચકિત થઇ ગયો. આ અમારો ઘરસંસાર અને આ અમારૂં ગૃહરાજ્ય. એમાં હું રાજા અને એ મારી રાણી."

હૃષીકેશચંદ્ર ખડખડ હસી પડયો. દીનબંધુ જરા વિચારમાં પડયો, અને તેની મુખમુદ્રા ઉપર કંઇક ગાંભીર્ય અને કંઇક ખેદની છાયા છવાઇ રહી. તે ઉંડા વિચારમાં ગુંથાયો. ભારતવર્ષના સમાજ-સુધારકો તેને યાદ આવ્યા, અને તેમનાં કાર્યોની તુલના તે મનમાં કરવા લાગ્યો. કંઇક ગુસ્સો આણીને તે બોલ્યો, "ભાઇ, સુધારાનો વિષય લ્યો. વિધવાઓને પરણાવવામાં જ આજના સુધારકોનો બધો સુધારો આવી ગયો છે. એવો ઉપરચોટીયા સુધારો હિંદને જોઇતો નથી. India wants root and branch reform, and it ought to be manysided."

હૃષીકેશચંદ્ર તેના મુખ સામે જોઇ રહ્યો. દીનબંધુની બોલવાની છટા જોઇને તે આશ્ચર્ય પામ્યો. જરા હસતે હસતે તે બોલ્યો: "ભાઇ, આ બધું તું કયાંથી શિખી લાવ્યો ? અત્યાર સુધી તો તારા મુખ ઉપરથી માખ પણ ઉડતી નહોતી."

દીનબંધુએ જવાબ આપ્યો: "વિપત્તિ મહાન્ શિક્ષક છે. કષ્ટમાં મનુષ્યની બુદ્ધિ ખીલે છે અને તે નિડર બને છે. મને સંસારમાં બહુ વીતી એટલે હું નિડર થયો અને વાચાળ બન્યો."

હૃષીકેશચંદ્ર કંઇક વિચાર કરતો દીનબંધુના મુખ સામે જોઇ રહ્યો. થોડી વાર બંને ચુપ રહ્યા, એટલામાં પાછો દીનબંધુ બોલી ઉઠયો: "ભાઇ, તમે અમારો સંસાર સુધારો ત્યારે ખરા ! તમે દેશસેવા-ની વાતો કરો અને લાંબા પહોળા થઇને ફરો તેથી અમારા જેવાનો દહાડો ન વળે. આર્યસંસારમાં ઘેરઘેર આવા ભવાડા છે."

હૃષીકેશચંદ્ર સાંભળી રહ્યો. દીનબંધુના કહેવામાં તેને ઉંડું સત્ય લાગ્યું. જે દેશની સામાજીક સ્થિતિ સુધરે નહીં તેની રાજકીય અને આથક સ્થિતિ સુધારવાની વાત ધૂળ ઉપર લીંપણુ કરવા જેવી તેને લાગી. જ્યાં સ્ત્રીઓની માનસિક સ્થિતિ ખેદજનક હોય ત્યાં ઉદયની આશા રાખવી ફોગટ છે એમ તેનું હૃદય તેને કહેવા લાગ્યું. ઉંડો નિઃશ્વાસ નાખીને તે મનમાં ને મનમાં બોલ્યો: "જ્યાં ગાર્ગી અને સરસ્વતિ જેવી પંડિતાઓ વસતી હતી ત્યાં આજે અજ્ઞાનરૂપી અંધકાર જ વ્યાપી રહેલો જોવામાં આવે છે. જ્યાં સીતા, તારા, મંદોદરી જેવી સતીઓનો વાસ હતો, ત્યાં આજે કુભારજાઓ નજરે આવે છે. અફસોસ !"

થોડી વાર હૃષીકેશચંદ્ર વિચારમાં ને વિચારમાં બેશી રહ્યો. તેની મુખમુદ્રા ઉપર શોકની છાયા છવાઇ રહી. સ્વદેશપ્રેમીનું હૃદય અંદરથી રડી રહ્યું. ભારતની સ્ત્રીઓની તેને દયા આવી અને તેમની કરૂણાજનક સ્થિતિ જોઇને તેનું અંતઃકરણ બળવા લાગ્યું. તેના મનમાં અનેક ઉથલપાથલો થવા લાગી. અનેક વિચારો તેના મનમાં ઘોળાઇ રહ્યા. અનેક ભાંજગડોથી તેનું મન આકુળ વ્યાકુળ બની રહ્યું. ભારતની સ્ત્રીઓની સ્થિતિ સુધારવાના માર્ગો તે શોધવા લાગ્યો. તેના વિચાર એક બાજુએથી બીજી બાજુએ જવા લાગ્યા. હૃષીકેશચંદ્રની માનસિક દૃષ્ટિ આખા ભારતવર્ષ ઉપર ફરી રહી. સ્ત્રીઓની અજ્ઞાનતા અને અધમ દશાનું મૂળ તે શોધવા લાગ્યો. આખરે તેને પુરૂષો ઉપર ધિક્કાર આવ્યો અને તે પાછો મનમાં બોલ્યો: "ઓ ભારતના પુરૂષો ! તમે ડાહ્યા ડમરા થઇને ફરો છો, રાજકાજનાં કાર્યો કરો છો, રાજ્યોની ઉથલપાથલો કરો છો, પણ તમારા ઘરની સ્થિતિ તમારાથી સુધરતી નથી ! તેના તરફ તમારૂં દુર્લક્ષ છે અને તે દુર્લક્ષને લીધે તમે સંસારનું સુખ ભોગવતા નથી અને સ્ત્રીઓ અજ્ઞાનમાં સડે છે."

વળી વિચાર એક દિશામાંથી બીજી દિશામાં ફર્યો અને હૃષીકેશચંદ્રના મનમાં શંકા ઉત્પન્ન થઇ: "પણ એ કાર્યમાં પુરૂષો એકલા શું કરે! સ્ત્રીઓના હૃદયને સ્ત્રીઓ જ સમજે, અને તેમની ઉન્નતિના માર્ગો તે જ યોજી શકે!"

વળી મનમાં જ પ્રશ્ન પુછાયો: "ત્યારે પુરૂષોનું તેમાં કંઇ કામ જ નહીં"

તેનું મન જ તેને જવાબ આપી રહ્યું: "પુરૂષોની સહાય અને સહાનુભૂતિ તેમાં જોઇએ. તે તેઓ આપતા નથી એટલો જ તેમનો વાંક!"

સ્ત્રીહિતના કાર્યમાં સ્ત્રીઓ જ ઘણું કરી શકે અને એકલા પુરૂષો એ કાર્ય કરવાને અસમર્થ છે, એ વિચારથી હૃષીકેશચંદ્રને પ્રિયંવદા, મૃણાલિનિ વગેરે સાંભર્યા. તેઓ એની સાથે એ કાર્યમાં જોડાય તો તેની મનકામના પૂર્ણ થાય એવા વિચારોએ એના મનને હલાવી મુકયું. વિચાર આગળ વાધ્યો. પુરૂષ સ્ત્રી વગર અધુરો છે એવો ભાસ તેના મનમાં થયો અને સુપાત્ર સહધર્મચારિણીના સંયોગ વગર સર્વ સ્ત્રીજાતિ સાથે સંબંધમાં આવવાના અને અનેક સ્ત્રીઓનાં દુ:ખ દૂર કરવાના અભિલાષ મનમાં ને મનમાં રહી જાય, એવા ડરથી એક વાર ફરીથી હૃષીકેશચંદ્રને લગ્નની આવશ્યકતા સમજાઇ અને તેનું ચિત્ત મૃણાલિનિ તરફ વધારે વધારે આકર્ષાવા લાગ્યું. પ્રિયંવદાએ તેને સારી કેળવણી આપી જગતનાં કાર્યો કરવાને તૈયાર કરી છે એ વિચારથી વળી તેનો મોહ વધ્યો. પણ એ મોહ અત્યારે અસ્થાને છે એવો વિચાર કરીને તે તેને દાબી દેવાનો પ્રયાસ કરવા લાગ્યો, અને દીનબંધુ તરફ મુખ કરીને બોલી ઉઠયો: "તમારે જો તમારો સંસાર સુધારવો હોય તો સ્ત્રીઓને ભણાવો."

થોડોક વિચાર કરીને દીનબંધુએ જવાબ આપ્યો: "શું તમે હાલની કેળવણી આપીને સ્ત્રીઓને સુધારવા ધારો છો? એમ હોય તો તમારા મનોરથ પાર પડશે નહીં. સ્ત્રી અને પુરૂષનાં ક્ષેત્રો જુદાં છે. તેમને એક જ કેળવણી આપવી એ સ્ત્રીને પણ પુરૂષ બનાવવા જેવું છે. તમે હાલની કેળવણીની ગમે તેટલી પ્રશંસા કરો પણ મને તો તેમાં જરાકે વિશ્વાસ નથી. એ કેળવણી આપીને અમારે અમારી સ્ત્રીઓને ફટવવી નથી. એના કરતાં તો અમારી અભણ પણ

બે અક્ષર બોલીએ તો સાંભળી રહે એવી સ્ત્રીઓ હજાર દરજ્જે સારી છે. ભણીને મુંબઇની ચોપાટી ઉપર સ્વતંત્રપણે ફરે કે સભાઓમાં ભાગ લે અને પતિ ઘેર બેઠો બેઠો ફેશનનાં બીલ ચુકવ્યા કરે એવી સ્થિતિ અમારે ઉભી કરવી નથી. અમારે તો ઘરમાં દશશેરના રોટલા ઘડે, જાડું પાતળું પહેરે, અને ધણીની કમાણીના પ્રમાણમાં તેના સંસારવ્યવહારને નભાવે એવી સ્ત્રીઓ જોઇએ છીએ. કહો તમારી હાલની કેળવણી તેવી સ્ત્રીઓ પેદા કરી શકશે ? ”

દીનબંધુ જરા હિંમત આણીને બોલ્યો. તેની હિંમત જોઇને હૃષીકેશચંદ્ર આશ્ચર્ય પામ્યો. કોઇ દિવસ દીનબંધુ આટલું બોલે નહીં અને આજે ઘણા જુસ્સાથી તે આટલું બધું બોલ્યો એ જોઇને હૃષીકેશચંદ્રને નવાઇ લાગી અને તેની સાથે તેના કહેવામાં કંઇ ઉંડું રહસ્ય રહેલું છે એવો વિચાર તેને આવ્યો. એટલામાં પાછો દીનબંધુ આગળ બોલ્યો:

“ ભાઇ, તમે વેદીયા ઢોર ! સંસારીની વાતો તમે શું સમજો? અમારી પીડાને તો અમે જ સમજીએ ! તમે સ્ત્રીઓને કેળવણી આપો, કેળવણી આપો, એમ કહ્યા કરો છો, પણ ઘરનું નાવ કેમ ચાલે છે તે તમે શું જાણો ! અને તેમાં વળી હાલની કેળવણીનો પાસ લગાડો! એટલે અમારા તો ભોગ જ સમજવા ! હાલમાં ઘણી સ્ત્રીઓએ રાંધવાનું તો વેગળું મુકી દીધું છે, એટલે ભટજી મહારાજો મોંઘા થયા છે. મને તો ડર લાગે છે કે અમારા જેવાને ચુલો ફુંકવાનો વારો આવશે કે શું ? કારણ કે સ્ત્રીઓને પશ્ચિમનો વા વાયો છે અને ભટ રાખવાના પૈસા બધા પાસે ક્યાંથી હોય ! ”

હૃષીકેશચંદ્ર હસ્યો અને થોડી વાર પછી બોલ્યો: “ શું સ્ત્રીઓને તમારે ભઠીયારણો જ બનાવવી છે ? ”

દીનબંધુએ જવાબ આપ્યો: “ પુરૂષો નીચી મુંડી ઘાલીને ગુલામ જેવા ઉપરીઓ પાસે ઉભા રહે તેના કરતાં સ્ત્રીઓ ઘરમાં રાંધે તેમાં શું હલકું ? શું સ્ત્રી પુરૂષ હોટેલોમાં જમવા જાય, એવી સ્થિતિ તમારે ઉભી કરવી છે ? સાંજ પડે ફરવા જવું, ઉનાળામાં ‘ હીલ સ્ટેશન ’ ઉપર હવા ખાવા જવું, અને જરા જરામાં માંદા થઇને બેસવું, એવી એવી હાલના જમાનાની ઘેલછાઓને તમારે

પોષવી છે ? યુરોપમાં હવે તેમ થવા માંડયું છે. ગૃહ કે કુટુંબ જેવું હવે કંઇ ત્યાં રહ્યું નથી. તેનો ધીમે ધીમે નાશ થતો જાય છે, અને સંસારમાં લુખાશ માલમ પડે છે. આપણા ગરીબ હિંદુ સંસારમાં એવું ન નભે ! ”

હૃષીકેશચંદ્ર ઉંડા વિચારમાં પડયો. પછી કંઇક હસ્યો અને હસતો હસતો બોલ્યો: “ દીનબંધુ, આજે તારી જીભ ખૂબ ઉકળી જણાય છે. આટલું બધું તું કોઇ દિવસ બોલતો નથી. ”

દીનબંધુએ ધીમે રહીને જવાબ આપ્યો: “ ભાઇ, હું તો પેટનો બળ્યો બોલું છું. સંસારમાં મને ખૂબ વીતી છે. એક બાજુએ અભણુની કમઅકકલના નમુના જોઉં છું અને બીજી બાજુએ સુધરેલી-ની ફેશનના ફજેતા નિહાળું છું. તમને હજી એનો અનુભવ નથી. ગમે તેવી પણ આપણા જુના જમાનાની ધાબડધિંગા જેવા સ્ત્રી સારી કે ઘરનું કામ ઉપાડી લે અને પુરૂષને તેમાં જોવા વારો રહે જ નહીં. ”

હૃષીકેશચંદ્રે કંઇ જવાબ આપ્યો નહીં. ભારતવર્ષની સ્ત્રી-ઓનાં દુ:ખ ટાળવાને અને તેમની સ્થિતિ સુધારવાને તે મનમાં કંઇ કંઇ યોજનાઓ શોધવા લાગ્યો. કેળવણીના પ્રકાર, તેના માર્ગો, વગેરેમાં તેનું ચિત્ત પરોવાઇ રહ્યું. એક બાજુએ ભારતની પ્રાચીન પદ્ધતિઓ તેના માનસિક પટ ઉપર ખડી થઇ અને બીજી બાજુએ પાશ્ચાત્ય પ્રજાઓની શ્રેષ્ઠ ગણાતી કેળવણીવિષયક ભાવનાઓ તેના હૃદયને હલાવવા લાગી. હૃષીકેશચંદ્ર ઉંડા વિચારમાં પડયો અને આસપાસનું ભાન પણ ભૂલી ગયો. ભારતની દુ:ખી અને પરવશ સ્ત્રીઓની સ્થિતિ તેના મનમાં તરવરવા લાગી. હાય ! સ્ત્રીઓને વિદ્યા નહીં, છુટ નહીં, વિચારો ખિલવવાનો તેમને અવકાશ નહીં! એ વિચારથી તેનું હૃદય ચિરાયું, તેની આંખો ભીની થઇ. જરા આડું જોઇને હૃષીકેશચંદ્રે અશ્રુપાત કર્યો, પણ તેનો ડુમો શમ્યો નહીં. સ્ત્રીઓનાં અભણ દશા જોઇને તેને ઘણું દુ:ખ થયું. થોડી-વાર તે શાંત બેશી રહ્યો અને આમ તેમ જોવા લાગ્યો. પછી એક-દમ બોલી ઉઠયો: “ દીનબંધુ, તું ગમે તેમ કહે, પણ સ્ત્રીઓને કેળવણી તો આપવી જ જોઇએ. એમની અભણ દશા મારાથી વેઠાતી નથી. ”

દીનબંધુએ ધીમે રહીને જવાબ આપ્યો : " શું તમારે યુરોપની સ્ત્રીઓ જેવી નિરંકુશ અને સરખા હક્ક માગનારી સ્ત્રીઓ ઉત્પન્ન કરવી છે કે આપણા પ્રાચીન સમયની સંયમ, ધૈર્ય, તપ અને સહનશીલેતા-વાળી સીતા, તારા, મંદોદરી, અને ગાર્ગીઓ ઉત્પન્ન કરવી છે ? વિદ્યાનું ફળ સંયમ, સાદાઇ અને ત્યાગ છે. હાલની કેળવણી તે લાવી શકે છે ? ભાઇ, તમે ગમે તેમ કહો, પણ તમારી આજ-કાલની સુધરેલી સ્ત્રીઓનો ઘરકામમાં તો જીવ ઓછો જ ! તેમને તેમના પતિઓની પણ પરવા બહુ નહીં. લ્યો વળી સાચે સાચું કહી દઉં છું ! ફરવું હરવું હોય, સભામાં હાજરી આપવી હોય, અગર ડાચકી વાતચીત કરવી હોય અને હોંશીઆરી બતાવવી હોય તો તેમાં તેમનો બેડો પાર ! પણ ઘરના કામમાં તો ખીચડી ઓરવીયે ગમે નહીં. બધીએ એમજ જાણે કે પોતે રાજાની રાણી જ થવાની છે. ભાઇ, એમાં ધણીનું દળદર શું ફુંકાય ! બધા નોકર ચાકર કે રસોઇઆ કયાંથી લાવે ? કેટલાંનેય ઘેર ચોખા દાળ ભેગી ચેળો બફાતી હશે ! આ આપણી પ્રજા શરીરે નિર્બળ રહે છે તેનું કારણ મને તો એ જ લાગે છે ! "

હૃષીકેશચંદ્ર મુખેથી ખડખડ હસ્યો, પણ એના હૃદયમાં ભારત-ની સ્ત્રીઓની દુઃખદ સ્થિતિના વિચારરૂપી સળગી રહેલો અગ્નિ હોલવાયો નહીં, અને તરતજ એના મુખ ઉપર પાછી ગ્લાનિ છવાઇ રહી. ને પાછો વિચારમાં ડુબી ગયો.

એટલામાં પાછો દીનબંધુ આગળ બોલ્યો: " શું તમે સ્ત્રીઓને પરવશ ધારો છો ? પુરૂષો પોતાના મનથી એમ ધારે છે કે તે સ્ત્રીઓ ઉપર રાજ્ય કરે છે, પણ ખરી રીતે તો સ્ત્રીઓ જ પુરૂષો ઉપર રાજ્ય કરે છે. એ રાજ્ય કરવામાં હાલનો સુધારો તેમનું સબળ હથિયાર છે. રૈયતને મન રાજા રાજા છે પણ રાણીને મન રાજા રાજા નથી, અને રાણી જેમ રાજાની નિર્બળતાનો ખોટો લાભ લે છે તેમ સ્ત્રીઓ પણ પુરૂષોની નિર્બળતાનો ખોટો લાભ લે છે. પેલા ઇંગ્રેજ કવિએ ખરૂં જ કહ્યું છે,

" Disguise our bondage as we will
It is woman woman who rules us still."

હૃષીકેશચંદ્ર વધારે વિચારમાં પડયો અને થોડીવાર પછી બોલ્યો: " પશ્ચિમના પવન વાવાના હતા તે વાઇ ચુકયા છે ! "

દીનબંધુ વચમાં બોલી ઉઠયો: "અને હજી વધારે વાંચો! યુરોપની સ્ત્રીઓએ સમાન હક્ક માગ્યા અને છુટ લીધી ત્યારે તેમને કમાવાની ફીકર પણ માથે વ્હોરવી પડી છે. તેની સ્થિતિ અહીં આવશે ત્યારે સ્ત્રીઓની સ્વાભાવિક લાજશરમ નષ્ટ થશે, સ્વચ્છંદતા વધશે, ગૃહવ્યવસ્થા બાજુએ મુકાશે, ભાડુતી નોકરો પાસે કામ લેવાશે અને આપણો આર્યસંસાર ધૂળધાણી થઇ જશે. સ્ત્રી અને પુરૂષનાં શરીરો જેમ સરખાં નથી, તેમ તેમનાં કાર્યક્ષેત્રો પણ સરખાં ન જ હોય, એટલે એમની કેળવણી પણ જુદી જ હોય! પુરૂષ કમાય અને સ્ત્રી ઘર ચલાવે એ સ્વાભાવિક છે. એ કુદરતના નિયમનું ઉલ્લંઘન કર્યાનું પ્રાયશ્ચિત્ત સ્ત્રી પુરૂષને સમાન હક્ક આપનારૂં યુરોપ અત્યારે ભોગવે છે. ભાઇ! એક મ્યાનમાં બે તલવાર સમાઇ કદિ સાંભળી છે?"

હૃષીકેશચંદ્ર વિચારમાં પડયો. આધુનિક કેળવણી અને પોતાને કેળવાયલી કહેવડાવતી સ્ત્રીઓ તરફ તેની માનસિક દૃષ્ટિ વળી અને તેની સાથે તે મનમાં બોલી ઉઠયો: "શું આનું નામ કેળવણી! આ તો ઉપર ઉપરનો સુધારો; બહારની ટાપટીપ! કયાં છે તેમનામાં પતિભક્તિ, સાદાઇ, અને ઉંડી અંતરની ધાર્મિકતા! કેટલીક સ્ત્રીઓ સામાન્ય સ્ત્રીવર્ગમાં ભળતી નથી, ન્યાતજાતથી અલગ રહેવા ઇચ્છે છે, અને ઘરકામને ધિક્કારે છે. જે કેળવણી સાદાઇ, સંયમ, અને સ્વાશ્રય શિખવતી નથી અને ઉંડી ધર્મભાવના જાગૃત કરતી નથી તે શા કામની!"

દીનબંધુને તે કહેવા લાગ્યો: "ભાઇ, ભારતની સ્ત્રીજાતિનો ઉત્કર્ષ નથી કેવળ આપણી પ્રાચીન કેળવણીમાં, કે નથી કેવળ અર્વાચીન પાશ્ચાત્ય કેળવણીમાં. એ બંનેના ઉત્તમ આદર્શોનો સુયોગ સાધનારી કેળવણીમાં તેમનું કલ્યાણ છે. આપણો દેશ ગરીબ છે, આપણી પાછળ આપણી પ્રાચીન સંસ્કૃતિ રહેલી છે અને આપણી સામે અર્વાચીન પાશ્ચાત્ય સંસ્કૃતિ ઉભી છે. એ બાબતો લક્ષમાં લઇને આપણે નવી સ્ત્રીઓ ઉત્પન્ન કરવાની છે. આપણને એવી સ્ત્રીઓ જોઇએ છીએ કે જે અર્વાચીન કેળવણી લઇને આપણી આર્ય સંસ્કૃતિને બંધબેસતું જીવન ગાળે. આપણને નકલી મડમો જોઇતી નથી. પૂર્વ અને પશ્ચિમના ઉત્તમ આદર્શોનો સંયોગ જીવનમાં સાધનારી

આર્ય દેવીઓ જોઇએ છીએ. એ નવી સ્ત્રીઓ કેવી થશે! એવી સ્ત્રીઓ પુરૂષો સાથે હરિફાઇ કરશે પણ તેમને ધિક્કારશે નહીં, એટલુંજ નહિ પણ તેમના તરફ માનથી જોશે. એ જાહેર જીવનમાં ભાગ લેશે પણ ઘરકામને છોડશે નહીં. એ ઉંચામાં ઉંચી કેળવણી લેશે પણ જીવનને સાદું અને સંયમી બનાવી પ્રભુમય જીવન ગાળશે, અને જગતમાં પરોપકારી થશે. એ નવું નવું શિખશે પણ પોતાની પ્રાચીન સંસ્કૃતિને છોડશે નહીં. આવી પવિત્ર આર્યાઓ સંસારમાં સ્વર્ગની ઝાંખી કરાવશે. ભારતમાં આવી સ્ત્રીઓ પાકશે ત્યારે જ ભારતનો ઉદય થશે."

દીનબંધુ ઉંડા વિચારમાં પડયો અને થોડીવારે બોલ્યો: "ભાઇ, આજે તમે મને કંઈ નવો જ બોધ આપ્યો છે."

થોડાક દિવસ બંને જણ રૂષિકેશમાં રહ્યા અને પછી બંને મિત્રો બીજાં કેટલાંક સ્થળ જોઇને દિલ્લી જવાને નીકળ્યા.

દિલ્લીમાં બધે ફરીને તે સઘળાં જોવાલાયક સ્થાનોને જોવા લાગ્યા. તે અહીં તહીં ફર્યા. તે જુનાં પુરાણાં ઐતિહાસિક સ્થાનોનું બારીકીથી અવલોકન કરવા લાગ્યા. મુગલ બાદશાહોના સુંદર મહેલો, સુંદર કબરો, જુમ્મામસીદ વગેરેને તેમણે ઘણા ઉલાસથી જોયાં. દિલ્લીમાં પણ બે ચાર દિવસ રહીને બંને આગ્રા જવાને નીકળ્યા. આગ્રામાં તાજમહેલની ભવ્યતા જોઇને હૃષીકેશચંદ્ર ઘણું આશ્ચર્ય પામ્યો. દિવસે અને અજવાળી રાતે તે તાજમહેલની સુંદર મૂર્તિને નિહાળવા લાગ્યો. થોડા દિવસ રાતે સામે આવેલા જમનાના પૂલ ઉપર હૃષીકેશચંદ્ર ઉભો રહ્યો. તેની સામે ચંદ્રના અજવાળામાં પ્રકાશમાન થઇ રહેલી તાજમહેલની ભવ્ય પ્રતિમાને તે બારીકીથી અવલોકવા લાગ્યો. તેની પાસે થઇને જમનાનું પાણી ખળખળ અવાજ કરીને વહી જતું હતું. ચંદ્રમાની ચકચકિત ચાંદનીમાં રૂપેરી રંગે રંગાયલી તાજમહેલની ભવ્ય મૂર્તિ તેને અત્યંત મોહક લાગી. તેનું સુંદર કોતરકામ, ઉત્તમ કારીગરી, અને મનોહર આકાર, હિંદુ કળાનો ભવ્ય નમુનો દર્શાવી રહ્યાં હતાં. એ કલાવિધાનને નિહાળતો ઘણા આનંદથી હૃષીકશચંદ્ર મનમાં બોલ્યો: "જેણે તાજમહેલને જોયો નથી તેણે જગતની એક ઘણી સુંદર વસ્તુને નિહાળી નથી. હજારો વર્ષ થયાં તે જેવી ને તેવી જ છે. જમના નદીના પ્રવાહમાં

ન્હાઇને જાણે કોઇ ભવ્ય મૂર્તિ બહાર નીકળતી હોય તેવી એ ભાસમાન થાય છે. હિંદુ કલાનો તે સુંદર નમુનો છે."

હૃષીકેશચંદ્રની ઐતિહાસિક દૃષ્ટિ ઉઘડી. તાજમહેલની સાથે તેને હિંદુસ્તાનની બીજી પ્રાચીન ઈમારતોનું સ્મરણ થયું. કલાદર્શક નમુનાઓ તેના સ્મૃતિપટ ઉપર તરી આવ્યા. એ કલાથી આશ્ચર્ય પામતો તે જ્યાં ઉભો હતો ત્યાં ને ત્યાં જ સ્તબ્ધ બનીને ઉભો રહ્યો. ક્ષણવાર તે પોતાનું ભાન ભૂલી ગયો. ભારતવર્ષની પ્રાચીન કલાના ભવ્ય નમુનાઓ સાથે તેની ચિત્તવૃત્તિ તદાકાર થઇ ગઇ. દિલ્લીની આસપાસ દશ દશ માઇલ સુધી પથરાઇ રહેલા પ્રાચીન મહેલો, કબરો, મિનારાઓ વગેરેનાં ભવ્ય ખંડેરો તેની માનસિક દૃષ્ટિમાં ખડાં થવા લાગ્યાં. તેઓ પ્રાચીન ભારતની શિલ્પકળા અને જાહોજલાલીનું સૂચન કરાવવા લાગ્યાં. મુસલમાન બાદશાહોના મોટા મોટા મહેલો, મિનારાઓ અને બાગબગીચાઓ તેના સ્મૃતિપટ ઉપર તરી આવવા લાગ્યાં. દિલ્લી, આગ્રા અને ચાંપાનેરનાં ભવ્ય ખંડેરોના ભણકારા તેને વાગી રહ્યા. ક્ષણવાર તેની દૃષ્ટિ તે ખંડેરો ઉપર ઠરી. ક્ષણવારમાં તે પાછી ફરી. ગદ્‌ગદ્ કંઠે હૃષીકેશચંદ્ર બોલ્યો: " કેટલો બધો વિનિપાત ! જે દેશમાં કલા આટલી ઉંચ સ્થિતિએ પહોંચી તે દેશને ઉત્તમ નમુનાઓ પરદેશથી લાવવા પડે છે અને એ પ્રાચીન કલાકોવિદનાં છોકરાં આજે અન્ન વગર ભૂખે મરે છે. અફસોસ ! "

હૃષીકેશચંદ્ર મનમાં ખેદ કરતો દિગ્મૂઢ થઇને ઉભો રહ્યો. તેનાં નેત્રોમાંથી આંસુ વહેવા લાગ્યાં. તે સ્વદેશપ્રેમી ભારતની અવનતિનાં કારણ શોધવા લાગ્યો. કાળની ગતિ તેને ગહન લાગી. ફરીથી નિઃશ્વાસ નાંખીને તે બોલી ઉઠયો: "કાળ, તારી ગતિ ગહન છે. તારા પંઝામાંથી કોઇ પણ છુટી શકતું નથી."

વખત ઘણો થયેલો હોવાથી હવે હૃષીકેશચંદ્ર પાછો પોતાના મુકામ ઉપર જવા લાગ્યો, પણ રસ્તામાં પણ ભારતની અવનતિના વિચારો તેના મનમાં ઘોળાયા કર્યા. ભારતમાતાના વફાદાર પુત્ર તરીકે તેની પોતાની ફરજો શી શી છે તેનો તે વિચાર કરવા લાગ્યો. આજ્ઞાંકિત પુત્ર તરીકે તેને માથે ઘણી જવાબદારીઓ છે એમ તેના મનમાં થયું. તેનું ચિત્ત અશાંત બન્યું. તે મનમાં ને મનમાં બોલ્યો:

"ભારતનો ઉદ્ધાર કરવો એ મારું કર્ત્તવ્ય છે, પણ હું તે કેવી રીતે કરી શકીશ તે મને સમજાતું નથી."

આ વખતે હૃષીકેશચંદ્રના મગજમાં અનેક પરસ્પર વિરોધી વિચારો આવી ગયા. તેનું મગજ તેમને ધારણ કરવાને પણ શક્તિવાન ન હતું. મગજ ઉપર વિચારોનો અસહ્ય બોજો આવી રહ્યો. તેથી જાણે કે તેનું મગજ હમણાં ફાટી જશે એવું તેને લાગ્યું. એક બાજુએ ભારતના અંધશ્રદ્ધાળુઓ તેના સ્મૃતિપટ ઉપર તરી આવ્યા અને બીજી બાજુએ ઉંડા વિચાર વગરના સુધારકો તેની માનસિક દૃષ્ટિ આગળ ખડા થયા. ભારતના નેતાઓની નાસ્તિકતા અને અહંભાવ, અને ભારતવાસીઓની પરસ્પર ઇર્ષા, વેર, અને કુસંપ તેના હૃદયને વલોવવા લાગ્યાં. ઉંડો નિઃશ્વાસ નાંખીને હૃષીકેશચંદ્ર આગળ ચાલ્યો અને ચાલતે ચાલતે વળી મનમાં બોલ્યો: "ત્યારે હવે ઉપાય શો? શું ભારતનો ઉદય જ નથી?"

જાણે હૃદયને એક કારી ઘા વાગ્યો હોય તેમ ઉપરના શબ્દો ઉચ્ચારાયા. હૃષીકેશચંદ્ર દિલગીરીમાં ડુબી ગયો. તે કેટલાંક ડગલાં જાણે અજાણે ભરવા લાગ્યો. તેનું ચિત્ત અસ્વસ્થ થયું. મુખ ઉપર ગ્લાનિ વ્યાપી રહી. તેણે આગળ ને આગળ ચાલ્યા કર્યું. કેટલીકવાર પછી તેને હિંમત આવી અને તે બોલી ઉઠયો: "No, no; the country which has a glorious past is sure to rise again. અખિલ ભારતવર્ષમાં આધ્યાત્મિકતા એક ખુણાથી તે બીજા ખુણા સુધી વ્યાપી રહેલી છે. આર્યપ્રજાની રગે રગમાં તે સ્વાભાવિક રીતે રહેલી છે. પ્રજામાં તેના સ્વરૂપનું ભાન ઉત્પન્ન કરો એટલે તે ભાન અનેક ધાર્મિક, સામાજીક અને ઔદ્યોગિક પ્રવૃત્તિઓમાં પ્રગટ થઇ પ્રજાને એક કરી મુકશે અને ભારતને તેની મૂળ પ્રાચીન સ્થિતિએ લાવી મુકશે. એ આધ્યાત્મિકતાની જાગૃતિમાં અને આર્યોની પ્રાચીન સંસ્કૃતિના પુનરૂદ્ધારમાં ભારતવાસીઓનો ઉદય છે, શ્રેય છે, કલ્યાણ છે."

હૃષીકેશચંદ્ર નવી નવી માહિતીઓ મેળવવાને પ્રવાસ કરતો હતો. પ્રવાસમાં તે અનેક વિચારોને એકઠા કરતો, અને તેમની તુલના કરતો. દરેક જીલ્લાના ધાર્મિક અને સામાજીક સિદ્ધાંતોથી તે પોતાના મસ્તકને ભરી દેતો. હિંદુજીવનમાં જણાતી ભિન્નતાઓમાં એકતા

ખોળી કહાડવાનો મહાન્ પ્રયાસ તે કરતો. પ્રવાસ દરમ્યાન હિંદુ પ્રજાના રીતરિવાજો અને દંતકથાઓનો તે બારીક અભ્યાસ કરતો. તેમાં દશ્યમાન થતા બાહ્ય વિરોધમાં એક સૂત્રરૂપે રહેલી આધ્યાત્મિક એકતાને તે જાતો. ઘણે સ્થળે પ્રવાસ કર્યા પછી તેને માલમ પડયું હતું કે જો કદિ હિંદુસ્તાનનો ઉદ્ધાર થશે તો તે તેની આધ્યાત્મિકતાનો પુનરોદ્ધારદ્વારા જ થશે.

ભારતની આધ્યાત્મિકતાના ઉદ્ધારમાં જ ભારતવાસીઓનો ઉદય છે એવા વિચાર અને દઢ નિશ્ચયથી હૃષીકેશચંદ્ર એકદમ ઉલ્લાસમાં આવી ગયો. તેની ભૂજાઓમાં જાણે નવું બળ આવ્યું હોય તેમ તે છાતી કહાડીને આગળ ચાલવા લાગ્યો. ચંદ્રના અજવાળામાં તેની ગૌર અને પ્રચંડ કાયા ભકતોની ભીડ ભાગવાને જતા શિવજીની ગૌર કાયા જેવી જણાવા લાગી. મધરાત પછી તે મુકામે પહોંચ્યો. ઉલ્લાસમાં ને ઉલ્લાસમાં તે સુઇ ગયો અને સવારમાં વ્હેલો ઉઠીને તે એકવાર ફરીથી તાજમહેલ જોવાને ગયો.

પ્રભાતના સમયમાં રવિરાજનાં સોનેરી કિરણોથી છપાયલો તાજમહેલ કંઈક અલૌકિક શોભા આપતો હતો. રાતે જોયેલો તાજમહેલ અને અત્યારે જોવામાં આવતા તાજમહેલની મૂર્તિમાં હૃષીકેશચંદ્રને અલૌકિક ભેદ જણાયો. અત્યારની મૂર્તિ તેને વધારે ભવ્ય અને ભભકાદાર લાગી. અત્યારની પ્રતિમામાં હૃષીકેશચંદ્ર ભારતના પાદશાહોના રાજસી ઠાઠ, વૈભવ, લક્ષ્મી વગેરેની ઝાંખી કરવા લાગ્યો. રાતની મૂર્તિ તેને વધારે શાંત લાગી હતી. તે વખતે જાણે કે તે માત્ર બાદશાહની બેગમની એક શાંત કબર હોય તેવો ભાસ તેને થતો હતો. અત્યારે તાજમહેલની મૂર્તિ અનેક વૈભવોનું સ્મરણ કરાવતી હતી. બંને વખતનાં દૃશ્યોની તુલના કરતો અને હિંદની કારિગીરીને વખાણતો હૃષીકેશચંદ્ર મુકામે પાછો આવ્યો.

સાયંકાળનો વખત થયો એટલે બંને મિત્રો વૃંદાવન જવાને નીકળ્યા. સવારે તે ત્યાં પહોંચ્યા. વૃંદાવનમાં શ્રીકૃષ્ણનાં પવિત્ર ચરણ કમળથી પુનીત થયેલાં વિહારસ્થાનોને નિહાળીને હૃષીકેશચંદ્રનું હૃદય ભક્તિભાવથી દ્રવીભૂત થયું. સજળ નેત્રે તે બોલ્યો :

" વૃંદાવનસેં વન નહીં, નંદગ્રામસેં ગ્રામ;
બંસી બટસેં બટ નહીં, કૃષ્ણ નામસેં નામ. "

"શ્રીવૃંદાવન કૃષ્ણચંદ્રકી જય!" એમ બોલતો બોલતો અને મસ્તકને નમાવતો હૃષીકેશચંદ્ર અહીં તહીં ફર્યો. વૃંદાવનમાં ઘણાં મંદિરો છે. તેની પાસે સુંદર વન છે. મંદિરોમાં જઇને હૃષીકેશચંદ્ર દર્શન કર્યાં અને નજીકમાં આવેલી વનલીલાને નિહાળી મનમાં આનંદ પામ્યો.

વૃંદાવન, ગોકુળ, મથુરાં વગેરે સ્થળોની ઝાંખી કરીને બંને મિત્રો હવે પાછા ઘેર જવાને નીકળ્યા. કંઇ કારણસર હૃષીકેશચંદ્ર વીરપુર ગયો અને ત્યાંથી તે કનકપુર જવાનો હતો.

## પ્રકરણ ૨ જું

### પૈસાનાં પાપ.

હૃષીકેશચંદ્ર વીરપુર આવ્યો અને પાછો ત્યાંના કારભારી ચંદુલાલને ઘેર ગયો. પણ ચંદુલાલના ઘરમાં પેસતાં જ કંઇ અવનવા બનાવ તેની નજરે પડયા. ભીમસિંહ જેવા પુરૂષોની સોબતથી ચંદુલાલ દારૂડીયો અને રંડીબાજ થયો હતો. એક વેશ્યાની સોબત તેને લાગી હતી. હૃષીકેશચંદ્ર વીરપુર આવ્યો તે દિવસે રાતે ચંદુલાલ એક ખાડામાં પડી પડયો હતો. તેને દારૂ પાઇને વેશ્યાએ ખાડામાં નાંખી દીધો હતો. આખી રાત તે ખાડામાં રહ્યો હતો અને સવારે તેના માણસો તેને ખોળીને ઘેર ઉપાડી લાવ્યા હતા. તેની સ્થિતિ, કાદવથી ખરડાયલાં કપડાં, વગેરે જોઇને હૃષીકેશચંદ્રને તેના ઉપર ઘણો ધિક્કાર આવ્યો. વેશ્યાની સોબતમાં ચંદુલાલ ઘણો ખુવાર થઇ ગયો હતો. પૈસો, ધન, દોલત, સૌ તેણે ખોયાં હતાં, અને તેની આબરૂના કાંકરા થયા હતા. એ કુટિલ વેશ્યાના કહેવાથી એણે ઘણાં ખુન કરાવ્યાં હતાં, અને હજી પણ કરાવ્યા કરતો હતો. પાપથી તે જરાયે ડરતો નહોતો, અને વિષયાંધ અને મદાંધ બની પોતે ધારે તે કરવાને તે મથતો હતો. સારાસારનો તેને વિચાર નહોતો. તેની કુચાલથી આખા વીરપુરમાં હાહાકાર થઇ રહ્યો હતો, અને તેના ત્રાસથી છુટવાને આખી વસ્તી પ્રભુને પ્રાર્થના કરી રહી હતી.

કંઇપણ બોલ્યા ચાલ્યા વગર હૃષીકેશચંદ્ર શાંતપણે ચંદુલાલના ઘરમાં રહ્યો અને સઘળા તમાશા જોવા લાગ્યો. ચંદુલાલના પાપનો ઘડો ભરાતો હતો. પાપીઓ બે ઘડી ચાંદની ભલે દેખે, પણ આખરે તે ઝાકળ જ નીવડે છે. ડુંગળી વાવીને મનુષ્ય કસ્તુરીની આશા રાખે, પણ તે ફોગટ છે. ડુંગળીમાંથી ડુંગળી જ પાકે. પાપનું ફળ દુઃખ જ હોયો કુકર્મનું પરિણામ ભુંડું જ આવે! કાળાં ધોળાં કરીને કોટયાધીશ થયેલો અને હોદ્દે મ્હડેલો ચંદુલાલ દૈવેચ્છાથી સખત માંદો પડયો. તેને પક્ષાઘાત થયો. તેનું એકે એક અંગ રહી ગયું. તેનાથી હલાય કે ચલાય નહીં. બોલતાં પણ તેને બહુ અડચણ પડે. જગતને તૃણ-વત્ આલેખતો અને પ્રભુને કોઇપણ દિવસ નહીં સંભારતો ચંદુ-લાલ પછાડા મારવા લાગ્યો. તે બરાડા પાડે, અને સત્તાના તોરમાં તણાઇને અનેક દાક્તરોને બોલાવે અને તેમનાથી ન મટે એટલે તેમની ધૂળ કહાડી નાંખે. પણ પ્રભુના ન્યાય આગળ તેનો એકે ઉપાય કામ લાગે નહીં. મનુષ્ય નવ્વાણું ઉપાય કરે પણ સોમો ઉપાય તેના હાથમાં નથી. રાજા, મહારાજાઓ, અને મોટા ચક્રવર્તી સમ્રાટોને પણ પ્રભુના ન્યાયને તાબે થવું પડે છે. કુકર્મનું ફળ ભોગવ્યા વગર કોઇનોયે છુટકો નથી. રંક હોય કે રાજા હોય પણ પ્રભુને ઘેર તો સૌને માટે ન્યાય સરખો જ છે.

મદોન્મત્ત થઇ ગયેલો ચંદુલાલ પોતાની બિમારી સામે પછાડા મારવા લાગ્યો. પણ અહીં તેનું કારભારીપણું કામ લાગે તેમ ન હતું. તે સૌને હંફાવતો પણ આજે તેનાં કુકર્મને લીધે પ્રભુએ તેને હંફાવ્યો હતો. વીરપુરની સઘળી પ્રજા કંઇક હર્ષ અને કંઈક ખેદથી પ્રભુનો ન્યાય નિહાળી રહી હતી.

દિવસે દિવસે ચંદુલાલની બિમારી વધતી ગઇ. તેના પાપનો ઘડો હવે ભરાઇ રહ્યો હતો. તેને વધારે વધારે વેદના થવા લાગી. જે મશરૂની તળાઇમાં તે સુતો અને સવારના નવ વાગ્યા સુધી ઘસઘસાટ ઉંઘતો તે તેને હવે કાંટાની જાળ જેવી વસમી લાગવા માંડી. જે ખાનપાનાદિથી તે પોતાનાં ભૂખ તરસને મટાડતો તે સર્વ સ્વાદિષ્ટ ભોજનાદિ તેને હવે ઝેર જેવાં લાગવા માંડયાં. જે નોકરો ચાકરો સેવામાં હાજર રહેતા તે હવે યમના દૂત સમાન ભાસવા લાગ્યા. પોતે કરેલાં કાળાં કર્મ તેની દૃષ્ટિ આગળ તરી આવવા લાગ્યાં.

આધિ, વ્યાધિ, અને ઉપાધિને લીધે તેનું શરીર બહુ કૃશ થયું, અને સખત મંદવાડને લીધે મૃત્યુ હવે નજીક છે એવો ભય તેને લાગવા માંડ્યો. મંદવાડ બહુ દિવસ લંબાયાથી હવે કોઇ તેની પાસે ઝાઝીવાર બેસતું નહીં. તે પથારીમાં એકલો પડી રહેતો. લક્ષ્મીની લાલચથી અને મારઠોકના ભયથી કામ કરતા નોકરો હવે કંઇ કંઇ બ્હાનાં કહાડીને વેગળા ખશી જવા લાગ્યા. હજી પણ બાપની લક્ષ્મીના તોરમાં તણાતી અને કંઇ કંઇ ગુમાન ધરતી મદકલિકા તો તેની પાસે આવે જ શેની ? બાપનો ગર્વ તેનામાં ઉતર્યો હતો. મોજશોખ અને મદિરાપાનમાં મશગુલ થઇ રહેલો ધીરેન્દ્ર બાપની ખબર લેવાને નવરો થતો નહોતો. તે ઘણું ખરૂં 'કલબ'માં જતો અને મોડી રાતે ઘેર આવતો. તેને પણ પિતાને માટે બહુ દરકાર નહોતી. ચંદુલાલ મનમાં સમજતો કે હાથનાં કર્યાં હૈયે વાગ્યાં છે, પણ શું કરે ! નોકર ચાકરને હાથે ઉછરેલો અને કંઇપણ સંસ્કાર વગરનો ધીરેન્દ્ર મોજમઝા અને સહેલસપાટામાંથી પરવારતો જ નહીં. મંદવાડ વધ્યો અને ચંદુલાલની જ્યારે આખર અવસ્થા થઇ ત્યારે તે તેની પાસે આવ્યો અને પેટી-ઓની કુંચીઓની વાત ધીમે ધીમે કરવા લાગ્યો.

દાક્તરને બોલાવવામાં આવ્યો. તેણે ઘણા ઉપાય કર્યા પણ ફોગટમાં. સખત બિમારીથી ગભરાઇ ગયેલો ચંદુલાલ વારે ઘડીએ ઝબકીનેજાગતો હતો અને બેઠો થઇ જતો હતો. તેનું ભાન વારે ઘડીએ ખશી જતું. ધીરેન્દ્રને પાસે બેઠેલો જોઇ તે એકદમ બોલી ઉઠ્યોઃ "આ કોણ ? જમદૂત છે, દાક્તર સાહેબ ?"

"તમે સુઇ જાવ ! એ તો ભાઇ ધીરેન્દ્ર છે!" દાક્તરે જવાબ આપ્યો.

"આં, આં, દાક્તર સાહેબ ! પેલું કોણ છે ? જમરાજા છે ? એં, એં–" એકદમ બેઠો થઇને ચંદુલાલ હાંફતો હાંફતો બોલવા લાગ્યો.

"અહીં તો કોઇએ નથી. જરા આંખો મીંચીને સુવો."

"એં, એં, દાક્તર સાહેબ, આ અગ્નિકુંડમાં મને નાંખ્યો છે. મને કહાડો, કહાડો."

"એ તો તાવના અગ્નિથી તમને એવું લાગતું હશે ! સુઇ જાવ."

"આં, આં, આં, દાક્તર સાહેબ, મારાથી સુઇ રહેવાતું નથી. મને કંઇ કંઇ થાય છે. મને કોઇ ખેંચે છે; કોઇ મારે છે; દા—આ—આ—ક્ત—ર—અ—સાહેબ." એમ કહીને ચંદુલાલ રોવા લાગ્યો.

"અરે આ તો સન્નિપાત થયો હોય એમ લાગે છે." દાક્તરે કહ્યું.

"હવે એનો શો ઉપાય?" ધીરેન્દ્રે પૂછ્યું.

"આ મારી લક્ષ્મીમાંથી પાંચ હજાર ધર્માદા કહાડું છું, દાક્તર સાહેબ." ચંદુલાલ કંઇક નરમ થઇને બોલ્યો.

"દાક્તર સાહેબ, એમને સન્નિપાત થયો છે, એમનું કહેવું સાંભળશો નહીં. એ હવે લવરીએ ચઢયા છે." ધીરેન્દ્રે ધીમે રહીને કહ્યું.

"દાક્તર સાહેબ, આ પેલો મારી સામે કોઇ તલવાર લઇને ઉભો છે. આં–આં–આં–દાક્તર સાહેબ." ચંદુલાલ બોલ્યો અને તેનાં ગાત્ર ભયથી ધ્રુજવા લાગ્યાં.

સર્વેએ જાણ્યું કે હવે ચંદુલાલનો અંત પાસે આવ્યો છે. થોડીવાર પછી ઉપર પ્રમાણે લવતો, વારે ઘડીએ હાથપગ પછાડતો, અને ઉઠી ઉઠીને બેઠો થતો ચંદુલાલ કંઇક શાંત પડ્યો. તેનો સન્નિપાત બેશી ગયો, અને એ બેસવાની સાથે તેનો પ્રાણ નીકળી ગયો.

ચંદુલાલના શબને સ્મશાનમાં લઇ જઇ તેને અગ્નિદાહ કર્યા પછી ધીરેન્દ્ર ઘેર આવ્યો અને ઘરમાં બધે તાળાંકુચી કરવા લાગ્યો. માદિકરા વચ્ચે રોકડ તથા દાગીના માટે ભાંજગઢ ચાલી રહી. બંનેનાં મન ઉંચાં થયાં. એકબીજાનાથી જુદા રહેવાને બંને તૈયાર થયાં અને આખરે કંઈ બોલાબોલી અને ગાળાગાળી કરીને બંને જુદાં પણ રહ્યાં.

ચંદુલાલનો પૈસો આવ્યો હતો તેવે જ માર્ગે ચાલ્યો ગયો. તેની લક્ષ્મીના ભવાડા થયા; કારભારીના ઘરની ફજેતી થઇ; એ સઘળું વીરપુરની વસ્તી કંઇક ખેદ અને કંઇક હર્ષ સાથે નિહાળી રહી.

વાંચનાર! હવે ચાલો આપણે જોઇએ કે ધીરેન્દ્રની વહુ ઉષાનું શું થયું હતું. ધીરેન્દ્રથી કંટાળીને ઉષા ઘેરથી જતી રહી હતી અને તેણે નદીમાં ભુસકો માર્યો હતો. પાણીના પ્રવાહથી તણાઇને તે આગળ ગઇ હતી. તેને તણાતી જોઇને એક માછીએ મછવામાં ખેંચી લીધી હતી, અને પછી તેને પોતાને પીયેર સહિસલામત પહોંચાડી હતી.

હૃષીકેશચંદ્રના મનમાં ઉષાને માટે ઘણી લાગણી હતી. તેને તે પોતાની બ્હેન ગણતો અને તેના દુઃખથી દુઃખી થતો. ફરીથી એકવાર વીરપુર જઉં અને ઉષાનો તપાસ કરૂં, અને તેની જીંદગીના સુખના દિવસો પાછા લવાય તો લાવું, એવો વિચાર કરીને હૃષીકેશચંદ્ર વીરપુર આવ્યો હતો. ત્યાં તે થોડા દિવસ રહ્યો પણ કંઇક વિચિત્ર

બનાવો તેની નજરે પડયા. ચંદુલાલના ઘરમાં ઉષાને બધાં ભૂલી ગયાં હતાં, પણ ધીરેન્દ્રને પત્નીવિરહ કોઇ કોઇ વાર સાલતો અને તે સમયમાં તે પોતાની પત્નીનો શોધ કરવાને તત્પર થતો. તે ઘણી પુછપરછ કરતો અને આમથી તેમથી બાતમી મેળવતો.

તપાસ કરતાં તેને માલમ પડયું હતું કે જવાને દિવસે સાંઝે ઉષા તેનાં લુગડાં શાંતિથી સંકેલતી હતી અને તેનાં ઘરેણાં મુકતી હતી. ખુબસુરત ડોકમાંથી મોતીનો હાર, હાથ ઉપરની સોનાની બંગડીઓ, અને પગમાંથી રૂપાનાં સાંકળાં એણે કહાડી નાંખ્યાં હતાં. કોરવાળી સાડી કહાડીને કોર વગરની કે જે વિધવાઓ પહેરે છે તે તેણે પહેરી હતી પોતાની ઓરડીનો દીવો તેણે ઓલવી નાંખ્યો હતો, અને ધીમે ધીમે પગના અગ્રભાગ વડે ચાલીને બહાર ગઇ હતી.

તેના મોટા મકાનમાં અંધારૂં હતું અને સઘળું શાંત થઇ ગયું હતું. સવે નોકરો ઉંઘી ગયા હતા. ઉષા એક પછી એક એમ સર્વ નોકરોની આગળ થઇને ગઇ હતી, અને અવાજ થાય નહીં તેમ તેણે આગલા બારણાનો ઉલાળો ઉઘાડયો હતો. એક ક્ષણવાર તે ઉમરા ઉપર ઉભી રહી હતી અને તેણે પાછળ જોયું હતું, અને પછી તે યુવાન સ્ત્રી, મોટા પૈસાદાર કારભારીના દિકરાની વહુ, શિયાળાની અંધારી મધ્યરાત્રીએ મહેલ્લામાં એકલી ચાલતી બહાર દુનિયામાં નીકળી પડી હતી.

અડધો કલાક તે ચાલી અને થાકી ગઇ હતી. રસ્તા ઉપર આવેલા એક ઝાડ પાસે તે ઉભી રહી હતી અને ઠંડા પવનથી ધ્રુજતી હતી. એ વખતે એક સુંદર બગી કે જેને કાળા ઘોડા જોડેલા હતા તે ઝળકતા ફાનસ સહિત તેની આગળ થઇને ગઈ હતી, અને સ્ત્રીઓના હાસ્યનો અવાજ તેને સંભળાયો હતો. બીજી એક બગી કે જેને ઘોળા ઘોડા જોડેલા હતા તે જરા વધારે નજીક થઇને ગઇ હતી અને તેના ફાનસનો ઝળહળતો પ્રકાશ બરાબર તેના મુખ ઉપર પડયો હતો. તે ચમકી હતી અને ઝાડ પાછળ સંતાઇ ગઇ હતી.

એ બગીમાં ધીરેન્દ્ર બેઠો હતો. તેણે બગીના દીવાના પ્રકાશમાં ઉષાનું મુખ જોયું ત્યારે તે ચમકયો હતો. પણ દારૂના ઘેનમાં તે તેને બરાબર ઓળખી શકયો નહોતો. તેની સાથે તેનો એક મિત્ર બેઠો હતો તેણે પણ ઉષાની સામે નજર કરી હતી અને પોતે જોયેલી કોઇ સ્ત્રી હોય તેવું તેને લાગ્યું હતું. બગીઓના ગયા પછી ઉષા

ઝાડની પાછળથી નીકળીને બહાર આવી હતી અને ઉતાવળી ઉતાવળી નદી તરફ દોડી ગઇ હતી.

બીજે દિવસે સવારે ધીરેન્દ્રના ઘરમાં સૌના મોંમાંથી ભય અને શોકના ઉદ્ગારો નીકળવા લાગ્યા હતા. તહેનાતમાં રહેનારી બાઈએ તેની શેઠાણીને પથારીમાં દીઠી નહોતી અને નોકરોને કુવા પાસેથી કે ચોકમાંથી તે મળી શકી નહોતી. પુંજો વાળનારી બાઇએ તેની નવી શાલ બહારની બેઠકમાંથી ઉંચકી લીધી હતી અને દરવાનોને દરવાજાનો આગળો ઉઘાડેલો માલમ પડયો હતો. લાંબા વખત સુધી તપાસ કરવામાં આવી હતી પણ ફોગટમાં. ઘરની શેઠાણીનો પત્તો મળ્યો નહોતો.

વીરપુરના બધા મહેલ્લા અને કુવા, વાવ, તળાવ, વગેરે તમામ જગ્યાઓમાં તેનો તપાસ કરવામાં આવ્યો હતો, અને આસપાસનાં ગામોમાં માણસોને મોકલવામાં આવ્યાં હતાં, પણ માણસો કંઈ પણ ખબર લાવ્યા વગર એક પછી એક પાછાં આવ્યાં હતાં. પોલીસને ખબર આપવામાં આવી હતી; ઘણા પૈસા ખરચવામાં આવ્યા હતા; પણ તપાસ તદ્દન ફોગટમાં જ હતી; ઉષાની કંઇ પણ ભાળ મળી નહોતી.

બધાંના મનમાં ભયંકર શંકાઓ ઉત્પન્ન થઇ હતી. કુવા અને તળાવો શોધાવ્યાં હતાં પણ ફોગટમાં. સ્મશાનમાં પણ માણસોને મોકલ્યાં હતાં પણ ઉષાનું મડદું ત્યાં પણ નહોતું.

ધીરેન્દ્રના ઘરમાં નિરાશા વ્યાપી રહી હતી. તે વેરાન જેવા ઘર ઉપર અંધકારની છાયા છવાઈ રહી હતી. સઘળી તપાસ ફોગટ ગઇ હતી. બધાં માણસો પાછાં આવ્યાં હતાં, અને કંઈ જણાયું નહોતું.

એક દિવસ સાયંકાળે મોડી ધોબણ કપડાં લઇને આવી હતી. દિલગીર થતા લોકો તેની પાસે ભેગા થયા હતા કારણકે તે કંઈક ખબર લાવી હતી. તેણે કહ્યું કે તેણે એક દિવસ રાતના ત્રણ ચાર વાગ્યે તેની શેઠાણીને નદી ઉપર આવેલાં જોયાં હતાં. તેણે ધાર્યું કે આખું ગામ જાગૃત થાય તે પહેલાં ન્હાઇને તે પાછાં જઈ શકે તેટલા માટે તે આટલાં બધાં વ્હેલાં ન્હાવાને આવ્યાં હશે. તે તેની શેઠાણી જોડે એક બે અક્ષર બોલીને ચાલી ગઇ હતી અને પછીથી તેણે તેમને જોયાં નહોતાં.

આ પ્રમાણે ધીરેન્દ્ર પોતાની પત્ની વિષે બાતમી મેળવ્યા કરતો હતો. હૃષીકેશચંદ્ર વીરપુર આવ્યો તે દિવસે ધીરેન્દ્ર તેના આનંદી

સાથીઓને લઇને વીરપુરથી થોડે દૂર એક ગામડામાં ફરવાને માટે ગયો હતો. બે દિવસ પછી તે પાછો આવ્યો. તે વખતે રાત ઘણી ગઇ હતી. ધીરેન્દ્ર દારૂમાં ચકચૂર હતો અને તેના મુખ ઉપર નીશાની લાલાશ દેખાઇ આવતી હતી. તે ગાડીમાંથી ઉતર્યો તે વખતે તે લથડીયાં ખાવા લાગ્યો. તેના નોકરો તેને પકડીને મેડી ઉપર લઇ ગયા.

ધીરેન્દ્ર પોતાની મેડીમાં આવતો અને એકાંત ભોગવતો ત્યારે તેને ઉષાની ખોટ લાગતી અને તે ઉંડા નિસાસા નાંખતો. આ વખતે પણ તેને ઉષા સાંભરી અને તેને એકદમ કારી ઘા લાગ્યો. તે યુવાન માણસ હજી સુધી દારૂની અસરથી લથડીયાં ખાતો હતો અને એ કારી ઘાથી વધારે લથડીયાં ખાવા લાગ્યો. તે રાતે મધરાતથી તે પરોઢીયું થતા સુધી ધીરેન્દ્રે દીવાના ઝાંખા પ્રકાશમાં આમ તેમ ફર્યા જ કર્યું. તેની આ કંગાલ જીંદગીએ તેના ઉદાર હૃદયમાંની સઘળી લાગણીઓનો હજી નાશ કર્યો નહોતો, અને વેદનાના વિચારથી નીશાનો જુસ્સો ધીમે ધીમે મંદ પડતો હતો. ધીરેન્દ્રના મનમાં વિચાર આવ્યો: “ અહાહા, તે કેવી સુંદર, કોમળ, અને નિમકહલાલ હતી ! તેનો સ્ત્રીજાતિનો સ્નેહ, તેની સઘળી મધુરી મૃદુતા, તેના વિચારો, અને તેના મનની લાગણીઓ, આ બધું તેના પતિનો પ્રેમ મેળવવાને જ હતું; કારણ કે તે બીજા કોઇને ઓળખતી નહોતી અને ચ્હાતી નહોતી. દરરોજ મોડી રાત સુધી તે મારી પાસે બેસતી અને ધીમે ધીમે વ્હાલ દર્શાવનારા વિચારો, તથા આનંદ અને આશાભરી વાર્તાઓનું કથન કરતી. ”

ધીરેન્દ્રની સંભાળ નીચે યુવાવસ્થાનો લ્હાવો લઇને ઉષાએ સ્ત્રીત્વ પ્રાપ્ત કર્યું હતું. એક લતા જેમ વૃક્ષને વળગી રહે છે તેમ તે પતિના સ્નેહને વળગી રહી હતી, અને પોતાના છેલ્લા દિવસો સુધી પણ ફરિયાદ કર્યા વગર શાંતપણે અને નમ્ર દૃષ્ટિથી પોતાના પતિ તરફ જ જોઇ રહી હતી. આ સઘળું ધીરેન્દ્રને સાંભરી આવ્યું. તેના હૃદયમાં ખેદ થયો. ધીરેન્દ્ર આસપાસ જોવા લાગ્યો. તેની વિશ્વાસુ અને પ્રેમાળ સ્ત્રી વિષે અનેક વિચાર તેના મનમાં ઉત્પન્ન થયા. જો કે તે નીશામાં ચકચૂર થઇ ગયેલો હતો તો પણ તેના લાલચોળ મુખ ઉપરથી છાનાંમાનાં એક પછી એક અશ્રુ ટપકવા લાગ્યાં. તે દિવસે રાતે રસ્તામાં બગીના ફાનસના ક્ષણવાર પડેલા પ્રકાશમાં તેણે જે ફીક્કો ચ્હેરો જોયો હતો તે પોતાની સ્ત્રીનો જ હતો એવો તેને

હવે નિશ્ચય થયો. તે ચહેરો ફરીથી એકવાર તેના સ્મૃતિપટ ઉપર તરી આવ્યો, અને ફરી એકવાર ધીરેન્દ્ર ઝીણું આક્રંદ કરીને રોઇ પડયો.

થોડીવાર પછી પાછો ધીરેન્દ્ર મેડીમાં આમ તેમ ફરવા લાગ્યો. પોતાની સ્ત્રીની સાડીઓ, ચોળીયો, વગેરે તેની નજરે પડયાં. તે જોઇને તેને અત્યંત દુઃખ થયું. અત્યાર સુધી તેમના તરફ નજર કરવાની પણ તેણે જરાયે દરકાર કરી નહોતી, પણ આજે તેમને બારીકીથી તે જોવા લાગ્યો. પરિણત જીંદગીનાં આઠ વરસ સુધી ઉષાએ જે દાગીના પહેર્યા હતા અને હવે તેના પતિના પ્રેમની સાથે જેને તેણે પાછા પોતાના પતિને મનમાંથી સોંપી દીધા હતા તે દાગીના જોઇને ધીરેન્દ્રનું હૃદય ચીરાયું. મોતીનો હાર કે જે ઉષાની છાતી ઉપર લટકી રહ્યો હતો, તેઓ પરણ્યાં તે દિવસે રાતે જે મોતીથી જડેલી બંગડીઓ તેને આપવામાં આવી હતી, અને જે હીરાની ચાક તેના અંબોડામાં સદાએ ચળકતી હતી, તે દરેક વસ્તુને ધીરેન્દ્રે એક પછી એક હાથમાં લીધી અને તેને ધારી ધારીને જોઇ. આ દરેક વસ્તુએ તેને ભૂતકાળનું ભાન કરાવ્યું અને તેના મનમાં સ્વપ્નવત્ ભોગવેલી જીંદગીનું સ્મરણ થયું. જે વિચારો તેના મનમાંથી કેટલાક દિવસ થયાં ચાલ્યા ગયા હતા તે વિચારો હવે એકદમ એકઠા આવવા લાગ્યા. જે બનાવો અને દેખાવોથી કરીને તેની પ્રથમની જીંદગી મધુરી બની રહી હતી, તેમની સ્મૃતિ તેના હૃદયના ઉજ્જડ પ્રદેશમાં થવા લાગી. તેણે રાજ્યદરબારી ઠાઠથી તેની જીંદગી ગાળી હતી. તેના પિતાના ધનને તેણે ગુમાવ્યું હતું. ગટરમાં રહેતા દેડકાઓ કરતાં પણ જેમની જીંદગી વધારે ખરાબ છે તેવાં સ્ત્રીપુરૂષો સાથે તે ફરતો હતો અને તેની સત્યશીલ સ્ત્રી કે જે સ્ત્રીજાતિના અદ્વૈત પ્રેમથી તેની સાથે જોડાઇ રહી હતી તેનો પ્રેમ તેણે નષ્ટ કરી નાખ્યો હતો. પ્રેમને અંગે રહેલા સર્વ હક્કનો તેણે ભંગ કર્યો હતો, માનુષી લાગણીઓનો તેણે તિરસ્કાર કર્યો હતો, ઉમદા વાસનાઓને તેણે અધમ બનાવી હતી, અને તેની વિશ્વાસુ અને પ્રેમાળ સ્ત્રી ઉપર ઘણા મહિના સુધી દુઃખ ગુજારી તેને ભયંકર મૃત્યુના મુખમા આણી મુકી હતી. પોતે જે વિપત્તિને પોતાના ઉપર આણી મૂકી હતી તેનો વિચાર કરતાં તે દારૂડીયા અને ઉડાઉ માણસનું શરીર પશ્ચાત્તાપથી ધ્રુજવા લાગ્યું. તેની વહુની પાછળ માત્ર લુગડાં અને ઘરેણાં જ રેહેલાં હતાં અને તે લુગડાં તથા ઘરેણાં ઉપર અને તે ઓરડીની ઝાંખી ભીંતો ઉપર જેની

તેની નજર ફરી પડી કે તરતજ નિરાશા અને વેદનાથી તેના મુખમાંથી એકદમ શોકોદ્‌ગાર નીકળી ગયો અને તે લાંબો થઇને જમીન ઉપર ઢળી પડ્યો.

પ્રભાતના સમયમાં જ્યારે રવિરાજના પ્રકાશની રેખાઓએ મકાનમાં પ્રવેશ કર્યો અને આ કંગાલ ધીરેન્દ્રના ઉતરી ગયેલા મુખ ઉપર અને લાલચોળ થએલી આંખો ઉપર તેમનો ભાસ પડવા લાગ્યો ત્યારે ધીરેન્દ્ર ઉઠ્યો. વિચારમાં ને વિચારમાં તે આમતેમ ફરવા લાગ્યો. ઘણા દહાડાથી પડી રહેલી તેની વહુની એક સાડી તેની નજરે પડી. તેને લઇને તે ઉંચી મુકવા જતો હતો એટલામાં તેની ગડમાં મુકેલો એક કાગળ તેની દૃષ્ટિએ પડ્યો. ધીરેન્દ્રે પોતાના વિખરાઇ ગએલા વાળને ઠીક કર્યા અને તે કાગળને તેણે ઉપાડી લીધો અને વાંચવા માંડ્યો. તેમાં નીચે પ્રમાણે લખેલું હતું:—

"મારા પતિ !

જો કે પતિ કહીને તમને સંબોધવાને હવે હું તમારા મનથી લાયક રહી નથી તોપણ એકવાર પતિ કહીને મને સંબોધવા દેશો. મારા પતિ ! ઘણા વરસ હું તમારી પાસે રહી છું, તમારૂં અન્ન મેં ખાધું છે, અને તમારા પ્રેમની ભાગીયણ થઈ છું. મારી જીંદગીના આખર વખત સુધી પણ મેં તમારી તરફ પ્રેમમય ભાવથી જોયા કર્યું છે. જે સ્ત્રીને તમે એક વાર ચ્હાતા હતા તેના ઉપર દયા આણીને તેને સંભારવા પ્રયાસ કરશો. જે વખતમાં હું તમને અણગમતી નહોતી તે આપણા પહેલાંના દિવસોને યાદ કરશો. જે રાત્રિઓમાં હું તમારી પાસે બેસતી અને તમારા પ્રેમાળ શબ્દોથી મારા જીવને આનંદ આપતી, તે રાત્રિઓનો જરા વિચાર કરશો.

"હું મારા મનમાં આશા રાખતી હતી કે આ આનંદના દિવસો અખંડ રહેશે, પણ મારા નસીબે તેમ થયું નહીં. હું મારી ફરજ બજાવવાનું કોઇ વખત ચુકી નથી છતાં પણ મારી ભૂલ થઇ હોય તો મને માફ કરશો. મારી જીંદગીમાં મારે આ છેલ્લી અરજ કરવાની છે. હું તે અરજ મારી આંખોમાં અશ્રુ આણીને કરૂં છું.

"મારા જવાથી તમે સુખી થજો. તમે કુળવાનનું ફરજંદ છો. તમને આડે માર્ગે દોરનારા તમારા મિત્રોનો તમે ત્યાગ કરશો અને તમારા વિચારોને પરમેશ્વર તરફ દોરશો. એટલું કહેવાની મારી ફરજ

છે અને તે ફરજને હું અદા કરૂં છું. તમારી જીંદગીમાં તમે સુખી થજો અને આ કમનસીબ સ્ત્રીને કદિ કદિ સંભારશો."

પત્ર વાંચતે વાંચતે ધીરેન્દ્રનું હૈયું ભરાઇ આવ્યું. તેને ઘણી લાગણી થઇ. તેના કમજોર હાથમાંથી તે પત્ર પડી ગયો, અને ધીરેન્દ્ર લથડીયાં ખાતો ખાતો એક બે ડગલાં આગળ ગયો અને બેભાન થઈને જમીન ઉપર પડયો.

પણ ધીરેન્દ્રની લાગણી શ્મશાનવૈરાગ્ય જેવી હતી. ઘડીકમાં તેનું હૈયું ભરાઇ આવતું અને ઘડીકમાં તે વજ્ર જેવું કઠણ થઇને મોજશોખ અને ગાનતાનમાં ગુલતાન બની જતું. ઘરમાં તે આવતો અને મેડીએ એકાંત ભોગવતો ત્યારે તેની પત્ની તેને સાંભરતી. પણ મિત્રોના સહવાસથી અને દારૂના નીશાથી તે તેને ભૂલી જતો અ રમતગમતમાં મશગુલ બની જતો.

બપોરના ત્રણ ચાર વાગવાનો સમય થવા આવ્યો એટલે ધીરેન્દ્રના મિત્રો એને ઘેર આવ્યા; ચાહપાણી થવા માંડયાં; અને સૌએ 'કલબ'માં જવાની ઇચ્છા જણાવી. ધીરેન્દ્ર પોતાના મનમાંથી શોક વગેરેને કહાડી નાંખીને સૌની સાથે 'કલબ'માં ગયો. ત્યાં તેના બીજા મિત્રો પણ એકઠા થયા હતા. તેમાં કેટલીક સ્ત્રીઓ પણ હતી. અર્વાચીન સમયના રિવાજ પ્રમાણે સ્ત્રીઓ પણ તેમાં ભાગ લેતી હતી, અને પોતે સુધરેલી છે એમ કહેવડાવવાનો દાવો કરતી હતી. ધીરેન્દ્રની 'કલબ'માં વાણીયા, બ્રાહ્મણ, પાટીદાર, પારસી, ખ્રિસ્તી સૌએ આવતા અને ચાહ, સોડાવૉટર, શરાબ વગેરે જે ફાવે તે ઉડાવતા. ધીરેન્દ્ર જ્યારે ઘરથી કંટાળતો ત્યારે આ 'કલબ'માં જતો અને ત્યાં જઇને સંસારને ભૂલી જતો. આજે તે આવ્યો તે વખતે તેના દોસ્તદારો ક્યારનાયે આવી ગયેલા હતા. તે આવ્યો એટલે એક પારસી મિત્ર બોલી ઉઠયો: "ભાઇ, આજે તો ધીરેન્દ્રભાઇનાં પગલાં જલદી અહીં થયાં છે. એવણુને એક બે 'એગ્ઝ' અને 'વાઇન' થી વધાવી લીયો."

"હા, ભાઇ, હા; 'વાઇન'ની સાથે થોડી 'બ્રેડ' બી આપજો. આજે તો એમનાં રાણીસાહેબે ખવડાવ્યા વગર હાંકી કહાડયા હોય એમ લાગે છે. નહીં તો અત્યારમાં એ ક્યાંથી અહીં હોય!" એક ખ્રિસ્તી જવાન માલકમે કહ્યું.

"ઓ, મિસ રૂકિમણી, માય ડીયર, હું તમને ચાહું છું; તેની સાબિતી એ જ કે હું સૌના કરતાં વધારે પાસે બેઠો છું." જાણે

રૂક્મિણી બ્હેરી હોય એમ ધાંટો પાડીને એક વણિક્ યુવાન બોલી ઉઠયો.

"ઘેલછા શું કહાડો છો ?" એમ કહીને શરમાઇને રૂક્મિણી ત્યાંથી ઉઠી ગઇ.

એટલામાં એક પારસી યુવાન બોલી ઉઠયો: "અલ્યા બમના, આ ધીરેન્દ્ર વિલાયત જવાના છે. એમનો 'ટોસ્ટ' લેજે."

"હા, હું એમનો 'ટોસ્ટ' લેવસ, અને તારો બી લેવસ, અને તારા બપાવાનો બી લેવસ."

"અરે હું વલી તારા બપાવાના બપાવાનો લેવસ. બૉય્, બૉય્."

"અરે મરોરે પોયરાઓ, વલી બપાવાના 'ટોસ્ટ' લેવાતા હોસે!" મિસ પરીન બોલી ઉઠી.

"હા, હા. હું નાનો હુતો ત્યારે મારા બપાવા મને ઘનું મારતા હતા."

"ત્યારે તો તેમની યાદગીરીમાં જરૂર 'ટોસ્ટ' લેવો જોઇએ. બૉય્ બૉય્."

"ઘણું જીવો બમનુના બપાવા." એમ કહીને એક મોટો દારૂનો પ્યાલો બેજન ગટગટાવી ગયો.

"મુઆ, આ પોયરાઓ." પરીન મોટેથી બોલી ઉઠી.

"મિસ પરીન, હું તમોને ચાહું છું." બમન બૂમ પાડીને બોલ્યો. પરીને તેનો હાથ દાબ્યો અને ત્યાંથી ઉઠીને ચાલી ગઇ. બમનની આંખો લાલચોળ થઇ ગઇ હતી.

"પણ ધીરેન્દ્રભાઇ, તમે વિલાયત જઇને શું શું લાવશો ?" ઇંગ્રેજી પોશાકમાં સજ્જ થયેલો રસિકલાલ બોલ્યો.

"એક મડમડી." સુંદરલાલે જવાબ આપ્યો.

બેજન એક બાજુએ તરફડીયાં ખાતો હતો. તેની પાસે ધીરેન્દ્ર આવીને બેઠો. તેણે બૉય્‌ને બૂમ પાડી. બૉય્ એક ગ્લાસ ભરીને લાવ્યો અને તેની પાસે મુકયો. ધીરેન્દ્રે તેનો સ્વાદ અચ્છી તરેહથી લીધો. બેજન અને ધીરેન્દ્ર પાસે પાસે બેઠેલા હતા. એકબીજાની સામે તે જોવા લાગ્યા. બંનેની આંખો ફરવા લાગી. એટલામાં ધીરેન્દ્ર સુંદરલાલને મિસ રૂક્મિણી ધારી તેની પાસે જઇને બેઠો અને બોલ્યો: "હું વિલાયત જઉં તો તમારે માટે શું લાવું, મિસ રૂક્મિણી?"

સુંદરલાલ સમજી ગયો અને ઉત્તર આપવા લાગ્યો: "એક સુંદર હીરાનો હાર."

"અને તે ન મળે તો?"

"તો એક પવનપાવડી લેતા આવજો કે મિસ રૂકિમણી તેમાં બેશીને ગમે ત્યાં ફરે." એક જણ બોલી ઉઠયો અને સર્વે હસવા લાગ્યા.

"નહીં તો વિલાયતનાં સુંદર 'એગ્ઝ' લેતા આવજો. કહે છે કે વિલાયતની મુરઘીઓ બહુ મોટાં ઇંડાં મુકે છે." બીજો એક જણ બોલી ઉઠયો અને આખી 'કલબ'માં હસાહસ ચાલી રહી.

એટલામાં **શ્યામ**સુંદર નામનો એક બ્રાહ્મણ જરા આગળ આવ્યો અને પોતે ધર્મીષ્ઠ હોવાનો ડોળ કરીને બોલ્યો: "તમે બધા વહી ગયા છો. તમે ધર્મ બર્મને તો વેગળો જ મુકી દીધો છે. બહુ બોલવું અને જીભને બહુ બ્હેકાવવી એ પણ એક જાતનું પાપ છે."

"ત્યારે હવે એક પાટીયું અહીં મારો કે 'કલબ'માં જેણે આવવું તેણે મોંમાં ડુચો મારીને આવવું." એક જણ હસતો હસતો બોલ્યો અને બધા હસી પડયા.

પણ **શ્યામ**સુંદરે તો આગળ ચલાવ્યા જ કર્યું: "તમે કોઈ ભક્ષ્યાભક્ષ્ય અને સ્પર્શાસ્પર્શના નિયમ પાળતા નથી. સત્સંગ કરતા નથી..." એમ બોલતે બોલતે તેની આંખો ઢળી ગઈ અને તેણે ટેબલ ઉપર માથું નાંખી દીધું.

"અરે **શ્યામ**સુંદરને સમાધિ આવી." સુંદરલાલ મોટેથી બૂમ પાડીને બોલી ઉઠયો.

"હા, આવસ્તો; એમણે આજે સોમરસ બહુ લીધો છે. ભાઇ, શુદ્ધ બ્રાહ્મણ હોય તે જ તેનું પાન કરી શકે, એમ વેદ કહે છે."

એટલામાં **શ્યામ**સુંદરે માથું જરા ઉંચું કર્યું. જરા ટટાર થઇને તે બેઠો, અને બોલવા લાગ્યો: "બ્રાહ્મણને જપ, તપ, દાન કરવાનાં કહેલાં છે, પઠન અને પાઠન એ એમનાં કર્ત્તવ્યો છે. બ્રાહ્મણે જ્ઞાનરસ પીવાનો છે. તેનાથી જ એને મોક્ષ મળે છે."

"આ રહ્યો અમારો જ્ઞાનરસ. બંદા તો હવે નક્કી મોક્ષ મેળવવાના." એમ કહીને રસિકલાલે એક ગ્લાસ મોંએ માંડયો.

"અલ્યા તારે જનોઇ છે કે નહીં?" સુંદરલાલે પુછ્યું.

"એ વળી બંધન શું ? આ વીસમી સદીમાં તો કોટ, પાટલુન, કોલર, નેકટાઇ જ શોભે. 'ઢેમ નૉન્સન્સ્' આ બધું. બંદાને જનોઇ દીધું, પણ બંદાએ તે ઝટ કુતરાને પહેરાવી દીધું." રસિકલાલે જવાબ આપ્યો અને બધા ખડખડ હસ્યા.

"ત્યારે રોજ સ્નાન કરે છે કે નહીં ?" શ્યામસુંદરે પુછ્યું.

"કોઇ મરી જાય ત્યારે સ્નાન કરીએ; રોજ તો કોણ મરી જાય ?"

"સૌએ પૂજા તો કરવી જ જોઈએ." શ્યામસુંદરે ટેબલ ઉપર હાથ પછાડીને કહ્યું.

"એ વળી પથ્થર શા પૂજવા ? આ ભગતડાંએ તો સત્યાનાશ વાળયું ! આ વળી રોજ ન્હાવું શું, અને ટીલાં ટપકાં કરવાં શાં ! પરમેશ્વરે કપાળ ચોખ્ખું બનાવ્યું છે તેને વળી બગાડવું શું ? આ બંદા તો જન્મ્યા ત્યારે વળી ન્હાયા'તા. પછી કોઈ દિવસ ન્હાયા જ નથી." રસિકલાલે જવાબ આપ્યો અને બધા હસ્યા.

"પરમેશ્વરની ભક્તિ કરવાથી મન નિર્મળ રહે." શ્યામસુંદરે પાછું કહ્યું.

"ભક્ટિ, ભક્ટિ, એ વળી સું ?" અમન બોલી ઉઠયો.

"મારૂં ચાલે તો આ ભગતડાંને એકઠાં કરીને આ તળાવમાં નાંખું. ત્યાં એ રોજ ન્હાયા જ કરે. એ ભગતડાંએ આખો દેશ બગાડયો; અને આ બાવાઓ, જોગટાઓ, કશું ના થયું કે આ થયા બાવા, અને બાવા તે સૌના બાવા જ થઇને બેઠા છે." રસિકલાલે પાછું કહ્યું અને સર્વે હસવા લાગ્યા.

"ધર્મથી દેશનો ઉદ્ધાર થાય." શ્યામસુંદર બોલ્યો.

"કોટ, પાટલુન, કોલર, નેકટાઇ અને આ શરાબ, એથી દેશનો ઉદ્ધાર." રસિકલાલે પાછો જવાબ આપ્યો.

"અને ખાણું ટેબલ ઉપર ખાવું હોં, જો જો વળી ભૂલતા." અમન વચમાં બોલી ઉઠયો.

"અલબત્ત, દાળ કઢીના સડકા આ હાથે મારવા, એ કેવું જંગલી લાગે છે.' સુંદરલાલે ટાપશી પુરી.

"આપણું શાસ્ત્ર કહે છે કે મદિરાપાનથી સર્વસ્વ જાય અને આબરૂના કાંકરા થાય." લથડીયાં ખાતો ખાતો શ્યામસુંદર બોલ્યો.

"બંદાની તો આબરૂ વધતી જ જાય છે. કાલે બજારમાં બંદા પડયા હતા ત્યાં બધાએ આ બંદાને ઓળખી ગયા. એ બજારમાં

હવે જઉં તો આ બંદાને કોઇ ઓળખ્યા વગર રહે નહીં." મુછ ઉપર હાથ દઇને રસિકલાલ બોલ્યો.

એટલામાં સુંદરલાલ જરા આગળ આવ્યો. તેના હાથમાં દારૂનો પ્યાલો હતો. તે સૌ સાંભળે તેમ બોલ્યોઃ "જુવો, કલ્યાણ કરવાનો માર્ગ આટલો આ જ છે. હવે મારે ને સ્વર્ગને એક વેંતનું જ છેટું રહ્યું છે. બસ, આપણે તો ખાવું, પીવું ને મોજ કરવી. ખાવાને રૂડાં રૂડાં ભોજન પરમેશ્વરે કર્યાં છે તે મુકીને આ અભાગીયાઓ અગીયારશ, પ્રદોષ, જન્માષ્ટમી વગેરે કરે છે. આપણને તો જ્યારે ખાવાનું ન મળે ત્યારે અગીયારશ. પરમેશ્વરે આ દુનિયા મોજ મારવાને કરેલી છે. બસ, મોજ મારવી."

સૌ સાભળી રહ્યા. ધીરેન્દ્ર પાછો સુંદરલાલને રૂકિમણી ધારી તેના ખભા ઉપર માથું નાંખી પડી રહ્યો અને તેના કાનમાં છાનો માનો 'માય્ ડીયર, માય્ ડીયર,' કહેવા લાગ્યો, અને સુંદરલાલ તેને કંઇ કંઇ જવાબ આપતો છાનો છાનો હસવા લાગ્યો. એટલામાં સંધ્યાકાળ પડી. દીવા થયા. દીવાના પ્રકાશથી સૌની આંખો ગોળ ફરવા લાગી. સૌને એકને બદલે ચાર ચાર દીવા દેખાવા લાગ્યા. ધીરેન્દ્ર બોલી ઉઠયોઃ "બૉય્, બૉય્, ગદ્ધા ટેબલ પર એક જ દીવો રાખ, અને બીજા હોલવી નાંખ."

"સાબ, ટેબલપર તો એક જ દીવો છે." બૉયે જવાબ આપ્યો.

ધીરેન્દ્ર જરા શરમાયો. તેણે હાથ લાંબો કરીને સુંદરલાલનો હાથ પકડ્યો અને બોલ્યોઃ "માય્ લવ્."

એટલામાં ઓરડીનું બારણું ખૂબ જોરથી ખખડ્યું. જાણે મોટો ધરતીકંપ થયો હોય એવો અવાજ સૌને લાગ્યો. સર્વે ચમક્યા, બ્હીન્યા, અને ગભરાયા. કેટલાકને ખુરશી, ટેબલ વગેરે ફરતાં જણાયાં. 'ધરતીકંપ, ધરતીકંપ,' કહીને ખુરશી, ટેબલ, જે હાથમાં આવ્યું તેને સૌ વળગી રહ્યા. કેટલાક શુદ્ધિમાં આવી ગયા.

"સાલા પાડોશીઓ બડા મસ્તીખોર છે." રસિકલાલે કહ્યું.

"કોઇ બારણું ઉઘાડશો નહીં." એક જણ બોલી ઉઠયો.

"કેમ નહીં ઉઘાડવું? હું તો ઉઘાડીશ. કોઇ સભ્ય ગૃહસ્થ આપણી મુલાકાતે આવતો હોય તે પાછો જાય ને!" બીજાએ કહ્યું.

"અલબત્ત 'જેન્ટલમેનો'ને મળવાને 'જેન્ટલમેનો'જ આવે." અમને કહ્યું.

"ખરૂં છે, આપણા જેવા સભ્ય ગૃહસ્થો બીજે કંઇ નહીં જ હોય." રસિકલાલ બોલ્યો.

"હા, હા, એટીકેટ, ફેશન્, અપ-ટુ-ડેટ્પણું, તો આપણા જેવું કહીંએ નહીં જ હોય!" સુંદરલાલે કહ્યું.

શ્યામસુંદર આખરે બ્રાહ્મણ હતો, તે મશ્કરીમાં બોલી ઉઠયોઃ "હા, હા, તમારી સીગારેટ અપ-ટુ-ડેટ્, તમારો વ્હીસ્કી અપ-ટુ-ડેટ્, તમારાં એગ્ઝ્ અપ-ટુ-ડેટ્,......"

"અમારાં મિસ રૂક્મિણી અને મિસ પરીન પણ અપ-ટુ-ડેટ્;" અમન બોલી ઉઠ્યો અને સર્વે ખડખડ હશી પડયા. આખા મકાનમાં તેમનું હાસ્ય ગાજી રહ્યું.

"અપ-ટુ-ડેટ્, અને વળી અભેદભાવ રાખવાવાળા; ખરા વેદાન્તી તો આપણે જ છીએ." રસિકલાલે કહ્યું.

"'પ્રેકટીકલ' વેદાન્તી તો આપણે જ. બીજા બધા તો અભેદ ની વાતો કરે, પણ આપણે અહીં તો ભેદભાવ જેવું કંઇ છે જ નહીં" શ્યામસુંદરે ઠાવકું મોં રાખીને મશ્કરીમાં કહ્યું.

"હા, હા. સ્પર્શાસ્પર્શ, ભક્ષ્યાભક્ષ્ય કે મારૂં તારૂં, અહીં કંઇ છે જ નહીં." રસિકલાલે જવાબ આપ્યો અને તેણે મિસ રૂક્મિણીનો હાથ દબાવ્યો.

શ્યામસુંદર જરા આગળ આવ્યો અને વિદ્વાન બ્રાહ્મણ હોવાનો ડોળ કરીને બોલ્યોઃ "**ब्रह्म सत्यं जगन्मिऽथ्या.**" એકલું બ્રહ્મ સત્ય છે અને જગત્ મિથ્યા છે."

"આ બામણાઓ તો ખોટો લવારો કરે એટલુંજ; પણ આ-પણે તો બ્રહ્મ સત્યં જગત્ મિથ્યા, એ સૂત્રને બરાબર પાળીએ છીએ. જુઓ, આ આપણું બ્રહ્મ છે. તેમાં તદાકાર થવાને આપણે પ્રયાસ કરીએ છીએ, અને છેવટે સમાધિ લઇએ છીએ." જરા છાતી કહાડીને રસિકલાલ આગળ આવ્યો અને હાથમાં ગ્લાસ લઇને બોલ્યો.

આ પ્રમાણે વાતોના તડાકા મારવામાં અને મદિરાપાન કરવામાં સર્વ મંડળી મશગુલ થઇ રહી હતી. પણ વખત વખતનું કામ કરતો

હતો. આ 'કલબ'ના કોઇ પણ સભાસદને તેનું ભાન ન હતું. આખરે રાત ઘણી ગઇ અને સૌએ પાછા ઘેર જવાનો વિચાર કર્યો. પણ આટલાથી ધરાયા ન હોય તેમ ધીરેન્દ્ર અને તેના કેટલાક મિત્રોએ દ્યુતગૃહમાં જવાનો વિચાર કર્યો.

દિવસે સભ્ય ગૃહસ્થના વેષમાં ફરવું અને રાત્રે એકાદ જુગારખાનામાં એકત્ર થઇ નાના પ્રકારનાં દુષ્ટ કૃત્યો કરવાં, આ કેટલાક નિરૂદ્યમી અને પાપી પુરૂષોનો સતત ઉદ્યોગ થઇ રહેલો હોય છે. આ વખતે શ્રાવણ માસ પુરો થવા આવ્યો હતો. રાતે વરસાદની ફરફર એક સરખી પડયા કરતી હતી. રસ્તામાં અતિશય કાદવ થઇ ગયો હતો. લોકોને ચાલતાં ત્રાસ ઘણો પડતો હતો. રસ્તા ઉપરના દિવાનો પ્રકાશ મંદ હતો અને તેમાં વળી વરસાદની ફરફર આવે એટલે તે પ્રકાશ પણ નહીં જેવો જ થઇ રહ્યો હતો. બંને બાજુની દુકાનો બંધ થયેલી હતી. રાતના અગીયારેક વાગવાનો સમય થયો હતો. કોઇ મારવાડી હિસાબનો ચોપડો લખતો, દીવામાં દીવેલ ખુટવાથી વારંવાર તેને સંકોરતો, દુકાનનો અડધો ભાગ બંધ કરીને બેઠેલો કવચિત્ જણાતો હતો. તેનો દીવો તેને જ પુરતો પ્રકાશ ન આપે તો રસ્તે જનારને શું આપે !

આ વખતે ધીરેન્દ્ર અને તેના કેટલાક મિત્રો ગલીકુંચીઓનો આશ્રય લેતા લેતા જેમ બને તેમ સપાટાબંધ ચાલતા હતા. ધીરેન્દ્રના શરીર ઉપર એક 'ઓવર કોટ' નાંખેલો હતો અને તેણે એક ગુલાબી ભપકાદાર પંજાબી તરેહનો ફેંટો બાંધ્યો હતો. તેની આંખો લાલચોળ થઇ રહેલી હતી. તેના એકંદર ચહેરા ઉપરથી એમ સ્પષ્ટ દેખાતું હતું કે મદિરાની કેફમાં તે ચકચૂર છે. અનેક દિવસના અભ્યાસથી ઘડાઇને દૃઢ થયેલો ધીરેન્દ્ર મદિરાપાનથી બેશુદ્ધ થયો નહોતો, પણ મદિરામદને લીધે તેની આંખો ખુન્નસ અને ક્રુરતાથી ભરપૂર દેખાઇ આવતી હતી. ચાલતાં ચાલતાં કંઇક સ્પષ્ટ અને કંઇક અસ્પષ્ટ શબ્દો તે લવતો હતો. તેનો લવારો સમજવાને અન્ય જનો સમર્થ નહોતા; પૂર્ણ સમાધિની અવસ્થાને પ્રાપ્ત થયેલા મહાત્માઓનાં માર્મિક વચનો સમજવાને થોડાક જ ભાગ્યશાળી હોય છે !

આ પ્રમાણે કેટલીએક વાંકીચુંકી ગલીઓમાં થઇને ધીરેન્દ્ર અને તેના મિત્રો આખરે એક ઘણી જ અંધારી ગલીમાં આવી પહોંચ્યા.

ત્યાં એક નાની ઓરડી હતી તેની પાસે ઉભા રહીને ધીરેન્દ્રે ધીમેથી તેના બારણા ઉપર થાપ મારી. એક ઠીંગણો, શાહી જેવો કાળો, અને લાલચોળ આંખોવાળો મનુષ્ય આવ્યો અને તેણે બારણું અડધું ઉઘાડયું અને સૌને અંદર લઇ લીધા. દ્વારની પાસે જ એક ઝાંખો ઘાસતેલનો દીવો બળતો હતો. તેના ભુખરા પ્રકાશથી તે કાળા મનુષ્યનો ચહેરો અધિક ભયંકર દેખાતો હતો. ધીરેન્દ્ર અંદર ગયો અને દ્યુતક્રીડામાં નિમગ્ન થયેલી એક મોટી સભ્ય ગૃહસ્થોની મંડળીમાં દાખલ થઇ ગયો.

એ મંડળીમાંથી ઘેર પાછા જતાં ધીરેન્દ્ર રસ્તામાં પડયો. દારૂની અસર વધી ગઇ, તેનો ઝાડો છુટી ગયો, અને તેને બેચાર ઉલટીઓ થઇ ગઇ. જેમ તેમ કરીને તે ઉભો થયો અને આગળ ચાલ્યો, પણ પાછું તેને લથડીયું આવ્યું અને તે પાસે આવેલા એક ઘરના ઓટલા પાસેની ઢોરની ગમાણમાં જઈને પડયો. ઘરધણીએ તેને ધકકેલીને બહાર કહાડી મૂકયો, ફરી પાછો તે રસ્તામાં પડયો, અને તેને ઘેર જવા જેવું ભાન રહ્યું નહીં. તેને ઘેર ખબર કરવામાં આવી. તેના નોકરો આવ્યા પણ તેમણે પણ આવા દુર્ગંધવાળા શેઠને અડકવાની આનાકાની કરી. આખરે તેમણે તેને વળીઓના ટેકાથી ઉંચો કરી ગાડીમાં નાંખ્યો અને ઘેર લઇ જઇને મેડી ઉપર સુવાડી દીધો.

ધીરેન્દ્ર આવ્યો તે વખતે હૃષીકેશચંદ્ર જાગતો હતો. તેને ઝોળીમાં ઘાલીને ઘરમાં લાવવામાં આવ્યો હતો. હૃષીકેશચંદ્રે ધીરેન્દ્રનાં હાલ જોયા. તેને ઉષા સાંભરી. વિચાર કરતો કરતો તે એક ખુરશી ઉપર પડયો અને ખેદ કરતો કરતો અહીં તહીં માનસિક દૃષ્ટિ ફેરવવા લાગ્યો. પતિસેવા અને નમ્રતા જેવા સદ્‌ગુણોને સ્વાભાવિક રીતે ધારણ કરી રહેલી ભારતની આર્યાઓની અવગણના અને દીનદશા જોઇને તેનું હૃદય ચિરાયું. તેના મનમાં વિચાર આવ્યો: "પતિસેવા એ ઉત્તમ આદર્શ છે. પણ એ સેવાવૃત્તિનું પાલન કરવામાં સ્ત્રીની પ્રતિષ્ઠા ન જળવાય, તેનું માન ભંગ થાય, અને તે એક ગુલામની દશા ભોગવે એ ઘણું શોચનીય છે. અફસોસ! ભારતમાં ઉષા જેવી અનેક સ્ત્રીઓ હશે! અનેક એના જેવી અધમ દશાને ભોગવતી હશે! અનેક પતિ-ઓના પ્રહાર વેઠતી હશે! અનેકની અવગણના થતી હશે! પતિ ફાવે ત્યાં ફરે હરે, સ્વચ્છંદે વર્તે, અને બિચારી સ્ત્રી તેની સેવામાં હાજર

જ રહે, ન રહે તો એનો વાંક! સ્ત્રીને કેળવણી નહીં, સંસ્કાર નહીં, સ્વાતંત્ર્ય નહીં! આવી અધમ દશા તો ભારતમાં જ જોવામાં આવે છે. સ્ત્રીઓનાં માન પ્રતિષ્ઠા જળવાય તો તેમનામાં અનેક સદ્દગુણોની ખીલવણી થાય. તેમના ગુણોની ગણના થઇ શકે તેમ નથી. પતિભક્તિ, કુટુંબસેવા, સ્વાર્પણ, સહનશીલતા, સ્વદેશપ્રીતિ અને ધર્માભિમાન માટે પ્રાચીન ભારતની સ્ત્રીઓ જગમાં પ્રખ્યાત થયેલી છે. આધુનિક સમયની સ્ત્રીઓને કેળવણી આપો, સ્વાતંત્ર્ય આપો, તેમના સદ્દગુણો ખીલવવાને તેમને અવકાશ આપો, તેમનાં માનપ્રતિષ્ઠા જાળવો, અને તેઓ પણ નમુનેદાર સ્ત્રીઓ બની રહેશે. કેળવણી વગર, સ્વાતંત્ર્ય વગર, અને માનપ્રતિષ્ટા વગર ભારતની સ્ત્રીઓ આજે પશુ જેવી અધમ દશાને ભોગવી રહેલા છે. અફસોસ!"

રાત ઘણી ગઇ હતી તેથી હૃષીકેશચંદ્ર મેડી ઉપર જઇને સુઇ ગયો. પણ તેને ઉંઘ આવી નહીં. તેના મનમાં ઉષાના વિચાર ઘોળાયા કર્યા. હજી પણ ઉષા ધારે તો ધીરેન્દ્રને સુધારી શકે એમ તે દઢપણે માનવા લાગ્યો. પણ હૃષીકેશચંદ્ર ભૂલ્યો હતો. મોટાનાં છોરૂ તો એવાં જ હોય!

ધીરેન્દ્રની દશા જોઇને કંટાળી ગયેલો હૃષીકેશચંદ્ર બીજે જ દિવસે કનકપુર જવાને નીકળ્યો.

---

## પ્રકરણ ૩ જું.



### રાજ્યની પુનર્ઘટના.



હૃષીકેશચંદ્ર કનકપુર આવ્યો. બારોબાર રાજમહેલ જઇને રાણાજીને મળવું એવો તેનો પ્રથમ વિચાર હતો. પણ રસ્તામાં બિપિનચંદ્રનો બંગલો આવતો હોવાથી તેનો તે વિચાર બદલાયો. તેના મનમાં એમ થયું કે પ્રથમ બિપિનચંદ્રને બંગલે જઉં અને ત્યાં થોડીવાર રહ્યા પછી રાણાજીને મળું. એવા ઉદ્દેશથી તે બિપિનચંદ્રને

બંગલે જવા લાગ્યો. એક સુશોભિત બાગની વચ્ચે બિપિનચંદ્રનો બંગલો આવેલો હતો. દીવ્ય પ્રભાતનો સમય હતો. સૂર્યનારાયણનાં આછાં આછાં કિરણો તે બંગલાને સોનેરી રંગે રંગી રહ્યાં હતાં. પક્ષીઓ કલ્લોલ કરી આનંદમાં ઉડતાં હતાં. હૃષીકેશચંદ્રે બંગલાને દૂરથી જોયો અને આ વખતે તે બંગલા ઉપર એક પ્રકારની અલૌકિક દીવ્ય પ્રભા પથરાઇ રહેલી તેને લાગી. તે ધીમે ધીમે બંગલા પાસે જવા લાગ્યો. તેની આસપાસનું વાતાવરણ તેને ઘણું જ શાંત અને પવિત્ર લાગ્યું. એ શાંતિ અને પવિત્રતામાં ન્હાતો અને તરબોળાતો હૃષીકેશચંદ્ર આગળ પગલાં ભરવા લાગ્યો. જેમ જેમ તે પાસે ગયો તેમ તેમ એક મધુર સ્વર તેને કાને વધારે વધારે પડવા લાગ્યો. હૃષીકેશચંદ્ર જરા થોભ્યો અને કાન દઇને સાંભળવા લાગ્યો. નીચેના શબ્દો તેને કાને પડ્યાઃ—

( ગ્હાડ )

"જરા તું તો જોને જાગી.
હે મહેલમાંહિ વસનારા રે, જરા તું તો જોને જાગી."

હૃષીકેશચંદ્ર સાંભળી રહ્યો. તેના મનમાં, હૃદયમાં, અને આત્મામાં તે ગાનનો, ગાયકના મધુર આલાપનો, અને તેના તાન પલટાનો મિષ્ટ સ્વર ગાજી રહ્યો. અને આનંદના ઓઘમાં તે ન્હાવા લાગ્યો. તે જરા આગળ ચાલ્યો. બીજા શબ્દો તેને કાને પડ્યાઃ—

"કંચન કાયા તારી માટીમાં મળશે રે,
હાડપિંજર જશે ભાગી;
ભાગીઈઈ ભાઆ–આ–આ–ગી રે ભાગી—જોને જાગી."

હૃષીકેશચંદ્ર જરા વધારે આગળ ગયો. તે ગાનારના સ્વર તેને કંઇક પરિચિત લાગ્યો. પ્રાતઃકાળની પૂજામાંથી પરવારીને મૃણાલિનિ હાથમાં તંબુરો લઇને એ ગાન ગાઇ રહી હતી. તેના ગાનમાં વૈરાગ્ય, નીતિ અને ભક્તિની છાયા હતી. ગાન આગળને આગળ વાધ્યું. હૃષીકેશચંદ્ર તે સાંભળીને વધારે ને વધારે આકર્ષાયો. તે મનમાં બોલી ઉઠ્યોઃ "કેવો દીવ્ય અને મધુર આલાપ! આ કોઇ નિર્દોષ, પવિત્ર અને વૈરાગ્યશીલ મુગ્ધ બાળા ગાય છે. એ કોણ હશે? બિપિન-ચંદ્રના બંગલાની આસપાસનુ વાતાવરણ તેનાથી પવિત્ર અને ઉચ્ચ ભાવનાવાળું બની રહ્યું છે."

હૃષીકેશચંદ્ર ઉંડા વિચારમાં પડ્યો. એટલામાં વળી ગાન આગળ વાધ્યું—

" કાયા બળશે જેમ ઘાસની પૂળી રે,
રહીશ તું પુણ્ય પાપ ભાગી;
ભાગીઈઈ, ભાઆ–આ–આ–ગી રે ભાગી—જોને જાગી.

હૃષીકેશચંદ્રના મુખમાંથી અનાયાસેજ નીચેના શબ્દો નીકળી ગયા: " બિપિનચંદ્ર, ધન્ય છે, ધન્ય છે તને ! તારા બંગલામાં શાંતિ, ભક્તિ અને નીતિએ વાસ કરેલો છે. રાજકાજની ખટપટમાં પડયા છતાં પણ તારા ઘરમાં ઉંડી નીતિ અને પવિત્રતા વસી રહેલાં છે. તારી પાસે લક્ષ્મી છે છતાં પણ તારા આત્મામાં પ્રભુએ વાસ કરેલો છે. પશ્ચિમની વિદ્યા તેં ગ્રહી છે પણ આર્યોના પ્રાચીન આદર્શને તેં તજ્યું નથી. તારા ઘરમાં વૈરાગ્યની છાયા છવાઈ રહી છે; સાદું જીવન અને ઉચ્ચ વિચાર તારા ગૃહનું જીવનસૂત્ર છે. જ્યાં સાદાઈ છે ત્યાં નિસ્પૃહા છે; જ્યાં નિસ્પૃહા છે ત્યાં સ્વતંત્રતા છે; અને જ્યાં સ્વતંત્રતા છે ત્યાં સર્વસ્વ છે. "

હૃષીકેશચંદ્ર થોડીવાર અટકયો. તે સ્તબ્ધ થઇને ઉભો રહ્યો. પાસેના દશ્ય ઉપરથી તેની દૃષ્ટિ ખશી અને ક્ષણવાર તે ભારતની આધુનિક સ્થિતિ ઉપર પડી રહી. ઉંડો નિઃશ્વાસ નાંખીને હૃષીકેશચંદ્ર મનમાં બોલી ઉઠયો: " કેટલો બધો વિનિપાત ! જે ભૂમિ એક વાર સાદાઈ, પવિત્રતા અને નિસ્પૃહાને માટે અખિલ વિશ્વમાં પ્રસિદ્ધ થઈ રહી હતી, તે ભૂમિ મોજશોખ અને વિલાસને વશ થઇ આજે પરતંત્રતામાં સડી રહી છે. જે ભૂમિએ એકવાર અન્ય દેશોને અન્નવસ્ત્ર પુરાં પાડયાં તે આજે સાદાઇને ત્યજી અન્નવસ્ત્ર વગર ટળવળી રહી છે. "

હૃષીકેશચંદ્રનું હૃદય ચિરાયું. તેની આંખમાં ઝળઝળીયાં આવી ગયાં. ગદ્‌ગદ્‌ કંઠે તે પાછો કહેવા લાગ્યો: " ઓ ભારતવાસીઓ ! જેમ પતંગીયું દીવાથી અંજાઇને તેમાં પડે છે અને પોતાનો નાશ કરે છે, તેમ તમે પાશ્ચાત્ય સુધારાથી અંજાઇને તેમાં પડયા છો, અને તમારો અંત લાવવા બેઠા છો. તમારા મોજશોખ અને વિલાસથી જ તમે પરતંત્રતાની બેડીઓ પહેરી રહ્યા છો. અફસોસ ! "

બોલતે બોલતે હૃષીકેશચંદ્રની કાયા ધ્રુજી ઉઠી અને તેણે મુક્ત-કંઠે અશ્રુપાત કર્યો. એટલામાં પાછું પેલું ગાન આગળ વાધ્યું. તેના

શબ્દો તેના કાનમાં અથડાવા લાગ્યા. હૃષીકેશચંદ્રનું ચિત્ત આકર્ષાયું. તે જાગૃત થયો. તે સાવધ થયો, અને પાછો તે ગાનના ઉંડા માર્મિક અને બોધક શબ્દો ધ્યાન દઈને સાંભળવા લાગ્યો. તેમાં ગુંજી રહેલો વૈરાગ્ય તેનાં મન, હૃદય અને આત્મામાં ઉંડો પ્રવેશી રહ્યો. તે તેને સાંભળી રહ્યો. ગાનારના ઉંડા હૃદયમાંથી ગાયન સ્ફુરી આવતું હોય તેમ દરેક લીંટી બબ્બે ત્રણ ત્રણ વાર તાન પલટા સાથે સંભળાવા લાગી.

" હરિનામસું સ્નેહ લગાડીને રે,
સુકૃત કર માન ત્યાગી;
ત્યાગીઇઇ, ત્યાઆ–આ–આ–ગીરે ત્યાગી–જોને જાગી."

હૃષીકેશચંદ્ર ફરી ઉંડા વિચારમાં પડ્યો: " આ કોણ ગાતું હશે ?"

તે વધારે પાસે ગયો. તેણે મૃણાલિનિનો સ્વર ઓળખ્યો. તેના મનમાં અત્યંત હર્ષ વ્યાપી રહ્યો. તે ઘણા ઉલ્લાસમાં આવીને બોલી ઉઠયો: " પવિત્ર માતા પિતાની પવિત્ર પુત્રી તને પણ ધન્ય છે. તારામાં વૈરાગ્ય છે, દીવ્યતા છે, પ્રભુતા છે. વિદ્યાએ તારા હૃદયમાં વાસ કરેલો છે, પણ તેમાં ઉચ્છૃંખલતાનો લેશ પણ નથી. અર્વાચીન પાશ્ચાત્ય વિચારોને તેં ગ્રહ્યા છે પણ પ્રાચીનને તેં તજ્યા નથી. તારામાં આજકાલના સુધારાની 'ફેશન' કે ટાપટીપ નથી. લક્ષ્મી અને યૌવનના ભર પૂરમાં તારા જીવનરૂપી નાવ મુકાયલું છે, પણ વિચિક્ષણ નાવિકની પેઠે તું તારો માર્ગ સુગમ કરી ઉચ્ચ પ્રાચીન આદર્શને પહોંચવાને તું મથી રહી છું. તારો વૈરાગ્ય અલૌકિક છે. તારામાં પ્રભુભક્તિ છે, આત્મ-વિશ્વાસ છે, અને અડગ શ્રદ્ધા છે. એ શ્રદ્ધાથી તું તારા જીવનરૂપી નાવને ધારેલે માર્ગે લઈ જઈ શકું છું."

વળી વિચાર એક બાજુએથી બીજી બાજુએ વળ્યો. હૃષીકેશ-ચંદ્રને પ્રિયંવદા સાંભરી. તે મનમાં બોલ્યો: " ખરૂં છે, જે માબાપ પવિત્ર અને ભક્તિવાન હોય, તેમનાં તનુજો પણ સંસ્કારી જ હોય ! અફસોસ ! આજે ભારતવર્ષમાંથી એ પ્રાચીન ધાર્મિકતાનો હ્રાસ થતો જાય છે, અને તેથી ભારતનાં તનુજો શ્રદ્ધાહીન બની નિર્માલ્ય અને નિસ્તેજ બનતાં જાય છે."

સાથે સાથે હૃષીકેશચંદ્રને વીરપુર યાદ આવ્યું. ત્યાંના કારભારી ચંદુલાલનું ઘર તેને સાંભર્યું. પહેલાં બેએક વર્ષ ઉપર પ્રભાતના

સમયમાં સાંભળેલું કારભારીની પુત્રી મદકલિકાનું ગાન તેના સ્મૃતિપટ ઉપર પાછું તાજું થવા લાગ્યું. હૃષીકેશચંદ્ર તે ગાનના શબ્દો અને ભાવને મૃણાલિનિના ગાનના શબ્દો અને ભાવ સાથે સરખાવવા લાગ્યો: " અહો કેટલો બધો તફાવત ! ગાન ગાનારના હૃદયના ઉદ્દગાર છે. આહાર તેવો ઓડકાર ! મદકલિકા, તું લક્ષ્મી અને યૌવનના છાકમાં છકેલી ! તારૂં ગાન મદ અને ઉચ્છૃંખલતાથી ભરેલું હતું ! તેમાં વૈરાગ્ય કે ભક્તિની ગંધ પણ ક્યાંથી હોય !

" ખરૂં છે, માબાપ તેવાં છોકરાં. વિલાસની ટોચે ચ્હડેલા કારભારી ચંદુલાલની પુત્રી તેના જેવીજ હોય ! ઓ ભારતવાસીઓ, તમારાં છોકરાંને સુધારવાને પણ તમે વિલાસને ત્યજો. વિલાસી માબાપનાં છોકરાં વિલાસી જ હોય. ભારતના શ્રીમંતોએ જ વિલાસને વધાવ્યો અને ભારતમાં પ્રસરાવ્યો અને તેથી જ આજે સઘળી પ્રજા વિલાસમાં ચકચૂર બની પોતાનું કર્ત્તવ્ય ભૂલી છે. ઓ ભારતવાસીઓ, તમારા બાપદાદાના સંયમને અનુસરો. આ ભારતભૂમિ વિલાસભૂમિ નથી, પણ કર્મભૂમિ છે. ઓ ભારતવાસીઓ ! તમારાં છોકરાંના ચારિત્ર્ય માટે તમે જ જવાબદાર છો. એક ક્ષણવાર પણ સત્સંગને નહીં સેવનારનાં છોકરાં ચારિત્ર્યવાન ક્યાંથી હોય ? "

ગાન બંધ થયું. હૃષીકેશચંદ્ર આગળ ગયો. બિપિનચંદ્રના બંગલામાં તે પેઠો. શરદ પૂર્ણિમાને દિવસે સ્વચ્છ આકાશમાંથી જેમ ચંદ્રમા એકાએક પ્રગટ થતો દેખાય તેમ બંગલાના દ્વારમાં પ્રવેશ કરતાં મૃણાલિનિ તેની નજરે પડી. એક બીજાની આંખ મળી. મૃણાલિનિ શરમાઇ. તેણે જરા નીચું જોયું. ક્ષણવારમાં ચિત્તને સાવધ કરી તે આગળ જવા લાગી. અતિથિને આવકાર આપવો એમ તેની વિવેકબુદ્ધિએ તેને સમજાવ્યું, પણ તેના લજ્જાયુક્ત હૃદયે તેને વારી. મનમાં ને મનમાં હરખાતી, પોતે ગાયેલા ગાનના તાનમાં ને તાનમાં હજીપણ ગુલતાન થતી, ઉલ્લાસને ધરતી, વૈરાગ્ય અને ભક્તિના સુવિચારોરૂપી નિર્મળ આકાશમાં આત્મારૂપી હંસને ઉરાડતી, જાણે વિજળીનો ઝબકારો થાય અને તરત અદૃશ્ય થઇ જાય, તેમ તે ત્યાંથી પસાર થઈ ગઈ.

હૃષીકેશચંદ્ર તેની પાછળ પાછળ જોઈ રહ્યો. તેના મનમાં અનેક વિચાર આવ્યા. અનેક ભાવનાઓએ તેનું હૃદય વલોવવા માંડ્યું. મૃણાલિનિ

ભારતવર્ષની મૂર્તિમાન ભાવી આર્યા હોય એવો એને ભાસ થયો. પ્રાચીન અને અર્વાચીન આદર્શોના સંમેલનનું એ યોગ્ય અને રમણીય સ્થાન હોય એમ મૃણાલિનિની મૂર્તિ તેને તેની માનસિક દૃષ્ટિમાં દેખાવા લાગી. પોતાની વિચારસૃષ્ટિએ રચેલી ભારતવર્ષની આદર્શ આર્યા સાક્ષાત્ તેને દર્શન દઇ ગઇ હોય એવી પ્રતીતિ તેને થવા લાગી. તેના મનમાં અનેક તરંગોએ વાસ કર્યો. ભારતવર્ષની સ્ત્રીજાતિનું હૃદય સમજવાને અને તેની ઉન્નતિ સાધવાને મૃણાલિનિ જેવી જીવન-સખાની જરૂર હવે તેને સમજાવા લાગી. લગ્નની ઉપયોગિતા હવે કંઇક તેને જણાઇ. ઇંગ્રેજ કવિ સ્કૅાટ તેને સાંભર્યો. તેના શબ્દો તેને યાદ આવ્યા: "Love is the gift which God has given to man alone beneath heaven." તેનો પ્રેમ મૃણાલિનિ તરફ ઢળવા લાગ્યો. હૃષીકેશચંદ્ર મનમાં બોલ્યો: "આ રત્નને મસ્તક ઉપર ધરવાને કોણ ભાગ્યશાળી થશે?"

સ્વદેશપ્રેમીના મનમાં સ્વદેશહિતની અનેક યોજનાઓ ઘોળાયા કરતી હતી, તેમાં સ્ત્રીકેળવણીને તે ઘણું ઉંચું સ્થાન આપતો. એ અભિલાષા કેટલેક અંશે બિપિનચંદ્રના ઘરમાં સિદ્ધ થયેલી જોઇને તેને કંઈક સંતોષ થયો હતો, અને કોઈપણ દિવસ સંસારની ઇચ્છા નહીં કરનારના મુખમાથી આજે અનાયાસે જ શબ્દો નીકળી પડ્યા: "મૃણાલિનિ, મૃણાલિનિ, મારા કાર્યમાં મને મદદ કરવાને સન્મિત્રની ગરજ સારીશ?"

હૃષીકેશચંદ્ર હર્ષમાં આવી ગયો. સ્વદેશકાર્યની ભાવનાઓ તેના માનસિક પટ ઉપર તરવરવા લાગી. તે સ્વપ્નાવસ્થા ભોગવવા લાગ્યો અને ભાવી સ્વદેશકાર્યોની વચમાં મૃણાલિનિ સાથે કામ કરતો તે પોતાની જાતને જોવા લાગ્યો. આશ્ચર્યથી ક્ષણવાર તે થોભ્યો. સ્થિર થઇને તે ઉભો રહ્યો. મનમાં ને મનમાં તે પોતાની જાતની પરીક્ષા કરવા લાગ્યો, અને મૃણાલિનિ તરફ વધતા જતા પક્ષપાત તરફ આશ્ચર્યથી જોઇ રહ્યો, અને મનમાં બોલ્યો: "આ વિશ્વમાં પ્રેમની ગતિ ન્યારી છે. માનવહૃદયમાં પ્રેમ કેવી સૂક્ષ્મ રીતે ઉદ્દ્ભવે છે તે મનુષ્ય સમજી શકતો નથી. એક નાના બાળકથી તે મોટા વૃદ્ધ પુરૂષ સુધી, એક અભણથી તે એક મોટા જ્ઞાની સુધી દરેકમાં તે એની મેળે કેવો ઉગી નીકળે છે! જંગલી પ્રાણીઓમાં પણ તેનો પ્રાદુર્ભાવ થાય છે! વાઘને

વાઘણ તરફ પ્રીતિ રાખવાનું કોણ શિખવે છે? નાગ નાગેણ તરફ મંદ મંદ રીતે જવાનું શી રીતે જાણે છે? આવાં ક્રૂર અને જંગલી પ્રાણીઓમાં પ્રેમની વલ્લી કેવી રીતે ઉગે છે? એવી કોઇ વસ્તુ છે કે જેમાં પ્રેમ નથી? સૂર્યાદિ ગ્રહો પણ એક બીજાથી આકર્ષાઇને આ નભને પ્રકાશિત કરે છે. પ્રેમ તારો કેટલો પ્રભાવ છે? તારા વગર આ સઘળું આકાશમંડળ કોણ જાણે કયાંય જતું રહ્યું હોત! લોહ જેવી જડ વસ્તુ પણ ચુંબકને જોઇને તણાય છે. પ્રેમ મનુષ્યના હૃદયમાં રહેલી એક સ્વાભાવિક વૃત્તિ જ છે. તે પ્રથમ માતા પ્રતિ, પછી પિતા પ્રતિ, પછી સહોદર પ્રતિ, પછી કુટુંબ પ્રતિ, પછી જ્ઞાતિ પ્રતિ, પછી દેશ પ્રતિ, એમ અનુક્રમે સર્વે પ્રતિ વિકાસે છે, પણ તેનું ખરેખરૂં પરિણામ તો દાંપત્ય સ્નેહમાંજ આવી રહે છે. સ્નેહથી ચોપડાયલાં દંપતી સુખી થાય છે. દાંપત્યનો ખરો જીવ અને ખરૂં તત્ત્વ, સ્નેહ જ છે. સ્નેહથી સર્વ વ્યવહાર ચાલે છે. સ્નેહ રહિત આ સંસાર શૂન્યવત્ લાગે છે. વૈરાગી પુરૂષો પણ સ્નેહ વિના રહી શકતા નથી. આ સંસારની નાશવાન્ વસ્તુઓ ઉપર તેઓ પ્રીતિ કરતા નથી, પણ તેઓને ઇશ્વિર ઉપર, આત્મા ઉપર, કે મોક્ષ ઉપર પ્રીતિ કરવાનું મન થાય છે. શ્રુતિ પણ કહે છેઃ '**अयमात्मानिजानंदो परप्रेमास्पदं**" પ્રેમ! આ વિશ્વમાં તારા વગર એકકે ઠામ ખાલી નથી!"

વિચારમાં ને વિચારમાં હૃષીકેશચંદ્ર આગળ ચાલ્યો. ઓસરીમાં થઇને તે ચોકમાં ગયો. ત્યાં જતાં જ એક બાજુએ પ્રિયંવદા તેની નજરે પડી. પ્રભાતના શાંત સમયમાં તે દેવગૃહમા બેસીને પૂજા કરતી હતી. તેની આસપાસ બધે પવિત્ર વાતાવરણ પ્રસરી રહ્યું હતું.

પ્રિયંવદાની શાંત અને પવિત્ર મૂર્તિને નિહાળતાં જ હૃષીકેશચંદ્રનું હૃદય અંદરથી બોલી ઉઠયુંઃ "ભારતવર્ષની શુદ્ધ અને પવિત્ર આર્યા, તને સાષ્ટાંગ નમસ્કાર છે. આર્યાવર્તની ધર્મભાવનાઓને તો તારા જેવી પવિત્ર સ્ત્રીઓએ જ હજી ટકાવી રાખી છે. પાશ્ચાત્ય સુધારાએ હિંદુસ્તાનમાં પ્રવેશ કર્યો અને હજારો અને લાખો હિંદુઓએ પોતાના બાપદાદાનો ધર્મ ત્યજ્યો અને પાશ્ચાત્ય રીતરિવાજોનું અનુકરણ કરવા માંડયું; પણ ઓ શુદ્ધ આર્યા! એ સુધારો તારા હૃદયને અભડાવી શકયો નથી. એ સુધારાની ટાપટીપ અને ઉપર ઉપરનું 'પૉલીશ' તારા હૃદયને ચળાવી શકયાં નથાં. ધન્ય છે તારી દઢતાને અને

ધન્ય છે તારી વિવેકબુદ્ધિને ! જ્યાં ધર્મ છે ત્યાં જય છે. જ્યાંસુધી ભારતવર્ષમાં હજી તારા જેવી શુદ્ધ આર્યાઓ વસે છે ત્યાંસુધી ભારતના ઉદયની આશા છે. ”

હૃષીકેશચંદ્ર ઘણા ઉલ્લાસમાં આવી ગયો. રાણા પ્રતાપસિંહે તેને કનકપુર તેડાવ્યો હતો તેથી ઝટ લઇને રાણાજીને મળવાના વિચારથી તે બિપિનચંદ્ર પાસે ગયો. બંને બેઠા અને અરસપરસ કુશળસમાચાર પુછવા લાગ્યા; પણ એટલામાં રાણા પ્રતાપસિંહ તરફથી ચીઠ્ઠી આવવાથી બંને જલદી રાણાજી પાસે ગયા.

મહારાણા પ્રતાપસિંહનો પત્ર આવવાથી હૃષીકેશચંદ્ર કનકપુર આવ્યો હતો. સૂર્યવંશી રાજાઓના કુળરિવાજને અનુસરીને હવે વાનપ્રસ્થ લેવું એવો રાણાનો વિચાર હતો. વનરાજ ઉમ્મરલાયક થયો હતો તેથી તેને રાજ્ય સોંપી જીવનનો બાકીનો સમય ઇશ્વરભજનમાં ગાળી દેહનું સાર્થક કરવું એવો રાણાજીનો દૃઢ નિશ્ચય થયો હતો; પણ કેદારસિંહના બ્હારવટાથી રાજ્યમાં અવ્યવસ્થા થઇ રહી હતી તેથી રાજ્યની પુનર્ઘટના ઘડવાના વિચારમાં રાણાજીનું ચિત્ત પરોવાયું હતું.

હૃષીકેશચંદ્ર અને બિપિનચંદ્ર રાણાજીની પાસે ગયા ત્યારે રાણો એક સાદા ઓરડામાં મશરૂની ગાદી ઉપર પડ્યો હતો. તેના મોંમાં હુક્કાની નળી હતી. તેની પાસે વનરાજ બેઠો હતો અને આસપાસ સામંતો, ભાયાતો, અને શેઠ શાહુકારો વીંટળાઇને બેઠા હતા. જેમ સૂર્યની આસપાસ કિરણો પથરાઇને તેની શોભામાં વૃદ્ધિ કરે તેમ તેઓ રાણાની શોભામાં ઉમેરો કરી રહ્યા હતા.

હૃષીકેશચંદ્રે આવીને પ્રણામ કર્યા. રાણાજીએ ઉલ્લાસથી આવકાર આપી તેને ગાદી પાસે બેસાડ્યો. હુક્કાની ન્હેં ક્ષણવાર મોંમાં રાખી ક્ષણવાર તેને બહાર કહાડી ધુમાડાના ગોટેગોટ કહાડતો રાણો બોલ્યોઃ

“ મારે હવે વાનપ્રસ્થ લેવું છે. સૂર્યવંશીઓનો એ કુળધર્મ છે. ” કુળનું ગૌરવ ધરતો રાણો બોલ્યો અને તેની આંખોમાં ક્ષાત્રતેજ અને પવિત્રતાનો પ્રભાવ વ્યાપી રહ્યો.

“ આપણાં શાસ્ત્રોએ રાજ્યને અંતે નર્ક કહ્યું છે, પણ—અ—અ—” હૃષીકેશચંદ્ર બોલ્યો પણ રાણાએ વચમાં બોલીને તેને અટકાવ્યો.

"પણ સૂર્યવંશીઓના સંબંધમાં એ શાસ્ત્ર વચન જુઠું પડ્યું છે, પડે છે, અને પડશે." મુછોને આમળા દેતો અને ગર્વ ધરતો રાણો બોલ્યો.

"મહારાજ, એ સદાએ જુઠું પડો એમ હું ઇચ્છું છું. **यद्यदाचरति श्रेष्ठः तद्तदेवेतरो जनः ।** રવિકુળના રાજાઓ ક્ષત્રિયોમાં શ્રેષ્ઠ છે. અન્ય ક્ષત્રિયોના તે માર્ગદર્શક છે. તેમને પગલે પગલે જ બીજા ક્ષત્રિયો ચાલે છે."

"ત્યારે એમ જ કહોને કે સૂર્યવંશીઓને માથે બેવડી ફરજ રહેલી છે. એક આત્મોદ્ધાર અને બીજી જાતિઉદ્ધાર."

"મહારાજ, સત્પુરૂષનું જીવન પોતાને એકલાને માટે નથી."

આત્મસ્તુતિ રાણાને ગમતી નહીં તેથી તેણે મૌન ધારણ કર્યું અને જરા આડું જોયું. એટલામાં પાછો હૃષીકેશચંદ્ર બોલી ઉઠ્યો:

"મહારાજ, સૂર્યવંશીઓ ચારે આશ્રમોનું બરાબર પાલન કરે છે. કવિ કાળિદાસે ખરૂં જ કહ્યું છે:

**शैशवेभ्यस्तविद्यानां यौवने विषयैषिणाम् ।**
**वार्द्धके मुनिवृत्तिनां योगेनान्ते तनुत्यजाम् ॥**

"હા, પણ વાનપ્રસ્થ અને સંન્યાસ એ જ અમારાં અંતિમ લક્ષ્ય છે." રાણો બોલ્યો.

"પણ ગૃહસ્થાશ્રમનું બરાબર પાલન કર્યા પછી જ."

"હા, પછી જ. ગૃહસ્થાશ્રમના ધર્મ બરાબર પાળીએ તો જ અમારા વાનપ્રસ્થ અને સંન્યાસ શ્રેયદાયી નીવડે."

"ખરૂં કહો છો મહારાજ. એટલા માટે જ રઘુવંશીઓ પોતાની ફરજો અદા કરવામાં કદિ પાછા પડયા નથી."

"માટે જ હું કહું છું કે મારી પ્રજાને અત્યંત સુખનાં સાધનો પુરાં પાડ્યા પછી જ હું વાનપ્રસ્થ લઈશ." ગંભીર મુખમુદ્રા કરીને રાણો બોલ્યો અને સર્વે તેના શબ્દોને બહુ આનંદથી સાંભળી રહ્યા.

થોડીવાર સર્વે ચુપ રહ્યા અને એકબીજાની સામે જોવા લાગ્યા, એટલામાં પાછો રાણો બિપિનચંદ્ર તરફ જોઇને બોલ્યો:

"એટલા માટે જ હું કહું છું કે પ્રથમ મારા રાજ્યની પુનર્ઘટના કરો. કેદારસિંહ સાથે યુદ્ધ થવાથી રાજ્યમાં ઘણી અવ્યવસ્થા થઇ રહેલી છે. માટે તેની બરાબર વ્યવસ્થા ફરીથી થવી જોઇએ. યુદ્ધને લીધે જેની મિલકતને નુકશાન થયું હોય તેને રાજ્યમાંથી ભરી આપો. કેદારસિંહના દિકરાને અને ભાઇને તેમની જાગીરો પાછી આપજો. કારભારી, સૂર્યવંશીઓએ શત્રુ તરફ પણ ઉદારતા બતાવેલી છે, માટે એ પણ અમારો કુળધર્મ છે. દુશ્મન થવું પણ દાના થવું. માટે કહું છું કે કેદારસિંહની મિલકત તેના વારસને પાછી સોંપો."

"શાબાશ, શાબાશ, મહારાજાધિરાજ." સર્વે એકે અવાજે બોલી ઉઠયા અને આખો મહેલ હર્ષનાદથી ગાજી રહ્યો.

"હવે મારી પ્રજાના સુખનાં સાધનો કયાં કયાં યોજશો ?" રાણાએ પ્રશ્ન કર્યો.

"રાજ્યમાં વિદ્યા, કળા, અને વેપારની વૃદ્ધિ થાય અને પ્રજાના જાનમાલનું રક્ષણ થાય એવી યોજનાઓ અમે ઘડીશું મહારાજ."

"પણ એક વાત ધ્યાનમાં રાખજો. કારભારી, નમાલી કે બાયલી પ્રજા ઉપર રાજ્ય કરવું એ તો રાજાનું બાયલાપણું છે. એ બાયલાપણું રાજા અને પ્રજા બંનેને નુકશાનકારક છે. માટે મારી પ્રજાને લડાયક અને શૂરવીર બનાવજો અને પછી તેની સુખસંપત્તિના માર્ગ યોજજો."

"મહારાજ, સત્ય કહો છો. **नायमात्मा बलहीनेन लभ्यः।** ધર્મ, અર્થ, કામ, અને મોક્ષ એ ચારેની પ્રાપ્તિ કરવાને બળની જરૂર છે એમ શ્રુતિ પણ કહે છે. કમજોર અને જુસ્સાવગરની પ્રજા કશા કામની નથી." હૃષીકેશચંદ્રે તેમાં ટાપશી પુરી.

"હૃષીકેશચંદ્રજી, સમય હવે બદલાયો છે. અમે રાજાઓ હવે રાજાઓ નથીઃ અમે નામનાં પુતળાં જ છીએ. પ્રજાની ચ્હડતી પડતી તેના હાથમાં છે. વખત એવો આવશે કે રાજાઓ રાજાઓ રહેશે નહીં અને પ્રજાઓ જ રાજ્યની લગામ પોતાના હાથમાં લઇ લેશે. માટે ચેતજો. હવે **राजा कालस्य कारणं** એ સુત્ર ઝાઝીવાર ટકશે નહીં, પણ તેનું સ્થાન **प्रजा कालस्य कारणं** એ સુત્ર લેશે. રાષ્ટ્ર ઈશ્વર બાંધી શકતો નથી, રાજા બાંધી શકતો નથી, તેની સ્થાપના પ્રજા જ કરી શકે છે. રાષ્ટ્રની સ્થાપનાને માટે પ્રજાનાં પોતાનાં મમત્વ, ઝેર, વેરનો ત્યાગ કરી, દેશનાં જે ભિન્ન ભિન્ન તડ હોય તેનો નાશ કરી, રાષ્ટ્રની

સુદઢતામાં જે અવરોધ કરનારા હોય તેઓનું નિકંદન કરી, ખરેખરૂં ઐક્ય સ્થાપી, કાર્ય કરવામાં આવે તો તે રાષ્ટ્ર ઘણું સત્ત્વશીલ હોઈ શકે છે. જે પ્રજા એમ માને છે કે રાષ્ટ્રની સ્થાપના ઇશ્વરની કૃપા વિના થઇ શકતી નથી તે પ્રજા હાલતું ચાલતું માટીનું પુતળું છે. જે પ્રજા ધારે છે કે રાજા જ સઘળા સુધારાનું મૂળ છે, રાજા કરે તે જ થાય, રાજા ચાહે તે કરે, પ્રજાથી કંઇ પણ થાય નહીં, તે પ્રજા ઉદયને શિખરે કદિ ચ્હડતી જ નથી. વખત બદલાયો છે, જમાનો પલટાયો છે, માટે જ મારે આટલું કહેવું પડે છે. હું રાજા છું છતાં પણ મારી પ્રજાના હિતની ખાતર આવો બોધ આપું છું:" જાણે ભવિષ્યવાણી ભાખતો હોય, અને ભવિષ્યમાં બનનારા બનાવોની આગાહી કરતો હોય તેમ બહુ ગંભીરપણે રાણો બોલ્યો. તેની મુખ-મુદ્રા અને લલાટ ઉપર સ્વાર્થત્યાગની પ્રભા છવાઈ રહી.

સર્વે એક બીજાની સામે આશ્ચર્યથી જોઈ રહ્યા. રાણાનો ભાવ, તેના વિચારોની પ્રૌઢતા, અને પ્રજા માટે સ્વાત્મભોગ આપવાની તૈયારીની ઉંડી છાપ સૌના મનમાં પડી રહી. થોડી વાર પછી સૌ માંહ્યમાંહ્ય વાતો કરવા લાગ્યા. એટલામાં મોટો અવાજ કહાડીને હૃષીકેશચંદ્ર બોલી ઉઠયો: "મહારાજ, ઇંગ્લાંડ જેવા સુધરેલા દેશના રાજાઓએ પણ પ્રજાને પ્રજાત્વનું પારિતોષિક આપ્યું નથી. એક પણ રાજાએ રાષ્ટ્રના બંધારણમાં સહાય કરી નથી. મહારાજ, આપ તો તેમના કરતાંયે ચ્હડયા!"

"આપણો ગુરૂ મનુ મહારાજ ગમે તેટલો પ્રવીણ હતો છતાં પણ રાષ્ટ્રની વાતનું તેને સ્વપ્ન પણ આવ્યું ન હતું. આપણા આચાર્યોએ રાજાને વિષ્ણુના અવતારરૂપ ગણાવ્યો, તેથી આપણે કોણ છીએ તેનું ભાન પણ આપણને ન રહ્યું. આપણા રાજાઓ સ્વાર્થી અને આચાર્યો આંધળા તેથી પ્રજા લુલી, લંગડી, બહેરી, મુંગી, આંધળી, નિર્માલ્ય અને વીર્યહીન બને એમાં નવાઇ શી!" બિપિનચંદ્ર વચમાં બોલી ઉઠયો.

સૌ પળવાર સાંભળી રહ્યા, પણ એ સાંભળીને હૃષીકેશચંદ્રના મનમાં અનેક ઉથલપાથલો થવા માંડી. સમસ્ત ભારતવર્ષ ઉપર તેની દૃષ્ટિ ફરી વળી. તે મનમાં બોલ્યો: "એક નહીં ને બીજો, બીજો નહીં ને ત્રીજો, એમ અનેક રાજાઓના હાથ નીચે હજારો વર્ષથી કચડાઇ રહેલી હિંદુ પ્રજા પોતે મનુષ્ય છે એમ પણ ભૂલી ગઇ છે. એવી પ્રજાને સ્વતંત્રતાની લહેરની શી ખબર હોય!"

"સક્કરખોરનું સાકર જીવન, ખરના પ્રાણ જ હરે;
ક્ષારસિંધુનું માછલડું તે, મીઠા જળમાં મરે.

ગુલાબના ફુલની ખુશબો કાગડાને ક્યાંથી ગમે? ગદ્ધા ક્યા જાને જાફરાનકી બાત! હિંદ, એ તેં ખુલ્લે ખુલ્લું બતાવી આપ્યું નથી? હાથકંકણને આરશી જોઇએ નહીં. અફસોસ!" હૃષીકેશચંદ્રના હૃદયમાં શોકની જ્વાળા સળગી રહી. તેની અસર તેના મ્લાન મુખ ઉપર દેખાવા લાગી. હૃષીકેશચંદ્ર જરા આડુ જોયું અને પોતાની લાગણીઓને છુપાવવાને તે થોડીવાર નીચું જોઇ રહ્યો.

એટલામાં રાણો પાછો બોલી ઉઠયોઃ "રાજાના સ્વાર્થત્યાગ વગર પ્રજાનું હિત સધાતું નથી."

"શાબાશ, શાબાશ" ના પોકાર સર્વત્ર ગાજી રહ્યા.

"મહારાજ, રાજાની સાથે સૌએ પણ સ્વાર્થત્યાગ અને સ્વદેશપ્રેમશૌર્ય દાખવવાં જોઇએ." બિપિનચંદ્રે કહ્યું.

રાણાની આસપાસ ભાયાતો, શેઠશાહુકારો, વગેરે વીંટળાઇને બેઠા હતા. તેમના કાન ઉપર બિપિનચંદ્રના શબ્દો પડયા. સર્વેને ચાનક લાગી. સર્વેના હૃદયમાં સ્વદેશપ્રેમ શૌર્ય જાગૃત થયું. સર્વે કંઈ સણસણાટ અને ચણચણાટવાળા બની રહ્યા. હવે હૃદયભેદી એક વાક્બાણની જરૂર હતી. તે વાક્બાણ છોડવાને રાણો તૈયારી કરવા લાગ્યો. તે પાછો બોલ્યો: "પ્રથમ તો આટલી વાત લક્ષમાં લેવી આવશ્યક છે કે, રાજનીતિ ખાસ કરીને પ્રપંચનીતિ નથી. જે રાજપુરૂષ સ્વાત્મભોગ આપવાને તૈયાર છે તેની રાજનીતિ પ્રપંચી હોવાની જરૂર નથી. અર્થાત્ એવો રાજપુરૂષ લોકોના કલ્યાણને માટે રાજ્ય કરે છે, પોતાના સ્વાર્થને માટે નહીં. અમારા સૂર્યવંશીઓએ કદિ પ્રપંચનીતિ અખત્યાર કરી નથી અને તેમણે કદિ સ્વાર્થને માટે રાજ્ય કર્યું નથી."

"ખરૂં કહો છો મહારાજ; મહાભારતમાં ધર્મરાજા યુધિષ્ઠિરનું રાજ્ય એના દૃષ્ટાંતરૂપે છે." બિપિનચંદ્ર વચમાં બોલ્યો.

"રાજાઓમાં ઘણું કરીને રાજ્યલોભ હોય છે જ. દુર્યોધન એ રાજ્યલોભની મૂર્તિ જ હતો." રાણાએ ગંભીરતાથી કહ્યું.

"મહારાજ, મનુષ્યજાતિનો સ્વભાવ જોતાં રાજ્યલોભ વગરના રાજા મળવા મુશ્કેલ છે." હૃષીકેશચંદ્રે કહ્યું.

"પણ એ લોભ તેમને જ હાનિકારક છે. એ લોભથી જ દુર્યોધનનું રાજ્ય ગયું. મહાભારતમાંથી આપણા પ્રસંગને અનુકૂળ જે વાત આપણે તારવી કહાડવાની છે તે એ છે કે સત્યનો જય છે અને અસત્યનો સદા પરાજય છે. વ્યવહાર આવ્યો એટલે અસત્યનો અંશ પેશી જ ગયો એમ માનવું ખોટું છે. બેશક વ્યવહારમાં સત્ય જાળવી રાખવું કઠણ છે, પણ એ જાળવવામાં જ મનુષ્યની બહાદુરી છે, અને જીવનની બલીહારિ છે." રાણો ઠાવકું મોં રાખીને બોલ્યો.

"બધાં મનુષ્યોને સત્યથી ચાલવાનો આગ્રહ હોય તો સત્યને જાળવી રાખવાનું કઠણ થઇ ન પડે." હૃષીકેશચંદ્રે કહ્યું.

"હા, તમે ખરૂં કહો છો, હૃષીકેશભાઇ; પણ હવે કાળ બદલાયો છે, અને મનુષ્યો તેવા રહ્યા નથી. આપણું આદર્શ બદલાયું અને તેને લીધે આપણા આચાર વિચાર પણ બદલાયા. જેવું આદર્શ તેવા વિચાર અને જેવા વિચાર તેવું જ ફળ." રાણાએ જવાબ આપ્યો.

"શાબાશ, શાબાશ." આસપાસ બેઠેલા સર્વે બોલી ઉઠ્યા.

"અત્યંત સત્યશીલ મનુષ્યને પળે પળે ઇશ્વરની સહાયની જરૂર લાગે છે. મનુષ્યને માથે જ્યારે આફત આવી પડે છે ત્યારે તે મૂર્છિત થાય છે, અને તેથી તે વસ્તુને યથાસ્થિત જોઈ શકતો નથી. એવી વખતે જો તેને પ્રભુમાં શ્રદ્ધા હોય તો તે તેને સહાય કરે અને તારે. એટલા માટે જ શ્રી કૃષ્ણ પરમાત્માને યુધિષ્ઠિરને પડખે મહાભારતમાં મુકવામાં આવ્યા છે. દુર્યોધન પાપી હતો, અસત્યમાં રમનારો હતો, તેને પરમેશ્વરની જરૂર નહોતી. યુધિષ્ઠિરને તો ધર્મનું જ જીવન જીવવું હતું અને મનુષ્ય હોવાથી ભૂલ ન કરે માટે પરમાત્માની સહાયની જરૂર હતી. તેથી આખરે તેમનો જય થયેલો આપણે જોઇએ છીએ. હાલમાં આપણું આદર્શ બદલાયું છે, આપણને પ્રભુની જરૂર નથી, તેથી આપણે સત્યનું પાલન કરતા નથી, અને જ્યાં ત્યાં પરાજય ભોગવીએ છીએ." રાણો ગંભીરપણે બોલ્યો.

હૃષીકેશચંદ્ર જરા આગળ આવ્યો અને ભાયાતો, સામંતો તથા શેઠશાહુકારો બેઠા હતા તેમના તરફ દૃષ્ટિ કરીને બોલ્યો: "રાણાજીના કહેવાનો ટુંકામાં સાર એટલો જ છે કે **अंते धर्मे जय** અને **पापे क्षय.**"

"હા, એટલો જ. **यतो धर्मः ततो जयः ।** હું તો મારી પ્રજાને કહું છું કે મૃત્યુ થાય પણ ધર્મને છોડશો નહીં." રાણાએ કહ્યું.

" ખરૂં કહો છો મહારાજ; **धर्मो रक्षति रक्षितः ।** " હૃષીકેશ-ચંદ્રે તેમાં ઉમેરો કર્યો.

"વળી બીજી વાત તમને કહું છું તે સાંભળોઃ 'પારકી આશ તે સદા નિરાશ;' અને 'આપ સમાન બળ નહીં ને મેઘ સમાન જળ નહીં;' આ બે સૂત્રોને સદાએ લક્ષમાં રાખજો. અત્યારસુધીમાં સામાજીક, ઔદ્યોગીક, અને રાજકીય સ્થિતિના સંબંધમાં આર્યપ્રજાએ સઘળો આધાર પોતાના રાજ્યકર્તાઓ ઉપર રાખ્યો છે. પણ હવે વખત એવો આવશે કે રાજાઓ **निजकर्मधर्मरहिताः** બની સ્વાર્થી થશે અને તેમનો સ્વાર્થ અને પ્રજાનો સ્વાર્થ નીરનીરાળા થઈ રહેશે, અને તેથી રાજાઓ પ્રજાની ઉન્નતિના એવા જ માર્ગો ગ્રહણ કરી શકશે કે જેથી તેમના પોતાના સ્વાર્થને યત્કિંચિત્ પણ હાનિ થવા પામે નહીં. અર્થાત્ જે કાર્યથી પ્રજાને ખરેખરો લાભ થાય એમ હોય પણ રાજાને તેથી નુકશાન થાય તેમ હોય તો તેવા કાર્યને તેઓ કદિ પણ અનુમોદન આપશે નહીં. ટુંકામાં કહેવાનું કે આ કળિયુગમાં રાજાઓ પ્રજાપાલક રહેવાના નથી ઉલટા તેઓ પ્રજાના પ્રાણને ચુસશે અને પોતાનો સ્વાર્થ સાધશે. માટે કહેવાનું કે પારકાની મદદથી પ્રજા ઉંચે ચ્હડી શકે એવો ભરોંસો રાખવો અને બીજાઓની મદદ ઉપર આધાર રાખીને વિજય મેળવવાની આશા રાખવી એ તો સસલાને શીંગડાં ઉગાડવા જેવું જ સમજવાનું છે." રાણો ઘણા આવેશમાં આવીને બોલ્યો.

સર્વે ચકિત થઇને એક બીજાની સામે જોઈ રહ્યા અને કેટલાક ધીમેથી 'શાબાશ, શાબાશ' કહી રહ્યા.

રાણો પલાંઠી વાળીને બેઠો હતો તે હવે બે પગ ઉંધા નાંખીને બેઠા અને કંઇક આવેશમાં આવીને આગળ બોલ્યોઃ " હું સૂર્ય-વંશનો અંશ છું, મારી નસોમાં સૂર્યવંશનું લોહી વહી રહ્યું છે. પ્રજાનું પાલન કરવું એ સૂર્યવંશીઓનું પ્રથમ કર્ત્તવ્ય છે. આગળ ઉપર કેવોએ વખત આવશે તે કહી શકાતું નથી. મારી પછીના રાજાઓ કેવા થશે તે પણ કહી શકાતું નથી. કારણ કે હવે કળિયુગ આવ્યો છે. તેથી મારી પ્રજા પીડાય નહીં અને સાવધ રહી પોતાની ઉન્નતિના માર્ગ યોજે એટલા માટે હું આગળથી એને ચેતાવું છું. "

" ઘણી ખમા મહારાજ, ઘણી ખમા; પણ આપની પાછળ તો વનરાજ આદીએ બેસશે એટલે એમના અમલમાંયે અમારે ચેતના

રહેવાનું ?" સામંતોમાંનો એક જણ જરા હસતો હસતો બોલ્યો.

"વનરાજ હોય કે ગમે તે હોય! હું તો સૌને માટે કહું છું. સત્ય ભાખવું એ સૂર્યવંશીઓનો ધર્મ છે. પછી ભલે એ કોઇને કડવું લાગે અને કોઇને મીઠું લાગે."

"આપનું એકપત્નીવ્રત અને સત્યતાથી આપે સઘળી પ્રજાનાં મન હરી લીધાં છે. આપનો શો પાડ માનીએ? પ્રભુ પાસે માગીએ છીએ કે આપ ઘણું જીવો!"

"મારા કુળધર્મને પગલે હું ચાલું છું, બીજું કંઇ હું કરતો નથી. પણ એ કુળધર્મને હવે ક્ષત્રીયો છોડવા લાગ્યા છે. એ કુળ-ધર્મ અને એ કુલાભિમાન જ્યાં ગયાં કે રજપુતાઇ રંડાઇ સમજજો. ક્ષત્રીયો સત્ત્વહીન અને નમાલા થશે. જે બીજાને નમાવતા તે પોતેજ નમશે. અફસોસ! તે દિવસો હવે આવવા માંડયા છે." બોલતે બોલતે રાણાના મુખ ઉપર શોકની છાયા છવાઇ રહી અને તે જોઇને સર્વે બોલી ઉઠયા:

"ખમા મહારાજ, ખમા; એવો શોક કરશો નહીં. પ્રભુ સૌ સારાં વાનાં કરશે."

"ભાઇઓ, મને પ્રભુમાં વિશ્વાસ છે. પણ કુળધર્મને છોડયો એટલે પછી પ્રભુએ શું કરે?" રાણો બોલ્યો અને તેના મુખ ઉપર ભાવી નિરાશા વ્યાપી રહી. થોડો વખત સર્વે શાંત થઇને ચુપ બેશી રહ્યા. સૌને દરબારમાં બોલાવવાનો રાણાનો હેતુ શો હશે તે જાણવાને હવે સૌએ આતુર બની રહ્યા.

કનકપુરનું રાજ્ય ભાયાતો અને સામંતોમાં કંઇક વહેંચાઇ ગયું હતું. તેવી સ્થિતિ રહે તો રાજ્યના પાયા નબળા પડી જાય, માટે ભેદ-ભાવને કહાડી એકતા સાધવાને રાણો પાછો બોલી ઉઠયો: "આપણે બીજી વાત ઉપર ચ્હડી ગયા. આજ તમને સૌને બોલાવવાનો મારો હેતુ બિપિનચંદ્ર કહી સંભળાવશે."

રાણાની આજ્ઞા થતાં બિપિનચંદ્ર એકદમ ઉભો થયો અને આગળ આવીને સૌ સાંભળે તેમ બોલ્યો: "શૂરા સામંતો! પ્રજાના લાભાર્થે રાણાજીની આજ્ઞા છે કે નાના મોટાનો ભેદ કહાડી નાંખી એક અદ્વૈતતાનું સેવન કરો. પ્રજાની સાથે વિશુદ્ધ અંતઃકરણથી ભેળાઇ જાવ. સ્વાર્થનો ત્યાગ કરો, સ્વદેશના લાભાર્થે આપણી ખામીઓ સુધારો,

પરદેશીઓના ગુણગ્રાહક બનો, એકનિષ્ઠ અભ્યાસી થાવ, ભવિષ્યના સુંદર સુઘડ મહારાજ્યનો અચલ પાયો નાંખો, સુવિચાર ગ્રહણ કરો, દૃઢ નિશ્ચય પર આવી દેશની સ્થિતિ સર્વાંગે બારીકમાં બારીક રીતે સમજો, અને દેશકાર્યમાં પૂર્ણ પ્રેમથી સહાયતા આપો. અફીણીયા અને એદી થઇને પડી ન રહો. પરદેશીઓને જંગલી મ્લેચ્છ જેવા ન ગણો. તેમના ઉપર દ્વેષ ન કરો. તેમના સંબંધમાં આવો અને તેમની પાસેથી તેમના સદ્‌ગુણો, રાજ્યવ્યવસ્થા, અને પ્રજાકલ્યાણના માર્ગો શિખો. તેમના રાજયકાર્યક્રમના અભ્યાસી થાવ. તેમની સૈનિક રચના, રણોપયોગી સામગ્રીઓ, કેળવણી, અને લોકકલ્યાણના માર્ગો, એ સર્વ બાબતોની આપણી સાંપ્રત સ્થિતિ સાથે સરખામણી કરવાથી આપણી અધોગતિ સમજાશે અને ઉન્નતિના માર્ગો કયાં છે તે આપણને દિવસના જેવું ખુલ્લું જણાશે. શાંતપણે વિચાર કરતાં અમે એવા નિર્ણય ઉપર આવ્યા છીએ કે આપણા દેશનો નીચ અને ઉંચ, નાનો અને મોટો, રાય અને રંક, સર્વેનો એકજ ધર્મ છે. તેજ રાજધર્મ, તેજ પ્રજાધર્મ, અને તેજ સુધારો. નાના મોટાનો ભેદ કહાડી નાંખી, રાજા પ્રજાનું અદ્વૈત સાધો. એજ આપણો સૌનો ધર્મ છે.

"એ મહાન કાર્યનો આરંભ કરો—વધો આગળ, પડો મેદાન-કાર્યસિદ્ધિ સમીપ છે, જય પાધરો છે. ચાલો તૈયાર થાવ. આપણે ભવિષ્યમાં કેમ વર્તવું તેનો નિશ્ચય આજેજ કરો. આજ સુધી આપણે બીજાં રાજ્યોથી અને બીજા દેશોથી દૂરના દૂર રહ્યા છીએ. કુવામાંના દેડકા જેવી આપણી સ્થિતિ થઇ રહેલી છે. જગતના લોકોનાં જ્ઞાન અને વ્યવસ્થાથી તથા બીજી પ્રજાઓના બળથી આપણે અજ્ઞાત રહ્યા છીએ. એટલુંજ નહીં પણ એદીની માફક પડી રહી આપણે પોતે જ આપણો અંત લાવવાની અણી ઉપર આવ્યા છીએ. પરદેશ જવાથી, વિદેશી પ્રજાઓમાં દાખલ થવાથી, તેઓના સદ્‌ગુણો જોવાથી, દિનપ્રતિદિન થતી તેમની વૃદ્ધિ નિહાળવાથી, આપણે તેમના રાજ્યકાર્યક્રમના અભ્યાસી થઇશું. રાજ્યની સ્થિતિ સુધારવાને તેમજ પરદેશમાં રાજાના પદને અનુપમ માન અપાવવાને પ્રજાના સઘળા મનુષ્યોએ જુના પુરાણા સાંકડા વિચારોને મહાસાગરમાં ડુબાડી દેવા જોઇએ અને સમુદ્ર પ્રયાણ કરી બીજા દેશોમાંથી વિવિધ જ્ઞાન અને કળા દેશમાં આણવાં જોઇએ. તેઓએ

દૃઢ નિશ્ચયથી આગળ વધવું જોઇએ. અને મુક્તિનો માર્ગ મેળવવો જોઇએ. પણ આ મુક્તિ શી રીતે મળે? હૃદયે ઉન્નત સ્થાન ગ્રહણ કર્યું હોય તોજ મળે. ઉદાર આત્મામાંથી તે પ્રાપ્ત થાય અથવા હૃદય ખુલ્લાં હોય તોજ તે મળે. આપણાં શાસ્ત્રો કહે છે કે જીવ અને બ્રહ્મનું અદ્વૈત સાધવાથી મુક્તિ મળે છે. દેશોદયના કાર્યમાં મુક્તિ મેળવવાને જીવ અને દેશનું અદ્વૈત સાધો. જેને તમે હલકા અને ઉતરતા ગણો છો તેઓની સાથે શુદ્ધ અંતઃકરણથી ભળી જાવ. સ્વાર્થને દેશોદયના યજ્ઞમાં હોમી દ્યો. રૂઢિના બંધનોને તોડી નાંખો. માન અને નમ્રતા પૂર્વક અમોએ કરેલી આ વિનંતિ પર પ્રજા લક્ષ આપશે."

રાણાજીનું ફરમાન બિપિનચંદ્રે કહી સંભળાવ્યું. ભાયાતો, સામંતો સર્વેમાં સણસણાટ અને ચણચણાટ જાગૃત થઇ રહેલો હતો. સર્વેના દેશાભિમાનને ટકોર લાગી હતી. માત્ર છેલ્લા ટચકાની જરૂર હતી. રાણાએ તે ટચકો માર્યો અને ઘા સજ્જડ પડ્યો.

ભાયાતો અને સામંતો આવેશમાં આવી ગયા. સ્વદેશાભિમાનની ટોચ ઉપર જઇને તે બેઠા. પોતાનું ભાવી સુખ શેમાં છે તે જોઇને સર્વે એક પછી એક ઉઠ્યા અને દેશના કલ્યાણાર્થે પોતાની તલવાર રાણાજીના પગ આગળ મુકી દીધી. આસપાસ બેઠેલા સર્વે ચકિત થયા અને શાબાશ, શાબાશના પોકારોથી આખો દરબાર ગાજી રહ્યો.

એ જોઇને હૃષીકેશચંદ્ર બોલી ઉઠ્યોઃ "ધન્ય છે કનકપુરના સામંતો અને ભાયાતોને! જો એક તુર્કી ભાયાત હોત તો શહેનશાહનું ખુન કરી શહેનશાહ થઇ બેસત. ફ્રેંચ કે ઇંગ્રેજ હોત તો રાજાને ફાંશી દેત અથવા પ્રજાનો સંહાર કરી રૉબાસ્પીયરની માફક કુતરાને મોતે મરત. જો કોઇ બીજા હિંદુઓ હોત તો બેશરમ થઇ આખું કાળું હોઇયાં કરી જાત, રાજાને ઝેર દેત, કે દગાથી મારી નાંખત. પણ શાબાશ છે આ કનકપુરના સામંતોને!"

એટલામાં બિપિનચંદ્ર બોલ્યોઃ "શાબાશ, શાબાશ. ધન્ય છે કનકપુરના ભાયાતોને! હિંદના એકલપેટાઓને તેમણે બતાવી આપ્યું છે કે દેશની ઉન્નતિ કરવી હોય તો અમારું દૃષ્ટાંત લ્યો."

હૃષીકેશચંદ્રે કહ્યુંઃ "કનકપુરના ભાયાતોનો ત્યાગ અનુપમ છે. તેનું વર્ણન કવિ કાળિદાસ, શેકસપીયર, કે હોમર પણ કરી શકે તેમ નથી."

રાણાએ રાજ્યસુધારણા માટે બીજી યોજનાએ। દર્શાવી. તેને પરિપૂર્ણ કરવાને કનકપુરના ભાયાતો, સામંતો, પ્રજા વગેરે સૌ તૈયાર થઇ રહ્યાં. સૌએ ઉત્સાહ શક્તિને આગળ પાડી. દરેક જણે એવો સંકલ્પ કર્યો કે મારો દેશ મારે સુધારવો. રાજા ઉદાર હતો, પ્રજા તેથી પણ વધારે ઉદાર હતી. પોતાની સઘળી સત્તા રાણાએ પ્રજાની મુનસફી ઉપર સોંપી દીધી. પ્રજાએ જોયું કે રાજાની કૃપા રૂપી ઉત્તમ સાધન પ્રાપ્ત થયું છે, રાજા સહાયક છે, સમય અનુકૂળ છે, હવે ન સુધરીએ તો આપણોજ વાંક; આપણા હૃદયમાં સાચો સ્વદેશપ્રેમ જોઇએ, આપણા વિચારો વિશાળ હોવા જોઇએ; ચારિત્રને ઉત્તમ ઘડીને આગળ પડો, આગળ વધો, અને વિજય આપણો છેજ !

હજી કંઇ ખામી હતી. રાણો પ્રતાપસિંહ ઉદાર દીલનો હતો. તેનું હૃદય પ્રજાવત્સલ અને વિશાળ હતું. રાણાએ લોકહૃદયને બારીકીથી નીહાળ્યું. તેની દીર્ઘદૃષ્ટિમાં સમજાયું કે રાજ્યતંત્ર ઉત્તમ રીતિએ ચાલે અને પોતાનું કાર્ય લોકો પોતેજ કરી શકે તેવી સત્તા જ્યાંસુધી લોકોના હાથમાં મુકવામાં ન આવે ત્યાં સુધી દેશ, રાજ્ય, અને પ્રજા ખરેખરાં બળવાન થઇ શકે નહીં; દેશનો વેપાર અને કળાકૌશલ્ય ખીલે નહીં; સંસારસુધારો, ધાર્મિક સુધારો અને વૈભવસુખ પ્રજા પ્રાપ્ત કરી શકે નહીં; સકળ ઐશ્વર્યનું પરમ સ્થાન સ્વાતંત્ર્ય છે; એ સ્વાતંત્ર્ય જ્યાંસુધી પ્રાપ્ત ન થાય ત્યાંસુધી ગમે તેવી મોટી મોટી વાતો કોઇ પણ પ્રજા કરે તો તે અર્થ વિનાની છે. હાથીના પગલામાં જેમ સઘળાં પગલાં સમાઇ જાય છે તેમજ પ્રજાના હાથમાં સ્વતંત્ર સત્તા હોય તો તેમાં સઘળાં કાર્યોની સિદ્ધિનો સમાવેશ થઇ જાય છે.

રાણો પ્રતાપસિંહ આખા રાજ્યનો સર્વોપરિ સ્વામી હતો. તે જે કરે તે થાય. લોકપ્રીતિ પણ અતુલ હતી. રાજા એ જ ઇશ્વર. પાણી માગે ત્યાં દુધ આપે એવો લોકભક્તિભાવ. લોકોએ સત્તા માગી ન હતી. તેમનામાં કંઇક સળવળાટ થઇ રહ્યો હતો ખરો. રાણો સમજી ગયો, ચેતી ગયો. તે દીર્ઘદૃષ્ટિ વાપરી રહ્યો. સકળ પ્રજાના કલ્યાણાર્થે તેણે પોતાની સત્તાનો ભોગ આપ્યો. રાણાએ એક રાજ્યમંડળ સ્થાપ્યું. બીજું એક પ્રજામંડળ તેણે સ્થાપ્યું. પછી રાણાએ જાહેર કર્યું કે રાજ્યમંડળે પ્રજામંડળના અનુમતે રાજ્યકાર્ય કરવું. પ્રજાના ઉચ્ચ અને નીચ, રાય અને રંક,

સર્વ લોકોએ, જનસમાજના અને રાજ્યબંધારણના મૂળ નિયમોનો અભ્યાસ કરવો; રાજ્યના પ્રત્યેક કાર્યમાં ઝીણામાં ઝીણી બાબતમાં પણ નિષ્પક્ષપાત અને ન્યાયી રીતિએ અનુસરવું; રાજ્યના પાયાને સુદૃઢ કરવાને પરદેશોમાં પર્યટણ કરવું અને જ્ઞાન અને વિજ્ઞાનની વૃદ્ધિ કરવી.

રાણાના હાથમાં જે સત્તા હતી તે તેણે લોકોને સોંપી દીધી. રાજાના એક જ મતે રાજ્ય ચાલતું હતું તે હવે પ્રજાના બહુમતોવાળું થયું. એક બુદ્ધિનું કાર્ય હતું તેમાં હવે ઘણી બુદ્ધિઓનો ઉપયોગ થવા લાગ્યો. કનકપુરના રાજ્યમાં એક સંપ, એક રાજ્ય, એક વિચાર વ્યાપી રહ્યાં. વ્હેમ અને બંધનો તડાતડ અને ફડાફડ તોડવાને સઘળી પ્રજાએ કબુલ કર્યું. પ્રેમ અને શૌર્યને વશ વર્તી આત્મભોગ આપવાને તે તત્પર બની ગઇ. રાજાનો સ્વાર્થત્યાગ સૌના ત્યાગનો પ્રેરક બન્યો.

કનકપુરની પ્રજાનો સ્વાર્થત્યાગ જોઇને હૃષીકેશચંદ્ર આશ્ચર્ય પામ્યો. તે મનમાં વિચાર કરવા લાગ્યો. આખા ભારતવર્ષ ઉપર તેની માનસિક દૃષ્ટિ ફરી વળી. તે મનમાં બડબડ્યો: “ઓ ભારતવાસીઓ! દેશના ઉદય માટે તમે ઘણું ઘણું મથન કરો છો! એક પ્રજા બનાવવાને તમે મહાસભા સ્થાપી છે અને સ્થાનિક હક્ક માટે તમે પ્રાંતિક સભાઓ ભરો છો. દરેક સ્થળે રંગભૂમિ ઉપર ઉભા રહી લાંબાં લાંબાં ભાષણો આપી પોતાને કૃતકૃત્ય થયેલા સમજી ફુલાઓ છો; પ્રજાને એક કરવાને આર્યસંસારને નિંદો છો; માનો છો કે બાળલગ્ન દેશની દુર્બળતાનું કારણ છે: ધારો છો કે વિધવા પુનર્વિવાહ વગર દેશની ચઢતી થશે નહીં; કલ્પના જ કરો છો કે પરદેશગમન વગર આર્ય પ્રજાનો ઉદ્ધાર જ નથી; વળી એમ ધારો છો કે દેશની રાજકીય અવનતિનું કારણ ભિન્ન ભિન્ન ધર્મો છો; જાતિબંધન જ પીડા રૂપ છે; તમે એમ સમજો છો કે અનેક ધર્મોનું ઐક્ય જ દેશોદયનું કારણ છે; વળી માનો છો કે એક જ ભાષા કરવામાં દેશનું કલ્યાણ છે. એ સર્વે કારણો સત્ય હશે, પણ જે પ્રધાન કારણ છે તેના ઉપર તમે જરાયે લક્ષ આપ્યું નથી. સ્વાત્મભોગ; સ્વદેશપ્રેમશૌર્ય; દેશ માટે પ્રાણાર્પણ! એ ખરી બાબતો ઉપર તમે જરાયે ધ્યાન આપતા નથી! સ્વાત્મભોગ, પ્રેમશૌર્ય, એ વગર પ્રજાના સઘળા પ્રયાસ મિથ્યા છે. એ વગર પ્રજાનો ઉદય નથી, શ્રેય નથી, કલ્યાણ નથી.

"ભો આર્યો! સ્વાત્મભોગનો તમને વિચાર જ નથી. પ્રેમશૌર્ય નષ્ટ થઇ ગયું છે. મહાત્મા પુરૂષોનું નિકંદન વળ્યું છે. કોઇ મહાત્મા પાકયો તો તે સો મુર્ખાઓમાં મુર્ખો જ લેખાવાનો! તેની કદર નહીં, બુજ નહીં, કિંમત નહીં. જે પ્રજાના જનો નવા વર્ષના અને જયંતીના માનપાનના ગેઝીટમાં 'હું કોણ થયો' એજ જોનારા છે, અને લોકમાં માત્ર મોટા કહેવરાવવાના વિચારમાં જ તલ્લીન છે, તે પ્રજા કોઇપણ દિવસ ઉન્નત સ્થાને બેસવાને લાયક થશે ખરી? આપણાં શાસ્ત્રો કહે છે કે અહંભાવ સર્વ દુઃખનું મૂળ છે. પ્રજાના ઉદયમાં પણ અહંભાવ સર્વ અકલ્યાણનું મૂળ છે. એ અહંભાવનો નાશ કરવાને જ્યાંસુધી કોઇપણ પ્રજા તૈયાર થાય નહીં ત્યાંસુધી તેના દેશનો ઉદય જ નથી. સ્વાર્થ ત્યાગો; ત્યાં સિદ્ધિ! જે પ્રજાએ પોતાના સ્વાર્થનો ત્યાગ કર્યો છે તે જ પ્રજા ઉંચી સ્થિતિમાં આવેલી છે. તેજ મહાપુરૂષોને ઉત્પન્ન કરી શકી છે. મહાપુરૂષમાં જે મહાશક્તિ આવશ્યક જોઈએ તેનાં સાધનો તમારામાં છે? મહાશક્તિ વિના મહત્કર્મ થઈ શકે નહીં. જે દેશમાં જાતિબંધન, કુળબંધન, દાંભિક ધર્મબંધન હોય, જે પ્રજામાં જન જનનાં નાનાં નાનાં મંડળો હોય, અને તે મંડળોના આનંદમાં જ મોજ માની લેવામાં આવતી હોય, તે પ્રજાનો ઉદય કયાંથી હોય?"

હૃષીકેશચંદ્ર ઉંડા વિચારમાં ડુબી ગયો. તે પોતાનું ભાન પણ ભૂલી ગયો. રાણાના દરબારમાં શું ચાલી રહ્યું છે તેની તેને ખબર રહી નહીં. વિચારમાં ને વિચારમાં તે ગુપચુપ બેશી રહ્યો અને તેના મનમાં ભારતવર્ષના ભાવીના વિચારો ઘોળાઈ રહ્યા. ભારતની સ્થિતિનું તે નિદર્શન કરવા લાગ્યો. તેના ભાવી જય પરાજયનું તેને દર્શન થવા માંડયું. તેને ભારત દેશ અનેક વિભાગોમાં વહેંચાઇ ગયેલો જણાયો; અનેક ધર્મો, અનેક જ્ઞાતિઓ, અનેક ભાષાઓ, દેશમાં વ્યાપી રહેલાં તેની દૃષ્ટિ આગળ ખડાં થયાં. બહુ ખેદ સાથે તેને વિચાર આવ્યોઃ

"પ્રાંતપ્રાંતના અગ્રગણ્ય પુરૂષોના મગ જુદા જ બફાય છે. બંગાળી બંગાળીનું તાણે, મદ્રાસી મદ્રાસીનું; દક્ષણીઓને પોતાના રાજ્યનું અભિમાન છે, તે પેશ્વાઇ હજી ગઇ કાલે જ ગયેલી જુવે છે ને સંભારે છે. રજપૂતો પ્રાચીન કાળમાં થઇ ગયેલા પોતાના વીર-પુરૂષોનાં યશોગાનમાં જ મસ્ત રહે છે. મિયાંભાઇની તો વાતો વળી ન્યારી જ છે. બંગાળીનો તોર જ જુદો; મદ્રાસી માંદાં મુડદાં; ગુજ-

રાતીઓનું તો કશામાં લેખું જ નથી. આમ અનેક પ્રકારની દેશવ્યવસ્થા ચાલી રહેલી છેઃ કંઇ ઐક્ય જણાતું નથી."

હૃષીકેશચંદ્ર ખેદમાં ડુબી ગયો. થોડી વારે તે શાંત થયો અને રાણાના ત્યાગની પ્રશંસા કરતો બોલ્યોઃ "ધન્ય છે મહારાજ! મહારાજ, દેશી રાજ્યો મુવેલા મુડદા જેવાં છે. તેમાં પ્રાણ નથી, ચેતન નથી, આત્મા નથી. દેશી રાજાઓ ભોગવિલાસ અને મોજશોખ મારનારા છે. તેઓ પોતાની પ્રજાનું ધન હરે છે અને પરદેશમાં જઇને યથેચ્છા ઉડાવે છે. તેઓ જાણતા નથી કે રાજ્યનું ધન એ પ્રજાનું ધન છે અને એ તો માત્ર તેના 'ટ્રસ્ટી' છે. દેશી રાજ્યોમાં આજે વેપાર નથી, ઉદ્યોગ નથી, અને તેની પ્રજા દિવસે દિવસે વધારે નિર્ધન થતી જાય છે. આપ જેવા તો કોઇ વિરલ જ પાકે છે. આપનું અસ્તિત્વ આપણી આર્યભૂમિના પ્રાચીન ગૌરવ અને ક્ષત્રીવટનું ભાન કરાવે છે."

રાણો સાંભળી રહ્યો. તે વિચારમાં પડયો. તેની કર્ત્તવ્ય-બુદ્ધિએ તેને પ્રેર્યો અને તે બોલ્યોઃ "દેશી રાજાઓ ધારે તો ઘણું કરી શકે. પ્રજામાં પ્રાણ, સત્વ અને ચેતન તે લાવી શકે. રૈયતમાં કળા-કૌશલ્ય, વેપાર, ઉદ્યોગ વગેરેને તે ખીલવી શકે. રાજ્યનું ધન પરદેશ જતું તે અટકાવે, અને પ્રજાને સંયમી અને સ્વાશ્રયી બનાવી તેની આબાદી સાધી શકે."

"પણ રાજામાં ક્ષત્રીવટ અને ક્ષાત્રધર્મ હોય, અને રાજા જાતે સંયમી અને સ્વાશ્રયી હોય તોજ આ હેતુ પાર પડી શકે." બોલતે બોલતે હૃષીકેશચંદ્રે વનરાજના સામું જોયું.

વનરાજ પાસે બેઠો હતો તેનો ક્ષત્રીવટ સતેજ થયો; અને સિંહનું લોહી જેમ શિકાર જોઇને ઉછળે તેમ તેનું લોહી પ્રજાકલ્યાણના માર્ગો યોજવાને ઉછળી રહ્યું.

એટલામાં રાણો પાછો બોલ્યોઃ "એટલા માટે જ હું કહું છું કે પ્રજાના હિતને માટે રાજાઓએ પણ સ્વાત્મભોગ આપવો જોઇએ. પણ અફસોસ! આજે રાજાઓ ક્ષાત્રધર્મને ભુલ્યા છે. ક્ષત્રીવટ તેમનામાં રહ્યો નથી. રજપૂતાઇ રંડાવાનો સમય આવ્યો છે. રાજાઓ પ્રજાનું ધન રક્ષવાને બદલે હરશે અને આ ભારતભૂમિમાં ન ભૂતો ન ભવિષ્યતિ એવાં પરિણામ નિપજશે."

રાણો બોલ્યો અને બોલતે બોલતે ગદ્દગદિત થઇ ગયો. એનાથી વધારે બોલાયું નહિ. થોડીવાર તે ચુપ રહ્યો, પણ તેને શાંતિ વળી નહીં. રઘુકુળનું ગૌરવ અને પ્રતાપ તેના મનમાં જાગૃત થયાં. તેનું ક્ષાત્રતેજ તેના કપાળ ઉપર છવાઇ રહ્યું અને અંદરથી તેનો આત્મા ઉછળી રહ્યો. થોડીવાર રહીને તે પાછો બોલી ઉઠયો: " ક્ષત્રીવટ ગયો તેથી આજે ક્ષત્રીયો ભોગવિલાસ અને મોજશોખના કીડા બનીને પાંજરામાં પુરાયલા કેદી પેઠે, યજ્ઞના બલિદાન પેઠે, પડી રહ્યા છે. તેમને તેમની પરતંત્રતાનો ખ્યાલ પણ આવતો નથી. તેમના અત્યાચારે, મિથ્યા ધર્મના ઘમંડે, બંધનોએ, વ્હેમોએ, અને નિરક્ષરતાએ તેમનું જે નિકંદન કર્યું છે તેનો તેમને વિચાર પણ નથી. પૂર્વની સ્થિતિના ગુણ ગાઇ ગાઇ તેમાંજ તેમણે કલ્યાણ માની લીધું છે. પણ પૂર્વ કાળમાં કેવી સ્થિતિ હતી અને હાલમાં તે અધમ સ્થિતિમાં કેમ આવી પડયા છે તેનો વિચાર તે કરતા નથી. અરે ક્ષત્રીયો ! મહમદ ગીઝની અને શહાબુદીન ઘોરી તમારા ઉપર જ્યારે ચ્હડી આવ્યા ત્યારે તમે વિચાર્યું કે જે રાજ્ય પર ધાડ પડે તે ભલે મરે. આપણે શું ? બંગાળી માર ખાય છે, ગુજરાતીને શું ? ગુજરાતી રીબાય છે, મરાઠાને શું ? તમારા આ સ્વાર્થી વિચારે કેવી સ્થિતિ આણી છે તેનો કંઇ ખ્યાલ છે ખરો ? વિચારો, તમારા એકલપેટાપણાએ તમોને હીઝડા, કાયર અને ભીરૂ બનાવી દીધા છે. ક્ષત્રીવટ ગયો એટલે સૌ ગયું. **यतो धर्मः ततो जयः** "

" મહારાજ, ક્ષત્રીયોમાંથી ક્ષત્રીવટ ગયો અને અન્ય જાતોમાંથી નેક ટેક ગયો, એથી દેશી રાજ્યો તો શું પણ આખા ભારતવર્ષની પાયમાલી થતી જાય છે. જે પ્રજા પોતાની ચઢતીનો વિચાર કરનારી છે તે ભોગવિલાસ જેવા ક્ષુલ્લક આનંદનો જરા પણ લ્હાવો લેતી નથી. તેના અગ્રગણ્ય પુરૂષો રાજતેજમાં, પ્રજામાં, જાતિમાં, કે જ્ઞાતિમાં માનની અભિલાષા રાખતા નથી. જજ્જ કે ઑનરેબલ બનીને તે પોતાને પતિતપાવન થયા ધારતા નથી. માન કે ચાંદની તે આશા રાખતા નથી. લાડી, વાડી, અને ગાડીમાં જ સર્વ સુખનો સમાવેશ તે કરતા નથી. સ્વાત્મભોગ આપવાને તે સદા તત્પર રહે છે. દેશની ઉન્નતિ માટે કોઇ પણ પ્રકારનો—જાતિનો—કુળનો—મિથ્યાચારનો—દ્રવ્યનો—દેહનો—સઘળાનો ભોગ આપતાં તે અચકાતા નથી. દેશ પ્રત્યેના એકજ ધર્મને તે ઉપાસે છે. એ ઉપાસનાના ફળ રૂપે જાતિ, કુળ, ધર્મનું સંપૂર્ણ સુખ તેઓ પ્રાપ્ત કરે છે. " હૃષીકેશચંદ્રે કહ્યું.

રાણો પ્રતાપસિંહ સાંભળી રહ્યો. સાચા ક્ષત્રી તરીકે તેને આખા ભારતવર્ષની લાગણી હતી અને તેના ઉદ્ધાર માટે પણ બનતો સ્વાર્થ ભોગ આપવાને તે તત્પર હતો. પણ પોતાની પ્રજા તેને વધારે વ્હાલી હતી તેથી કનકપુરની વસ્તીના વિચારમાંજ તેનું ચિત્ત પરોવાયલું હતું. તેથી કરીને હૃષીકેશચંદ્રનું કહેવું સાંભળીને રાણાએ ઉત્તર આપ્યોઃ

" આપણી માતૃભૂમિને માટે સર્વસ્વનું બલિદાન આપવું એના જેવું શ્રેષ્ઠ બીજું કંઇ નથી. પણ હૃષીકેશચંદ્ર ! જમણો હાથ પ્રથમ મોં ભણીજ વળે. મારી કોટે મારી પ્રજા વળગેલી છે. તેનું હિત પુરેપુરૂં સધાય ત્યાર પછી જ મને બીજાનો વિચાર આવે. મનુષ્ય નજીકનાં સગાં સ્નેહીઓનું પ્રથમ ભલું કરે, અને પછી દેશનો વિચાર કરે એ સ્વાભાવિક છે. " બોલતે બોલતે રાણો ગંભીર મુખમુદ્રાથી પ્રજાપ્રેમ દર્શાવવા લાગ્યો.

રાણાના મનમાં પ્રજાની સ્થિતિ ખડી થઈ રહી. પ્રજાહિતના વિચારોથી તેનું ચિત્ત ઘેરાઈ ગયું. તેના હૃદયમાં ઉંડું મંથન થવા લાગ્યું. આખરે જાણે ઉંડા વિચારમાંથી જાગ્યો હોય તેમ તે પ્રજાના આગેવાનો તરફ મુખ કરીને કહેવા લાગ્યોઃ " મારા રાજ્યમાં હિંદુ, મુસલમાન, પારસી વગેરે અનેક જાતો વસે છે. પણ તેમાં ઐક્ય જેવું કંઇ પણ જણાય છે ખરૂં ? ન્યાતજાતનાં મંડળો, પ્રાંત પ્રાંતનાં મંડળો, ભાષા ભાષાનાં મંડળો, મિત્રમંડળો, છાપામંડળો, એવાં અનેક મંડળો રાજ્યમાં નજરે પડે છે. સૌ પોતપોતાનું ફોડવા મથે છે. સૌ નાના નાના આનંદોમાં અહોભાગ્ય સમજે છે. કોઇને આખા રાજ્યનો વિચાર આવતો નથી. રાજ્યમાં નાના ભાયાતો અને ઠાકોરો પણ છે. તમારામાં પ્રજા જેવું કંઇ પણ નથી. વ્હેમ અને બંધનો તમારા દરેક સુધારામાં આડે આવનારાં છે. પરદેશીઓના સ્પર્શથી, પાણી વ્યવહારથી, શબ્દથી, ગંધથી, તમે અભડાઇ જાવ છો. લોકોમાં બ્રાહ્મણો, આચાર્યો વગેરેનું જોર હદથી વધારે છે. અને સંસાર વ્યવહારવ્યવસ્થામાં સ્ત્રીઓના વ્હેમ પ્રધાનપદે બિરાજે છે. ઠાકરડાઓ અને ભાયાતો એક બીજાની સામે હથિયાર લઇને ઘુરકા ઘુરકી કરી રહ્યા છે. જર, જોરૂ અને જમીનને માટે અથડાઅથડી, મારામારી બધે ચાલી રહેલી છે. સૌ પોતપોતાનો રાજ્યકારોબાર ચલાવવા તત્પર થઈ જાય છે. રાજ્યમાં જાણે એક ધારો નહીં, એક

ધર્મ નહીં, એક વર્ણ નહીં, એક સત્તા નહીં, સમાનતા નહીં, એવી સ્થિતિ જણાઇ આવે છે. સર્વત્ર ઉચ્છૃંખલતા નજરે પડે છે. આવી સ્થિતિ જંગલીમાં જંગલી અને નઠારામાં નઠારી ગણાય. આવી સ્થિતિનો ત્યાગ કરો. પરદેશીથી અભડાવ નહીં. તેમના ઉચ્ચ ગુણોનું અનુકરણ કરો અને દેશોદયના યજ્ઞમાં વ્હેમો, બંધનો, સ્વાર્થ વગેરેનું બલિદાન આપો."

સર્વે સામંતો, ભાયાતો, તથા સઘળી પ્રજા સાંભળી રહ્યાં. દેશોદયના કાર્યમાં ઝંપલાવવાને સૌએ તેયાર હતાં. છેલ્લા એક વાક્બાણની જરૂર હતી. રાણાએ તે છોડ્યું, અને સામંતો, ઠાકરડાઓ, ભાયાતો અને સઘળી પ્રજાનાં હૃદય આત્મભોગ, દેશાભિમાન, અને સ્વદેશપ્રેમ-શૌર્યથી ઉછળી રહ્યાં. સર્વે રાજાના સ્વાર્થત્યાગની વાટ જોતા હતા. રાણાએ પોતાનો સ્વાર્થત્યાગ જાહેર કર્યો. તે બોલ્યોઃ "અમારી પ્રજાની ખાતર હવે અમે સર્વસ્વનો ત્યાગ કરી વાનપ્રસ્થ ગ્રહણ કરીશું. વનરાજને રાજ્યાભિષેક કરીને અમે રાજ્યકારભાર સોંપીશું, પણ સઘળી સત્તા રાજ્યમંડળ અને પ્રજામંડળના હાથમાં રહેશે. રાજાનું માન પ્રજા રાખે અને પ્રજાનું માન રાજા રાખે એમ સૌએ વર્તવાનું છે, અને રાજાએ પ્રજાનું હિત સધાય તેવે માર્ગેજ રાજ્ય ચલાવવાનું છે. રાજા અને પ્રજા બંનેની સંમતિ શિવાય રાજા એક પણ ડગલું ભરશે નહીં, અને સાચા ક્ષત્રીની પેઠે ગૌબ્રાહ્મણ પ્રતિપાલ બની પ્રજાપાલક થઇ રહેશે. કનકપૂરનો રાજા કર્તાહર્તા અને સર્વોપરી લેખાશે છતાં પણ પ્રજાની પૂર્ણપણે સ્વતંત્રતા ભોગવશે. રાજા પ્રજાનું સ્વાતંત્ર્ય જાળવશે, અને તેને જેમ બને તેમ ઉંચી પદવીએ ચ્હડાવશે, અને પ્રજા પોતાના નૃપતિ પ્રત્યે માનની લાગણીથી જોશે અને તેના હુકમનું અપમાન કરશે નહીં એવી હું આશા રાખું છું."

વનરાજ તરફ મુખ ફેરવીને રાણો બોલ્યોઃ "પ્રજા રાજાનો દેહ છે; રાજા પ્રજાનો પ્રાણ છે; માટે રાજાએ કદિ પ્રજા વિરૂદ્ધ વર્તન કરવું નહીં."

વનરાજ ઉભો થયો અને સૌની વચમાં આવીને બોલ્યોઃ "મહા-રાજ, આપનો બોધ હું માથે ચ્હડાવું છું. સૂર્યવંશીઓના કુળમાં મારો જન્મ છે; આપ ખાત્રી રાખજો કે આપનો પુત્ર આપને પગલે પગલે જ ચાલશે, અને સૂર્યવંશીઓના કુળને કદિ લજવશે નહીં. રૈયતના

કલ્યાણમાં જ મારું કલ્યાણ છે એમ હું માનું છું. જ્યારે એ માન્યતામાં ફેર થાય ત્યારે આ વનરાજ ઉપર દૈવ રૂઠયો છે એમ આપ સમજજો."

"શાબાશ, શાબાશ, યુવરાજ !" સર્વત્ર પોકારો ગાજી રહ્યા.

"સિંહનાં બચ્ચાં સિંહ જેવાં જ હોય !" સભામાંથી એક જણ બોલી ઉઠયું.

એટલામાં પાછો રાણો બોલ્યો: "પચાસ પંચાવન વર્ષે વાનપ્રસ્થ લેવું એ અમારો સૂર્યવંશીઓનો કુળધર્મ છે. રઘુવંશના રાજાઓ પચાસ પંચાવન વર્ષે રાજ્યભાર પુત્રને માથે નાંખી દઇને વનવાસ ભોગવતા, ફળ મૂળ ખાઇને દિવસ વ્યતીત કરતા, અને આત્મકલ્યાણ સાધતા. એ કુળધર્મના પાલનથી ક્ષત્રીયો વીર્યવાન રહેતા અને અખંડ કીર્તિને પ્રાપ્ત કરતા." રાણો કંઇક ગર્વ ધરતો, કંઇક કુલાભિમાનને દાખવતો પ્રફુલ્લ ચિત્તથી બોલ્યો.

પ્રજાના કેટલાક અગ્રગણ્ય પુરૂષો આગળ આવ્યા અને રાણાને કહેવા લાગ્યા: "મહારાજ, આપ હવે સુખેથી વાનપ્રસ્થાશ્રમ ગ્રહણ કરો. અમે આપણા રાજ્યના ઉદય માટે સ્વાર્થનો ત્યાગ કરીશું અને તેની ચડતી કરવાને કમ્મર કશીને પ્રયાસ કરીશું. આપ નિશ્ચિંત રહો. રાજા અને પ્રજા બંનેનું ઐક્ય સાધી બંનેનું હિત થાય એવે માર્ગે અમે જઇશું."

રાણો એક વાર ફરી બોલ્યો: "મારી પ્રજા પીડાય નહીં એ જ મારે જોવાનું છે. મારી પાછળ મારી પ્રજા પીડાય તો મારો નર્કમાં વાસ થાય અને કોઇ કાળે મારી સદ્ગતિ થાય નહીં."

કેટલાક સામંતો આગળ આવ્યા અને બોલ્યા: "મહારાજ, ખાત્રી રાખો. અમે આપની ઇચ્છાને પાર પાડીશું."

પોતાના મનની ખાત્રી થયા પછી રાણાએ સઘળા ભાયાતો, સામંતો, સરદારો વગેરેને વાનપ્રસ્થ લેવાનો નિશ્ચય જાહેર કર્યો અને વનરાજને રાજ્યાભિષેક કરવાનો દિવસ સૌની સમક્ષ મુકરર કર્યો.

---

# પ્રકરણ ૪ થું.



## વનરાજને રાજ્યાભિષેક.



રાજ્યાભિષેકને દિવસે કનકપુરની આખી વસ્તી રાજમહેલમાં કીડીઓની માફક ઉભરાવા લાગી. રાણા પ્રત્યે રાજભક્તિ અને વનરાજ પ્રત્યે સ્નેહ દાખવતી કનકપુરની સઘળી પ્રજાએ તે દિવસે ઘેર ઘેર તેમજ રસ્તા ઉપર તથા ચૌટામાં દરેક હાટે આસોપાલવનાં તોરણ બાંધ્યાં. ફૂળફુલ અને હારથી દરેક દ્વાર શોભાવ્યું. મંદિરો અને દેવળો ઉપર સોનાના કળસ અને નવાં ધજાપતાકા ચ્હડાવ્યાં અને આખા ગામને શણગારી ઓચ્છવ કર્યો. તે આખો દિવસ કનકપુરમાં આનંદ આનંદ વ્યાપી રહ્યો.

રાજ્યાભિષેક કરવાને રાણાએ સાત સમુદ્રનું પાણી મંગાવ્યું. પછી વનરાજ સોનાના સિંહાસન ઉપર બેઠો. શૂરા સામંતો તેના ઉપર ચામર ધરીને ઉભા રહ્યા. એક વૃદ્ધ ભાયાતે વનરાજને માથે છત્ર ધર્યું. રાજગોરે સોનાનો મુગટ માથે પહેરાવ્યો. બ્રાહ્મણોએ વેદો-ચ્ચાર કર્યો. કુમારિકાઓએ કળસ ઢોળ્યા. પુષ્પની વૃષ્ટિ થઇ. ભાટ-ચારણોનાં કવિત આકાશમાં ગાજી રહ્યાં. નોબતો ગડગડી. સિપાઇઓએ હથિયાર ઉચાં કર્યા. તોપોના અવાજ થયા. ડંકાનો નાદ ચારે દિશામાં વ્યાપી રહ્યો. રાણો પ્રતાપસિંહ હર્ષઘેલો બન્યો. કનકપુરની વસ્તીનો આનંદ ઉભરાઈ રહ્યો, અને આખો રાજમહેલ પુષ્પ અને અક્ષતથી સોહાઇ રહ્યો.

રાજ્યાભિષેક થઇ રહ્યા પછી રાજયભક્તિથી પીગળી રહેલા નગરજનોની વિનતિથી વરઘોડો કહાડવામાં આવ્યો. કનકપુરની વસ્તીએ ગામની બ્હાર મોટો ભવ્ય મંડપ બાંધ્યો હતો. તેની પાસે જ વન-રાજનો મહેલ હતો. રાજમહેલથી સ્વારી રૂપે નીકળીને ગામમાં થઇને સર્વેએ એ મંડપમાં જવાનું હતું. ત્યાંથી પછી વનરાજના મહેલમાં જવાનું હતું. રાજાની આજ્ઞાથી સઘળું લશ્કર રાજમહેલ પાસે સ્વારીના રૂપમાં ગોઠવાવા લાગ્યું. હાથી, ઘોડા, ઊંટ, ડંકા, નિશાન, મેના અને પાલખીઓની ઠઠ બાઝી રહી. નગરજનોનો ભક્તિભાવ જાણે વિવિધ

પ્રકારે પ્રગટ થતો હોય તેમ રંગબેરંગી વસ્ત્રો ધારણ કરી કનકપુરની અરાઢે વર્ણ રાજમહેલ આગળ એકઠી થવા લાગી. પ્રજાની લક્ષ્મીનું જાણે પ્રદર્શન થતું હોય તેમ વિવિધ પ્રકારનાં કસબી વસ્ત્રો અને આભૂષણોને પહેરીને ધનવાન વર્ગ મોખરે આવીને ઉભો. બપોરે બાર વાગ્યે સ્વારી નીકળવાની હોવાથી દરેક અમલદાર, શેઠશાહુકાર, ભાયાત વગેરે સુંદર પોશાક પહેરી પોતપોતાનાં વાહનોમાં આવી રાજમહેલમાં બિરાજ્યા. લશ્કરને નવો પોશાક બક્ષિસ આપવામાં આવ્યો.

સ્વારી ગોઠવાવા લાગી. બરાબર બપોરના બાર વાગ્યે વનરાજ હાથી ઉપર સોનાની અંબાડીમાં બેઠો. તેની પાછળ બિપિનચંદ્ર બેઠો. બીજા હાથીઓ ઉપર રાણો, હૃષીકેશચંદ્ર તથા અમલદાર વર્ગ બેઠા. સૂર્યના તેજથી સોના રૂપાની અંબાડીઓ ઝળકવા લાગી, લશ્કરી સિપાઇઓનાં હથિયાર વધારે પ્રકાશિત બન્યાં, નગરજનોનાં આભૂષણો ઝળકી રહ્યાં, અને આખો સમૂહ જાણે તેજનો મહાસાગર હોય તેવો દેખાવા લાગ્યો.

સર્વેએ સ્વારીના રૂપમાં ગોઠવાઇને આગળ ચાલવા માંડયું. કનકપુરની વસ્તીને એ ધન્ય દિવસ હતો, તેથી નગરજનોનાં હૃદય આનંદથી ઉભરાઇ રહ્યાં હતાં, અને તેની અલૌકિક પ્રભા તેમનાં મુખ ઉપર પથરાઇ રહી હતી. જેમ જેમ સ્વારી આગળ ચાલતી ગઇ તેમ તેમ નગરની નારીઓ ઉમદા વસ્ત્રાલંકાર પહેરી માથે રૂપાના કળસ લઇ સ્વારીમાં જોડાવા લાગી અને પાછળ પાછળ ચાલવા લાગી. આખી સ્વારી ધીમે ધીમે ચાલતી હતી. હર્ષમાં ને હર્ષમાં કોઇને વખતનું ભાન રહેતું ન હતું. જાણે તેજનો સાગર ધીમે ધીમે આગળ વધતો હોય તેમ ચાલતી સ્વારી લગભગ પાંચેક વાગ્યા ત્યારે કનક-પુરના બજારમાં આવવા લાગી.

નગર બહાર થોડેક છેટે એક વિશાળ તળાવ હતું અને તેની પાસે અંબિકાનું મોટું દેવળ હતું. સ્વારી એ રસ્તે જવાની હોવાથી રાજ-મહેલથી તે ઠેઠ માતાના મંદિર સુધી લોકોની ઠઠ બાઝી રહી હતી. એ રસ્તા ઉપર દરેક દુકાન, મકાન, હવેલીઓનો દરેક ભાગ, માણસોથી ભરપુર માલમ પડતાં હતાં. રસ્તામાં પણ અથાક ભીડ હતી. મકાનો તેમજ દુકાનોમાં લોકોએ રાત્રે રોશની માટે હાંડી, ઝુંમરો સૌ સૌના ગજા પ્રમાણે ટાંગી દીધાં હતાં. રમકડાં તથા ખાવાની ચીજોની અતિશય

ખરીદી ચાલતી હતી. વનરાજની સ્વારીનો દિવસ એટલે સઘળી પ્રજા સારા સારા પોશાકમાં આનંદથી ફરતી જણાતી હતી.

સ્વારીની શોભા જોવા લાયક હતી. આગળ, પાછળ, વચમાં તથા બાજુઓ ઉપર દરેક જાતનાં વાજીંત્રો વાગી રહ્યાં હતાં. ઊંટો ઉપર ડંકા, તે પાછળ રાજ્યનો જરીપટકા સાથેનો ભગવો ઝુંડો, તે સાથે કેટલાક લશ્કરી અમલદારો તથા ઘોડેસ્વારો, તેમની પાછળ પાયદળ, તેની પાછળ ઘોડેસ્વારો, તેમની પાછળ તીરંબાજો, અને તેમની પાછળ સુશોભિત શણગાર સજાવેલા હાથીઓની હાર ચાલી રહી હતી હાથીઓની પાછળ તોપો ચાલતી હતી. તેમની પાછળ કેટલાક લશ્કરી સુબેદારો ભપકાબંધ પોશાક સાથે પોતાના શોખને અનુસરી શણગારેલા ઘોડાઓ ઉપર બેશી તેમને આમતેમ નચાવતા અને કુદાવતા નજરે આવતા હતા. તેમની પાછળ મોટી ઘોડેસ્વારોની હાર હતી. તેમની પાછળ પાછી હાથીઓની હાર હતી. એ હાથીઓની અંબાડીઓમાં ભાયાતો તથા તેમના દિકરાઓ સુંદર પોશાકમાં સજ્જ થઈને અક્કડ ને અક્કડ બેઠેલા જણાતા હતા. તેમના માથા ઉપર ઉમદા છત્રો આવી રહ્યાં હતાં, અને એ દરેકના મુખ ઉપર ખરૂં રાજતેજ ઝળકી રહ્યું હતું.

એ હાથીઓની પાછળ એક ધોળા રંગનો માવતે રંગબેરંગથી રંગેલો અને સુશોભિત શણગારથી શણગારાયલો હાથી પોતાની લાંબી સૂંઢને આમતેમ હલાવતો, તથા પોતાના મોટા કાન આમતેમ ફેરવતો, દોરમાંને દોરમાં આમતેમ ડોલતો ચાલતો હતો. તેના ઉપર જે ઉમદા વસ્ત્ર નાંખેલું તેની મોતીની ઝુલો તેના પગને અથડાતી હતી. એ હાથીની પીઠ ઉપર એક હીરા, માણેક, અને મોતીથી જડીત સુવર્ણની, ઉપર ઘુંમટના આકાર જેવા ઢાંકણા સાથેની, અંબાડી મુકી દીધી હતી. હાથીની ડોકે મોટાં મોતીનો હાર પહેરાવી દીધો હતો. તેની બંને બાજુએ બે સુવર્ણના ઘંટ બાંધી દીધા હતા. તે હાથી ડોલતો ડોલતો ચાલતો ત્યારે તે અવાજ આપતા હતા. એ હાથીની ડોક ઉપર એક સોનાનું અંકુશ હાથમાં લઇને માવત બેઠો હતો. પાછળ અંબાડીમાં વનરાજ બેઠો હતો. તેણે માથે એક સુંદર મંડીલ બાંધ્યું હતું. તેના આગલા પેચ ઉપર એક સુંદર હીરો ઝળકી રહ્યો હતો. સૂર્યના તેજ સાથે ભળી જઇને તે ઘણો મનોહર દેખાવ આપી રહ્યો હતો. એક રાતા રંગનો કસબી ઝભ્ભો એણે પહેરેલો હતો. તેણે પગમાં હીરા

અને મોતીથી જડીત મોજડીઓ પહેરેલી હતી. તેના મુખ ઉપર દેવાંશી રાજવીનુ તેજ ઝળકી રહ્યું હતું. તેને જોઇને લોકો નમન કરતા અને એ બંને બાજુ તરફ નજર કરી સૌને આશિર્વાદ આપતો હોય તેમ જમણો હાથ હલાવતો હતો. વનરાજના હાથીની પાછળ રાણા પ્રતાપસિંહ વગેરેના હાથીઓ હતા અને તેમની પાછળ શેઠ-શાહુકારોનાં વાહનો વગેરે હતાં.

ગામની બહાર અંબિકા માતાનું મંદિર હતું. એ મંદિર આગળ વનરાજ હાથી ઉપરથી ઉતર્યો અને મંદિરમાં જઇ દર્શન કરીને પાછો ફર્યો. અહીં બીજાં કેટલાંક દેવળો આવ્યાં હતાં, તે સર્વેમાં જઇને તેણે પૂજા કરી. પછી સ્વારી આગળ ચાલવા લાગી. ગામ લોકોએ બંધાવેલા ભવ્ય મંડપ આગળ તે આવી પહોંચી. અહીં તે મંડપના દ્વાર આગળ એક સ્વરૂપવાન બાળા હાથમાં મોતીની થાળ લઇને ઉભી હતી. એ નગરશેઠની પુત્રી હતી. તેણે મોતીના થાળથી વનરાજને વધાવ્યો. વનરાજે ખુશી થઇને તેને પંદર મહોરો આપી. ફાલતુ લોકો આ વિશાળ મંડપમાં ગુપચુપ બેશી ગયા અને વનરાજ પાસે આવેલા પોતાના મહેલ તરફ જવા લાગ્યો.

કનકપુરની બહાર એક વિશાળ જગ્યામાં વનરાજનો મહેલ બાંધેલો હતો. તેની આસપાસ ફરતો કોટ હતો. એ કોટને સાત દરવાજા તથા અગીઆર બુરજ હતા. દરેક બુરજ ઉપર અકકેકી તોપ ગોઠવવામાં આવી હતી. કોટના આગલા દરવાજા પાસે એક ઉંચા બુરજ ઉપર રાજ્યનો ભગવો ઝુંડો ફરકી રહ્યો હતો. તે બુરજ ઉપર ચોઘડીયાં વાગતાં. આગલા દરવાજામાં પેસતાં જ દક્ષિણ બાજુએ એક મોટું આરસપહાણથી બાંધેલું શિવાલય આવેલું હતું. તેનો ઘુંમટ સોનાથી મઢી દીધેલો હતો. તેના ઉપર એક સુંદર નકશીદાર સોનાનો કળસ હતો. ઉત્તર તરફ એક મોટો ઉંચો મિનારો આવેલો હતો. તેમાં ચારે બાજુએ ચકમકતી તકતી જડી દેવામાં આવી હતી. કોટની વચ્ચોવચ્ચ રાજમહેલ હતો. તેનો ઘેરાવો લગભગ અડધા માઇલ જેટલો હતો. તેનું કોતરકામ અને ચિત્રકામ ભારતવર્ષની પ્રાચીન કારીગરીનો ઉત્તમ નમુનો હતું.

મહેલને સાત ખંડ હતા. દરેક ખંડને પુષ્કળ બારી બારણાં મુકીને હવા અજવાળાવાળો બનાવવામાં આવ્યો હતો. તેમાં કોઇ

કોઈ જગ્યાએ જુદા જુદા રંગના કાચ જડી દીધેલા હતા, તથા કેટલીક જગ્યાએ આરસપહાણુ ઉપર સુંદર કોતરકામ કરેલું હતું. દરેક ખંડમાં અંદર અને બહાર હાંડી, ઝુંમરો વગેરે લટકાવી દીધાં હતાં અને ઉંચા ગાલીચાઓ પાથરી દીધા હતા.

ભોંયતળીયે ચારે બાજુએ નાનાં દેવાલયો હતાં. એક શંકરનું, બીજું અંબિકાનું, ત્રીજું કૃષ્ણુબળદેવનું તથા ચોથું રામચંદ્રજીનું. તે ઘણાં સુશોભિત હતાં. મૂર્તિની બેઠકો સોનારૂપાથી મઢી દીધી હતી. દેવાલયોની વચમાં એક ભોંયરૂં હતું તેમાં થઇને છાનેમાને કોટની બહાર નીકળાતું હતું. એ ભોંયરાની ઉપર રાજમહેલના મધ્યભાગમાં જામદારખાનું હતું. કનકપુરના રાજ્યની લક્ષ્મીનું જાણે તે સંગ્રહસ્થાન હોય તેમ તેમાં વિવિધ પ્રકારનાં જવાહીરો અને હીરા મોતી માણેકના ભારે દાગીના નજરે આવતા હતા.

મહેલની એક બાજુએ એક સુંદર બાગ હતો. ફળફુલથી એ બાગ મ્હેકી રહ્યો હતો. તેમાં ઠેકાણે ઠેકાણે આરસપહાણુના ફુવારા ઉડતા દેખાતા. તેમાં વચમાં ચાલવાને આરસની પગથીઓ હતી અને બાજુ ઉપર બેસવાને જગ્યાએ જગ્યાએ બેઠકો હતી.

મહેલની બીજી બાજુએ સુશોભિત રીતે કોતરકામથી શણુગારાયલો એક બિલોરી કાચનો મહેલ આવી રહ્યો હતો. તેની બારીઓ એક સુંદર તળાવમાં ડોકીયાં કરતી હતી. એ મહેલ રંભા રાણીએ પોતાના ખાસ શોખથી બંધાવેલો હતો. એમાં દરેક જગ્યાએ કાચનું કામ સારી રીતે કરેલું હતું. એને પણ સાત ખંડ હતા. દરેક ખંડમાં થઇને રાજમહેલમાં જવાને સારૂ છજું કહાડીને રસ્તો કરેલો હતો.

રાજમહેલની બીજી બાજુએ ઓછામાં ઓછાં પાંચ હજાર માણસો બેશી શકે એવું મોટું વિશાળ દિવાનખાનું હતું. તેને પંદર બારણાં હતાં. ઉંચી જગ્યા ઉપર તે બાંધેલું હતું. તેમાં સઘળું કામ આરસપહાણથી કરવામાં આવ્યું હતું. તેનાં બારણાં સોનેથી મઢી લીધેલાં હતાં. તેની અંદરની બાજુએ સુંદર કોતરકામ નજરે આવતું હતું. અંદરની ભીંતોએ રંગબેરંગી આરસપહાણુની ઝીણી ઝીણી રજકણો પથ્થરમાં જડી દીધેલી હતી તથા નાના મોટા ગોખોમાં આરસપહાણુનાં પુતળાં બેસાડી દીધાં હતાં. સામે જ એક મોટા ગોખમાં લાલચોળ રંગની આરસપહાણુની હનુમાનની પ્રચંડ મૂર્તિ, તેનું લાંબું પુછ

વિંટાળી તે ઉપર બેસાડેલી નજરે આવતી હતી. અંદર તથા બહાર હાંડી ઝુંમરો લટકાવી દીધાં હતાં, અને વચ્ચોવચ્ચ સુંદર ગાલીચા પાથરી દીધા હતા. દિવાનખાનામાં જે બેઠકો કરી હતી તે ઉંચાનીચી હતી અને તે ઉપર આરસપહાણુની ખુરશીઓ જડી તેઓને ઉમદા મુખમલથી મઢી લીધેલી હતી. દિવાનખાનામાં પેસવાના દરવાજાની સામે જ સૌથી ઉંચી જગ્યાએ રાજાને બેસવાનું સિંહાસન હતું. તે ઉપર ચ્હડવાને પાંચ પગથીયાં હતાં. બે મોટા આરસપહાણુના સિંહો બે બાજુએ રાખીને તે ઉપર આરસપહાણુનો ચોતરો ચણી લીધો હતો. એ ચોતરાની ચારે બાજુએ સોનાના સ્તંભો આવી રહ્યા હતા. તે હીરા મોતી તથા માણેકથી જડીત હતા. સ્તંભો ઉપર સોનાનો ઘુંમટ હતો, અને એ ઘુંમટની નીચે રાજાને બેસવાનું સિંહાસન ગોઠવવામાં આવ્યું હતું.

વનરાજનો હાથી રાજમહેલની પાસે આવ્યો. વનરાજ હાથી ઉપરથી ઉતર્યો અને નીચે પાથરેલી અનાત ઉપર થઇને રાજમહેલના દિવાનખાનામાં ગયો અને સિંહાસન ઉપર બેઠો. તેની પાસે એક બાજુએ રાણો, ભાયાતો તથા સામંતો બેઠા હતા અને બીજી બાજુએ અમલદાર વર્ગ તથા શેઠશાહુકારો બેઠા. બાકી રહેલી જગ્યાઓમાં પ્રજાજનો અહીં તહીં ગોઠવાઇ ગયા.

સૌના બેશી ગયા પછી નગરશેઠ આગળ આવીને નજરાણો કર્યો. પછી સામંતો, ભાયાતો, અને બીજા નગરજનોએ ભેટ ધરી. કનકપુરનો નિર્ધનમાં નિર્ધન પુરૂષ પણ આ વખતે હાજર હતો. એક ઘરડી ડોશીએ આગળ આવીને માત્ર ઓવારણાં જ લીધાં. એક છોકરાએ આવીને એક રૂમાલ ભેટ કર્યો. એક વૃદ્ધ પુરૂષે આગળ આવીને માત્ર આશિર્વાદ આપ્યો. એક અનાથ બાળા એક પુષ્પહાર લાવીને બોલીઃ

“મહારાજ, ! હું અનાથ છું, પણ મારી રાજભક્તિ કંઇ ઓછી નથી. કનકપુરના લોકો પોતાની ફરજ બજાવે તો હું પણ તેમાં કેમ. પાછી પડું ! આ હાર આપને માટે મેં ખાસ તૈયાર કર્યો છે. અમારી ભક્તિની યાદગીરીરૂપે આ હાર આપને ગળે પહેરશો. મહારાજ, આ ગરીબની ફુલ નહીં ને ફુલની પાંખડી સ્વીકારી અમને આભારી કરશો.”

હારને આગળ ધરીને બાળા ગાવા લાગી:—

( **મેમાન થયાં તમે મારાં,** એ રાહ. )

" હેતે અરપે આ બાળા, સ્વીકારો પ્રેમનિશાની.
મમ આશિષથી એ ભરેલી, ઉંડા અંતરથી એ વણેલી,
બહુ પ્રીતિથી એ કરી વાની—સ્વીકારો.
એ છે હૃદયતંતુની માળા, ભર્યા ભાવ એમાં હેતાળા,
કરે અબળા શી બીજી મેમાની—સ્વીકારો.
નહીં જગમાં કંઇ પ્રેમ તોલે, પ્રેમે સઉ જનમન ડોલે,
આ મોંઘેરી પ્રેમનિશાની—સ્વીકારો. "

આ અનાથ બાળાના ઉંડા અંતરના ભાવથી વનરાજનું હૈયું ભરાઇ આવ્યું. તે સિંહાસન ઉપરથી ઉઠ્યો અને એ બાળાના હાથમાંથી હાર લઇને તેને પોતાના ગળામાં ધારણ કર્યો અને બોલ્યો: "આ હાર મોતીની માળા કરતાં પણ વધારે મૂલ્યવાન છે, કેમકે તે ઉંડી રાજ્યભક્તિથી ભરેલો છે. આ હાર પહેરાવીને આ બાળાએ મને પ્રેમથી બાંધી લીધો છે. આ પ્રજાપ્રેમને હું કદિ વિસરીશ નહીં."

એક મારવાડી આગળ આવ્યો અને બોલ્યો: " મહારાજ, કંજુસાઇ માટે અમે લોક ઘણા બદનામ છીએ. અમે લુગડાંની ટાપટીપમાં પૈસા નથી ખરચતા; અમે 'ચીરૂટ' નથી પીતા; ફર્સ્ટ કલાસમાં અમે મુસાફરી નથી કરતા; ભપકાદાર બંગલાઓમાં અમે નથી રહેતા; અને નાચરંગમાં અમે પૈસા નથી ઉડાવતા; પણ અમે રાજ્યને પુરેપુરા વફાદાર છીએ અને પ્રસંગ આવ્યે ઉંડા ઉમળકાથી રાજ્યભક્તિ દર્શાવીએ છીએ અને રાજ્યને માટે અમે લાખો રૂપિયા ખરચીએ છીએ. મહારાજ, અન્નદાતા, અમારી રાજભક્તિ દર્શાવનારી આ મોતીની માળાનો આપ સ્વીકાર કરો."

વનરાજે તે માળાનો પણ અંગીકાર કર્યો અને તેને પણ ગળામાં ધારણ કરી. એટલામાં એક મુસલમાન આગળ આવ્યો અને બોલ્યો: " મહારાજ, મેં મુસલમાન હઉં. કનકપુરકી રાજગાદી પર આપ બિરાજતે હો, ઇસલીયે મેં બ્હોત ખુશ હોતા હઉં. મેં ગરીબ હઉં, મેરી પાસ કુછ નજરાના નહીં. મેં આપકો દીલસે દુવા દેતા હઉં.'

આ મુસલમાનનાં વચનોથી વનરાજનું હૃદય પીગળ્યું. તે સિંહાસન ઉપરથી ઉભો થયો અને બોલ્યો: " હિંદુ અને મુસલમાન

બંને મારા શરીરનાં બે અંગો છે. ભાઇ, આપના જેવા વિચારશીલ જો બધા લોક હોય તો આ દેશમાં હિંદુમુસલમાનના ઝઘડા રહે જ નહીં. શાબાશ છે તમને! જે સાચો મુસલમાન છે તે હિંદુ છે અને જે સાચો હિંદુ છે તે મુસલમાન છે."

એક સ્ત્રી આગળ આવીને કહેવા લાગી: "મહારાજ, કનકપુરની મહિલાઓ આપનો જય ઇચ્છે છે. અમે અબળાઓ આપને શું આપી શકીએ? અમે માત્ર અમારા અંતરના આશિર્વાદ તમને આપીએ છીએ. આ રૂમાલ એ આશિર્વાદની નિશાની છે. એનો આપ સ્વીકાર કરો અને એને આપને ગળે બાંધીને અમને કૃતાર્થ કરો."

એક યુવક વિદ્યાર્થી આગળ આવ્યો અને બોલ્યો: "મહારાજ, કનકપુરના યુવકો ઘણા આગ્રહથી આ હાર આપને અર્પણ કરે છે. આપનાં બાળકોની આ પ્રેમભેટનો સ્વીકાર કરો."

એટલામાં એક તરૂણ કન્યા લોકોની ભીડમાંથી પોતાનો માગ કરીને આવતી સૌની નજરે પડી. તેણે સુશોભિત વસ્ત્ર ધારણ કર્યા હતાં. તેના એક હાથમાં કુંકુમ અને અક્ષત હતાં અને બીજા હાથમાં કસબથી ભરેલી રાખડી હતી. તે છેક વનરાજની પાસે આવી. તેણે વનરાજના કપાળમાં તિલક કર્યું અને તેના ઉપર અક્ષત લગાડ્યા. પછી હાથમાં રાખેલી કસબી રાખડીને આગળ ધરીને તે બોલી: "મહારાજ, જો કનકપુરના યુવાનો પોતાનું કર્તવ્ય કરે તો કન્યાઓ તેમાં કેમ પાછી પડે? મહારાજ, આ કસબી રાખડી અમે ખાસ આપને માટે તૈયાર કરી છે. તેના ઉપર અમારી નિશાની છે. આપ જ્યાં જ્યાં જાવ ત્યાં ત્યાં આ રક્ષાને આપને હાથે બાંધી જજો. એને ભૂલશો નહીં. આપ એને સ્વીકારો."

વનરાજે પોતાનો જમણો હાથ લાંબો કર્યો. કન્યાએ તેને રક્ષા બાંધી અને એનાં ઓવારણાં લીધાં. કન્યાના ભાવથી વનરાજનું હૃદય પીગળ્યું. ગદ્ગદ કંઠે વનરાજ બોલ્યો: "બ્હેન, આ રક્ષાને હું કદિ પણ નહીં ભૂલું. જે યુવકો અને કન્યાઓ આજે ન્હાનાં માલમ પડે છે તેમના ઉપર જ મારી પ્રજાના ભવિષ્યનો ખરો આધાર છે. તેમને હું કેમ ભૂલીશ?"

નજરાણો થયા પછી થોડીવાર વારાંગનાઓએ નૃત્ય કર્યું તથા ગવૈયાઓએ ગાયન કર્યું. પછી બિપિનચંદ્રે ઉભા થઇને આખા રાજ્યની

હકીકત ટુંકામાં કહી સંભળાવી તથા સર્વે અમલદારે અને નોકરોએ પોતાની ફરજ કેવી રીતે અદા કરી તે પોતાના ભાષણમાં કહી સંભળાવ્યું; તેમ સેનાધિપતિએ લશ્કરની હકીકત કહી સંભળાવી. આ સભામાં સર્વેને બોલવાની છુટ હતી તેથી કેટલાકોએ અમુક બાબતમાં પોતાના અભિપ્રાય જણાવ્યા અને તેના જવાબ બિપિનચંદ્રે સંતોષકારક રીતે આપ્યા.

પછી ભાટ ચારણોનાં કવિત કહેવાયાં. કનકપુરની ગાદીયે બેઠલા રાજાઓનાં પરાક્રમો તેમણે વર્ણવવા માંડયાં. એક ચારણે અલેકઝાન્ડર અને પોરસની વાત કહી સંભળાવી. તે વખતનો દેખાવ ખરેખરો જોવા લાયક બન્યો. દરેક રજપૂત લોહી ઉકળેલું જોવામાં આવ્યું. લશ્કરી અમલદારો તથા ભાયાતોનાં રૂંવાં ખડાં થઇ ગયાં. એક જુવાન ભાયાત તો તરત જ બોલી ઉઠયો: “અરે, અલેકઝાન્ડર કનકપુર કેમ નહીં આવ્યો ? જો આવ્યો હોત તો એના તથા એના લશ્કરના ટુકડે ટુકડા ઉડાવી દેત !” બીજા એક રજપૂત બહાદુરે તો મ્યાનમાંથી સમશેર કાઢી ઉંચી કરીને કહ્યું: “આ શમશેર આગળ એનું એક પણ માણસ કનકપુરથી એક પણ ડગલું આગળ જવા પામત નહીં.” આ પ્રમાણે સભામાં ખળભળાટ થઇ રહ્યો અને સર્વે રજપૂતોનાં ચિત્ત શૂરાતનની ટોચે ચ્હડવા લાગ્યાં. વનરાજની આંખમાં પણ ક્ષાત્રતેજની પ્રભા છવાઇ રહી.

એટલામાં રાણો પ્રતાપસિંહ ઉભો થયો અને તેણે એક અસરકારક ભાષણ ટુંકામાં કર્યું. રાણો ઉભો થયો એટલે સર્વેને ઉભા થવું પડયું, પણ સૌને પોતાના હાથના ઇસારાથી નીચે બેસાડીને રાણો બોલ્યો: “કેદારસિંહ સાથેની લડાઇમાં મારા રાજ્યના કેટલાક સરદારો, અમલદારો અને સિપાહીઓ માર્યા ગયા છે, તેમને માટે હું ઘણો દિલગીર છું. મારા રાજ્યનાં એ રત્નો ગયાં છે. એવાં રત્નો શોધ્યાં જડવાનાં નથી. પણ એ સરદારો, અમલદારો વગેરેના જુવાન દિકરાઓ તેમના બાપ જેવા નીવડશે અને મરનારની ખોટ પુરી પાડશે, એ આશાથી મરનાર સરદારો અને અમલદારોની જગ્યાઓએ એમના દિકરાઓની હું નિમણુંક કરૂં છું, અને સેનાપતિને હુકમ કરૂં છું કે એ બાળકોની એમણે હમેશાં સંભાળ રાખવી.”

રાણાનું એવું બોલવું થયું એટલે તરત જ આખા દરબારમાં

'હર હર મહાદેવ'ના પોકાર સાથે 'પૃથ્વીપતિ ઘણું જીવો, એમનું રાજ્ય અમર રહો કે સેવાચાકરીનો બદલો આવો સારો આપે છે, ધન્ય છે પૃથ્વીપતિને, ધન્ય છે રાજ્યને, ધન્ય છે રવિકુળદીપકને' વગેરે પોકારો થઇ રહ્યા.

રાણાએ આગળ જાહેર કર્યુંઃ "કેદારસિંહ દુશ્મન હતો, પણ રવિકુળનો રિવાજ છે કે દુશ્મનનાં છોકરાંને પણ પાળવાં. એથી હું હુકમ કરૂં છું કે કેદારસિંહના દિકરાને તેની જપ્ત કરેલી જાગીર પાછી આપવી અને તેની પણ સંભાળ લેવી." ફરી પાછા 'ધન્ય છે, ધન્ય છે,' ના પોકારોથી આખો મહેલ ગાજી રહ્યો.

વળી રાણો આગળ બોલ્યોઃ "મારો વનરાજ હજી બીનઅનુભવી છે, તેથી રાજ્ય ચલાવવાને હું રાજ્યના પચીસ માણસોનું એક મંડળ નીમું છું. તેમાં પંદર ભાયાતો, દિવાન, સેનાધિપતિ, રાજ્યગુરૂ, છ વિદ્વાન બ્રાહ્મણો તથા શહેરના નગરશેઠ છે. એ મંડળ રાજ્ય ચલાવશે. પણ મને આશા છે કે તે રાજાની મરજીનું ઉલ્લંઘન કરશે નહીં, અને રાજા પણ તેમના મતને યોગ્ય માન આપશે." સર્વેએ મુખ ઉપર આનંદ લાવીને 'જી મહારાજ, જી મહારાજ, જેવી આજ્ઞા મહારાજ,' બોલીને પોતાનું અનુમોદન જાહેર કર્યું.

છેવટે વનરાજે સિંહાસન ઉપરથી ઉભા થઇને નીચે પ્રમાણે પોતાનો નિશ્ચય જાહેર કર્યોઃ " અમારા બાપદાદાની ગાદીએ બેસતાં અને રાજ્યકારભાર હાથમાં લેતી વેળાએ અમારો નિશ્ચય એવો છે કે અમારે માથે ગમે તેટલી અડચણો આવી પડે તોપણ અમારે અમારા રાજ્યનું કામ અમારે હાથે જ કરવું, અમારી સમસ્ત પ્રજાનું અમારે હિત સાચવવું, બીજા દેશો જોડે અમારે મિત્રાચારી રાખવી, અમારા દેશને અમારે વિજયવંત કરવો અને સમસ્ત પ્રજાને આબાદી અને સુખના પાયા ઉપર સ્થાપિત કરવી. અમે એમ માનીએ છીએ કે પ્રભુએ આ રાજ્ય અમને મોજશોખ મારવાને નહીં પણ પ્રજાના સાચા સેવક અને રક્ષક થવાને સોંપેલું છે."

પાસે જુના ભાયાતો, સામંતો, સેનાપતિ, લશ્કરી અમલદારો અને બીજા ક્ષત્રીય વીરપુરૂષો બેઠેલા હતા. તેમની તરફ મુખ કરીને વળી વનરાજ બોલ્યોઃ " અમે તમારા વડા સેનાધિપતિ છીએ. અમે જેમ અમારા બાહુબળમાં વિશ્વાસ રાખીએ છીએ તેમ અમે તમારામાં

વિશ્વાસ રાખીએ છીએ. તમે અમને તમારા વડા તરીકે માનશો એમ અમે ઇચ્છા રાખીએ છીએ. એથી કરીને તમારી અને અમારી વચ્ચે વિશ્વાસ રહેશે. તમે જે પ્રમાણે તમારી ફરજ બજાવશો તે પ્રમાણે અમે અમારી ફરજ તમારા તરફ બજાવીશું. જો આપણો દેશ બીજા દેશોની દૃષ્ટિમાં નીચો ગણાશે તો તે અપકીર્તિમાં તમારો પણ ભાગ છે. જો તેનો ઉદય થશે તો તે હર્ષમાં પણ તમારો ભાગ છે. સ્વદેશના રક્ષણ માટે તમે તમારી ફરજ દૃઢતાથી બજાવો અને આપણા દેશનો બચાવ કરવામાં અમને મદદ કરો. આમ કરવાથી આપણા દેશની સમૃદ્ધિ વધશે અને આપણા દેશનો વાવટો વિજયવંત ફરકશે."

વનરાજનું ભાષણ પુરૂં થયા પછી બ્રાહ્મણોએ ઉભા થઈને વેદમંત્રોચ્ચાર કરીને વનરાજને અનેક આશિર્વાદ આપ્યા. ત્યારપછી પાનસોપારી, અત્તર ગુલાબ થયાં, અને કનકપુરની સમસ્ત પ્રજા આનંદના ઓઘમાં મ્હાલતી પોતાને ઘેર પાછી જવા લાગી.

દેવતાનો વંશજ હોય એમ લોકો વનરાજને પૂજવા લાગ્યા અને જાણે કે ઇશ્વરનો હુકમ પાળતા હોય તેમ તેનો હુકમ પાળવા લાગ્યા. પોતાના રાજા તથા રાણી તરફ તેઓ વફાદાર રહેવા લાગ્યા, અને દરેક નિશાળમાં અમુક અમુક વખતે રાજા અને રાણીની છબીઓ આગળ નમન કરવાનું છોકરાંને શીખવવા લાગ્યા. રાજાની વિરૂદ્ધમાં એક પણ શબ્દ કદિ કોઈ બોલતું નહીં. દરેક જણ તેને પૂજતું અને તેની તરફ માનની લાગણીથી જોતું. રાજાની આગળ બોલતાં દરેક જણ ગદ્‌ગદીત બની જતું. કનકપુરની સઘળી પ્રજા પોતાના રાજા તરફ ઉંડો ભાવ બતાવતી અને તે ભાવનું યોગ્ય પાત્ર થવાને વનરાજ અનેક પ્રયાસ કરતો. પ્રજાના હિતને માટે તે અનેક આત્મભોગ આપતો. પ્રજાને કંઇ પણ દુઃખ હોય તો તે ખાનપાનાદિ ત્યજતો અને તે સુખી હોય ત્યારે જ તે પોતાને સુખી માનતો અને આનંદ ભોગવતો.

વનરાજ નિયમસર ચાલનારો રાજા હતો. તે સાદામાં સાદી રીતથી પોતાનું જીવન ગાળતો. અભ્યાસ કરવો એને ઘણો જ પસંદ હતો અને તેથી પોતાનો ઘણો વખત તે અભ્યાસમાં જ ગાળતો. દરબારમાં જતા પહેલાં દરરોજ સવારમાં તે પૂર્વની ભાષાઓનું અધ્ય-યન કરતો અને પાશ્ચાત્ય રાજ્યનીતિનું જ્ઞાન આપનારા શિક્ષકો પાસેથી

થોડુંક જ્ઞાન મેળવતો. ત્રીજા પહોરે તે કાવ્યો વાંચતો. તે પોતે જાતે પણ ઉત્તમ કવિતાઓ રચતો. ઘણાખરા વિષયોમાં પરિપકવ થયેલો આ રાજા આંતરરાષ્ટ્રીય રાજ્યનીતિમાં કુશળ ગણાતો અને તેના સલાહકારોને પણ સલાહકારી થઇ પડતો.

વનરાજ જાતે ગંભીર સ્વભાવનો હતો. જે પરદેશીઓ એને મળવાને માટે આવતા તેમના તરફ તે સભ્યતાથી અને માયાળુપણાથી વર્તતો અને તેમના મનમાં પોતાને માટે માનની લાગણી ઉત્પન્ન કરતો. તેનો પોશાક શુદ્ધ ક્ષત્રીયને છાજે તેવો હતો. તે કદમાં ઉંચો હતો. તેના હાથ લાંબા હતા, અને તેનો પંઝો જાણે કે લોઢાનો પંઝો હોય તેમ ઘણાને લાગતો. તેનો ચહેરો ગંભીર દેખાતો અને તેના ઉપર તેનાઅંદરના ઉચ્ચ ગુણોની પ્રભા પડી રહેતી. તેના મુખ ઉપર ક્ષાત્રતેજ સદા છવાઇ રહેતું. તેની આંખો કાળી અને વિશાળ દેખાતી અને તેથી તે તીવ્ર બુદ્ધિનો અને હોંશીયાર હોય એમ સર્વેને લાગતું. પોતાની નાની ઉમ્મરમાંથી તે ઘોડા ઉપર ઘણું બેસતો અને તેથી તે એક હોંશીયાર ઘોડેસ્વાર તરીકે ગણાતો. તેને બધી રમતો પસંદ હતી પણ મુખ્યત્વે કરીને કુસ્તી તરફ તેનો પક્ષપાત હતો. તે પોતાના ઉમરાવો, ભાયાતો વગેરે સાથે કુસ્તી કરતો અને કુસ્તીને દરેક રીતે ઉત્તેજન આપતો. તે બંદુક ઉત્તમ પ્રકારે મારી શકતો અને પોતાના લશ્કરનો ઉપરી થવાની હોંસ ધરાવતો. તેના લશ્કરી સિપાઇઓ તેને અત્યંત પ્રીતિથી પૂજતા. સમરાંગણ ઉપર પણ મરતે મરતે તેનો લશ્કરી સિપાઇ "રાજા ઘણું જીવો" એવા ઉદ્‌ગાર કહાડતો. સૈનિકોના આ પ્રેમનો બરાબર બદલો વનરાજ આપતો. લડાઇમાં જે લોકો મરી જાય તેમની છબીઓ તે ખાનગી બેઠકોમાં અહીં તહીં ટંગાવતો અને તેમનાં બૈરાંછોકરાંનું બરાબર પાલન કરતો. સાધારણ સિપાઇઓને પણ મળવાની તે મહેરબાની બતાવતો અને પ્રજાના સામાન્ય મનુષ્યોની હાલતની તપાસ પોતે જાતે કરતો. તેને જોઇને તેની ગરીબ પ્રજા પણ હર્ષનાં આંસુ પાડતી.

મહારાણા પ્રતાપસિંહના કહ્યા પ્રમાણે વનરાજે પોતાની સઘળી સત્તા રાજીખુશીથી પ્રજાના હાથમાં આપી દીધી અને પ્રજાનું સ્વાતંત્ર્ય જેમ બને તેમ વધારવા તરફ તેણે લક્ષ આપ્યું. રાજા કર્તાહર્તા અને સર્વોપરિ હતો છતાં પ્રજા સ્વતંત્ર હતી. રાજા પ્રજાનો આવો

સંબંધ બીજા કોઇપણ રાજ્યમાં જોવામાં આવતો નહીં. વનરાજ પ્રજાનું સ્વાતંત્ર્ય જાળવતો અને તેને જેમ બને તેમ ઉંચી પદવીએ ચ્હડાવવાનો પ્રયત્ન કરતો. પ્રજા પોતાના નૃપતિને ઇશ્વર સમાન ગણતી અને તેના હુકમનું અપમાન કરતી નહીં. વનરાજે રાજ્યની લગામ હાથમાં લીધી ત્યારથી કનકપુર લશ્કરી, વેપારી, અને રાજ્યદ્વારી બાબતોમાં પહેલા નંબરનાં રાજ્યોમાંનું એક ગણાવા લાગ્યું. રાજ્યના નવા બંધારણમાં કનકપુરના રાજ્યદ્વારી પુરૂષોએ ઘણીજ મદદ આપી. વનરાજે દરેક સુધારાની બાબતમાં પોતાનું મન પરોવ્યું અને પ્રજાને એક જબરી પ્રજા બનાવવાને પોતે જાતે પણ સુધારા વધારા કર્યા. જ્યારે વનરાજ યુવરાજ તરીકે રહેતો હતો અને તેના પિતા રાજ્યનો કારભાર ચલાવતા હતા ત્યારે તે રાજ્યના સઘળા અમલદારોને એકઠા કરતો અને તેમની પાસેથી જુદા જુદા વિષયો ઉપર માહિતી મેળવતો. જ્યારે તે ગાદીએ બેઠો ત્યારે પણ તેણે એ રિવાજ કાયમ રાખ્યો હતો, બલ્કે તેને સારા પાયા ઉપર મુક્યો હતો. દરેક ખાતાની તે તપાસણી કરતો અને તેમાં કરવાના સુધારાની નોંધ રાખતો. રાજ્યમાં સુધારાવધારા કરવાને તેણે એક નવું મંડળ સ્થાપ્યું અને પોતાના ઉમરાવોમાંથી કેટલાકને તથા બીજા કેટલાક યુવાન વિદ્યાર્થીઓને રાજ્યની ચઢતી કરવાને જે જે સુધારા વધારા જોઇએ તે સઘળા શિખવાને યુરોપ અને અમેરિકામાં મોકલ્યા. તે પાછા આવ્યા ત્યારે તેમને રાજ્યદ્વારી પુરૂષોમાં પ્રથમ પદે મુકવામાં આવ્યા. વનરાજે તે બધાની પરીક્ષા લીધી અને દરેક વિષયમાં પોતાને જોઇએ તેટલી માહિતી મેળવી લીધી. આ સઘળી માહિતીમાંથી તત્ત્વ ખેંચી લેવું અને કયું તત્ત્વ કેટલું કામે લગાડવું તે પોતાની પસંદગી ઉપર તેણે રાખ્યું અને બધી બાબતોનું સંદોહન કરી દરેક દેશના સુધારાનું તત્ત્વ પોતાના હાથમાં લઇ લીધું.

વનરાજની સહધર્મચારિણી રંભારાણી તેના જેવી જ સાદી અને ઉત્તમ વિચારની હતી. જાણે કે તે એક સાધુઓના મઠમાં રહેતી હોય તેમ તે એક સાદા બંગલામાં એકાંતમાં રહેતી હતી. તેણે દુનિયાની સાથેનો બધો સંબંધ દૂર કરી નાંખ્યો હતો. ત્યાં તેને એક રાણીને છાજે તેવી કેળવણી આપવામાં આવતી હતી. રંભારાણી ધર્મચુસ્ત હતી, પણ તે હાલના સુધારા પ્રમાણે પ્રગતિ કરવાનું ચુકતી

નહીં. તેનો પોશાક એક હિંદુ સ્ત્રીને છાજે તેવો હતો. "ફેશન" ને તે ધિક્કારતી પણ પોતે સ્વચ્છ અને સુઘડ રહેતી. તેનો ચહેરો ભવ્ય અને આકર્ષક હતો. તે દયાભાવથી ભરપૂર હતી. તેના ચહેરા ઉપર બુદ્ધિનાં ચિન્હો જણાઇ આવતાં. જો કે પોતે હાલના સુધારા પ્રમાણે પ્રગતિ કરતી તોપણ તેના વિચારો પૂર્વને વધારે વળગી રહેનારા હતા. તે પૂર્વની દંતકથાઓને વધારે માન આપતી અને પૂર્વની રીતભાતમાં સુધારો કરનારને વખોડતી. તેનામાં અત્યંત દેશભક્તિ હતી. પોતાની પ્રજાને માટે ગમે તેટલું જોખમ વહોરવું પડે તોપણ તે સહન કરવાને માટે તે સદાએ તૈયાર હતી. કનકપુરની પ્રજાની લાગણીઓ અને ઇચ્છાઓને અનુસરીને જ પોતાનું જીવન ગાળવું એવીજ એના જીવનની અભિલાષા હતી. સમસ્ત પ્રજાની જોડે હળીમળીને તે રહેતી અને તેના બદલામાં લોકો તેને રાજાના જેટલું જ માન આપતા અને ભવિષ્યમાં થનારા રાજાની માતા તરીકે તેને પૂજતા.

રંભારાણી સારી રીતે પરોણાગત કરનારી હતી. વરસમાં એક વાર તે સમસ્ત પ્રજાને એક મોટી મિજબાની આપતી. એ સમયે તે સુંદર પોશાક ધારણ કરતી અને પોતે જાતે એક ગૃહિણી તરીકે ગાઢપ્રેમથી સૌની સાથે વર્તતી. વખતે લડાઇ ચાલતી હોય ત્યારે તેનો સઘળો વખત લડાઇમાં ઘાયલ થયેલા સૈનિકોની સારવાર કરવામાં જતો. રંભારાણીએ એક મહિલામંડળ સ્થાપ્યું હતું. તેનું પ્રમુખસ્થાન પોતે લઇને તે સ્ત્રીઓની સ્થિતિ સુધારવાને પ્રયાસ કરતી હતી. તેણે સૌને જાહેર કર્યું હતું કે જ્યાં સુધી સ્ત્રીઓની સ્થિતિ સુધારવાનાં સાધન પુરતાં થશે નહીં ત્યાં સુધી તે કોઇપણ જાતની રમતગમતમાં કે કોઇપણ જાતના મોજશોખમાં એક પણ પૈસો ખરચશે નહીં. આ પ્રમાણે બચાવેલો પૈસો તે કનકપુરની સ્ત્રીઓને સગવડતા કરી આપવામાં ખરચતી. રાણીને સમસ્ત પ્રજાને માટે લાગણી હતી, અને પ્રજા ઉપર કોઇપણ જાતની વિપત્તિ આવી પડતી તો તેનું હૃદય અત્યંત દુઃખી થતું.

વનરાજ જેવા ઉત્સાહી રાજા અને રંભા જેવી ઉત્સાહી રાણીના સતત પ્રયાસથી કનકપુરના રાજ્યની સ્થિતિ બદલાવા લાગી. અત્યાર સુધી કનકપુરની પ્રજા પોતાના સુખમાં જ સર્વ સુખ માનનારી હતી. પ્રજા જેવું તેનામાં કંઇપણ નહોતું. વ્હેમ અને બંધનો તેના દરેક

સુધારામાં આડે આવનારાં હતાં. પ્રજામાં આચાર્ય વર્ગનું જોર હદથી વધારે હતું. સંસાર વ્યવહારવ્યવસ્થામાં સ્ત્રીઓના વ્હેમો પ્રધાનપદે હતા. નાનાં નાનાં રાજ્યોના ઠાકરડાઓ એક બીજાઓની સામે હથિયાર લઇ ધુરકાધુરકી કરતા હતા. જર, જોરૂ, અને જમીનને માટે પ્રજામાં અથડાઅથડી, મારામારી, અને કાપાકાપી ચાલી રહ્યાં હતાં. ખોટા રિવાજોને વશ વર્તી આખી પ્રજા વિનાશને પંથે પરવરી રહી હતી.

દેશની ઉન્નતિમાં ખરા પ્રેમ અને શૌર્યની તથા અંતઃકરણના ત્યાગની ખરેખરી જરૂર છે. જે પ્રજામાં નાનાં મંડળો છે, જે પ્રજામાં સરકારના માનના અને ચાંદના કોડીલા અને હોંસીલા નરો વસે છે; જે પ્રજાના જનો સ્વાર્થની જ સેવા કરી રહ્યા છે; અને જે પ્રજામાં ધર્મનું ખરૂં બળ નથી; તે પ્રજાનો કોઇ કાળે પણ ઉદય નથી. જ્યાંસુધી પ્રજામાં સ્વાત્મભોગ અને સ્વદેશ પ્રેમશૌર્યની ઉર્મિ રગેરગમાં વ્યાપી રહેલી નથી ત્યાંસુધી તેના દેશનો ઉત્કર્ષ નથી. જ્યાંસુધી કીર્તિલોભ અને માનપાનની જ આશામાં મનુષ્યો મગ્નમસ્ત રહેનારા છે, જ્યાંસુધી પ્રજામાં કર્મબળ, ધર્મબળ, અને નીતિબળનો પવિત્ર જુસ્સો ઉત્પન્ન થયો નથી, જ્યાંસુધી સૌની ઉન્નતિ એ મારી ઉન્નતિ એવો ઉદાર વિચાર મનમાં બંધાયો નથી, જ્યાંસુધી હુંપદ અને ઇર્ષ્યા ત્યજાયાં નથી ત્યાંસુધી પ્રજાની ચઢતીનો દિવસ દૂર જ છે એમ સમજવું.

બુદ્ધિશાળી વનરાજ એ ઉપરના સિદ્ધાંતને સમજી ગયો. પ્રજાવત્સલ રાજાએ પોતે જ પોતાની પ્રજાને જાગૃત કરી. તેણે તેને એ મહામંત્ર સમજાવ્યો. એ મહામંત્રમાં દર્શાવેલાં આત્મભોગ, આત્મબળ, અને પ્રેમશૌર્ય બતાવવાને કનકપુરના અગ્રગણ્ય પુરૂષો આગળ પડ્યા. નાના નાના ભાયાતો, સામંતો વગેરેએ પોતાની તરવાર રાજાને સોંપી દીધી અને પોતે સાધારણ નગરજન થઇ રહ્યા. પહેલો સ્વાત્મભોગ અપાયો. મહાન વનરાજ સાર્વભૌમ સ્વામી થઇ રહ્યો, પણ તે ગર્વિષ્ટ બન્યો નહીં. પ્રજાનું હિત શેમાં સમાયલું છે એ જ વિચાર એના હૃદયમાં રમી રહ્યો. આપણે કેમ વધીએ? પ્રજા કેમ વધે? દેશ કેમ આબાદ થાય? કેવા ભોગ આપવા જોઇએ? કેવી કેવી કળા શિખવી જોઇએ! પરદેશીઓને કેમ હઠાવવા જોઇએ? સ્પર્ધા કેમ કરવી જોઇએ! ઐક્ય કેમ વધે? પ્રજા તરીકે કેમ અંકાઇએ? આ જ વિચારો રાજા અને પ્રજાના મનમાં રમી રહ્યા.

રાજ્યને ખર્ચે દેશની ઉન્નતિ ઇચ્છનારા કેટલાક પુરૂષોને વનરાજે વિદ્યા કળા અને જ્ઞાન સંપાદન કરવાને યુરોપ મોકલ્યા. દેશહિત, ઉદ્યોગ, શ્રમ, એજ તેમનું સૂત્ર હતું. તેઓ મહાશ્રમે વિદ્યા કળા સંપાદન કરવા લાગ્યા. કનકપુરની પ્રજા વ્હેમનું જાળું હતું. આગગાડીમાં બેસવાનીએ ના પાડે તો પછી બીજા સુધારાની તો વાત જ શી? એ પ્રજા દેશેદેશમાં મ્હાલવા લાગી. શોધી શોધીને વિદ્યા, કળા, અને જ્ઞાન એકઠાં કરવા લાગી. જે વીર પુરૂષોએ યુરોપમાંથી પહેલું જ્ઞાન સંપાદન કર્યું તેઓ પોતાની સાથે કેટલાક યુરોપીય વિદ્વાનોને કનકપુરમાં લેતા આવ્યા. પ્રજાની ઉન્નતિ માટે માગ્યો પગાર તેમને સરકારે આપ્યો. સૂક્ષ્મ દૃષ્ટિથી, ભારી ખંતથી, અથાગ શ્રમથી, ઉત્સાહ અને ઉમંગથી કનકપુરની પ્રજાએ તેઓની પાસેથી નવી નવી અનેક કળાઓ શિખી લીધી. નવી નવી કળાઓ શિખવાને નવા નવા મનુષ્યો યુરોપ અમેરિકાના પ્રદેશોમાં ઘુમવા લાગ્યા. રાજ્યનો આશ્રય મોટો, ભલામણો ભારે, હરકત શી નડે? કનકપુરવાસીઓએ યુક્તિ વાપરી. મહાભારતની નીતિ ગ્રહણ કરી. જેમ દત્તાત્રયે અનેક ગુરૂ કર્યા તેમ કનકપુરની પ્રજાએ અનેક ગુરૂ કર્યા. નીચા નમી નમીને જ્યાં ત્યાંથી જ્ઞાન સંપાદન કરી લીધું, અને જ્ઞાન એજ ખરેખરી શક્તિ થઇ પડી. જેમ જેમ પ્રજા જ્ઞાનમાં વધતી ગઇ તેમ તેમ દેશમાં સુધારો થતો ગયો, અને જેમ જેમ સુધારો વધતો ગયો, તેમ તેમ રાજ્યે પ્રજાને જોઇતી મદદ આપવા માંડી, અને જેમ જેમ સહાયતા મળવા માંડી તેમ તેમ લોકો આગળ ને આગળ વધતા જ ગયા. જ્યાં રાજા પોતાનો, અને રાજ્ય પોતાનું, ત્યાં સુધારો થતાં વાર શી?

વનરાજે જોયું કે પ્રજા સુધારા વધારામાં આગળ પડવા માંડી છે, પણ તેના હાથ જ્યાંસુધી સંપૂર્ણ રીતે મજબુત કરવામાં આવશે નહીં ત્યાં સુધી કોઇપણ દિવસ પ્રજા ખરેખરી મજબૂત થનારી નથી. વનરાજને પોતાની પ્રજાની લાગણી હતી. વનરાજે જોયું કે કોઇ પણ કાર્ય પ્રજાની એકદીલીથી જેવું સરળ રીતે થઇ શકે છે તેવું બીજી કોઇપણ રીતે થઇ શકતું નથી. તેણે ખરેખરૂં ઇંગ્લાંડનું જ અનુકરણ કરવા માંડ્યું. ઇંગ્લાંડમાં રાજાપ્રજા સંમતિનું રાજ્ય ચાલે છે અને તે કારણથી પાર્લામેન્ટ દ્વારા સર્વ વ્યવસ્થા કરવામાં આવે છે. આપણે પણ એમજ વર્તવું એવો વિચાર કરીને વનરાજે ઢંઢેરો બહાર પાડયો:—

"અમો લાંબા સમયથી રાજ્યનું બંધારણ વધુ પ્રજામતને અનુસરતું બનાવવાને ઇચ્છીએ છીએ. આ ધારણાથી અમોએ ધારાસભા અને પ્રાંત પંચાયતો સ્થાપેલાં છે. હવે અમે જણાવીએ છીએ કે અમારો પૂર્વનો નિશ્ચય પાર પાડવાને આજથી અમો એક રાષ્ટ્રીય સમાજ–પાર્લામેન્ટ–સ્થાપીશું અને અમારાં શાસનને માન આપનાર અમારી પ્રજાના સર્વ જનને યોગ્યતા પ્રમાણે તેમાં બેસવાનો અધિકાર આપીશું."

દેશની ઉન્નતિને માટે જે ખરેખરૂં કાર્ય કરવાનું હતું તે વનરાજે કર્યું. પ્રજામતની પસંદગીના સભ્યો ચુંટાઈ પાર્લામેન્ટમાં બેસવા લાગ્યા. વધુમતનો વિચાર નહીં, વિરોધનું નામ નહીં, સરકારપક્ષ અને પ્રજાપક્ષ જેવું કશું હતું નહીં. દેશકાર્યમાં અને પરદેશી કાર્યમાં જ્યાં જુઓ ત્યાં એકજ વિચાર. ગમે તેટલી તકરારો થાય, ગમે તેટલા વાદવિવાદો થાય, પણ જ્યાં નિશ્ચવ થઇ ગયો કે અમુક પ્રકારે જ કાર્ય કરવાનું છે ત્યાંજ પૂર્ણાહુતિ. પુનઃ પુનઃ વિચારની ધોળાધોળ કરવી એવો વિચાર કનકપુરની પ્રજાને કોઇ દિવસ આવ્યો નથી.

આ પ્રમાણે રાષ્ટ્રીય સભા–પાર્લામેન્ટની સ્થાપના થઈ. પ્રજાની અનુમતિથી રાજ્યકાર્ય થવા લાગ્યું. પ્રજાના ઉંચ અને નીચ, રાય અને રંક સર્વ લોકોએ જનસમાજના અને રાજ્યબંધારણના મૂળ નિયમોનો અભ્યાસ કરવા માંડયો. દેશના પ્રત્યેક જને રાજ્યના લાભને વધારનાર અને કાયદાપૂર્વક સ્વતંત્રતા આપનાર રાજ્યતંત્ર રચવામાં પોતાનો હિસ્સો આપવા માંડયો. નગરજનોએ જરી પુરાણી અઘટીત રૂઢિઓને ભસ્મીભૂત કરવા માંડી. પ્રજાએ રાજ્યના પ્રત્યેક કાર્યમાં ઝીણામાં ઝીણી બાબતમાં પણ નિષ્પક્ષપાત અને ન્યાયીમાં ન્યાયી રીતિએ અનુસરવા માંડયું. રાજ્યના પાયા સુદૃઢ કરવાને પ્રજાએ પરદેશોમાં પર્યટણ કરવા માંડયું અને દેશમાં જ્ઞાન અને વિજ્ઞાનની વૃદ્ધિ કરવા માંડી. રાજાના હાથમાં જે સત્તા હતી તે તેણે લોકોના હાથમાં સોંપી. એકમતિ રાજ્ય હતું તે વિશેષમતિ થયું. એક બુદ્ધિનું કાર્ય હતું તેમાં અનેક બુદ્ધિ પ્રવેશ કરવા લાગી. એવી પ્રજા વિજયી નીવડે તેમાં આશ્ચર્ય શું ?

વનરાજના રાજ્યારોહણ પછી કનકપુરના રાજ્યની સ્થિતિ બદલાઇ. તેનું લશ્કર ગમે ત્યાં પ્રયાણ કરવાને માટે શક્તિવાળું થયું. તેનો રાજા એક ચક્રે રાજ્ય કરવા લાગ્યો. તેની પ્રજા પરદેશોમાં

માલ મોકલી હજારો ક્રોસના વેપારીઓ સાથે સ્પર્ધા કરવા લાગી. તેના ઐશ્વર્ય બળથી અને પ્રભાવશ્રીથી તોપ ગોળાનો વ્યવહાર કરનારી અન્ય પ્રજાઓ વિચારવમળમાં ગોથાં ખાવા લાગી. જંગલી, નિસ્તેજ, અને પ્રજાતત્વરહિત ગણાતી એક પ્રજાએ થોડી મુદ્દતમાં એક મોટો ફેરફાર કરી મુકયો. જે રાજ્યની સરહદ ઉપર શત્રુઓ ભમતા હતા તે રાજ્યની પ્રજા હવે શત્રુઓના મુલકોમાં પણ ઘુસવા લાગી. સપડાવનારને તે સપડાવવા લાગી. કનકપુરના રાજ્યનો અપૂર્વ ઉદય થયો. પ્રજાનો ખરેખરો આત્મભોગ અને ઉત્સાહ શું ન કરી શકે?

કનકપુરની પ્રજાને આ મહાશક્તિ—આ બુદ્ધિ—આ વૈભવ પ્રાપ્ત કરાવવામાં અને તેનો ઉદય કરવામાં જે જે સુપુત્રોએ પોતાનો આત્મભોગ આપ્યો છે, અને પ્રેમશૌર્ય બતાવ્યું છે તેમનું યશોગાન કરવું આવશ્યક છે. એ મહાપુરૂષોએ સ્વાર્થને તજ્યો છે, તેઓ સ્વાત્મત્યાગી બન્યા છે, દેશને માટે તેમણે પ્રાણાર્પણ કરેલું છે. લાડી, વાડી, કે ગાડીમાં તેમણે આનંદ માનેલો નથી. કનકપુરના એ અગ્રગણ્ય પુરૂષોએ રાજતેજમાં, પ્રજામાં, જાતિમાં કે જ્ઞાતિમાં માનની અભિલાષા રાખી નથી. જજ કે ઑનરેબલ બનીને પોતાને તે પતિતપાવન થયા માની બેઠા નથી. તેમણે સી. આઇ. ઇ., કે. સી.એસ. આઇ. કે ગમે તેવા ઇલકાબની કદિ પણ દરકાર રાખી નથી. "હું અને મારી વહુ અને તેમાં આવ્યું સઉ" એ કહેવતનો તેમણે નાશ જ કરી દીધો છે. સ્વાત્મભોગ આપવાને તેઓ સદાએ તત્પર રહ્યા છે. દેશની ઉન્નતિ માટે કોઈપણ પ્રકારનો ભોગ—જાતિનો—કુળનો—મિથ્યાચારનો—અત્યાચારનો—દ્રવ્યનો—દેહનો—સઘળાનો ભોગ આપતાં તેઓ અચકયા નથી. દેશપ્રત્યેના એકજ ધર્મને તેઓએ ઉપાસેલો છે, અને એ ઉપાસનાના ફળ રૂપે જાતિ, કુળ અને ધર્મનું સંપૂર્ણ સુખ સર્વાંશમાં તેઓએ પ્રાપ્ત કરી લીધું છે. તેમણે દેશના સુધારાને સમયને અનુસરતો કર્યો. નાની મોટી દરેક કળા અને શાસ્ત્રનો અભ્યાસ તેમણે કર્યો અને તેમ કરવામાં ઉપયોગી ગ્રહણ કર્યું અને નિરૂપયોગી ફેંકી દીધું. આવાં જ કારણોથી આ જગતરૂપી રંગભૂમિ ઉપર સકળ જનસમૂહ સમક્ષ તેઓ તેમનું સામર્થ્ય—શક્તિ—બુદ્ધિ—સાહસ—હિંમત—અનુકરણકળા—શોધકકળા—દેશને મહાન્ કરવાનું સત્ત્વ-સર્વે એક

સરખું તેઓ બતાવી શકયા. વ્હેમ અને બંધન, ખોટી રૂઢીઓ અને આચારો, અંધપણું અને બાયલાપણું, મિથ્યાભિમાન અને મોટાઇ, સ્વાર્થપરાયણતા અને પોતાને જ માટે અભિલાષા, એ સર્વેને તેઓએ મહાસાગરમાં હોમી દીધાં. એથી તેમનો જય હતો.

કનકપુરના અગ્રગણ્ય પુરૂષોએ વિચાર્યું કે જ્યાં સુધી રાજ્યમાં ભિન્ન ભિન્ન પક્ષો છે, જ્યાંસુધી પ્રજામાં ઉંચ નીચ, રાય રંક, એવા ભેદ છે ત્યાંસુધી પ્રજાની ચઢતી નથી. તેમણે જોયું કે પરસ્પરનો વ્યવહાર અનિશ્ચિત હોવાથી, અને કુસંપમાં પ્રવૃત્તિ થવાથી દેશ શક્તિહીન થઇ ગયો છે. એથી કરીને તેઓ આગળ આવ્યા અને આત્મભોગ આપવાને તૈયાર થયા. શૂરા સામંતો, ભાયાતો, જમીનદારો વગેરેએ દેશવત્સલતા, દેશાભિમાન, અને રાજ્યાભિમાન દર્શાવવાને રાજ્ય પાસેથી મેળવેલી સઘળી જમીન રાજ્યને પાછી સોંપી દીધી અને સર્વે એક મહારાજ્યની સામાન્ય પ્રજારૂપે રહ્યા. સૌએ પોતપોતાના ખેતાબો, હક્કો વગેરેને છોડી દીધાં અને નગરજનોના સામાન્ય નામથી રહેવાની ઇચ્છા દર્શાવી. નાના નાના ઠાકોર ઠકરાંઓ પોતાની જાગીરો અને નામોનો ત્યાગ કરીને રાજ્યના અમલદાર તરીકે રહેવાને તૈયાર થયા. સૌને વનરાજે મોટી મોટી જગ્યાઓ આપી અને તેમને હાથે રાજ્યની ચઢતી કરાવવાને યોજનાઓ ઘડવા માંડી.

આ મહાન યશસ્વી પુરૂષોમાં ભૂપતસિંહ નામનો સરદાર પ્રથમ પદે બીરાજતો હતો. પોતાની સઘળી જાગીર, બાગબગીચા, બંગલા વગેરેને તેણે પ્રજાને અર્પણ કરી દીધાં અને પોતે એક સામાન્ય નગરજન અને પ્રજાના સેવક તરીકે કામ કરવા લાગ્યો. તે બીજા ઉમરાવોની જોડે જુદા જુદા દેશોમાં ફરી આવ્યો. ઇંગ્લાંડમાં જઇને તેણે પોતાનો અભ્યાસ વધાર્યો. પાછો આવ્યા પછી તે પર રાજ્યોના સંબંધમાં ઘણું ઉંડું જ્ઞાન ધરાવવા લાગ્યો. પરરાજ્યના કારભારીઓ જોડે તે મસલત કરતો. પ્રથમ તેને એકાઉન્ટ ખાતાનો વડો નીમવામાં આવ્યો. તેથી તે અમેરિકામાં ગયો અને હિસાબીખાતાનું જ્ઞાન બરાબર સંપાદન કરી આવ્યો. દુનિયામાં પણ તેનું નામ પ્રસિદ્ધ થવા લાગ્યું. જો કે તે હિસાબી ખાતામાં કામ કરતો પણ તે રાજ્યની સઘળી બાબતોમાં સલાહકાર ગણાતો હતો. યુરોપ અને અમેરિકામાં જઇને તેણે રાજ્યના બંધારણ માટે નવી નવી યુક્તિઓ

શોધી કહાડી હતી. રાજ્યોના પરસ્પર સંબંધ વિષે તે ઉંડી માહિતી ધરાવતો અને તેથી કરીને પરદેશીઓ અને પરરાજ્યોની સાથે રાજકીય બાબતો વિષે મસલત ચલાવવાને અને તેમનો નિકાલ કરવાને ભુપતસિંહને જ મોકલવામાં આવતો. સરહદનો ફડચો કહાડવાને પણ તે જ જતો. પરરાજ્યમાં વનરાજને જવું હોય તો તેની સાથે પણ તેજ જતો. એ શિવાય તે ઘણાં રાજકીય કામો કરતો. તેની હોંશીયારી અને ચાલાકી, તેનો આત્મભોગ અને સ્વદેશપ્રેમશૌર્ય આખા રાજ્યમાં પ્રસિદ્ધ થઇ રહેલાં હતાં. કનકપુરનું હાલનું બંધારણ અદભુત પાયા ઉપર મુકવામાં આ મહાન નરે જ મોટો હિસ્સો આપ્યો હતો. કનકપુરના બંધારણને ફેરવીને તેમાં નવી પદ્ધતિ દાખલ કરવી એ કામ ઘણું જ મુશ્કેલી ભરેલું હતું. કનકપુરમાં પ્રથમ રાજાનું રાજ્ય હતું અને તેમાં પ્રજામત બીલકુલ અપાતો નહીં. ભુપતસિંહે ઘણી જ બહાદુરીથી અને બાહોશીથી જુના બંધારણને ફેરવીને પ્રજામત જાહેર રીતે અપાય અને પ્રજાનું સ્વાતંત્ર્ય કાયમ રહે, તેમજ રાજાની સત્તા એક તલમાત્ર પણ કમી ન થાય, તેવી યોજના કરી, અને નવીન બંધારણનો દૃઢ પાયો નાંખ્યો.

જગતમાં મહાપુરૂષ થવાને અને દેશની ઉન્નતિ કરવાને કેવા કેવા ઉમદા ગુણો મનુષ્યે ધરાવવા જોઇએ તેનું જ્વલંત દૃષ્ટાંત ભુપતસિંહનું જીવન આપણને આપે છે. ભુપતસિંહની ઉમ્મર આશરે ચાળીશ વર્ષથી કંઇક વધારે હતી. તેનું શરીર બહુ મજબુત બાંધાનું નહોતું છતાં પણ તે મોટી મોટી આફતો સહન કરવાને માટે શક્તિ ધરાવતો. તેની જીંદગીમાં એક પણ દિવસ એવો નહોતો કે જે દિવસે તેણે નકામો વખત ગાળ્યો હોય. ચાર કલાકથી વધારે તે ઉંઘતો નહીં. તેના નોકરો પણ ઉઠ્યા ન હોય ત્યાર પહેલાં તે ઉઠતો અને પોતાના બગીચામાં આમતેમ ફરતો. તેનાં આહાર અને વિહાર ઘણાં જ નિયમિત હતાં. તે પોતાની પાસે માત્ર એક જ ખીજમતદાર રાખતો અને ઘણુંખરૂં કામ તે પોતાને હાથે જ કરી લેતો. તેના ઘરમાં સામાન ઘણો જ સાદો હતો. તે ઇંગ્લાંડ વગેરે દેશોમાં જઇ આવ્યો હતો પણ તે પોતાના પૂર્વજોના સાદા અને સંયમી જીવનને કદિ છોડતો નહોતો. સાદાઇમાં જ સુખ છે, અને તેમાં જ દેશનો ઉદ્ધાર છે એમ તે માનતો અને પોતાના બાપદાદાની સાદાઇને તે

સદા વળગી રહેતો. હિંદની પ્રાચીન સંસ્કૃતિનો તે પૂજક હતો અને તે સંસ્કૃતિનો પુનરોદ્ધાર કરવામાં જ તે જીવનનું કલ્યાણ સમજતો. યુરોપ અને અમેરિકાની ઉમદા ઉમદા ચોપડીઓ અને માસિકો તે મંગાવતો અને તેમને વાંચી તેમાંથી દેશોદ્ધાર માટે ઉપયોગી જ્ઞાન તે તારવી કહાડતો. રોજ તે પાંચ કે છ કલાક વાંચવામાં ગાળતો. જાણે કે એક વિશ્વવિદ્યાલયનો તે પ્રોફેસર હોય તેમ તે જર્મન, ઇંગ્લીશ, ફ્રેન્ચ વગેરે ભાષાઓનો અભ્યાસ કરતો. ભાષાઓના વાંચન વગર તેને ચાલતું નહોતું. ભાષાઓનું અધ્યયન કરવામાં જ તેનો સઘળો આનંદ રહેલો હતો.

કનકપુરના રાજ્યમાં મોટામાં મોટો રાજ્યદ્વારી પુરૂષ જેણે કનકપુરની સઘળી સેનાને તૈયાર કરી, તેને તૈયાર કરી એટલું જ નહીં પણ તેનું બંધારણ બાંધ્યું અને તેને કવાયત આપી, તે સેનાપતિ જયરાજ હતો. કનકપુરનું સૈન્ય જાણે કે એકજ વ્યક્તિ હોય અને તેનો આત્મા જયરાજ હોય તેવો સૌને ભાસ થતો. સૈન્યને તૈયાર કરવામાં તેણે અન્ય પ્રજાઓની મદદ લીધેલી હતી. ફ્રાન્સ અને જર્મનીએ તેના તરફ પોતાના પ્રવીણ પુરૂષોને મોકલ્યા હતા. જયરાજ તેમની પાસેથી ઘણું શિખ્યો હતો પણ પોતાના બુદ્ધિબળવડે જ તેણે સઘળા લશ્કરને કેળવ્યું હતું. અજાયેબી ભરેલી વાત તો એ હતી કે જયરાજ શરીરે નબળો હતો, પણ કનકપુરનું લશ્કર એકઠું કરવાને અને તેને કેળવવાને તેણે જે શ્રમ લીધો હતો તે અનહદ હતો. તેનું મનોબળ અદ્‌ભુત હતું. એ મનોબળને લીધે તે ગઢના ગઢ ઉથલાવી નાંખતો, તેને લીધે જ તે સેનાપતિનો હોદ્દો ભોગવતો, અને દેશોદયના કાર્યમાં સતત મંડ્યો રહેતો. જયરાજ જુના વિચારનો હતો. આર્યોના પ્રાચીન ગૌરવમાં તેને શ્રદ્ધા હતી અને એ શ્રદ્ધાથી પ્રેરાઇને ફરીથી એકવાર પ્રાચીન ભારતની વીર પ્રજા જેવી વીર પ્રજા ઉત્પન્ન કરવાને તે મથતો. પણ લશ્કરી બાબતમાં હાલના સમયને અનુસરીને જોઇતા સુધારા દાખલ કરવાનું તે ચુકતો નહીં. તે એક ખરેખરો લડવૈયો હતો અને તેના જીવનની સઘળી ઉમેદો લશ્કરી બાબતમાં જ સમાઇ રહેલી હતી. લશ્કરને તે મૂર્તની માફક પૂજતો. જાણે કે તે એક અમૂલ્ય અને પવિત્ર વસ્તુ હોય તેમ તે તેની તરફ જોતો. સેના સાથે આટલો બધો સંબંધ તે ધરાવતો હતો છતાં જનસમૂહની સાથે તે બહુ જ

નમ્રપણે ભજાતો અને તેની સંપૂર્ણ પ્રીતિનું પાત્ર બની રહેતો. ઉચ્ચ કોમના મનુષ્યો પણ તેને મોટા સ્નેહભાવથી બોલાવતા અને માન આપતા.

જયરાજ રાજ્યના એક મોટા ભાયાતનો દિકરો હતો. તેને વારસામાં બાપદાદાની મોટી જાગીર મળેલી હતી. તેણે જોયું કે દેશ ઠાકોર ઠકરાઓ, માંડલીકો, ખંડીયા રાજાઓ વગેરે વચ્ચે વહેંચાઇ રહેલો છે, તેઓમાં ફાટફુટ છે, અને જ્યારે કોઇ દુશ્મન દેશ ઉપર ચ્હડી આવે છે ત્યારે તે ઘણી સહેલાઇથી ફાવી જાય છે. કનકપુરના ઉપર પરદેશીઓના હુમલા થતા હતા તે તેણે જોયા હતા. તેણે રાજ્યની ભાવી પડતી જોઇ. પ્રજાની ભાવી અવદશાનું સ્વરૂપ જાણે તેણે જોયું હોય તેમ તે ડાહ્યોડમરો થઇને ચેતી ગયો. તે જાગૃત થયો. તે સાવધ થયો. ઐક્ય, એકસત્તા અને બંધુત્વથી રાજ્યની અને પ્રજાની આબાદી છે એમ તેના મગજમાં ઠસી ગયું. રાજ્યમાં એકતા સ્થાપવાનો તેણે આરંભ કર્યો. રાજ્યનીતિ અને રાજનીતિ બંનેનો તેણે અભ્યાસ કરવા માંડયો અને તેના પરિણામ રૂપે તેને સમજાયું કે જ્યાં સુધી આત્મભોગ અપાય નહીં ત્યાંસુધી રાજ્યની ચઢતી થાય નહીં. તેણે અનહદ સ્વાત્મભોગ આપ્યો. પોતાની સઘળી જાગીર તેણે વનરાજને સોંપી દીધી અને રાજ્યના એક સામાન્ય નગરજન તરીકે પોતે રહ્યો અને રાજ્યનું બંધારણ બાંધવામાં તેણે અથાગ શ્રમ વેઠયો.

કનકપુરના ભાયાતોમાં જયરાજ સર્વોપરિ હતો. તે રાજ્યનો ખરેખરો કર્તાહર્તા હતો. સો ગુણીનો ગુણી હતો. સેંકડો વર્ષ થયાં બાપદાદાથી ચાલી આવતી સત્તા અને જાગીર તે ભોગવતો હતો. એકતાને માટે કનકપુરમાં જે સળવળાટ જારી થયો હતો તેથી જયરાજે વિચાર્યું કે સમગ્ર પ્રજાના કલ્યાણાર્થે મારા સ્વાર્થનો પહેલો ભોગ મારે આપવો જોઇએ. દેશોદયના જુદા જુદા યજ્ઞોમાં સ્વાર્થ-ભોગરૂપી બલિદાનમાં જયરાજ ઉભો રહ્યો. યજ્ઞના કુંડમાં નાના નાના પ્રકારના સઘળા સ્વાર્થ તેણે હોમી દીધા. અપ્રતિમ સ્વદેશાભિમાન દર્શાવવાને, વર્ષોનાં વર્ષો થયાં વંશપરંપરાથી ભોગવાતો આવેલો હક્ક તેણે છોડી દીધો. એક મોટો જાગીરદાર ખરેખરો દેશભક્ત બની એક રાજાનો નિમકહલાલ શહેરી બનીને રહ્યો. એક મોટો ભાયાત–રાજાથી બીજે નંબરે બીરાજતો માંડલીક રાજા–પોતાના દેશને માટે સાધારણમાં સાધારણ મનુષ્ય જેવો થઇને બેઠો. હજારો મનુષ્યોના ઉપર સત્તા

ચલાવનાર આ પ્રમાણે નીચી પદવીએ આવીને રહ્યો. પોતાની પદવી છોડી દેતાં જયરાજે નીચે પ્રમાણે રાજા પ્રજાને લખ્યું:—

"બસેં વર્ષ થયાં અમે મોટી જાગીરના માલીક છીએ. અમે મોટી સત્તા ભોગવીએ છીએ. પણ અમે જોયું કે પરદેશીઓ સાથેનો આપણો સંબંધ પ્રતિક્ષણે ગાઢ થતો જાય છે. તે પ્રસંગમાં રાજાના હિત અને રાજ્યના હિતનો વિચાર કરવામાં આવે નહીં તો પરદેશીઓ સાથેનો સંબંધ આપણને લાભકર્તા થઇ પડશે નહીં. જરીપુરાણી રાજ્ય-પદ્ધતિ ફેરવી રાજ્યની પૂર્ણ સત્તાનો સ્વામી વનરાજને કરવામાં ન આવે તો, આખા શહેનશાહતના વૃદ્ધ અને વિદ્વાનોના વિચારો પ્રમાણે કાર્ય કરવામાં ન આવે તો, અને આપણે શુદ્ધ અંતઃકરણથી અને ખરા દીલથી શ્રેય અને પ્રેયનો વિચાર ન કરીએ તો, પૃથ્વીની સપાટી પરની કોઇ પણ જગ્યાએ આપણે ઉભા રહી શકીશું નહીં. દેશ પ્રત્યેનો ધર્મ બજાવવા માટે મારી સર્વ સત્તા નિત્યને માટે હું છોડી દઉં છું અને તે વનરાજના હાથમાં મુકું છું."

આવો સ્વાર્થભોગ આપવો એ સહેલી વાત નહોતી. જયરાજે તે આપ્યો. તેનો દાખલો બીજાઓએ લીધો. દરેક જાગીરદારે, માંડલીકે, અને ભાયાતે પોતપોતાની સત્તા છોડી દીધી અને વનરાજને સોંપી દીધી.

કનકપુરને માટે આત્મભોગ આપનાર અગ્રગણ્ય પુરૂષોમાં સરદાર મનુભા ત્રીજે નંબરે બીરાજતો હતો. મહારાણા પ્રતાપસિંહના વખતમાં કોઇ કોઇ વાર વડા પ્રધાનની જગ્યાને શોભાવનાર, સૈનિક અને ભાષાઓની કેળવણી પૂર્ણપણે ગ્રહણ કરનાર, કનકપુરમાં ચલણી નાણાની સ્થિતિ સુધારનાર, ઔદ્યોગિક અને ખેતીવાડીના અખતરાઓને ઉત્તેજન આપનાર અને પરરાજ્યના શત્રુઓને હાંકી મુકવામાં પોતાનો હાથ અર્પનાર એ શૂરવીર સરદાર કનકપુરમાં સૌથી વધારેમાં વધારે માન અને આબરૂનું પાત્ર ગણાતો હતો. પોતાની જીંદગીની એ મહાન પ્રવૃત્તિઓમાં પણ તે જુદી જુદી જાતનાં પુસ્તકો લખતો અને એક સારા ગ્રંથકર્તા તરીકે લેખાતો. તેનો ચહેરો જર્મનીના વડા પ્રધાન પ્રીન્સ બીસ્માર્કને મળતો આવતો. જ્યારે તે નિવૃત્તિમાં બેઠો હોય ત્યારે તો બીજો માણસ એમજ ધારતો કે એ પ્રીન્સ બીસ્માર્ક હશે. જ્યારે તે બોલે ત્યારે જ અન્ય પુરૂષને ભાન થાય કે એ પ્રીન્સ બીસ્માર્ક ન હોય. કચેરીમાં અને જનસમૂહમાં મનુભા એટલું બધું

પ્રીતિનું પાત્ર થઇ પડેલો હતો કે જો કે તે કોઇ કોઇ વાર જ વડા પ્રધાનની જગ્યા ભોગવતો તો પણ લોકો વડા પ્રધાનનાં માન અને પદવી સહિત તેનો આદરસત્કાર કરતા. નાણાં સંબંધી કામકાજમાં મનુભાનો મત સૌથી વધારે વજનદાર ગણાતો. તેણે ફ્રાન્સમાં જઇને નાણાં સંબંધી બાબતોનો ઉંડો અભ્યાસ કરેલો હતો.

કનકપુરનું ભાવી ઘડવામાં સૌથી વધારે અગત્યનો ભાગ અર્પનાર પુરૂષ શશીભૂષણ હતો. તે જાતે બ્રાહ્મણ હતો. તે વૃદ્ધ અને પુખ્ત ઉમરનો હતો. તે અનુભવી હતો. જુદાં જુદાં ખાતાંઓમાં તેણે નોકરી કરેલી હતી. યુવાવસ્થામાં પોતાની સ્થિતિ સાધારણ હોવાથી તેણે ઘણાં કષ્ટ સહન કર્યાં હતાં અને તેથી સામાન્ય પ્રજાનાં દુઃખ તે સમજી શકતો હતો. તે ધર્મચુસ્ત હતો અને પ્રાચીન સંસ્કૃતિનો પૂજક હતો. પોતે ઋષિમુનિઓનો વંશજ છે એમ ધારી શશીભૂષણ આર્ય ઋષિમુનિઓને પગલે પગલે ચાલવાનો પ્રયાસ કરતો અને સર્વદા સંયમી રહેતો. તેનું ચારિત્ર્ય અનુપમ હતું. સાદું જીવન અને ઉચ્ચ વિચાર તેના જીવનનું ધ્યેય હતું. તે બહુ બુદ્ધિશાળી નહોતો પણ માનવ જાતિની સ્વાભાવિક ઉમદા શક્તિઓને તે ધરાવતો અને તેને બરાબર કામે લગાડીને પોતાનાં કામને સાધતો. આર્યોના રીતરીવાજની તે ખરેખરી મૂર્તિ હતો. કનકપુરની પ્રજાની લાગણીઓ, આશાઓ, અને શંકાઓનો તે નમુનો હતો. આર્ય શાસ્ત્રોના મત પ્રમાણે જ તે આચારવિચારને અનુસરનાર હતો. પ્રજાને ગમતી વસ્તુઓને તે ગ્રહણ કરતો અને અન્ય વસ્તુઓનો ત્યાગ કરતો. પ્રજાના મનના વલણને તે સારી પેઠે જાણતો અને પોતે એક ચુસ્ત સ્વદેશી બનીને વિચરતો. પ્રજાનું ધારવું એજ એનું ધારવું હતું. પ્રજાની આશાઓ એજ એની આશાઓ હતી. કનકપુરની પ્રજા હાલમાં શું કરે છે અને હવે પછી તે શું કરશે તે જાણવું હોય તો તેણે શશીભૂષણના આચારવિચારનો જ અભ્યાસ કરવો એમ કહેવાતું. તેના વિચારો પુરૂષાર્થને જ માનનારા હતા. કનકપુરનો તે વડો વૃદ્ધ પુરૂષ કહેવાતો, અને તેનામાં ઇંગ્લાંડના માજી વડા પ્રધાન ગ્લાડસ્ટનના કેટલાક ગુણો જણાઇ આવતા. તે કનકપુરમાં સૌથી શ્રેષ્ઠ વક્તા ગણાતો. તેની રીતભાત ઘણી પસંદ કરવા લાયક હતી. રાજ્યદ્વારી પુરૂષ તરીકે તેને જેટલું માન મળતું તેના કરતાં વિશેષ માન તેને કેળવણીના પ્રસારક તરીકે અને આર્ય

સંસ્કૃતિના પૂજક તરીકે મળતું. તેનું જીવન એક સંન્યાસી જેવું હતું. આર્યશાસ્ત્રોએ કહેલો કર્મયોગ તે સાધતો અને ફળની ઇચ્છા શિવાય પ્રજાની સેવા કરતો. પોતે જુના વિચારનો હતો છતાં પણ તે પોતાના સ્વદેશીબંધુઓને સમયને અનુસરીને પાશ્ચાત્ય કેળવણી લેવાનો આગ્રહ કરતો. કનકપુરની પ્રજાએ જે કેળવણીમાં વધારો કર્યો તેનું માન ઘણે ભાગે શશીભૂષણને જ હતું. દરેક ગામડામાં એક નિશાળ તેણે કહાડી હતી. મોટાં ગામડાંમાં મોટી નિશાળો અને કેટલાકમાં તો ઔદ્યોગિક શાળાઓ અને કૃષિકાર્યાલયો તેણે કહાડ્યાં હતાં. કેળવણીની બાબતમાં પૈસા પુષ્કળ ખરચવાને તે સરકારને ઘણી વાર આગ્રહ કરતો, અને પોતે જાતે પણ પોતાના ખાનગી દ્રવ્યમાંથી તે માટે મોટા ભોગ આપતો. પોતાના દ્રવ્યથી જ તેણે છોકરીઓ અને છોકરાઓ માટે કેટલીક શાળાઓ સ્થાપિત કરેલી હતી અને હજી પણ તે તેમને ચલાવી રહ્યો હતો. જેવો તે પોતાના દ્રવ્યનો ભોગ આપતો તેવો જ તે પોતાના સમયનો અને બુદ્ધિનો ભોગ પણ સ્વદેશને માટે આપતો. પોતાની નિશાળોનું બંધારણ તે જાતે બાંધતો અને અત્યંત કાળજીથી તેમના ઉપર દેખરેખ રાખતો. તેમાં સુધારો કરવાને તે સદા તત્પર રહેતો. તે જાણતો હતો કે દેશીઓએ પાશ્ચાત્ય પ્રજાની બરોબરી કરવી હોય તો દરેક જણે પાશ્ચાત્ય કેળવણી લઇને તૈયાર થઇ જવું જોઇએ. તેને આર્ય જાતિની શક્તિમાં અનહદ વિશ્વાસ હતો. તેનો સંપૂર્ણ આગ્રહ હતો કે આખી દુનિયામાં આર્યપ્રજા જેવી શક્તિવાળી, કુદરતને વ્હાલી, અને ઉમદા જાતિ બીજી કોઇ છેજ નહીં. કેળવણીના અભાવને લીધે જ તે પછાત છે અને એ કેળવણી તેને મળશે તો જગતમાં તે માનનું પાત્ર બની રહેશે એમ તેનો નિશ્ચય હતો.

શશીભૂષણ સુધારાવધારાનો સાથી હતો. તેના જીવનનો આશય સ્વદેશભક્તિ હતી. તે જાણતો હતો કે દરેક રાજ્યનો ઉદય થવામાં એક મહાન નિયમની ઉપાસના સહાયભૂત થઇ પડે છે. તે નિયમ આ છેઃ "દરેક રાજ્યે માનુષી વિચારના પ્રવાહને અનુસરીને જ પોતાનું વર્તન રાખવું જોઇએ." એથી કરીને દુનિયાના દરેક ભાગમાંથી જ્ઞાન અને સત્ય શોધી લાવવું એ મહાન વિચારને તેણે ઉપાસેલો હતો. દરેક દેશની શ્રેષ્ઠ વસ્તુ પોતાના દેશમાં દાખલ કરવી અને સુધરેલી

પ્રજાઓ જોડે સુધારાઓ અને જ્ઞાનમાં હરિફાઇ કરવી એ મહાન કાર્ય તેણે હાથમાં લીધેલું હતું. સારી વસ્તુ અને સારા વિચારને ગમે ત્યાંથી પણ લાવીને દેશમાં દાખલ કરવા એ મહાન સૂત્રને તે અનુસરી રહ્યો હતો. દુનિયાના સુધારાના પ્રવાહની સાથે જ પ્રયાણ કરવામાં તેણે પ્રજાનો ઉદય માનેલો હતો અને તેમાં તેણે જરાક પણ પાછી પાની કરી નહોતી. નઠારી બાબતોનો નાશ કરવામાં તેણે સ્વાત્મભોગ આપ્યો હતો. પણ સર્વ સુધારાનું મૂળ સરસ્વતી દેવીની ઉપાસના જ છે એમ તે દૃઢપણે માનતો અને મનમાં ધારતો કે જ્યાં સુધી ઉંચી કેળવણી આપવામાં નહીં આવે ત્યાંસુધી પ્રજાનો જોઇએ તેવો સારો ઉદય થનાર નથી.

કનકપુરના કેટલાક અગ્રગણ્ય પુરૂષો જુના વિચારના હતા, કેટલાક તદ્દન નવા વિચારના હતા, અને કેટલાક જુના અને નવા વિચારની વચમાંનો રસ્તો ગ્રહણ કરવાવાળા હતા. પણ સૌના જીવનનો આશય સ્વદેશભક્તિ હતી અને તેથી તેઓ એકબીજાની સાથે પ્રેમથી વર્તતા અને પોતાના અંગત મતને દૂર રાખી સ્વદેશની ચઢતીમાં એકમત થઇને ચાલતા. વિશ્વવિદ્યાલયની ઉંચી કેળવણી વગર રાજ્યનો ઉદય નથી એમ સૌનું ધારવું હતું અને તેથી કેળવણી પાછળ કનકપુરના અગ્રગણ્ય રાજ્યદ્વારી પુરૂષોએ પોતાના વિચાર અને સમયનો ભોગ આપ્યો. તેમણે રાષ્ટ્રીય વિશ્વવિદ્યાલયની સ્થાપના કરવાનો અને કનકપુરના યુવાન વિદ્યાર્થીઓને રાજકીય, સામાજીક, સૈનિક, ઔદ્યોગિક અને ખેતીવાડી સંબંધી કેળવણી આપવાનો મનમાં દૃઢ સંકલ્પ કર્યો.

એ બાબતમાં શશીભૂષણ સૌથી શ્રેષ્ઠ પદે બીરાજતો હતો. આખા રાજ્યમાં તેના જેવો બીજો કોઇ ધનવાન નહોતો, તેમ તેની સખાવત અને ઉદારતામાં પણ તેની બરાબરી કરી શકે તેવો પણ કોઇ નહોતો. તે પોતાનું દ્રવ્ય પોતાના દેશને માટે ખરચતો. નિશાળો સ્થાપવામાં અને વર્તમાનપત્રોનો વધારો કરવામાં તે તેનો મુખ્ય ઉપયોગ કરતો. અમેરિકામાં જેમ એંડ્રુઝ, કાર્નેગી પોતાની સખાવતોને માટે પ્રથમ પદે બીરાજતો હતો તેમ કનકપુરમાં શશીભૂષણ તેના ઔદાર્યને માટે શ્રેષ્ઠ પદવી ધારણ કરી રહ્યો હતો.

કનકપુરના સઘળા ઉમરાવો અને વીરપુરૂષોનું આ પ્રમાણે વર્ણન આપવામાં પુસ્તકોનાં પુસ્તકો પણ ભરાઇ જાય. એકજ પુસ્તકમાં

તેમનું યથાવિધિ વર્ણન આપવું અશક્ય છે. તેથી ટુંકામાં એટલું જ કહેવું બસ થશે કે જેમ શશીભૂષણ કેળવણી અને રાજકીય બાબતોમાં શ્રેષ્ઠ પદવી ભોગવતો તેમ ઉમરાવ વીરસેન સૈનિક વ્યવસ્થામાં પ્રથમ પદે બીરાજતો, અને જેમ ભુપતસિંહ રાજ્યનું બંધારણ બાંધવામાં અને તેને હરેક રીતે સુધારવામાં અગ્રગણ્ય લેખાતો તેમ સરદાર માનસિંહ વ્યાપારિક અને ઔદ્યોગિક બાબતોમાં પોતાનું જીવન અર્પણ કરી અગ્રગણ્ય બની રહેલો હતો. માનસિંહને નોકરીની દરકાર નહોતી. નાણાં સંબંધી બાબતોના પ્રધાનની જગ્યા તેને આપવામાં આવી હતી પણ તેને સ્વીકારવાની તેણે ના પાડી હતી. વ્યાપારી તરીકે બહાર પડવું એ પ્રથમ કનકપુરમાં હલકું ગણાતું હતું પણ તેવા વિચારને માન નહીં આપતાં સરદાર માનસિંહ એક વેપારી તરીકે જ બહાર પડયો, યુરોપમાં ગયો, અને વ્યાપારી બાબતોના સુધારા વધારા શિખીને કનકપુરમાં આવ્યો. પછીથી સઘળા વેપારીઓને પોતાનાં કાર્યોમાં ઉત્તેજન આપી તેમના આખા વર્ગને તેણે આબરૂને પાત્ર કરી મુકયો. ત્યાર પછી વેપારીનો ધંધો આબરૂદાર ગણાવા લાગ્યો, અને રાજ્યની કાઉન્સીલમાં પણ વેપારીઓ ભાગ લેવા લાગ્યા. આખા વર્ગને આ પ્રમાણે માનનું પાત્ર કરી મુકવાનું મહત્કાર્ય માનસિંહે કર્યું અને હજારો મંડળીઓના ઉપરી થઇને તેણે કનકપુરનો વેપાર ધમધોકારે ચલાવવા માંડયો. વેપારમાં ગમે તેવું સાહસિક કામ હોય પણ તેને તે કરતો. પરદેશો જોડે તેણે વેપાર ચલાવવા માંડયો અને રાજ્યની લક્ષ્મીમાં ઉમેરો કર્યો; પણ દ્રવ્ય પ્રાપ્ત કરવું એટલો જ માત્ર એના જીવનનો આશય નહોતો. સખાવતમાં તે કનકપુરમાં બીજે નંબરે બીરાજતો. તેણે ઘણાં અનાથાલયો અને છાત્રાલયો સ્થાપ્યાં હતાં. દરેક જાતની સખાવત અને પરોપકારથી તેની જીંદગી અલંકૃત થઇ રહેલી હતી. કન્યાઓને માટે તેણે નિશાળો સ્થાપી હતી અને સ્ત્રીઓની સ્થિતિ સુધારવાને તેમને ખાનગી રીતે કેળવણી આપવાની ગોઠવણ તેણે કરી હતી. કનકપુરનો સઘળો ઉદ્યોગ, રેલ્વે વગેરેની વૃદ્ધિ તેના અથાગ પરિશ્રમથી જ થઇ હતી. આ બધાં મહાન કાર્યો કરવાં અને વળી પ્રજાને અત્યંત પ્રિય થઇને રહેવું એ મહાન કાર્ય એ મહાન નર માનસિંહ ઉપાડી રહ્યો હતો.

વનરાજના રાજ્યારોહણ પછી કનકપુરના રાજ્યની આબાદી

થઇ. તે આબાદી રાજા અને પ્રજા બંનેને લીધે હતી. રાજા પ્રજાવત્સલ હતો; પ્રજા રાજભક્ત હતી. પ્રજાનો આત્મા રાજા હતો; રાજાનો દેહ પ્રજા હતી. બંનેની પરસ્પર સહાનુભૂતિથી, બંનેના પ્રયાસથી, બંનેના આત્મભોગ અને સ્વદેશપ્રેમશૌર્યથી કનકપુરના રાજ્યની આબાદી હતી. આ પ્રમાણે કનકપુરની પ્રજાએ અખિલ વિશ્વને દર્શાવી આપ્યું છે કે સ્વદેશની ઉન્નતિ કરવી હોય તો પ્રજાએ આત્મભોગ આપવો અને રાજાએ પોતાના ભોગવિલાસને ત્યજી પ્રજાના ઉત્કર્ષ માટે સદાએ તત્પર રહેવું. વળી તેણે જગતને સમજાવ્યું છે કે જ્યાં રાજા અને પ્રજા બંને એકમત હોય, જ્યાં રાજા સંયમી હોઇ પ્રજાનો પૈસો ભોગવિલાસ અને પરદેશગમનમાં ઉરાડી દેતો ન હોય અને કર્તવ્યપરાયણ થઇ પ્રજાને પુત્રની માફક પાળતો હોય, અને જ્યાં પ્રજા પોતાના અલ્પ સ્વાર્થને ત્યાગી દેશોદયના કાર્યમાં તન, મન, અને ધનને ખર્ચી નાંખી દેશની ઉન્નતિને માટે સર્વદા અથાગ શ્રમ ઉઠાવી રહી હોય, ત્યાં જ દેશનો ઉદય છે, શ્રેય છે, કલ્યાણ છે.

## પ્રકરણ ૫ મું.

### પ્રાચીન યુગના ભણકારા.

વાનપ્રસ્થ લેવાને તૈયાર થયેલા રાણા પ્રતાપસિંહે એક દિવસ સવારમાં વ્હેલા બિપિનચંદ્ર અને હૃષીકેશચંદ્રને બોલાવ્યા અને બીજા મુખ્ય અમલદારોને પણ એકઠા કર્યા અને સૌની આગળ રાણો બોલ્યો: “હું વાનપ્રસ્થ લઉં ત્યાર પહેલાં રાજ્યની પુરેપુરી પુનર્ઘટના જોઉં એવી મારી ઉત્કટ ઇચ્છા છે.”

“આપની ઇચ્છા પાર પાડવાને હું તૈયાર છું.” બિપિનચંદ્રે કહ્યું.

“પ્રધાનજી, યાદ રાખજો કે રાજ્યબંધારણ અને કેળવણીને પરસ્પર ગાઢ સંબંધ છે, માટે રાજ્યબંધારણ બાંધો અને સાથે જ ઉંચી કેળવણી આપવાની યોજના કરો.”

“મહારાજ, જેવી આજ્ઞા.”

“આ કાર્યમાં મદદ કરવાને હું એક મંડળ સ્થાપું છું. તેના પ્રમુખ હૃષીકેશચંદ્ર રહેશે.”

"જી મહારાજ."

"તેના બીજા સભ્યો જુદા જુદા ખાતાના ઉપરીઓ રહેશે."

"ઠીક મહારાજ."

"હવે પ્રધાનજી, આ મંડળે કેટલીક બાબતોને ખાસ ધ્યાનમાં લેવાની છે."

"તે બાબતો કઇ કઇ છે તે દર્શાવવા કૃપા કરશો."

"પ્રથમ તો એ કે પરરાજ્યના મનુષ્યોને આ રાજ્યમાં નોકર તરીકે રાખશો નહીં. રાજ્યના મનુષ્યને હૈડે પ્રજાની દાઝ જેટલી હશે તેટલી બીજાને નહીં હોય. બીજું એ કે પ્રજાનું ધન પ્રજા પાસે જ રહેવા દેજો. પ્રજા એ જ રાજ્યની મોટી પેઢી છે. રાજ્યને જરૂર પડશે ત્યારે એ જ સહાય કરશે, બીજું કોઇ મદદ કરવા આવશે નહીં. તેની પાસેથી ધન કઢાવશો તો તે ખાલી થશે અને વળી રાજ્ય પ્રત્યે નારાજ રહેશે. એવી પ્રજા આખરે નિર્માલ્ય બનશે અને રાજા પ્રજા વચ્ચે કડવાશનાં બીજ રોપાશે. ત્રીજી વાત એ છે કે પ્રજાની સુધારણાનું મુખ્ય સાધન કેળવણી છે. એ કેળવણીનાં દ્વાર સર્વને માટે ખુલ્લાં કરો અને તેનાં મીઠાં ફળ સૌને ચાખવા દ્યો. જેટલે અંશે પ્રજામાં કેળવણી ફેલાશે તેટલે અંશે લોકોમાં ગુન્હા ઓછા થશે, રાજ્યને પોલીસનો અને ન્યાય કચેરીઓનો ખર્ચ કમી થશે અને લોકો આબાદીમાં આવશે. પણ પ્રધાનજી યાદ રાખજો કે મારે ગોખણીયા પદવીધરો ઉભા કરવા નથી. શરીરબળ અને ચારિત્ર્યવાળા નાગરિકો મારે પેદા કરવા છે. એ બાબતની તમે તમારા મંડળમાં ખૂબ ચર્ચા કરજો અને તમારી બુદ્ધિથી તેમાં સુધારો કરજો. કેળવણીના હેતુને પાર પાડવાને રાજ્યમાં એક રાષ્ટ્રીય વિશ્વવિદ્યાલયને સ્થાપજો અને તેનું સઘળું ખર્ચ રાજ્યમાંથી લેજો. હું તેની બરાબર વ્યવસ્થા કરીશ."

"મહારાજ, જેવી આપની આજ્ઞા."

"પ્રધાનજી, ચોથી બાબત એ છે કે આપણા દેશી ધંધાઓની ખીલવણી કરો."

"જી મહારાજ."

"પ્રધાનજી, મને જે યાદ આવ્યું તે મેં કહ્યું. પણ મારી ઇચ્છા છે કે આવતી કાલે સવારમાં મારી સમક્ષ ઉપર કહેલા મંડળની બેઠક કરો અને ખાસ કરીને પ્રજાના અગ્રગણ્ય પુરૂષોને તેમાં બેસવા દ્યો.

સૌ વિષયોમાં પ્રજાનો શો મત છે તે મારે જાણવું છે. મુખ્યત્વે કરીને કેળવણીનો વિષય મારી આગળ ચર્ચાવા દો. તે વખતે વળી મને કંઈ કંઇ સુઝી આવશે તો તે હું રજુ કરીશ અને બીજાના વિચારો પણ જાણીશ. સૌ વિષયોમાં આ કેળવણીનો વિષય ઘણો અગત્યનો છે, માટે તે ઉપર બીજી સૂચનાઓ કરવા જેવી હશે તે હું તે વખતે કરીશ."

બીજે દિવસે સવારમાં બિપિનચંદ્ર, હૃષીકેશચંદ્ર, ખાતાના ઉપરીઓ, તથા રાજ્યના કેટલાક અગ્રગણ્ય પુરૂષો રાણા પ્રતાપસિંહની પાસે એકઠા થયા. રાણો પોતાના હમેશના રિવાજ પ્રમાણે એક ગાદી તકીયા ઉપર પડયો પડયો હુક્કો ગગડાવતો હતો અને મુખમાંથી ધુમાડાના ગોટેગોટ કહાડતો ઉંડા વિચારમાં લીન થઇ ગયેલો સૌને જણાતો હતો.

બિપિનચંદ્ર તથા હૃષીકેશચંદ્ર ધીમે રહીને આવીને રાણા પાસે બેસી ગયા. બીજા બધા પણ આસપાસ ગોઠવાઇ ગયા. થોડીવાર પછી જાણે રાણો ઉંડી સમાધિમાંથી જાગ્યો હોય તેમ બોલ્યો: "પ્રધાનજી, હું પ્રાચીન યુગનો માણસ છું. ભીષ્મ, અર્જુન, પરશુરામ જેવા મહા પરાક્રમી યોદ્ધાઓનો હું પૂજક છું. તેમનું લોહી મારી રગે રગમાં વહી રહેલું છે. તેમનાં ભવ્ય પરાક્રમોથી ગૌરવશાળી બનેલા પ્રાચીન યુગમાં હું એક પગ રાખીને ઉભો છું અને બીજે પગે માનવજાતિની પ્રગતિ પ્રમાણે ઘડાયલા ભાવી યુગમાં પગલું મુકવાને તૈયાર થઇ રહ્યો છું. પ્રાચીન વીર ભારત એ મારૂં ભાવી યુગનું ભારત છે. મહાભારતના પ્રભાવશાળી દિવસોમાં ગળાતું ભવ્ય અને સ્વતંત્ર જીવન મારા આદર્શનું લક્ષ્ય છે. એ લક્ષ્યમાં સ્ત્રીઓ પણ પુરૂષ સમાન હક્ક ભોગવી પવિત્ર અને ધાર્મિક વાતાવરણમાં છુટથી હરનારી ફરનારી થશે અને અખિલ ભારત, ધર્મ, તત્ત્વજ્ઞાન, અને અર્વાચીન સાહિત્યના અપૂર્વ સંમેલનમાં આત્માને ઘડી જગતની અન્ય પ્રજાઓ સાથે પ્રગતિ કરતું રહેશે. ટુંકામાં કહું છું કે એ પ્રાચીન સમૃદ્ધિવાન, કળાકૌશલ્યવાન્, અને જ્ઞાનવાન્ ભારત મારૂં ધ્યેય છે. કેળવણીના વિષયમાં એ મારૂં આદર્શ છે, મારી પ્રજાને એ આદર્શને માર્ગે લઈ જજો."

"મહારાજ, આપના કહેવાનો અર્થ એવો થાય છે કે વ્યાવહારિક અને આધ્યાત્મિક શિક્ષણ છુટાં પાડવાં નહીં." હૃષીકેશચંદ્રે કહ્યું.

"હા તેમજ. પ્રાચીન કાળમાં તેમજ થતું હતું. એ બંનેને છુટાં પાડવાં એ શરીરથી પ્રાણને છુટો પાડવાજેવું છે." રાણાએ જવાબ આપ્યો.

"ધર્મ વગરની કેળવણી પ્રાણ વિનાના શરીર જેવી છે. હાલની કેળવણી સંસ્કારી નથી. તેમાં ધર્મનો અભાવ છે. તેને લીધે જ આપણાં છોકરાં આદર્શરહિત, નમાલાં, અને નિરૂત્સાહી નીવડે છે. પોતાનામાં વિશ્વાસ ઉત્પન્ન કરવાને, એ વિશ્વાસમાં ટકી રહેવાને, અને નિરૂત્સાહ કે અકાર્યને વશ થવામાંથી બચવાને ઇશ્વરશ્રદ્ધાની જરૂર છે. આપણા પ્રાચીન ઋષિઓ એ શ્રદ્ધાનું જ શરણ લેતા. સવારે ને સાંજે પ્રથમ તે શ્રદ્ધાની જ પ્રાર્થના કરતા. ઋગ્વેદ સંહિતામાં કહ્યું છેઃ—**श्रद्धां प्रातर्हवामहे, श्रद्धां मध्यं दिनं परि, श्रद्धां सूर्यस्य विम्रुचि ॥** એ શ્રદ્ધાથી સઘળું સધાય છે. એ શ્રદ્ધાનો ભારતમાંથી લોપ થયો છે અને તેને લીધે આજે લોકો નિઃસત્વ અને નિર્ધન બની રહ્યા છે." પ્રજાનો એક અગ્રગણ્ય પુરૂષ બોલી ઉઠયો.

રાણો થોડીવાર સાંભળી રહ્યો. તેની રગે રગમાં પ્રાચીનકાળની ધાર્મિકતા વ્યાપી રહી અને તે તેનાં બંને નેત્રોના ઉજ્જવળ પ્રકાશમાં બહાર જણાઇ આવી. ક્ષાત્ર તેજ તેના મુખ ઉપર છવાઇ રહ્યું, અને પ્રાચીનકાળનો કોઇ મહાપરાક્રમી ક્ષત્રીય યોદ્ધો બેઠો હોય તેમ તે ટટાર થઇને બેઠો અને આખરે બોલ્યોઃ

"પૂર્વે ભારતમાં અનેક જ્ઞાનવાન, પ્રતાપવાન, અને સમૃદ્ધિવાન મનુષ્યો હતા. વશીષ્ટ વિશ્વામિત્ર વ્યાસ વાલ્મીકિ જેવા ઋષિઓ, અર્જુન, કૃષ્ણ, ભીમ જેવા મહાપરાક્રમી યોદ્ધાઓ, શુક, ધ્રુવ અને પ્રલ્હાદ જેવા બાલયોગીઓ, યાજ્ઞવલ્કય જેવા જ્ઞાનીઓ, તપસ્વીઓ, અને બ્રહ્મચારીઓ ભારતવર્ષમાં નજરે આવતા. પૃથ્વી પણ ધનધાન્ય ફુલફળાદિથી અતિ શોભાયમાન દિસતી, અને અખિલ ભારતમાં સુખ અને શાંતિ વ્યાપી રહેલાં હતાં. પણ અફસોસ! આજે જમાનો બદલાયો છે, અને પૂવ કાળનાં બ્રહ્મચર્ય, તપ, વીરતા, ધાર્મિકતા, જ્ઞાન, અને બળ અત્યારે નાશ પામ્યાં છે, અને આપણી આ માતૃભૂમિ દીન અને દુઃખી થયેલી નજરે આવે છે."

"મહારાજ, પ્રાચીન કાળમાં એ સઘળો પ્રતાપ ધર્મનો હતો. ધર્મનીતિની કેળવણીથી લોકોમાં સારા સંસ્કારો ઉદ્‌ભવતા અને સદ્‌વર્તન આવતું, અને આપણું ભારતવર્ષ સુખની પરિસીમાએ પહોંચતું. હાલમાં ધર્મની કેળવણી વગર મનુષ્ય કામ, ક્રોધ, લોભ, મોહ, વગેરે-

ને વશ થઇને વર્તે છે. તે સારાસારનો વિચાર કરતો નથી. તે સ્વાર્થી બને છે, અને દુર્વ્યસનો અથવા દુર્વાસનાઓમાં સપડાઇને આખરે પોતાને અને પોતાના કુટુંબને અનેક વિપત્તિઓમાં લાવીને મુકે છે. મહારાજ, ધર્મ વગર સદ્‌વર્તન નથી, અને સદ્‌વર્તન વગર સુખ નથી. એ વાતને હાલની જડવાદથી ભરેલી કેળવણી ભૂલી ગઇ છે, તેને લીધે લોકો નિઃસત્વ અને નિર્માલ્ય બની રહ્યા છે." હૃષી-કેશચંદ્રે કહ્યું.

એ સાંભળીને રાણો ઉંડા વિચારમાં પડ્યો. હિંદની આધુનિક દશા તેના મગજ આગળ તરી આવી, અને તેમાં તે લડાઈ, ટંટા, કંકાસ અને પરસ્પર વિરોધ જોવા લાગ્યો. ધર્મ વગરની પ્રજા તેને દીન અને નિર્માલ્ય દેખાવા લાગી. વળી પાછો થોડીવાર પછી તે બોલ્યો: "હાં, અસલના રાજાઓ પણ ધાર્મિક હતા. તે ખરેખરા હિંદુ હતા. હિંદુપણાએ તેમની નસોમાં વાસ કરેલો હતો. તે વેળા દેશની સ્થિતિ કેવી હતી? દેશ તાજો હતો, લોક સુખી હતા, ક્ષત્રીયો શૂરા હતા, બ્રાહ્મણો ધર્મોપદેશક હતા. બ્રાહ્મણો પઠન પાઠન કરતા, ગ્રંથો લખતા, અને ધર્મનો બોધ આપતા. વૈશ્યો મોટા વેપાર ચલાવતા, અને શુદ્રો મન દઇને સેવા કરતા. વર્ણાશ્રમધર્મનું પાલન થતું અને દરેક વર્ણ પોતપોતાનું અકેકું કામ પોતપોતાને માથે લઇને હોંસથી દેશનો ઉત્કર્ષ કરવાને મથી રહેતી. લોકો દેશાટન કરતા, નવા દેશની નવી વસ્તુઓ, નવા રિવાજ, અને વિલક્ષણ વિચારોને લઇ આવી, એનાથી સ્વદેશને શણગારતા. રાજા રાજ્યનીતિમાં કુશળ હોઇ રૈયતને અપાર સુખ આપતા. રાજા પ્રજા પરસ્પર એક બીજાનો ધર્મ જાણી વર્તતાં, વિદ્વાનો પોષાતા, લોકમાં સદાચાર હતો, સ્ત્રીઓ પણ કેળવાયલી સ્વધર્મનિષ્ઠ અને પતિપરાયણ હતી. જાતિપ્રતિબંધ થોડા હતા. વિદ્વાનો, હુન્નરીઓ, રાજા, સ્ત્રી, અને બાળકો, તવંગર અને ગરીબો, પોતપોતાના કામમાં યશ મેળવવાને મચ્યાં રહેતાં. એ સર્વ હમણાં કયાં છે?"

બિપિનચંદ્ર વચમાં બોલી ઉઠ્યો: "આપ ખરૂં કહો છો મહા-રાજ. મનુ ભગવાને બ્રાહ્મણોનું મુખ્ય કર્તવ્ય વિદ્યોપાર્જન, ક્ષત્રીયોનું યુદ્ધ, અને વૈશ્યોનું વેપારવૃદ્ધિ કહેલું છે. હાલમાં ઘણા બ્રાહ્મણો ધર્મકર્મરહિત અને નિરક્ષર દીસે છે. વૈશ્યો વ્યાપારથી વિમુખ થતા દેખાય છે. આવી રીતની વર્ણવ્યવસ્થા જે દેશમાં હોય ત્યાં દેશની યાંત્રિક અને ઔદ્યોગિક આબાદીની આશા રાખવી વ્યર્થ છે."

એ સાંભળીને હૃષીકેશચંદ્ર ઉંડા વિચારમાં પડ્યો. તેની ઐતિહાસિક દૃષ્ટિ ઉઘડી, અને જાણે ભૂતકાળના ઇતિહાસનાં ચિત્રપટ તેના માનસિક દૃષ્ટિ આગળ ખડાં થતાં હોય તેમ તે બોલી ઉઠ્યોઃ "આપ ખરૂં કહો છો મહારાજ. એ કાળે વિદ્યાસેવન થતું, અને તે પણ અખંડપણે અને અસાધારણ પ્રમાણમાં. પુરાતન ગુરૂકુલોનો એકેક કુલપતિ સકલ જ્ઞાનના સાગર જેવો વનઘટાઓને ગજાવતો. વારાણસી, નાલંદ અને તક્ષશીલાનાં જગવિખ્યાત વિદ્યાપીઠો સહસ્રાવધિ જ્ઞાનપિપાસુઓને તૃપ્ત કરતાં. હર્ષવર્ધન ને વિક્રમાદિત્ય, કે મુંજ, ભોજ અને સિદ્ધરાજ જેવા વિદ્યાવિલાસી રાજરાજેન્દ્રોની છત્રછાયામાં કવિઓની પ્રતિભા અને પંડિતોની વિદ્વતા પોષણ મેળવતી અને આશ્રય પામતી. વિદ્યાના સંસ્કારો રક્ષવા અને પ્રસારવા એ બ્રાહ્મણ પાઠશાળાઓ, બૌદ્ધમઠો, અને જૈન ઉપાશ્રયોની ધાર્મિક ફરજ હતી. નદીયાના ભવ્ય ન્યાયવિદ્યાલય જેવા સ્થળે અમુક વિષયોનું જ્ઞાન અપાતું. કૃષિશાળાઓ અને હુન્નરશાળાઓમાં વૈશ્યો કૃષિ અને હુન્નરનું જ્ઞાન લેતા. એ વર્ણવ્યવસ્થાનો આજે લોપ થયો છે, અને લોકો આજે શ્રદ્ધાહીન અને ઉદ્યોગરહિત થઈને દીનદશાને પ્રાપ્ત કરતા જાય છે."

રાણો સાંભળી રહ્યો. પ્રાચીન કાળના ભણકારા તેને વાગી રહ્યા. તેની મુખમુદ્રા ઉપર પ્રાચીન કાળના સાચા ક્ષત્રીની ભવ્યતા વ્યાપી રહી. પ્રાચીન કાળના મહાન પરાક્રમી વીરપુરૂષો તેની માનસિક દૃષ્ટિ આગળ તરી રહ્યા અને તેમની આગળ હાલના મનુષ્યો જ્ઞાનહીન, આદર્શરહિત અને વેંતીયા જણાયા. આખરે રાણો પાછો બોલ્યોઃ

"ક્યાં છે આપણામાં પ્રાચીન સમયની ઉંડી શ્રદ્ધા? એ શ્રદ્ધા વગર આજના બ્રાહ્મણ અને ક્ષત્રીયો પતિત થયા છે. એ શ્રદ્ધા આપણામાં હશે તો આપણા કાર્યને ઇશ્વરનો આશિર્વાદ મળશે, આપણું રાષ્ટ્ર પુનઃ ઉદય પામશે, અને પ્રાચીન કાળમાં જે અનુપમ ઉન્નતિ થઇ તે ઉન્નતિ આવી મળશે. આપણે યુરોપીય સુધારારૂપી મદિરાનું પાન કરીને ઉન્મત્ત બન્યા છીએ. પાશ્ચાત્ય દેશોના બુદ્ધિવિષયક જડવાદી શિક્ષણને જ ફક્ત આપણે સ્વીકાર્યું છે. સર્વ વસ્તુની પરીક્ષા કરવામાં અને તેના વિષે અભિપ્રાય બાંધવામાં આપણે માત્ર બુદ્ધિને જ ખરૂં સાધન ગણીએ છીએ. પરંતુ બુદ્ધિ એ અપૂર્ણ સાધન છે. એનાથી આપણામાંના ઘણા સંદેહવાદી અને નિરાશાવાદી બન્યા છે.

મનુષ્યમાં શ્રદ્ધા જોઇએ. કોઇને કોઇ પણ પારમાર્થિક વસ્તુ નિષ્ઠા જોઇએ. એ નિષ્ઠા કેવળ બુદ્ધિવિષયક હોતી નથી. તે એક અપૂર્વ વસ્તુ છે. તે દૈવી પ્રેરણાથી ઉત્પન્ન થાય છે. એ શ્રદ્ધા, એ નિષ્ઠા જાગૃત રહેશે તો ભારતવર્ષનો જ્ઞાનદીપ હોલવાશે નહીં, અને ભારતભૂમિનો આત્મા મરી જશે નહીં. માટે હું કહું છું કે એ શ્રદ્ધા વગરની કેળવણી અનિષ્ટ ફળની દાતા છે."

હૃષીકેશચંદ્રે કહ્યું: "મહારાજ, આજે આર્ય પ્રજાનું સત્વ હણાયું છે. કારણ ગમે તે હોય! ક્યાં છે પ્રજામાં એ બળ અને પરાક્રમ! ક્યાં છે એ તપોબળ! ક્યાં છે એ કષ્ટ સહન કરવાની શક્તિ! ક્યાં છે એ ધાર્મિકતા અને હૃદયની વિશાળતા! કારણ ગમે તે હોય, પણ આર્ય પ્રજા નિર્બળ અને સત્ત્વહીન થતી જાય છે. પ્રાચીન પુરૂષો સાથે સરખાવતાં આજના મનુષ્યો વેંતીયા માલમ પડે છે એ વાત ખરી છે."

એ સાંભળીને રાણાના મુખ ઉપર કંઇક ખેદ અને કંઇક તિરસ્કાર વ્યાપી રહ્યો. પાંજરામાં પુરાયલો સિંહ જેમ બહાર નીકળવાને માટે તરફડીયાં મારે અને પોતાનું જોર કંઇ ચાલતું ન હોય અને અકળાય, તેમ પરતંત્રતાની બેડીમાં ઝકડાયલી, અને સ્વતંત્રતાને પ્રાપ્ત કરવાને મથતી અને અકળાતી આર્યપ્રજાની દીન અને દુઃખી સ્થિતિને અનુભવતો હોય અને અકળાતો હોય તેમ જરા ગુસ્સો કરીને રાણો બોલી ઉઠયો:

"આધુનિક કેળવણીનું એ પરિણામ છે. અસંસ્કારી પરદેશી કેળવણીથી પ્રજાનું શરીર શોષાય છે. એ કેળવણી આપણા જીવનનું પ્રતિબિમ્બ નથી. તેનાથી આપણા જીવનની ભાવનાઓ અને આકાંક્ષાઓ દબાય છે અને પ્રજારૂપી વૃક્ષ ફાલીને ફળી શકતું નથી. હિંદુ પ્રજાનું બળ હિંદુ ભાવનાઓના વિકાસમાં છે. જે કેળવણી પ્રજાની સ્વાભાવિક ભાવનાઓ હણે, તેની પ્રાચીન સંસ્કૃતિ અને વીર પુરૂષોનું વિસ્મરણ કરાવે, તે તેનાં બળ અને પરાક્રમને હણે જ."

બિપિનચંદ્ર ધીમે રહીને બોલી ઉઠયો: "મહારાજ, આધુનિક કેળવણીથી આપણને ગેરલાભ થયો છે પણ તેનાથી કંઇક લાભ પણ થયો છે. એ કેળવણીએ આપણી આંખ ઉઘાડી અને આપણને જાગૃત કર્યા છે. એણે આપણી સમાજના ઉંચા વર્ગમાં નવીન જીવન આણ્યું છે. અને એને લીધે નવીન સાહિત્ય, નવીન કલા, અને નવીન

તત્વજ્ઞાન તથા વિજ્ઞાનના ભવ્ય મહેલો બંધાવા માંડયા છે. એણે જ્ઞાનની અનેક શાખાઓ આપણી આગળ ધરી છે. એ કંઇ નાનો સૂનો લાભ નથી!"

બીજો એક અગ્રગણ્ય પુરૂષ જરા આવેશમાં આવીને બોલી ઉઠયો: "પણ લાભ કરતાં નુકસાન વિશેષ છે. આપણો ધર્મ અને સમાજના પાયા એણે ઢીલા કર્યા અને આપણી આત્મશ્રદ્ધા અને મનોબળને હણ્યાં. એનાથી આપણે પ્રાચીન ધ્યેયને ભૂલી બળહીન થઇ અતો ભ્રષ્ટ તતો ભ્રષ્ટ બની રહ્યા. એ નુકશાન કંઇ ઓછું નથી. જે કેળવણી આપણી પ્રાચીન સંસ્કૃતિનું વિસ્મરણ કરાવી આપણા જીવનને છિન્નભિન્ન કરે અને આપણા મહાપુરૂષોનાં ચારિત્રોને આપણી આગળ ન ધરે, એ કેળવણી શા કામની?"

રાણો વચમાં બોલી ઉઠયો: "એ તો બહુ મોટું નુકશાન. હું ખાત્રીથી કહું છું કે શરીરની ક્ષીણતા, ભોગવિલાસનો શોખ, શાસ્ત્રોનો અનાદર, સ્વતંત્રતાને નામે સ્વચ્છંદ, અને આજીવિકા માટે પરાવલંબન, એ આધુનિક કેળવણીનાં જ પરિણામ છે. આપણું પ્રાચીન શિક્ષણ આપણી જરૂરિયાતોને પુરૂં પાડતું. એ પ્રાચીન શિક્ષણ વડે જ શિવાજી અને પ્રતાપ જેવા શૂરવીરો ભારતમાં પાકયા હતા. એ શિક્ષણ વડે જ ભારત ધનવાન અને ઉદ્યોગશાળી બની રહ્યું હતું."

હૃષીકેશચંદ્રે કહ્યું: "પાશ્ચાત્ય કેળવણીથી આપણો દરેક રીતે ઉદ્ધાર થશે એવી મહાન આશાઓ આપણે બાંધી પણ તેમાં આપણે નિરાશ થયા. મહારાજ, પાશ્ચાત્ય પ્રજાના સુખનું લક્ષ્યબિંદુ જડવાદ છે. આર્ય પ્રજા માને છે કે અંતિમ સુખ પારમાર્થિક જ્ઞાનમાં જ છે. બંનેનાં લક્ષ્ય જુદાં છે તેથી બંનેના સુખના માર્ગો પણ જુદા જ હોય. બીજી પ્રજાની કેળવણી આપણો ઉદ્ધાર ન જ કરી શકે. આપણું સાહિત્ય આપણી રાષ્ટ્રીય કેળવણીને અનુરૂપ હોય, અને આપણને અપાતું શિક્ષણ આપણી સંસ્કૃતિનું પોષક હોય, તો જ આપણી કેળવણી તેજસ્વી અને આપણું જીવન પ્રાણવાન થાય."

રાણો સાંભળી રહ્યો. તે ઉંડા વિચારમાં પડયો, અને આખરે બોલ્યો: "પ્રાચીન શિક્ષણ તરફ મને પક્ષપાત છે. એ પ્રાચીન વીર ભારત મારી માનસિક દૃષ્ટિ આગળ ખડું થઈ રહ્યું છે. તે સમયના વીરપુરૂષો, દેવો, ઋષિઓ, અને તપસ્વીઓ મારી નજર આગળ

તરવરે છે. હું ઋષિમુનિઓના જમાનાનો છું. સાચા સૂર્યવંશી ક્ષત્રીયોનો હું વંશજ છું. સત્યવાદી હરિશ્ચંદ્રને હું મારી પાસે જોઈ રહ્યો છું. ફરીથી એવું ભારત સરજવાની મને હોંશ છે. એવા ભારતમાં જ હું બળ અને પરાક્રમને જોઇ રહ્યો છું. ભારતવર્ષ પ્રાચીન ભારત બનશે ત્યારે જ એનો ઉદય થશે."

રાણો ઘણો આવેશમાં આવી ગયો. જાણે પ્રાચીન સમયનો સાચો ક્ષત્રીય વીર બોલતો હોય તેમ તે બોલ્યો, અને તેની બંને ભુજાઓ અને વિશાળ વક્ષઃસ્થળમાં ક્ષત્રીયવીર્યની પ્રતીતિ સૌને થઇ રહી. આસપાસ બેઠેલા સર્વે તેની સામે જોઇ રહ્યા અને સર્વેના હૃદયમાં પ્રાચીન ભારતનું શૂરાતન રમી રહ્યું. સર્વે ચુપ થઇને વિચાર કરતા એકબીજાની સામે જોઇને બેશી રહ્યા. એટલામાં હૃષીકેશચંદ્ર બોલી ઉઠયોઃ

"મહારાજ, તમે કહ્યું તે ખરૂં; પણ હવે સમય બદલાયો છે. એકલા પ્રાચીન જ્ઞાનથી જ હવે હિંદને ચાલે તેમ નથી. પાશ્ચાત્ય પ્રજાના જ્ઞાન વગર આર્ય પ્રજાને અને આર્ય પ્રજાના જ્ઞાન વગર પાશ્ચાત્ય પ્રજાને ચાલે તેમ નથી. બન્નેમાં જે શ્રેષ્ઠ હોય તે દરેકે ગ્રહણ કરવું. એમાં જ બંનેની મુક્તિનો માર્ગ રહેલો છે."

રાણાએ ઉત્તર આપ્યોઃ "તે તો તમે જાણો. ગમે તેમ હોય પણ આજે તો હું ભારતવાસીઓને નિર્વીર્ય, સ્વાર્થી અને પામર બનેલા જોઉં છું. પ્રાચીન સમયમાં જેવું બ્રહ્મચર્ય પળાતું તેવું હાલ નથી પળાતું, તેથી લોકો આત્મશ્રદ્ધારહિત અને કમજોર થતાજાય છે. પ્રાચીન સમયમાં આપણી સાદાઇને લીધે આપણો જીવનસંગ્રામ આપણે માટે બહુ અઘરો નહોતો. તેથી આપણે નિસ્પૃહી અને તેજસ્વી રહેતા. આજે એક તરફ કામ કરવાની વૃત્તિ ઓછી થતી જાય છે અને બીજી તરફ આપણી હાજતો વધતી જાય છે, તેથી આજીવિકાનો પ્રશ્ન વિકટમાં વિકટ બની રહ્યો છે. હાલની કેળવણી એ પ્રશ્નને ઉકેલી શકતી નથી, તેથી ભારેમાં ભારે વિદ્વાનો પણ લાચાર બની ગયા છે. જે કેળવણી સાદાઈ તથા સંયમને ન શિખવે અને આજીવિકાને માટે પરાવલંબી બનાવે તે શા કામની! મારા રાજ્યમાં આવું ન બને તેની સંભાળ રાખજો."

આટલું બોલીને રાણો ચુપ થઈ ગયો. તેના મનમાં અનેક વિચારો ઘોળાતા હોય તેવો શ્રોતૃવર્ગના મનમાં ભાસ થયો અને હજી પણ રાણો કંઇ કહેવાને ઇચ્છે છે એમ ધારી સૌ બોલ્યા ચાલ્યા વગર તેનાં વચનો સાંભળવાને આતુર બનીને બેશી રહ્યા. છેવટે પાછો રાણો બોલ્યો: "પ્રધાનજી, હવે છેવટની પણ ઘણી અગત્યની વાત મારે તમને કહેવાની છે તે સાંભળો. હું હિંદુ છું. ક્ષત્રીય છું. મારા રાજ્યમાંથી હિંદુપણું નષ્ટ ન થવા દેવું એ મારો ધર્મ છે. હિંદુધર્મનો હ્રાસ થશે તે મને ગમશે નહીં. તમે ભલે મારા રાજ્યમાં ઇંગ્રેજી કેળવણી દાખલ કરો, ઠેર ઠેર પાઠશાળાઓ અને વિદ્યાપીઠો સ્થાપો. પણ એટલું ધ્યાનમાં રાખજો કે કેળવણી એવી અપાવી જોઇએ કે હિંદુપણું નષ્ટ ન થાય. તે નષ્ટ થશે તો સઘળું નકામું. વળી કહું છું કે આર્યત્વ સચવાય, આર્યધર્મ જળવાય, અને પ્રજાના હૃદયમાં સર્વદા ધર્મ જાગૃત રહે, તથા પ્રજા ધર્મહીન ન થાય અને નાસ્તિક ન બને તે બરાબર વિચાર કરજો. પ્રજાનું નાસ્તિકપણું પ્રજાને તેમજ રાજાને બંનેને નુકશાનકારક છે. ધર્મ વગર પ્રજા નીતિથી ચળશે અને સત્વહીન થશે. વળી એવી રીતે વર્તજો કે બ્રાહ્મણ બ્રાહ્મણધર્મને, ક્ષત્રીય ક્ષાત્રધર્મને, અને વણિકજનો વાણિજ્યબુદ્ધિને ભૂલે નહીં. સૌએ એકજ માર્ગે વળશે તો પ્રજા ઉદ્યોગહીન અને નિર્ધન થશે."

રાણો ઘોડીવાર શાંત થયો. થોડીવાર તે ગુપચુપ બેશી રહ્યો, પછી એકદમ હૃષીકેશચંદ્ર તરફ ફરીને બોલ્યો:

"હૃષીકેશચંદ્રજી, પ્રધાનજીને મેં જે કહ્યું તે બધુંયે તમે સાંભળ્યું હશે. તમે મારા રાજ્યમાં એક વિશ્વવિદ્યાલયની સ્થાપના કરો: પ્રધાનજી સર્વ સાધન પુરાં પાડશે, પણ કાર્ય તમારે કરવાનું છે. એ વિશ્વવિદ્યાલયની ફતેહનો આધાર તમારા ઉપર છે. તમે વિદ્વાન છો, સ્વદેશપ્રેમી છો, અને ઉત્સાહી છો. એ કાર્ય હું તમને સોંપું છું. પ્રધાનજી મદદ કરશે અને યોગ્ય સલાહ આપશે, પણ તેના પ્રાણ અને આત્મા તો તમે જ છો.

"વળી મારે તમને એ બાબતમાં ખાસ કહેવાનું એ છે કે આપણા ભવિષ્યનો આધાર આપણા યુવાનો ઉપર છે, અને આપણા યુવાનોનો અને તેમની કેળવણીનો આધાર આપણા વિદ્વાનો ઉપર છે. આખિ,

વ્યાધિ અને ઉપાધિથી મુક્ત થઇ આપણા વિદ્વાનો શાસ્ત્રીય સંશોધનોમાં કાળ નિર્ગમન કરે અને નવું નવું શોધી કહાડી આપણા ઉદ્યોગ ધંધાને ખીલવે તો તેથી આંપણા યુવાનોને અને સમસ્ત દેશને લાભ થાય. આ કાર્ય કરવાને એક યોજના ઘડી કહાડવાનું કામ હું તમને સોંપું છું. તમે તેવી યોજના ઘડશો અને તેને વિશ્વવિદ્યાલય સાથે જોડી દેશો. તેમાં દ્રવ્યની મદદ મારી અને વિચાર તથા વ્યવસ્થાની મદદ તમારી. આપણા બંનેના સંયુક્ત બળથી આપણે મારી પ્રજાના કલ્યાણના માર્ગો યોજીએ એવી મારી અભિલાષા છે."

હૃષીકેશચંદ્રે બહુ જ વિનયથી જવાબ આપ્યો: "આપની અભિલાષા એ જ મારી અભિલાષા છે. આ જગતની કોઈ પણ ભોગ્ય વસ્તુ મારે પ્રાપ્તવ્ય નથી. સ્થૂલ વાસનાઓને પોષવાની મારી ઇચ્છા નથી. સૂક્ષ્મ વાસનાઓને પોષી મારા માનસિક રાજ્યની ધારણાઓને પાર પાડવાનો મનોરથ મારા હૃદયમાં હવે સામ્રાજ્ય ભોગવે છે. એથી કરીને આપના અભિલાપને હું મસ્તક ઉપર ધરૂં છું અને તે પ્રમાણે યોજના ઘડી મારા અને આપના મનોરથ સિદ્ધ કરવા તૈયાર છું."

રાણાએ કહ્યું: "ત્યારે આજથી હવે તમે મારા રાજ્યમાં રહો. તમારાં ખાનપાનાદિ સર્વ સામગ્રી રાજ્ય તમને પુરી પાડશે. રાજ્યમાં બંગલા ઘણા છે તેમાંથી એક તમને રહેવાને માટે આપવામાં આવશે તથા નોકરચાકર તમારી તહેનાતમાં હાજર રહેશે."

હૃષીકેશચંદ્રે જવાબ આપ્યો: "મહારાજ, મોટા બંગલાનું મારે કામ નથી. એક પર્ણકુટી હશે તો બસ છે. ગામની ભાગોળે આપના બાગ છે તેમાંના એકમાં એક ઝુંપડી બાંધી આપશો એટલે થયું."

રાણાએ કહ્યું: "ઠીક, તેમ કરીશ. ત્યાં તમને ભોજન વગેરે સામગ્રી પહોંચાડવામાં આવશે."

"મહારાજ, સાદું ભોજન મને પ્રિય છે. જે ભોજનથી રાગદ્વેષ અને તમોગુણ વધે તે મારે વર્જ્ય છે. જેમ બને તેમ સાદો અને સાત્વિક ખોરાક જ મોકલવાની કૃપા કરશો."

"ઠીક ત્યારે તેમ. તમે કહેશો તેમ જ કરીશ. તમને કંઈ અડચણ ન પડે અને તમારૂં કાર્ય અસ્ખલિત ચાલ્યા કરે એટલું જ મારે જોવાનું છે."

"મહારાજ, પર્ણકુટીના એકાંતવાસમાં હું સુખી થઇશ. અને

બહુ ધાંધલ કે ઘોંઘાટ ગમતો નથી. એકાંત મને પ્રિય છે. સાદુ જીવન અને ઉચ્ચ વિચાર મારા જીવનનું આદર્શ છે."

"ભલે તે આદર્શને પરિપૂર્ણ કરો અને સાથે સાથે મારી પ્રજાના કલ્યાણના માર્ગ યોજો અને તેના સુખનાં સાધન વધારો."

"મહારાજ, જેવી આપની આજ્ઞા. હું આજથી આપના રાજ્યના ભાવી વિશ્વવિદ્યાલયને મારો દેહ-પ્રાણ-આત્મા અરપું છું. એ કાર્યને માટે જ હવે મારૂં જીવન છે એમ આપ માનજો."

એ સાંભળીને રાણો ઘણા ઉલ્લાસમાં આવી ગયો. જાણે મસ્તક ઉપરથી મોટો ભાર ઉતરી ગયો હોય તેમ તે બોલ્યોઃ "હવે મને નિરાંત વળી. હવે હું શાંતિથી વાનપ્રસ્થ ગ્રહણ કરીશ. વનરાજ સુખેથી રાજ્ય કરશે અને મારી પ્રજા વિધવિધ સુખોને ભોગવશે તે હું જાતે જોઈશ અને મારી આંખ ઠરશે તથા મારો કાળ નિશ્ચિતપણે પ્રભુ-ભક્તિમાં પસાર થશે."

રાણો બોલતો બંધ થયો. તે આડો થઈને તકીયા ઉપર પડ્યો અને પાછો હુક્કાની નળી મોંમાં ઘાલીને ધુમાડાના ગોટેગોટ કહાડવા લાગ્યો. બિપિનચંદ્ર, હૃષીકેશચંદ્ર, પ્રજાના અગ્રગણ્ય પુરૂષો વગેરે એક પછી એક ઉભા થયા અને રાણાની આજ્ઞા માગીને ચાલતા થયા.

## પ્રકરણ ૬ ઠું.

## મૃણાલિનિ.

બિપિનચંદ્ર ઘેર પાછો આવ્યો. ઘરમાં પેસતાં જ તેણે સૌને શાંત અને ઠાવકાં થઈને એક જગ્યાએ બેઠેલાં જોયાં. તે વિચારમાં પડ્યો. તે જરા આગળ ગયો. એક ગંભીર બનાવ તેની નજરે પડ્યો.

મૃણાલિનિને શિક્ષણ આપવાને જુદા જુદા શિક્ષકો રાખવામાં આવ્યા હતા. ઇંગ્રેજી તથા સંસ્કૃત અને ગુજરાતી સાહિત્યનો અભ્યાસ પ્રિયંવદા તેને કરાવતી અને બિપિનચંદ્ર તેમાં મદદ કરતો. બીજા વિષયો બીજા શિક્ષકો શિખવતા. આ વખતે એની પરીક્ષા કરવાને સૌ ભેગાં થયાં હતાં. પ્રિયંવદા અને બીજા શિક્ષકો એકઠાં થઈને બેઠાં હતાં અને તેમની પાસે મૃણાલિનિ પરીક્ષા આપવાને ઉભી રહી હતી.

ઉપર આપણે જોયું છે કે મૃણાલિનિનો અભ્યાસક્રમ ગોઠવીને તેને કેળવવામાં આવી હતી. શાકુંતલ, ઉત્તરરામચરિત, કાદંબરી, તેમજ Self-help અને Character જેવા ગ્રંથો અને દેશદેશના મહાપુરૂષો ને સ્ત્રીઓનાં ચરિત્રો તેને વંચાવવામાં આવતાં. ખાસ કરીને આર્યોના પ્રાચીન ગ્રંથો જેવા કે રામાયણ, મહાભારત તેને કંઠે કરાવવામાં આવતા અને પ્રાચીન ભારતનાં ઉત્તમ સ્ત્રીપુરૂષોનાં ચરિત્રો તેના મગજમાં ઠસાવવામાં આવતાં. સૌ બેઠાં હતાં ત્યાં બિપિનચંદ્ર આવીને બેઠો એટલે મૃણાલિનિ તેની પાસે આવીને એક પછી એક એમ અનેક ફકરાઓ બોલી જવા લાગી. કેટલીક કવિતાઓ તેને કંઠે હતી તે એણે ગાઇ બતાવી. એટલું થયા પછી પ્રિયંવદાના કહેવાથી તે વીણા લઇ આવી અને સાક્ષાત્ સરસ્વતી જાણે વીણા વગાડતી હોય તેમ વગાડીને રાગ રાગણીઓ ગાવા લાગી. ગાવાની સાથે તે તાન પલટા મારવા લાગી અને સુંદર આલાપ કરવા લાગી. સંગીત પાંચમો વેદ છે અને તે પ્રભુમાં એકચિત્ત થઇ જવાનું એક ઉત્તમ સાધન છે એમ જાણી મૃણાલિનિ જુદા જુદા રાગનાં ભજનો શિખી હતી. તેના મુખમાંથી હવે મિરાંબાઇ અને તાનસેન-નાં ભજનો નીકળવા લાગ્યાં. તેણે આશાવરી, ભેરવી, માલકોસ, કાલીંગડો, કલ્યાણ વગેરે રાગ ગાઇ બતાવ્યા અને સંગીતકળાનું ઉત્તમ જ્ઞાન દર્શાવ્યું. એ જોઇને સૌ ખુશી થયાં.

શરીરની તંદુરસ્તી જાળવવાને તેને કસરતના દાવ શિખવવામાં આવ્યા હતા. વળી તરતાં શિખવાને માટે એક હોજ બનાવવામાં આવ્યો હતો તેમાં પડીને તે તરતાં શિખી હતી. તરવાનું કામ બતાવવાને તે હવે પાસેની વાડીમાં આવેલા હોજ પાસે ગઇ. બિપિન-ચંદ્ર વગેરે મંડળી તેની પાછળ પાછળ ગઇ. એકદમ મૃણાલિનિએ મોટા હોજમાં ભુસકો માર્યો અને ક્ષણવારમાં તળીયે જઇને ઉપર આવી. થોડીવાર તે પલાંઠી વાળીને તરી, થોડીવાર તે છતો તારો તરી, અને એમ તરવાની અનેક રીતોમાં પોતાની કુશળતા એણે દર્શાવી. સૌના આશ્ચર્યનો પાર રહ્યો નહીં.

આવી રીતે સિવણ, ગુંથણ, રસોઇ વગેરે સ્ત્રીજાતિને છાજે તેવી જુદી જુદી બાબતોમાં પણ મૃણાલિનિ કેળવાઇને તૈયાર બની રહી

હતી. તેની આવડ, ઝડપ, અને ચંચળાઇ જોઇને સૌને ઘણું આશ્ચર્ય લાગવા માંડ્યું. પોતાના વિષયોમાં કુશળતા દર્શાવતી તેને જોઇને પ્રિયંવદાના મનમાં અનેક ઉથલપાથલો થવા માંડી. તે મનમાં બોલીઃ "કોણ જાણે એને કેવોએ વર મળશે! એના આ બધા કોડ કોણ પૂરા કરશે!"

પ્રિયંવદાનું મુખ જરા બ્હીલું થઇ ગયું. તે પાછી મનમાં બડબડીઃ "હું એને ભણાવું છું, ગણાવું છું; પણ સાસરીયાં તેવાં મળશે તો બધુંયે ઠીક છે, નહીં તો મીઠા જળનું માછલડું ખારામાં મરી જશે.'

પ્રિયંવદાના મનમાં અનેક વિચાર આવ્યા. તેનું ચિત્ત ચિંતાતુર થયું, અને મૃણાલિનિના ભવિષ્યના વિચારથી તેનું હૈયું ભરાઇ આવ્યું. તે મનમાં બોલીઃ "દિકરી ને ગાય જ્યાં દોરે ત્યાં જાય."

એટલામાં બધા વેરાવા લાગ્યા. બિપિનચંદ્ર અને પ્રિયંવદા ઘરમાં આવ્યાં. પ્રિયંવદાએ વાત ઉપાડીઃ "ઘણા વખતથી હું તમને કહું કહું કરતી હતી પણ કામમાં ભૂલી જતી હતી. આજ તમને કહું છું. આ મૃણાલિનિ હવે મોટી થઇ. એના વરનું ઠેકાણું હવે પાડવું જોઇએ."

"પણ એને તો કુંવારાં રહેવું છે." બિપિનચંદ્રે જવાબ આપ્યો.

"ડોસા કુંવારો રહ્યો જાણ્યો છે, પણ ડોશી કુંવારી રહી ક્યાંય જાણી છે?"

"ઇંગ્લાંડમાં ઘણીએ સ્ત્રીઓ કુંવારી રહે છે."

"પણ આ તો હિંદુસ્તાન છે, ઇંગ્લાંડ નથી; અને જવા દ્યોને એ મડમોની વાત!" એમ બોલીને પ્રિયંવદાએ મોં મરડ્યું. બિપિનચંદ્ર તેના મનની વાત સમજી ગયો.

એટલામાં પાછી પ્રિયંવદા બોલીઃ "એ બધુંયે મડમોને ફાવે, આપણને ના ફાવે."

"હા, તેમનો દેશ જુદો, તેમના સંસ્કાર અને આચારવિચાર જુદા. પણ દિકરીના બુદ્ધિવિકાસની આડે આવવું એ મને ઠીક લાગતું નથી. આપણાં શાસ્ત્રો દિકરીનું લગ્ન પંદર સોળ વર્ષે કરી દેવાની આજ્ઞા કરે છે, પણ પાશ્ચાત્ય સંસ્કૃતિ તેને સ્વાતંત્ર્ય આપી મરજી પ્રમાણે ખીલવા દેવાની ભલામણ કરે છે. બંને માર્ગની વચમાં

હું ઉભો છું. મારા મનની સ્થિતિ ત્રિશંકુ જેવી થઇ રહી છે. હું એને આપણી પ્રાચીન પદ્ધતિ પ્રમાણે પરણાવી શકતો નથી તેમ એને પાશ્ચાત્યોના રિવાજ પ્રમાણે પૂરેપૂરી છુટ પણ આપી શકતો નથી."

"પણ બેમાંથી વચલો માર્ગ કહાડવો એ જ ડાહ્યા પુરૂષોનું લક્ષણ છે."

"હા, બંને સંસ્કૃતિઓમાંનું જે જે શ્રેષ્ઠ હોય તે એને શિખવવું અને એના સંસ્કારોને એ પ્રમાણે ઘડીને પછી પોતે પરણવું કે કુંવારાં રહેવું તેનો વિચાર કરવાનું કામ એને જ સોંપી દેવું."

"લગ્ન જેવા ગંભીર સવાલના ઉકેલમાં એકલી એની બુદ્ધિ કામ ન કરી શકે. એમાં અનુભવીઓનો અનુભવ કામે લગાડવો જોઇએ."

બિપિનચંદ્ર સાંભળી રહ્યો. મનમાં તે વિચાર કરવા લાગ્યો. એટલામાં પાછી પ્રિયંવદા બોલી ઉઠી:

"ઇંગ્રેજોમાં સ્નેહલગ્ન થાય છે. કન્યાઓ પોતે જ પતિને પસંદ કરે છે, પણ તેમાં અનુભવની ખામી હોય છે. અનેક આશાઓ, તૃષ્ણાઓ, અને મોહથી ભરેલી કન્યાની જુવાની પતિની પસંદગીમાં લાંબો ઉંડો વિચાર કરી શકતી નથી. તેનો તાત્કાલિક પ્રેમ ગમે તે પુરૂષ ઉપર ઢળે છે અને તેનું માઠું પરિણામ નિપજવાનો પ્રસંગ આવે છે."

"પણ તેમનાં લગ્નમાં પણ માબાપની સંમતિ લેવામાં આવે છે."

"એ સંમતિ નામની જ હોય છે, અને એ જો ન મળે તો કન્યા સ્વેચ્છાચારી બને છે અથવા નિરાશામાં પોતાની જીંદગીનો અંત આણે છે. માનવપ્રેમ ધનુષમાંથી છુટેલા બાણ જેવો છે. બાણ એકવાર છુટયું તે છુટયું, પછી તેને જેમ પાછું વાળી શકાતું નથી, તેમ મનુષ્યનો પ્રેમ પાછો વાળી શકાતો નથી. તે પોતાનો રસ્તો ગમે તે રીતે કરી લે છે અને તે વખતે મનુષ્ય ઉંડા વિચારને બાજુ ઉપર મુકી દે છે."

"ત્યારે તું એમજ કહેને કે મૃણાલિનિના લગ્નનો પ્રશ્ન મારે જાતે જ ઉકેલવો."

"હા, તેમજ; પણ એમાં એના મનનું વલણ જોજો, એની ઇચ્છાને ધ્યાનમાં લેજો. અને ચારે બાજુનો વિચાર કરીને એને લાયક સુંદર વર ખોળજો. મારા વ્હાલા! એટલું ધ્યાનમાં રાખજો કે આર્ય લગ્ન સ્વર્ગે જવાની સીડી છે. એમાં પ્રભુતાનાં પગલાં મંડાય

છે. એમાં આર્ય સંસ્કૃતિનું રક્ષણ છે. સંયમ એની મુખ્ય ભાવના છે. વરકન્યામાં એ સંયમ સચવાઇ રહે માટેજ માબાપે તેમાં દરમીયાનગિરિ કરવાની છે."

એટલામાં ફોઇબા ત્યાં આવ્યાં. પ્રિયંવદાનો ચહેરો જરા ચિંતાતુર જોઇને તે બોલી ઉઠયાં: "કેમ, શું છે? મૃણાલિનિ પડી ગઇ કે શું?"

"ના ફોઈબા, એમાંનું કશુંયે નથી."

"હા, બા, એ છોકરી આમ તેમ કુદે છે અને વખતે પડી બેસ તો ભોગ લાગે."

"એ તો ફોઇબા, એ કસરત કરે છે, અને શરીરને કેળવે છે."

"બળી એ કસરતં. અમે તો એવી કસરત બસરત કંઇએ કરી નથી, અને આ ધાબડધીંગા જેવાં છીએ."

"તમારાં શરીર નાનપણથી જ કસાયલાં!"

"ત્યારે એનું શરીર કસાય તેમ કરો ને!"

"ત્યારે આ તે જ કરીએ છીએ. કસરત કરે ત્યારે જ શરીર કસાયને?"

"ઘરકામ કરે તો હમણાં કસાય."

"ઘરનું કામ કરવાને તો નોકર છે."

"ત્યારે એમજ કહોને કે ઘરનું કામ કરવાને નોકર રાખવા અને શરીરને કસવાને કસરત કરવી."

પ્રિયંવદા સાંભળી રહી. શો ઉત્તર આપવો તે એને સુઝયું નહીં. તેના મનમાં મૃણાલિનિના વિવાહના વિચારો ઘોળાયા કરતા હતા તેથી તેણે એ વાતને ટુંકાવી દીધી પણ એટલામાં પાછાં ફોઇબા જ બોલી ઉઠયાં:

"પણ હવે એને પરણાવો તો ઠીક."

"હું એનો જ વિચાર કરતી હતી."

"એમા તે વળી મોટા વિચાર શા કરવાના!"

"એને ગમે એવો વર શોધાય તો ઠીક."

પરણવામાં વળી ગમવા ન ગમવાનું શું, વ્હેલું મોડું શું, એમાં વળી વિચાર કરવાના શા, એ બધું ફોઇબાને કંઈ સમજાતું નહોતું.

એક જ સાદી સીધી વાત તે સમજતાં હતાં કે છોકરો ને છોકરી હોય તે પરણે. છોકરામાં વિદ્યા કે કમાવાની શક્તિ હોય કે ન હોય, તેનામાં નીતિ કે સદાચાર હોય કે ન હોય, અને છોકરીમાં વિદ્યા, આવડ કે સુઘડતા હોય કે ન હોય, એ સૌ વગર ચાલે પણ પરણ્યા વગર ચાલે નહીં એવા એવા વિચારો ફોઇબાના મગજમાં ઘર ઘાલીને બેઠા હતા અને એ વિચારો તે સૌના મન ઉપર ઠસાવવાને પ્રયાસ કરતાં હતાં. તેથી તે બોલી ઉઠયાં:

"પરણવામાં વળી ગમવા ન ગમવાનું શું? એમાં વળી વિચાર શા કરવાના? હું તો એટલું જ કહું છું કે છોકરા અને છોકરીને જીંદગીમાં પરણ્યા વગર છુટકો જ નથી."

"પણ કન્યાઓ ભણી ગણીને હોંશીયાર થાય અને પછી પરણે તો શું?"

"તમે ભણશો ગણશો નહીં તો ચાલશે, રીતભાત નહીં શિખો તો ચાલશે, તમારે કયાં કમાવા જવું છે? પણ પરણ્યા વગર ચાલશે નહીં, માટે ગમે તેમ કરીને છોકરીને પરણાવી દેવી."

"પણ વર ભણેલો હોય, તેનામાં રીતભાત હોય, કમાવાની શક્તિ હોય, એ બધું હોય તો સારૂં કની!"

"એ કશુંએ ના હોય તો ચાલે, મુઠી બાજરી જોઇએ."

"પણ ફોઇબા, વર ભણેલો ગણેલો હોય તેનો તો ફેરસ્તો!"

"ઉંધ્યા તમારા ભણેલા. ન્હાય નહીં, ધુવે નહીં, પાંચે લુગડાં પહેરીને જમવા બેસે, અને વળી વ્યસની ના હોય તો ઇશ્વરનો પાડ."

"પણ ફોઇબા, બધા કંઈ તેવા હોતા નથી."

"ધુળનો ભાઇ રાખ. બધાએ એકના એક. ઉજળા વાજળા થઇને ફરે તેમાં શું. એવા કોઇને ખોળશો નહીં. પછી તો આ છોકરી તમારી છે, તમારે ફાવે તેમ કરો."

ફોઇબા એટલું કહીને અટકયાં, પણ પ્રિયંવદાના મનમાં અનેક ઉથલપાથલો થઇ રહી. આર્યલગ્નની ભાવનાઓ તેની આંખો આગળ તરી રહી. મનપસંદ પતિની શોધમાં નીકળી પડેલી સાવિત્રી, હંસ મારફતે સંદેશા ચલાવતી દમયંતી, મચ્છવેધ કરનાર અર્જુનને પરણતી દ્રૌપદી, અને મનથી વરેલા પૃથ્વીરાજને અભયપણે વરમાળ આરોપતી

સંયુક્તા વગેરેને તે એક પછી એક પોતાના માનસિક ચિત્રપટમાં નિહાળવા લાગી, અને મૃણાલિનિના વિવાહની કંઇ કંઇ આશાઓ બાંધવા લાગી. પુત્રીની ઇચ્છાની કલ્પના કરી તેને મનપસંદ વર શોધવાની માથાકુટ તે મનમાં કરવા લાગી.

એટલામાં લાંબાં લાંબાં પગલાં ભરતી અને કુદતી મૃણાલિનિ ત્યાં આવી. તેને જોઇને ફોઇબા બોલ્યાંઃ

"આ આવી. જાણે માતેલો સાંઢ."

"હા, હું માતેલો સાંઢ જ છું તો!"

"એમ કેમ?"

"કેમ તે મારે પરણવું નથી તેમ."

"કુંવારી રહીને તું શું કરીશ?"

"બ્રહ્મચર્ય પાળી કસરત કરીશ અને શરીરને સુદૃઢ બનાવીશ. પંદર વીસ વર્ષે મારે છોકરાની માંદલી મા થઇને બેસવું નથી."

"ત્યારે કુંવારી રહીને મોટો હીંઝડો થઇને કુદતી ફરજે. પરણ્યા વગર કોઇને ચાલ્યું છે?"

"હા, ઘણીએ મડમો પરણતી નથી."

"હશે બ્હેન, કસરત કરજે અને શરીરને વધારજે. પણ એથી તારૂં શું વળશે!"

"શરીરને કેળવ્યા પછી વધારે વિદ્યા પ્રાપ્ત કરીશ અને ઉંડા તત્ત્વજ્ઞાનના આનંદનો લ્હાવો લઇશ."

ફોઇબા જુના વિચારનાં અને સાદાં ભોળાં હતાં. તત્ત્વજ્ઞાન વગેરે શું હશે તે એ કંઇ સમજ્યાં નહીં. તેમનો ધર્મ માત્ર ઠાકોરજીની પૂજામાં જ આવી રહ્યો હતો, તેથી વગર સમજ્યે તે બોલ્યાંઃ

"પછી?"

"પછી આપણા દેશનું કલ્યાણ કરવાને બહાર નીકળી પડીશ. સૌને જ્ઞાનની લ્હાણ કરીશ અને સૌના સંસાર સુધારીશ."

"એમ કરતે દુનિયાની લાલચોથી લપટાઇ તો શું કરીશ?"

"તો પરણીશ."

સૌ ખડખડ હશી પડયાં. ફોઇબા હસતે હસતે પણ જરા આંખો કહાડી કરડી નજર કરીને બોલ્યાંઃ "મોટો હીંઝડો થઇ હઇશ અને પછી તે કોને પરણીશ!"

"વળી મારા જેવા વિચારવાળો જગતમાં કોઇએ નહીં હોય ?"

"બહુ જબરી, બ્હેન, તું તો!"

"જબરી કહો કે નબળી કહો. મારાથી આ આપણો સંસાર વેઠાતો નથી. તેર ચૌદ વર્ષે પરણી સંસાર માંડી શરીરની ખુવારી કરવી, અને વિદ્યાના કંઇપણ સંસ્કાર વગર ઢોર જેવું જીવન ગાળવું, એ મારાથી ખમાતું નથી. આપણી કન્યાઓનાં નબળાં શરીર અને વિદ્યાહીન જીવન જોઇને મને બહુ લાગી આવે છે. શાં તેમનાં શરીર અને શાં તેમનાં વિદ્યાહીન જીવન!"

"એથી જ તેં કુંવારાં રહેવાનો વિચાર કર્યો હશે!"

"હા, એથી જ."

"તું તો કોઈ જુદા જ યુગની વાતો કરે છે."

"હું આપણા ગૌરવશાળી પ્રાચીન યુગની વાતો કરૂં છું."

"પણ આ ઋષિમુનિઓનો જમાનો ન હોય!"

"પણ હું તો રૂષિમુનિઓના જમાનાની છું. ગાર્ગી, સરસ્વતી, અરૂંધતી, વશીષ્ઠ, વાલ્મીક એ મારાં આદર્શો છે. એમનું જ મારે ધ્યાન, એમની જોડે જ મારૂં લગ્ન. ક્યાં મારા મનોરાજ્યની સૃષ્ટિમાં કલ્પેલા વીર વિદ્વાનો, અને કયાં હાલના અશક્ત, નમાલા, ઉપરચોટીયા જ્ઞાનવાળા, આદર્શ વગરના પોપટીયા પંડિતો!"

ફોઇબા કંઇ સમજી શકયાં નહીં, પણ મૃણાલિનિને તડ ને ફડ જવાબ આપતી જોઇને તેમના ગુસ્સાનો પાર રહ્યો નહીં અને તે એકદમ પ્રિયંવદાની સામે જોઇને બોલી ઉઠયાં:

"લ્યો, બાપુ, છોકરીને ભણાવો! ઇંગ્રેજી ભણાવો, ઇંગ્રેજી! છોકરી તો છેક જ મ્હેકી ગઇ છે. હાથથી ગઇ છે!"

પ્રિયંવદા સાંભળી રહી અને જોઇ રહી. હજી પણ મૃણાલિનિને બળથી કે કળથી સમજાવવાને ફોઇબા પ્રયાસ આદરી રહ્યાં અને કહેવા લાગ્યાં: "પણ હું એને મનાવું, ના તે શું માને! આજકાલની છોકરીઓ મનસ્વી થઇ ગઇ છે, ફાટી ગઇ છે, ફાવે તેમ વર્તે, ફાવે તેમ ચાલે, પણ એમનું ધાર્યું કંઇ થાય! અમારાં સાઠ વરસ શું પાણીમાં ગયાં અને એમનાં અરાઢ વીસ વરસ ખરાં!"

ફોઇબા મૃણાલિનિ તરફ વળ્યાં અને એની છેક પાસે જઇને બોલ્યાં:

"પણ હાલના ભણેલાઓમાંથી તને કોઇએ પસંદ પડશે નહીં?"

મૃણાલિનિએ કંઇ જવાબ આપ્યો નહીં.

"હાં, એને તો બુટ, પાટલુન, મોજાંવાળો ઇંગ્રેજ પસંદ પડશે. ના રે બા, આવી છોકરી હોય તો કુવે જ પડવું પડે. કોઇનું માને નહીં, કોઇનું સાંભળે નહીં. વળી પરણવું તેમાં ગમવાં ને ના ગમવાં તે શાં! જા બાપા, તારે ફાવે તેમ કર."

"હા, હું મારે ફાવે તેમ કરીશ. આડે માર્ગે જઉં તો મોટો ચુંટલો ભરજો અને ડામ દેજો. જાવ!"

"હા, બ્હેન, આ ચાલ્યાં. અમારૂં તો માથું પાકી ગયું. આ તો એક જાતની ગાંડછા જ!"

"તમારે મન ગાંડછા અને મારે મન એ ડહાપણ."

"તું કુંવારી ક્યાં સુધી રહીશ? ડોસો કુંવારો રહ્યો હશે, ડોશી કદિ કુંવારી રહી નથી."

"પણ મારે લાયક વર મને બતાવો પછી મારે પરણવાની વાત કરો."

"આપણી ન્યાતમાં ઘણાએ કમાતા ધમાતા જુવાનો છે."

"મારે એ શા કામના? એમનામાં વિદ્યા નહીં, ગુણ નહીં, આદર્શ નહીં."

"તારી નજરમાં તો એકકે આવતો જ નથી!"

"શેનો આવે! હું પ્રાચીન યુગને પૂજનારી અને નવીન યુગમાં ઉડનારી. જીવનમાં પ્રાચીન અને અર્વાચીન યુગનો સંયોગ સાધનાર વિરલપુરૂષ મારો હાથ ગ્રહી શકે! તેવો ન મળે તો પછી કુંવારાં જ રહેવું."

થોડીવાર સર્વે ચુપ રહ્યાં. સર્વે એક બીજાની સામે જોવા લાગ્યાં. ક્ષણવાર સર્વે મૃણાલિનિ તરફ દૃષ્ટિ નાંખી રહ્યાં. એટલામાં પાછાં ફોઇબા ગુસ્સો કરીને બોલ્યાં:

"રહેજે બા, કુંવારી રહેજે, આખરે થાકું ત્યારે પરણજે. આ નહીં ને પેલો નહીં કર્યાં કરજે. દુનિયામાં કોઇને ગાંડો ઘેલોએ મળ્યો નહીં હોય? એનો સંસાર નહીં ચાલતો હોય? પરણ્યા વગર કોઈને ચાલ્યું છે?"

"હું કુંવારી છું પણ મને પરણેલી જ સમજજો."

સર્વે આભાં થયાં અને એક બીજાની સામે જોવા લાગ્યાં. ફોઇબા છાતીએ હાથ મુકીને બોલી ઉઠયાં: "હાય હાય! છોકરી, તેં તો ગજબ કર્યો. તું કોની સાથે પરણી છું?"

"મારે એક સ્વામી નથી પણ ઘણા છે."

ફોઇબા ચમકયાં. સર્વે ઉંચાં નીચાં થયાં. સૌના મનમાં ધાસકો પડયો. સૌ બ્હીન્યાં. આખરે પાછાં ફોઇબા બોલ્યાં: "હાય હાય! દિકરી તેં તો ભવ બાળ્યો. અમારી આબરૂના કાંકરા કર્યા. કયાં ગયાં વહુ? જો જો તમારી છોકરીનાં ચરિત્ર."

પ્રિયંવદા જરા આગળ આવી અને ફોઇબાનું કહેવું સાંભળીને મૃણાલિનિ સામે જોઇ રહી. મનમાં ને મનમાં તે હસી. તેને કાળજે ધીરજ હતી કે મૃણાલિનિ કંઇ ગાંડુઘેલું કરે તેવી નથી. પોતાની દિકરીમાં તેને વિશ્વાસ હતો અને પોતે આપેલી કેળવણીમાં તેને પૂર્ણ શ્રદ્ધા હતી. એક પ્રેક્ષકની માફક પ્રિયંવદા સઘળું નિહાળવા લાગી. ફોઇબાના ગુસ્સાનો હવે પાર રહ્યો નહોતો. તે મનમાં સમજ્યાં હતાં કે મૃણાલિનિ સ્વચ્છંદે ચાલતી હશે. તે હવે મૃણાલિનિને ધમકાવવા લાગ્યાં: "તેં કંઇ ભાંગબાંગ પીધી છે કે શું? તું ભાનમાં બોલે છે?"

'હા, હું ભાનમાં બોલું છું. ચમકશો નહીં. તમારા કરતાંયે વધારે ભાનમાં બોલું છું. મેં ઘણાને મારા સ્વામી કર્યા છે."

"હાય હાય! દિકરી, તેં તો નાક કાપ્યું." ફોઇબાનો મિજાજ હાથથી ગયો. તેમનું કાળજું ઉથલપાથલ થઇ ગયું. હવે શું કરવું, દુનિયામાં શું મોં બતાવવું, વગેરે વિચારો ફોઇબાના મનમાં ઉઠવા લાગ્યા. પણ હવે એકે ઉપાય રહ્યો નથી એમ જાણી જરા શાંત થઇને તે મૃણાલિનિને કહેવા લાગ્યાં: "તું તો કંઈ દુનિયા પારની વાતો કરે છે. તારી વાત તો કંઇ સમજાતી નથી. બીને ઘણા સ્વામીઓ તે હોય?"

"હા, હોય. મનને દોરે તે મનનો માલીક. જેની સાથે આપણે વાત કરીએ, રહીએ, ફરીએ, ઉંડા વિચારમાં ઉતરીયે અને સ્વર્ગીય આનંદનો અનુભવ લઇએ, એ આપણો સ્વામી."

ફોઇબા હજી પણ સમજી શક્યાં નહીં. મૃણાલિનિના અગાધ સંસ્કારી હૃદયનો તે પાર પામી શક્યાં નહીં. તે દુનિયાદારીમાં લપ-ટાયલાં હતાં. મૃણાલિનિ દુનિયાદારીથી અલગ હતી. ફોઇબા તેનું કહેવું સમજ્યાં નહીં તેથી તેમણે એકદમ પ્રશ્ન કર્યો: "એ તારા સ્વામીઓ ક્યા છે તે તો કહે?"

"મેં તમને એક વાર કહ્યું છે ને! પ્રાચીન યુગના ઋષિ મુનિઓ; બ્રહ્મર્ષિઓ અને રાજર્ષિઓ; પ્રભાવશાળી કવિઓ; અને મહા પરાક્રમી યોદ્ધાઓ કૃષ્ણ, અર્જુન, પરશુરામ અને સદ્‌ગુણમૂર્તિ રામચંદ્ર. વશીષ્ટ, વાલ્મિક, કાલીદાસ અને ભવભૂતિની કૃતિઓને હું વાંચું છું, વિચારું છું, અને એમનાં વચનોને શ્રદ્ધાથી ઉંડાં મારા અંતરાત્મામાં ઉતારું છું અને આનંદના શિખરે ડોલું છું. કૃષ્ણ, અર્જુન, પરશુરામ અને રામચંદ્રનાં પરાક્રમોને સંભારીને હું સામર્થ્યની ઉંચી ટોચે જઇને બેસું છું, પ્રાચીન હિંદના ગૌરવને નિહાળું છું, ભૂતકાળમાં ઉભી રહું છું, અને ભવિષ્યકાળમાં દૂર દૃષ્ટિ ફેંકીને વર્તમાનને ઘડું છું. પ્રાચીન વીર ભારતના ઋષિઓ, કવિઓ, યોદ્ધાઓ, એ મારા સ્વામીઓ છે."

પ્રિયંવદા કંઇક હસી. ફોઇબાએ મોં મરડ્યું અને જરા કરડી નજર કરીને મૃણાલિનિ સામે તે જોઇ રહ્યાં. તેમના જીવને હવે કંઇક નિરાંત વળી હતી તેથી ક્ષણવાર પછી તે જરા મોં મલકાવીને બોલ્યાં: "મોઇ, બધાંને ભડકાવી માર્યાં. આવું બધું કોણ સમજે? ઘેલી રે ઘેલી! આ તે શા ઢોંગ!"

"તમે હસો, પણ હું તો ખરુંજ કહું છું. હું વિદ્યાને પૂજું છું, તેમ શૂરાતનને પણ પૂજું છું. શૂરાતન વગરની વિદ્યા મારે મન નકામી છે. આ યુગ હવે બદલાયો છે. નવા યુગને અનુસરીને હવે સંસારબાજી ખેલવી પડશે. પણ ભૂતકાળને તો સ્મરણમાં રાખવાનો છે જ. ભૂતકાળની હું પૂજક છું માટેજ હું કહું છું કે હાલના પુરૂષો નમાલા છે અને પુરૂષાર્થ વગરના છે. મારી નજરમાં એકકે શી રીતે આવે? ક્યાં એ કાળને વશ કરનાર ભીષ્મ અને ક્યાં એ ધરાને ધ્રુજાવનાર કર્ણ! એમની આગળ આ હાલના મનુષ્યો આજકાલના પતંગીયા જેવા દીસે છે; અને પેલા મહાસમર્થ પરશુરામ! હિંદની

પ્રાચીન સંસ્કૃતિના ઉદ્ધારક ! તપસ્વી ! બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ ! ઋષિ ! ક્ષત્રિયોને હંફાવનાર ક્ષત્રિય-બ્રાહ્મણ ! બાહુબળનો નમુનો ! વિદ્યાનો ભંડાર ! એ તે બળ, એ તે પરાક્રમ, એ તે વિદ્યા ! તમને બધાંને હસવું ભલે આવે, પણ મને તો આવું આવું જ ગમે ! એમાં જ મારો જીવ પરોવાય ! અને એમને જ મારા સ્વામીઓ ગણીને હું પૂજું ! બીજા ઉપર મારું હેત શી રીતે ઢળે !"

"ગાંડી છું, ગાંડી. એ તો બધા થઈ ગયા, હવે કંઈ છે ? એમની જોડે કંઈ સંસાર મંડાશે ?"

"દેહથી સંસાર ન મંડાય પણ મનથી મંડાય. તેમની કૃતિઓ વંચાય, તેમના શબ્દો તેમાં સંભળાય, અને મનથી તેમની જોડે વાતચિત થાય, એ લ્હાવો કંઈ ઓછો છે ? સંસારસુખ કરતાં પણ એ સુખ અધિક છે."

"પણ પ્રભુએ તને સરજી છે તો તારે લાયક કોઈ પતિ પણ નિર્માણ કર્યો હશે."

"પણ મારે તો પરણવું નથી."

"જો પાછી છટકી ! જરાયે બાંધી બંધાતી નથી. તારી જોડે માથું ઝીકીને હું તો થાકી ગઈ." એમ બોલીને ફોઇબા ત્યાંથી ચાલ્યાં ગયાં.

પ્રિયંવદા પણ ત્યાંથી ઉઠી અને એકાંતમાં જઇને બેઠી. તેના મનમાં મૃણાલિનિના લગ્નની અનેક ચિંતાઓ થવા લાગી. હવે મૃણાલિનિ મોટી થઈ, એને કેવો વર મળશે, વર સારો મળશે તો સાસરૂ કેવું એ મળશે, વગેરે અનેક ભાંજગડો તેના મનમાં થવા લાગી. હૃષીકેશચંદ્ર તેને ઘેર ઘણીએ વાર આવતો અને તેઓ બધાં ઘણીએ વાર એકઠાં બેસતાં ઉઠતાં, પણ પ્રિયંવદાને એની સાથે મૃણાલિનિનો વિવાહ કરવા સંબંધી સ્વપ્ન પણ આવતું નહોતું; પણ હવે મૃણાલિનિ મોટી થઇ અને તેનો વિવાહ કરવો જોઇએ એ વિચાર તેના મનમાં ઘોળાયા કરતો હોવાથી આ વખતે હૃષીકેશચંદ્ર આવ્યો અને તેને પ્રિયંવદાએ જોયો ત્યારથી તેની આંખ તેના ઉપર ઠરી હતી, અને તેની વિદ્યા, ડહાપણ, બુદ્ધિ અને વિવેકને લીધે પ્રિયંવદાના વિચારોને ટેકો મળ્યો હતો. પ્રિયંવદા એકાંતમાં બેઠી બેઠી વિચાર કરવા લાગી. વર અને ઘરને તે તપાસવા લાગી. હૃષીકેશચંદ્રની વિદ્યા, ડહાપણ,

બુદ્ધિ વગેરે તેની નજર આગળ તરી રહ્યાં. શારદાદેવીની શ્રદ્ધા, પવિત્રતા અને માયાળુતા તેની માનસિક દૃષ્ટિમાં ખડાં થઇ રહ્યાં અને તેમની આગળ ચારૂચંદ્રની સજ્જનતા, હૃદયની વિશાળતા અને ગૃહસ્થાઇ તેના મગજમાં ચિતરાઇ રહ્યાં.

પ્રિયંવદા ખુશી ખુશી થઇ ગઇ અને પોતાના મનમાં નિશ્ચય કરીને બેઠી કે જો સૌની ધ્યાનમાં આ વાત આવે તો નક્કી આ ચોખઠું બેસાડી દઉં.

પ્રિયંવદાને કંઇ ઝંપ વળ્યો નહીં. તે ઉઠી અને ફોઇબા પાસે ગઇ, અને એકદમ બોલી: "ફોઇબા, આપણે ત્યાં પેલા હૃષીકેશચંદ્ર આવ્યા છે તે તો તમે જાણો છો ને ! મારો વિચાર એમ થાય છે કે એમની સાથે મૃણાલિનિનો વિવાહ કરીએ. એમનામાં વિદ્યા છે, અક્કલ છે, હોંશીયારી છે; વળી એમને ઘરબાર અને પૈસાટકો છે; એ કુળવાન છે; શરીરે એ સશક્ત છે અને દેખાવમાં પણ ઠીક છે; એમણે પ્રતિષ્ઠા મેળવી છે અને એમનામાં વિવેક અને ડાવકાશ જણાઇ આવે છે. એ ભણેલા છે અને ડાહ્યા છે, પછી આપણે બીજું શું જોઇએ !"

"એ તમારા ભણેલાઓ તો મને જરાયે ગમતા નથી. ભણ્યા તેથી કંઇ રાચવાનું નથી. ભણ્યા હોય પણ ગણ્યા ન હોય ! ઉંધ્યા એ વંઠેલાઓ ! ન્હાય નહીં ને ધુવે નહીં, અને બીડીઓના ધુમાડા મોંમાંથી કહાડયા કરે, એમની પાસે તો બેસાય જ નહીં. એમનાં મ્હોડાં ગંધાય."

"પણ આ તો એવા નથી."

"એ તો બધાયે એકના એકજ. સાતે લુગડાં પહેરીને જંગલ જાય અને હાથ પગ ધુવે નહીં અને એનાં એજ લુગડાં પહેરીને જમવા બેસે. એમના જોડા તો રસોડા લગી આવે. આવી અભડછેટમાં મારે તો છોકરીને દેવી નથી."

"પણ હૃષીકેશચંદ્ર તો એવા નથી."

પ્રિયંવદા બોલે પણ એનું કહેવું સાંભળેજ કોણ ! ફોઇબા તો પોતાનું ગાડું જ હાંક્યા કરે.

"વળી પેલા દાક્તરનું શિખનારાઓ તો મડદાંનેએ અડકે, અને લોહી અને પરૂમાં હાથ બોળે. તમારે દેવી હોય તો દ્યો પણ અહીંઆં આવશે ત્યારે હું તો એને ઢેયડી જેવી એક બાજુએ બેસાડી મુકીશઅને કશામાંએ હાથ ઘાલવા દઇશ નહીં." ફોઇબાનો જહાંગીરી હુકમ છુટયો.

"પણ ફોઇબા, હૃષીકેશચંદ્ર તો સંસ્કૃત સારું ભણ્યા છે અને આચારવિચાર બહુ પાળે છે."

"એ તો બધાયે એકના એક. પેલો હરિલાલ સંસ્કૃત ક્યાં નથી ભણ્યો? પણ એની માને ઘણુંએ પજવે છે. સવારમાં ઉઠે તેવો ચાહનો પ્યાલો મોંઢે માંડે; દાતણ બાતણ પછી થવાનું હોયતો થાય. બળ્યા ગંદા. શું સાહેબ લોકો એવું કરતા હશે?"

"પણ હૃષીકેશચંદ્ર અને હરિલાલમાં તો આસમાન જમીનનો ફેર છે."

"હૃષીકેશ વળી કયો સરગમાંથી ઉતર્યો છે! હરિલાલ પથ્થર અને હૃષીકેશ ઇંટાળો, એટલો ફેર! બધાએ ઉજળાવાજળા ફરે પણ માંહ્યના ગુણ તો મહાદેવજી જાણે! આ પેલો ચુનીલાલ કપડેલત્તે કેવો ઉજળો ફરે છે અને વાતો કરે તો જાણે સાક્ષાત્ શુકદેવજી, પણ જોયુંની પેલી ગંગાનું કાંડું પકડ્યું હતું તે! મુઆ કુતરાઓ! ના જુવે ભાણેજ, ભત્રીજી કે ભોજાઈ! અસલના લુંટારાઓ સારા પણ આ ભણેલા ગણેલા ઠગારાઓ ખોટા. અસલના લુંટારાઓ તો લુંટીને વેગળા રહે, પણ આ ડાહ્યાડમરા સુધરેલા ધુતારાઓ તો કાયાને પણ અભડાવે."

ફોઇબાનો મિજાજ ઝાલ્યો રહ્યો નહીં. તે હદ ઉપરાંત વધવા લાગ્યો. હાલના જુવાનીયાઓને તેમણે કેટલીયે ચોપડાવી દીધી. પ્રિયંવદા ચુપ જ થઇ ગઈ. થોડીવાર પછી તે બોલી: "પણ ફોઇબા, તમે કંઇ પાંશરો ઉત્તર દેતાં નથી. મારા મનમાં તો એની એજ વાત ગોળાયા કરે છે. પછી એ વર ખપી જશે."

"ખપી જશે ત્યારે શા મોટા હીરા જતા રહેવાના છે? એ નહીં ને એનો ભાઇ બીજો. અહો–હો–હો! જુવો મોટા હીરા!" ફોઇબા હૃષીકેશચંદ્રની કિંમત ઓછી કરવા લાગ્યાં.

"પણ ફોઇબા, તમે જરા એમને જોશો અને એમની સાથે વાતચિત કરશો તો તમને સમજાશે કે હૃષીકેશચંદ્ર કેવા ગુણીજન છે!" હૃષીકેશચંદ્રનું સાક્ષરજીવન, ઉચ્ચ વિચારો અને ભાવનાઓ પ્રિયંવદાના હૃદયમાં તરી રહ્યાં.

"વાતચિત કરવામાં તો બધાએ ડાવકા છે સ્તો. મુઆ કુતરા. ન જુવે સગી કે વહાલી. અસલના લોક હતા તો ખરા. કેવા ભોળા,

બ્હેન ! તેમની આંખમાંથી વ્હાલ ખરે. આપણામાં હવે પરસ્પરનો વ્હાલ ક્યાં છે ?" ફોઇબા પાછાં એની એજ વાત કરવા ઉપર ચ્હડયાં.

"વ્હાલે નથી અને અસલના વખતનું નિખાલસપણુંએ નથી. ત્યારે હાલમાં જુઓની આયુષ પણ કેવાં ટુંકાં થયાં છે. સૌ જુઠું બોલે છે અને આવરદા ટુંકો કરે છે." ફોઇબાને રૂચે તેવે રસ્તે પ્રિયંવદા વાત કરવા લાગી.

"હાસ્તો. કેટલાએ વગર મોતે મરી જાય છે. બાકી ભર જુવાનીમાં તે મોત શાં ! આ અમે તો માગીએ છીએ તોયે મોત નથી આવતું. સૌ સૌના પાપે લેવાય છે. ધર્મરાજા જરાક જુઠું બોલ્યા એટલામાં એમની એક આંગળી ગળી ગઈ અને હાલના તો પેટ ભરીને જુઠું બોલે અને વળી તે ઉપર પાપનું પોટલુંએ બાંધે, એમની કાયાઓ કેમ ન ગળી જાય !" ફોઈબા ધિક્કારથી જોતાં દાંત પીશીને બોલવા લાગ્યાં.

"જ્યાં ઘણાં વગર મોતે મરે ત્યાં ધર્મ કર્મ અને આચારનો લોપ થયો છે એમજ સમજવું."

"આચારવિચારની તો હવે વાત જ કરશો નહીં. આચારવિચાર ઘટયા અને આવરદા ટુંકા થયા. બાકી બાપ પહેલાં દિકરો મરે એ તો આ જમાનામાં જ જાણ્યું. આ જમાનો જે નહીં કરે તે ઓછું. સૌએ શાસ્ત્ર, ધર્મ અને નીતિને તો વેગળાં જ મુકી દીધાં છે. વળી બૈરાંએ લાજ પણ મુકી છે. આ હું નાની વીસ વરસની હતી ત્યારના તમારા ફુઆજી મરી ગયા છે, પણ હું ને મારા ઠાકોરજી ભલા, કે મારૂં ભાગવત ભલું. આટલાં વરસ થયાં પણ મેં ઘરની બહાર પગ મુકયો નથી. એ હવે ક્યાં રહ્યું છે !"

"ફોઇબા, તમારો જમાનો તો જુદો."

"હા, અમે તો કામકાજ કરીએ, ઘરમાં જીવ રાખીએ અને પૂજાપાઠમાંથી નવરાંએ ન થઇએ. બારણે તે શું ભટકીએ ? નવરાં થઇ એ ત્યારે ને ?"

"હા, તમારો તો જીવ જ કામકાજમાં હોય અને નવરાં પડો એટલે ભાગવત લ્યો કે ઠાકોરજીની સેવા કરો."

"હાલની બાયડીઓ હાથપગની ભાગલી. બેઠે બેઠે એમને ખાવું ગમે. જીભના સ્વાદ વધારે અને બેઠે બેઠે ગપાટા મારે. પૂજા-પાઠમાં કે કામમાં જીવ નહીં."

"તમારા વખતનાં બધાં માણસો હોંશીયાર અને કસાયલાં.

કામકાજમાં જ તેમનો જીવ, અને તેમનામાં દુનિયાદારીનું ડહાપણ પણ ખરૂં જ."

"કામ ન કરીએ અને ઠાકોરજીમાં જીવ ન રાખીએ તો વીસમા વરસથી તે અત્યારસુધી લાજ આબરૂને જાળવી સંસાર ઠેલવાનો વખત શી રીતે આવે ?"

બોલતે બોલતે ફોઇબા પોતાની સ્થિતિ સંભારવા લાગ્યાં અને તેમની આંખોમાંથી આંસુ પડવા લાગ્યાં. ગદ્‌ગદ્‌ કંઠે તે બોલ્યાંઃ "બ્હેન, હું તો વીસ વરસની હતી ત્યારે રાંડી હતી, અને આ મુઆ સુધારાવાળાઓ મારી કંઇ કંઇ વાતો કરે અને મને કહેવરાવે કે પુનર્લગ્ન કરો, અમને તમારી બહુ દયા આવે છે. પણ મુઆ એમ ન જાણે કે તમે કુતરા જેવા માટે શું બધાંયે પણ કુતરા જેવાં જ હશે ! એ તો બધાંને એમના જેવાં જ ધારે, પણ મારે તો આ મારા ઠાકોરજી અને આ મારૂં ભાગવત. એક વાર પરણ્યાં પછી શું પરણ્યા વગર નથી ચાલતું કે ? આપણામાં અને કાછીયા કણબીમાં ફેર શો ! આપણે આપણા સંયમ અને ઉચ્ચ ગુણથી મોટાં. આપણા મન ઉપર એટલો કાબુ ન હોય કે શું ? આપણે આપણા માણસના ગુણ સંભારીએ અને તેનેજ વળગી રહીએ. બ્હેન, તમારા ફુઆજી મરી ગયા ત્યારે પચ્ચીસ વરસના હતા. માબાપે તો કેવું સારૂં જોયું હતું, પણ આ નશીબ ફરી વળ્યું. શરીરે કેવા પહાડ જેવા, કેવા દેખાવડા, અને નાની ઉમ્મરમાંથી હોંશીયારી કેવી ! એમના ગુણ કેમ ભુલી જવાય, એમનું નામ કેમ વિસરી જવાય ? આપણું કુળ સંભારીએ, આપણી જાત તરફ નજર નાંખીએ અને આપણા માણસને સંભારીને મન વાળીએ." એમ કહેતાં કહેતાં ફોઇબાની આંખમાં પાછાં આંસુ આવ્યાં અને પોતાના પતિના ગુણ તેમની નજર આગળ તરી આવ્યા. પ્રિયંવદા તે જોઇને ગળગળી થઇ ગઇ અને બોલી:

"જવાદોને એ વાત, ફોઇબા; હવે એને સંભારીને શું કરવું છે ! જરા શાંત થઇ જાવ. લ્યો પાણી પીવાનું લઇ આવું."

એમ કહીને પ્રિયંવદા ઉઠી, પીવાનું પાણી લઇ આવી, અને ફોઇબાને પાયું. ફોઇબા જરા ઠંડાં થયાં એટલે પ્રિયંવદાએ પાછું બોલવાનું શરૂ કર્યું.

"ત્યારે હવે ફોઇબા મૃણાલિનિને પરણાવવી એ તમારે માથે.

તમે તમારે વર શોધી કહાડજો. તમ મોટાં એટલે અમારે તો તમારે પગલે પગલે ચાલવાનું છે."

ફોઇબાને માથે બધો ભાર મુકવામાં આવ્યો અને એમને જરા મોટાં કરીને બેસાડયાં એટલે ફોઇબા ઝટ લઇને ઠેકાણે આવ્યાં અને બોલ્યાં; "હા, તમે જે જોયું હશે તે કંઇ ખોટું જોયું હશે. હૃષીકેશ આમ દેખાય છે તો પાંશરો."

"ના, કંઈ ખોડખાંપણ હોય તો કહી દેજો."

"ના રે, છોકરો તો સારો છે. ભણ્યો પણ છે અને ઘરનો સુખી છે. એનું બોલવું ચાલવુંએ પણ ઠીક લાગે છે. સ્વભાવનો પણ સારો છે. છોકરી ને ગાય, જ્યાં મોકલીએ ત્યાં જાય. અલ્યાં, કરી દેજો. પછીથી પસ્તાશો. આવો વર નહીં મળે." એમ કહીને ફોઇબા ચાલતાં થયાં."

ફોઇબાએ હાથ જીભ કલ્હડાવી ત્યારે ઠેકાણે આવ્યાં અને એમણે પોતાની સંમતિ આપી. પ્રિયંવદા મનમાં ખુશી થઇ અને સસરા સાસુની સલાહ લેવાની બાકી છે એમ કરીને પાછી ઉંડા વિચારમાં પડી ગઈ. તેને મન દિકરીનું લગ્ન એ મોટી ગંભીર બાબત થઇ પડી હતી. તેના મનમાં અનેક વાતો ઘોળાયા કરતી હતી. પ્રિયંવદાના સુશિક્ષિત હૃદયમાં આર્ય લગ્નનું શુદ્ધ આદર્શ તરી રહ્યું અને એ આદર્શ પ્રમાણે જ પુત્રીનું લગ્ન થાય અને તેનો સંસાર સારો નીવડે એવી આશાઓ મનમાં બાંધતી પ્રિયંવદા આમ તેમ દૃષ્ટિ નાંખવા લાગી. તેને કંઈ ચેન પડતું નહોતું. દિકરીના વિવાહની ચિંતા તેના મનમાં વ્યાપી રહી હતી. એ ચિંતાને મનમાં ને મનમાં રાખીને તે ત્યાંથી ઉઠી અને બહાર બગીચામાં ફરવા લાગી. પ્રાચીન અને અર્વાચીન લગ્ન પદ્ધતિઓ ઉપર તે વિચાર કરવા લાગી અને બાગમાં ફરતે ફરતે તે મનમાં બડબડીઃ

"ખરૂં સુખ તો નથી જુની પદ્ધતિએ થયેલા લગ્નમાં કે નથી તે નવી સુધરેલી રીતે થયેલા લગ્નમાં. જગતમાં એકકે વસ્તુ સંપુર્ણ સુખ આપવાવાળી હોતી નથી. તેમાં કંઈ ને કંઈ દોષ હોય છે જ. લગ્ન એ કંઈ પશુવૃતિઓને-સ્વાર્થને-ઇંદ્રિયોને સંતોષવાનું સાધન

નથી. એનાથી કંઈ દ્રવ્યપ્રાપ્તિ કરવાની નથી, કે એનાથી સાથે સાથે હરવા ફરવાની મોજમઝા મેળવવાની નથી. લગ્ન ભોગવિલાસને માટે નથી. લગ્ન ઉંચ પ્રકારનો સંયમ છે. લગ્ન એક બીજાને આપ લે કરવાની, પરસ્પર સહાયભૂત થવાની, એક બીજાને ક્ષમા દર્શાવવાની, એક બીજાની ખામીઓ સહન કરવાની, એકબીજા તરફ સહનશીલતા દર્શાવવાની, એક બીજાની ન્યૂનતા પુરી કરવાની, એક બીજાને માટે મહાન ત્યાગ કરવાની, અને એક બીજાનાં હૃદય ખીલવવાની એક મોટી શાળા છે. ગમે તે પ્રકારનું લગ્ન હો, ગમે તો તે જુના વિચાર પ્રમાણે થયું હો કે ગમે તો તે નવા વિચાર પ્રમાણે થયું હો, પણ જ્યાં સુધી લગ્નનો આ મહામંત્ર સમજાશે નહીં, જ્યાં સુધી વિષયવાસનાઓને ટળાશે નહીં, જ્યાંસુધી પરસ્પર સહનશીલતા દર્શાવાશે નહીં, જ્યાંસુધી સ્ત્રીપુરૂષ બંનેનાં હૃદય ખીલશે નહીં, અને સાચો સંયમ–અને નહીં કે ઉપરચોટીયા ટાપટીપ–પળાશે નહીં, ત્યાંસુધી ભારતવર્ષમાં લગ્ન સફળ નીવડશે નહીં. સુખ દંપતીના હૃદયના–આત્માના–વિકાસમાં છે, અને નહીં કે માત્ર તેમની બુદ્ધિના પ્રભાવમાં કે વાક્ચાતુર્યમાં કે ઉપરના દેખાવમાં કે તેમની સમૃદ્ધિમાં."

ઉપર પ્રમાણે વિચાર કરતી અને લગ્નનું આદર્શ પોતાના મગજ આગળ ધરતી પ્રિયંવદા આમ તેમ ફરવા લાગી. એવા આદર્શને પરિપૂર્ણ કરે એવો પતિ દિકરીને માટે ખોળવાને તે ફાંફાં મારવા લાગી. હૃષીકેશચંદ્ર તેની નજરમાં આવ્યો પણ તેમાં વડીલોની સંમતિ મળશે કે નહીં એવા વિચારથી તે મુંઝવણમાં આવી પડી. વિચાર કરતી કરતી પ્રિયંવદા એક વૃક્ષની છાયા તળે જઇને એક શીલા ઉપર બેઠી. તેની માનસિક દૃષ્ટિમાં અનેક યુવાનોનાં ચારિત્ર્ય તરવા લાગ્યાં. સર્વેની તુલના તે કરવા લાગી. આખરે એક નિશ્ચય ઉપર આવવાનો તેણે વિચાર કર્યો. તેની આંખ પાછી હૃષીકેશચંદ્ર ઉપર ઠરી. તે મનમાં બોલી: "એ ડાહ્યા છે, નમ્ર છે, પણ એમનામાં ભીરૂતા નથી. એમનામાં વિદ્યા છે પણ તેની ઉદ્ધતાઈ નથી. એ ગર્ભશ્રીમંત છે, પણ એમનામાં ગર્વ નથી. એ જુવાન છે, પણ સંયમરહિત નથી. એ સુધરેલા છે, પણ સાદા અને શરમાળ છે અને એમનામાં ખોટી ટાપટીપ કે સ્વેચ્છાચાર નથી. સ્વાતંત્ર્યને એ ચ્હાય છે, પણ સ્વચ્છંદને એ ધિક્કારે છે. પાશ્ચાત્ય જ્ઞાન એમણે મેળવ્યું છે,

પણ આપણી પ્રાચીન સંસ્કૃતિ, આચાર્યો અને વૃદ્ધો પ્રત્યે એમને આદરભાવ છે. એ બ્રહ્મચારી છે, પણ આર્ય ગૃહસ્થાશ્રમની ખુબીઓ સમજે છે અને તેવો ગૃહસ્થાશ્રમ માંડવાની તેમને અભિલાષા છે. લગ્નનું આદર્શ એ સમજે છે અને દાંપત્યસુખ શેમાં સમાયલું છે તે જાણે છે. વધારે વિદ્યા પ્રાપ્ત કરવાના એમને અભિલાષ છે અને સ્વદેશપ્રેમી હોઈ લોકકલ્યાણ કરવાને એ આતુર છે."

થોડીવાર પ્રિયંવદા છાનીમાની બેશી રહી. આમ તેમ તે જોવા લાગી. પાછી વિચાર કરતે કરતે તે બોલી: "મૃણાલિનિમાં બ્રહ્મચર્ય છે, સંયમ છે, અને વિદ્યા પ્રાપ્ત કરવાના અભિલાષ છે. આટલું તો બંનેમાં મળતું આવે છે. મૃણાલિનિના નિર્મળ અને પ્રેમાળ અંતઃકરણ ઉપર હૃષીકેશચંદ્રની સ્વદેશપ્રીતિ અને ઉચ્ચે વાસનાઓ ઉંડી અસર કરે છે અને એનું મન તેમના તરફ સહજ આકર્ષાય છે. બંનેની સૂક્ષ્મ વાસનાઓનો યોગ સહેલી રીતે થઇ શકે તેમ છે. વિદ્યાવાનથી મૃણાલિનિ અંજાય છે. રૂપ કરતાં ગુણને તે વધારે પસંદ કરે છે. વિદ્યાથી એનું મન આકર્ષાય છે. હૃષીકેશચંદ્રનું વિદ્યાવિલાસી જીવન એના અભિલાષ પુરા પાડશે, એના જીવનમાં રસ રેડશે અને એને યોગ્ય વલણ આપશે. પ્રભુ સૌ વાનાં સારાં કરે, અને એ જોડું કુશળ રહે."

આમ વિચાર કરતે કરતે પ્રિયંવદા ઘણા હર્ષમાં આવી ગઇ, અને ઉઠીને ઘરમાં ગઇ. ઘરમાં પેસતાં જ મૃણાલિનિ તેને સામી મળી. તે ખૂબ હસતી હસતી તેની સામે આવતી હતી. પ્રિયંવદાને જોઇને મૃણાલિનિ મોંએ બંને હાથ દઇને ખૂબ હસવા લાગી. પ્રિયંવદા તેને પુછવા લાગી:

"પણ શું થયું તે તો કહે?"

મૃણાલિનિએ ખડખડ હસ્યા જ કર્યું. તેણે કંઇ જવાબ આપ્યો નહીં. પ્રિયંવદાએ ફરીથી પુછ્યું ત્યારે તે બોલી:

"ફોઇબાના—આ—આ—આ—" એમ બોલીને તે પાછી ખડખડ હશી પડી.

"પણ કહે તો ખરી કે શું થયું છે?"

"ફોઈબાના ઠાકોરજી પડી ગયા. ફોઇબાથી જ પાલખો ગબડી ગયો અને ઠાકોરજી પડી ગયા. ફોઇબા ઠાકોરજીને કાલાવાલા કરવા

લાગ્યાં અને આખરે ઠાકોરજીને પાલખામાં બેસાડીને બોલ્યાં: "મહારાજ, મારો અપરાધ ક્ષમા કરજો. હું કાલે તમને સવાપાશેરનો શીરો ધરાવીશ." એમ કહીને મૃણાલિનિ પાછી ખડખડ હસી પડી.

"એમાં તને હસવું શું આવે છે?" કંઈક મોં મલકાવીને પ્રિયંવદાએ કહ્યું.

"ઠાકોરજીને મનાવવાને સવાપાશેરનો શીરો કરવાનો તે!" એમ બોલીને પાછી મૃણાલિનિ ખડખડ હશી પડી.

"પણ તેમાં આટલું બધું હસવાનું શું?"

"હસવાનું એ જ કે ઠાકોરજી પડે અને ફોઇબાને શીરો ખાવાનો મળે!"

પ્રિયંવદાએ મૃણાલિનિની સામે જોઇને આંખો કહાડી અને કહ્યું: "હાં, એવું બોલાય કે!"

એટલામાં ફોઇબા પાછાં ત્યાં આવ્યાં અને બોલ્યાં: "અલ્યાં, આજ તો મારો જીવ પણ કશામાં ચોંટતો નથી. મને પણ આ છોકરીના જ વિચાર આવ્યા કરે છે. વિચારમાં ને વિચારમાં મારા ઠાકોરજી પણ હાથમાંથી પડી ગયા. હવે તો એનું કંઇ નક્કી થાય તો ઠીક."

મૃણાલિનિ હજીપણ આઘે ઉભી ઉભી હસવા લાગી. તેણે મોં અને આંખો ઉપર હાથ દીધા. તેનું હસવું ખાળ્યું રહ્યું નહીં. પ્રિયંવદા પાછી એની સામે આંખ કહાડીને એને વારવા લાગી. એટલામાં ફોઇબા બોલ્યાં:

"આજે તો ઠાકોરજીને વ્હેલું વ્હેલું દુધ ધરાવી લીધું. ઠાકોરજી ભૂખ્યા હતા અને મારો જીવ પણ આ છોકરીમાં હતો."

"હાં, કેવાં પક્કાં છે! ઠાકોરજીનું નામ અને પોતાનું કામ." મૃણાલિનિ બોલી ઉઠી.

પ્રિયંવદાએ તેની સામે આંખ કહાડી અને તેને વારી.

"તમારે વારવી હોય તો વારો, પણ હું તો ખરેખરૂં કહેવાની." હસતે હસતે મૃણાલિનિએ કહ્યું.

"બોલ, બા, બોલ, તારે જેટલું બોલવું હોય તેટલું બોલ." ફોઇબા જરા કરડી નજર કરીને બોલ્યાં.

"નાનાં છીએ ત્યાં સુધી બોલીશું, પછી કંઇ બોલવાનું છે!"

"હવે તું મોટી ક્યારે થવાની તે કહે; તારે પરણવું તો નથી જ!"

"ના, ના, ના, ના. એ બંધન તો મારે જોઇએ જ નહીં."

પ્રિયંવદા પાછી એની સામે જોઇ રહી. જોતે જોતે એની ચિંતા વધી અને મૃણાલિનિનું લગ્ન ક્યાં કરવું વગેરે વિચારોથી એનું મન બહુ મુંઝાઇ રહ્યું.

"ત્યારે તું કુંવારી રહીને ક્યાં જઇશ?" ફોઇબાએ પૂછ્યું.

"હજી તો એને કહીં કહીં જવાના અને કંઈ કંઇ કરવાના મનોરથ છે. પણ ફોઇબા, આ બધી એની જુવાનીની મસ્તી છે. એ જુવાની નમશે તેમ તેમ એની મસ્તી ઓછી થતી જશે અને એનામાં પુખ્ત વિચાર આવશે અને એ ડાહી થશે." પ્રિયંવદા વચમાં બોલી ઉઠી.

"ફોઇબા, મારે તો વિલાયત જવું છે, નવું નવું જોવું છે, અને નવું નવું શીખવું છે." મૃણાલિનિએ ફોઇબાની સામે જોઇને કહ્યું.

"એ તારા મનના કોડ તારો બાપ હમણાં તો પુરા પાડશે. પણ એ જ્યારે ઘેર બેસશે ત્યારે તું શું કરીશ?"

"હા ફોઇબા, હમણાં તો મૃણાલિનિને ફરવાને હરવાને સ્વતંત્રતા આપવામાં આવી છે. એ નવું નવું જાણે, નવું નવું જુવે, અને નવું નવું શીખે, એવા માર્ગો લેવામાં આવ્યા છે. સભાઓમાં, સમાજોમાં, જાહેર મેળાવડાઓ અને રાજ્ય દરબારમાં એને મોકલવામાં આવે છે કે જેથી એનો ભય ભાગે, એની બુદ્ધિ ખીલે, એ સજ્જનોના સમાગમમાં આવે અને દુર્જનોથી સાવચેત અને દૂર રહેવાનું શિખે અને તેમની પ્રપંચજાળનો કોઇ દિવસ ભોગ ન થઇ પડે. વિદ્યાની સાથે અનુભવ પણ જોઇએ." પ્રિયંવદા પાછી વચમાં બોલી.

"પણ આ બધું તમે ક્યાં લગી કરશો? તમે કંઈ જન્મારો પહોંચવાનાં હતાં?" ફોઇબાએ જરા ઠાવકું મોં કરીને કહ્યું.

પ્રિયંવદા વિચારમાં પડીઃ "ફોઇબા ખરૂં કહે છે. માબાપ ક્યાં સુધી જીવશે? માબાપ નહીં હોય ત્યાર કુંવારી દિકરી શું કરશે?" એ વિચારથી પ્રિયંવદાની મુંઝવણ વધી. તે મનમાં બોલીઃ "મારી પાસે એક લાખ રૂપિઆની મુડી નથી કે એ એને આપું."

પ્રિયંવદા ઉંડા વિચારમાં પડી અને ચિંતામાં ગરક થઇ ગઈ. આખરે તે ફોઇબાને કહેવા લાગીઃ 'ફોઇબા, તમે ખરૂં કહો છો. અમે તે ક્યાંસુધી પહોંચવાનાં? પછી એની શી વલે થશે? એનો જન્મારો શી રીતે જશે? આ જુવાનીની મસ્તી તો ચાર દિવસ પછી શમી જશે અને પછીથી એને ઘણું વસમું પડશે. માટે જ હું એને હવે પરણાવી દેવાનો વિચાર કરૂં છું."

"પણ એને તો પરણવું નથી. શું એનો હાથ ઝાલીને એને બેસાડી રાખશો?" ફોઇબાએ કહ્યું.

"મારો હાથ પકડશે, પણ મારા મનને કંઇ પકડાય તેમ છે?" મૃણાલિનિ બોલી ઉઠી.

પ્રિયંવદા ચિંતાતુર થઇને એની સામે જોઇ રહી. એના મનની મુંજવણ વધી અને એ મનમાં કંઇ કંઇ વિચારો કરવા લાગી.

"ત્યારે કહે, તારે ક્યારે પરણવું છે?" ફોઇબાએ પુછ્યું.

"મારી મરજીમાં આવશે ત્યારે પરણીશ. મારે ભણવું છે તે ભણીશ, શિખવું છે તે શિખીશ, અને પછી પરણીશ."

"હાં, હવે કંઇક પાંશરૂં બોલી ખરી."

"હું તો પાંશરૂં જ બોલું છું કે મારે પરણવું નથી."

"જો પાછી ખશી."

"ના, ખશી નથી. હું જે કહેતી હતી તે જ કહું છું."

"ત્યારે કહે, તું ક્યારે પરણીશ?"

"એનો અત્યારથી શો વિચાર?"

"ત્યારે એનો વિચાર ક્યારે કરવાનો?"

"મારે માથે મા અને બાપ છે. તે એનો વિચાર કરે. એ જે કરશે તે ખરૂં. દિકરી ને ગાય જ્યાં દોરે ત્યાં જાય." મૃણાલિનિ પોતાની પરવશ દશાને કંઇક સમજી અને બોલી.

"ના, બા, અમારે તને ગમે ત્યાં મોકલવાની નથી. તને ગમે ત્યાં જજે."

"મને ગમે ત્યાં કંઇ નહીં. પ્રિયંવદા અને બિપિનભાઇને ગમે ત્યાં, એમ કહો."

"અમે તારી સ્વતંત્રતાને છીનવી લેવાનું ઇચ્છતાં નથી."

"મને પરાણે પરાણે પરણાવી દ્યો ત્યારે તો એવું જ કહેવાય."

"ક્યારે પરણાવીએ તો પરાણે પરાણે પરણાવી ન કહેવાય?"

"મારૂં હૃદય પરણવાની ઇચ્છા કરે ત્યારે મને પરણાવો તો."

"એ હૃદય ઇચ્છા ક્યારે કરશે?"

"હજી મારૂં હૃદય સ્વચ્છ દર્પણ જેવું છે. સંસારના અનુભવો મેં હજી ચાખ્યા નથી. એ અનુભવોને હું ચાખીશ ત્યારે મારૂં હૃદય લગ્નની ઇચ્છા કરશે. આ જગતમાં દરેક વસ્તુ બીજી વસ્તુથી આકર્ષાય છે. દરેક વસ્તુ બીજી વસ્તુ સાથે જોડાય છે. સૃષ્ટિનો એ નિયમ છે. મનુષ્ય, પ્રાણી, પદાર્થ સર્વેને એ નિયમ લાગુ છે. મનુષ્ય પોતાનો પ્રેમ કોઇ ને કોઈ ઉપર ઢોળે જ છે. એ નિયમની વિરૂદ્ધ કોઈ ગયું નથી, જતું નથી, અને જશે નહીં. એ નિયમ સર્વેને લાગુ છે. હું કંઈ તેમાં અપવાદ નથી. પણ અંતરની ઉંડી ઉર્મિ જ્યાંસુધી થાય નહીં ત્યાંસુધી લગ્ન કરવું એ નાના બાળકને પરાણે પરાણે અન્ન ખવરાવવા જેવું છે."

"હા—આ—આ—શ. હવે કંઇક તું ઠેકાણે આવી ખરી. હા, બા, બ્હેન, એમ ડાહ્યાં થઇએ. આ તારી મા તો તારી ચિંતાથી અડધી થઈ ગઈ." ફોઇબાને કંઇક નિરાંત વળી હોય તેમ બોલ્યાં.

આટલું કહીને ફોઇબા ઉઠીને ગયાં. તેમની પાછળ પાછળ મૃણાલિનિ પણ ગઈ. સરિતાદેવી કાશીથી આવ્યાં હતાં તેમને મૃણાલિનિના લગ્નની વાત કરવાને પ્રિયંવદા તેમની પાસે ગઇ.

વાંચનાર! ચાલો આપણે જોઇએ કે આ વખતે મૃણાલિનિ શું શું કરતી હતી.

કુંવારાં રહેવાની મનમાં દૃઢ પ્રતિજ્ઞા કરી વનવાસમાં રહેવાનો પ્રસંગ આવે તો કેમ રહેવું તેને માટે અત્યારથીજ મૃણાલિનિ અભ્યાસ કરીને ટેવ પાડતી હતી. બિપિનચંદ્રના બંગલાની પાછળ એક નાનો સરખો સુંદર બાગ હતો અને તે બાગની પાછળ ઝાડની ઘટાઓ અને અન્ય લીલોતરીથી સઘળો પ્રદેશ છવાઇ રહ્યો હતો. બિપિનચંદ્રના બંગલાનો બાગ અને આ લીલા પ્રદેશની વચ્ચે માત્ર એક નામની થોરની વાડ હતી. તેથી સઘળો પ્રદેશ જાણે એકજ લાંબું ઉપવન હોય તેમ દેખાઇ આવતો હતો.

આ સુંદર બગીચાના એક ખુણામાં એક નવલતા નામની સુંદર વેલને ચ્હડવાને માટે એક નાનો માંડવો બાંધેલો હતો. આ માંડવાનો પર્ણકુટી તરીકે ઉપયોગ કરી તેમાં રહી થોડા થોડા દિવસ વ્યતીત

કરવાનો મૃણાલિનિએ વિચાર કર્યો. પ્રથમ ગાયના છાણથી તેને લીંપી ગુંપીને સ્વચ્છ બનાવ્યો. બિપિનચંદ્રના બંગલાના પાછલા ભાગમાં જે ગાયો બાંધવામાં આવતી હતી તે ગાયોને તે માંડવાની આસપાસ અહીં તહીં બંધાવવાને મૃણાલિનિ પ્રિયંવદાને કહેવા લાગી. તે ધરમાં એક ખુણે આ વનવાસી જીવનની સઘળી સામગ્રી એકઠી કરવા લાગી. એક સુંદર મૃગચર્મ તે બિપિનચંદ્ર પાસેથી લાવી. તેની પાવડીઓ તેણે ખોળી કહાડી અને તે પહેરીને ઘરમાં આમતેમ ફરી જોવા લાગી. પ્રફુલ્લ વદનથી મૃણાલિનિ અનસુયાનું અનુકરણ કરવાના ગુમાનથી મત્ત થઇ હસતી હસતી પાદુકાઓને પગે પહેરીને ચાલતી ચાલતી તેને લઇ જઇને પેલા ખુણામાં મુકી આવી. કમણ્ડલુ ધરમાં મળે નહિં. તેને પ્રાપ્ત કરવાના વિચારમાં ને વિચારમાં મૃણાલિનિ આમ તેમ ફરવા લાગી. તેના મનની વાત તે કોઇને કહે નહીં. તેના વિચાર કોઇ કળી શકતું નહીં. બહુ થાય ત્યારે પ્રિયંવદા તેને કહે "આ તું શું કરે છે! કંઈ સમજાતું નથી!" પણ મૃણાલિનિ કંઇ જવાબ આપે નહીં અને હસતી હસતી જે કરતી હોય તે કર્યા કરે. તેનું હસતું મુખારવિંદ જોઇને પ્રિયંવદા તેની સામે ટગર ટગર જુવે, વિચાર કરે, અને કોઇ બોલાવે એટલે ચાલી જાય.

આમ કેટલાક દિવસ ચાલ્યા ગયા. એક દિવસ કમણ્ડલુને માટે એક તુંબડું ખોળી કહાડી તેને કોચી તેનો કમણ્ડલુ જેવો આકાર બનાવવાને મૃણાલિનિ મથન કરવા લાગી. તે તૈયાર થયા પછી સઘળો સામાન લઇને પોતાની નિર્માણ કરેલી પર્ણકુટીમાં તે ગઇ અને તેને વ્યવસ્થિતપણે મુકવાની શરૂઆત કરવા લાગી. પ્રિયંવદા વગેરે સૌ દર્શન કરવાને ઘરમાંથી બહાર ગયાં કે તરતજ થોડું ગેરૂ લઇને તે કપડાં રંગવા લાગી. તે રંગાઇ સુકાઇ તૈયાર થયાં કે તરતજ તે મને પહેરી પર્ણકુટીમાં મૃગચર્મ પાથરી તેના ઉપર બેશી જોવા લાગી.

બીજે દિવસે સવારનો પહોર થયો એટલે મૃણાલિનિએ બાકીનો સામાન પુરો કરવા માંડયો. રાંધવાને માટે નાનાં વાસણ એકઠાં કરી ત્યાં લઈ ગઇ અને પર્ણકુટીની બહાર એક ઇંટાનો ચુલો કરી તેની ઉપર તપેલીઓ ગોઠવી જોવા લાગી. સાદું જીવન, સાદો વ્યવહાર, અને સાદા પોશાકમાં રહેવાની બધી તૈયારીઓ તે કરવા લાગી. ઘરમાં માટીનાં રમકડાં હતાં તેમાંથી હરણ, પોપટ, મેના, હંસ, મોર વગેરેને તે

લઇ આવી અને પર્ણકુટીની ચારે બાજુએ જાણે જનાવરો ચરી રહ્યાં છે અને પક્ષીઓ દાણા ચુગી રહ્યાં છે એવો દેખાવ કરવાને તેમને અહીં તહીં મુકવા લાગી. પછી એકતારો લઇને મૃગચર્મ ઉપર બેશીને મૃણાલિનિ ગાવા લાગી.

(હિંડી)

પ્રભુ કીર્તિ ગાન મધુર સકળ સૃષ્ટિ ગાય છે;
મહિમા આ રમ્ય ધવલ વડે જગ દિપાય છે—પ્રભુ૦
ઉત્ફુલ્લ નીલ કમલ વિમલ શોભતાં સરે,
પ્રભુ ચરણે આજ કુસુમ વૃષ્ટિ સૃષ્ટિ તો કરે—પ્રભુ.
રચનાથી તારી સતત વિભો ! ઓપતો રવિ,
ગગનાંત ચંદ્ર ઉદય અસ્ત પામતો ભૂવિ—પ્રભુ.
અતિ મંદ વાત પ્રસરી કુસુમ ગંધ તો હરે,
ન એ ગંધ, તવ યશની રજ્જે, સૃષ્ટિમાં ફરે—પ્રભુ.

થોડીવાર પછી મૃણાલિનિ આસપાસ દૃષ્ટિ નાંખીને જુવે છે તો સૂર્યનાં કિરણો થોડો થોડો પ્રકાશ અહીં તહીં નાંખી રહેતાં તેની નજરે પડયાં. સવારનો વખત હોવાથી કેટલાંક વૃક્ષો ઉપર ખીલેલાં પુષ્પો પવનની લહરીથી સુવાસિત પરાગને ભૂમિ ઉપર પ્રસારતાં દૃષ્ટિગોચર થતાં હતાં. પવન મંદ મંદ વાતો હતો, પણ ક્વચિત્ તે જાણે કે મૃણાલિનિના સ્પર્શથી ઉન્મત્ત બન્યો હોય તેમ સુસવાટ કરી મૃણાલિનિના કાષાય વસ્ત્રને આમતેમ વિખેરી નાંખતો હતો. મૃણાલિનિ પવન સામે પોતાનો બચાવ કરતી, વસ્ત્રને હાથવતે સંકોરતી, તેને ઝંઘાથી પુષ્કળ દબાવી એક શીલા ઉપર બેશી ગઈ અને પાછી ગાવા લાગી.

છેલ્લી કડી ગવાઈ રહી અને એટલામાં પ્રિયંવદા ત્યાં આવીને મૃણાલિનિ પાસે ઉભી રહીને બોલીઃ "દિકરી તેં તો ગજબ કર્યો !" મૃણાલિનિ હશી પડી. તેણે કંઈ ઉત્તર આપ્યો નહીં. છેવટે તે બોલીઃ "જાવ અહીંથી, તમારે શું ? અમારે ફાવશે તે કરીશું. એમાં શું ખોટું કરીએ છીએ ? ચોરી કરીએ કે આડે માર્ગે જઈએ તો કહેજો. આમાં શું ખોટું છે ?" પ્રિયંવદા છાનીમાની એની તરફ જોઈ રહી અને મનમાં ને મનમાં બોલીઃ "ઘેલી રે ઘેલી !"

# પ્રકરણ ૭ મું.

## ગિરિરાજ ઉપર.

હૃષીકેશચંદ્રે ઇંગ્રેજી પાઠશાળાઓના વિદ્યાગુરૂઓ પાસેથી જ્ઞાન લીધું હતું પણ તે જ્ઞાન તેને શુષ્ક, નિરસ અને સંસ્કારવગરનું લાગતું. કોઇ સારા સદ્દગુરુની પાસેથી પારમાર્થિક જ્ઞાન લીધા વગર તે પોતાને અધુરો સમજતો. તેની તીવ્રેચ્છા હતી કે તેણે ઇશ્વિરનાં દર્શન કરવાં. ઇશ્વિરના ભજન અને દર્શન વગર આ મનુષ્ય દેહ નિરર્થક છે એમ તે માનતો. જગતની લક્ષ્મી, સત્તા અને વૈભવને તે તેની આગળ તુચ્છ ગણતો અને કોઇ સદ્દગુરૂની શોધમાં તેનું મન લાગ્યું રહેતું. ઉપર ઉપરથી જોનારને તે સતપ્રવૃત્તિમય પુરુષ ભાસતો, પણ તેનો અંતરાત્મા જગતનાં આદિ અને અંત શોધવાને મંથન કર્યા કરતો. સાધુ સંતને જોઇને તેની સ્વાભાવિક ધાર્મિક વૃત્તિ જાગૃત થતી અને તેને સંસાર ઉપર વૈરાગ્ય આવી જતો.

કનકપુરથી બેએક માઇલને અંતરે ગિરિરાજ નામનો પર્વત આવેલો હતો. તેના ઉપર અનેક સાધુ સંતો અને સંન્યાસીઓ રહેતા. ત્યાં અનેક સંપ્રદાયોનાં દેવળો હતાં. શિવાલયો, વૈષ્ણવોનાં મંદિરો, બુદ્ધધર્મના મઠ, અને જૈનધર્મનાં દહેરાં પણ ત્યાં નજરે આવતાં હતાં. અનેક શ્રદ્ધાળુઓ, જાત્રાળુઓ, અને ભાવિકો દર્શન કરવાને ગિરિરાજ ઉપર જતા, મંદિરોમાં દર્શન કરતા, અને સાધુ સંત પાસે બેસીને કંઇક જ્ઞાન લેતા.

એ ગિરિરાજ ઉપર જવાને હૃષીકેશચંદ્ર ઘણીએ વાર ઇચ્છા કરતો પણ નવરાશ નહીં મળવાથી તે જઇ શકતો નહોતો. લોકકલ્યાણની અનેક યોજનાઓના વિચારોમાં તેનું મન પરોવાઇ રહેતું અને તે યોજનાઓ પાર પાડવાને તે મંથન કર્યા કરતો. મહારાણા પ્રતાપસિંહે તેને કનકપુરની બહાર સુંદર બગીચામાં એક સારૂં મકાન બાંધી આપ્યું હતું ત્યાં તે રહેતો. વિશ્વવિદ્યાલય સ્થાપવાની યોજના તે મનમાં ઘડતો અને તેને ધીમે ધીમે અમલમાં મૂકતો. એકાંત સ્થળ અને નિર્જન પ્રદેશ હોવાને લીધે એક વાર તેની ધાર્મિક વૃત્તિ જાગૃત થઇ અને તેનો વૈરાગ્ય વધ્યો અને ગિરિરાજનું નામ સાંભળીને ત્યાં જવાને માટે તે તૈયાર થયો. ગિરિરાજ ઉપરના સાધુ સંતો કોઇ કોઇ

વાર કનકપુરમાં આવતા અને તેમને જોઇને હૃષીકેશચંદ્રને ઘણો ભાવ ઉત્પન્ન થતો. વીસમી સદીના પ્રવૃત્તિના દિવસોમાં આ સાધુઓ ગિરિરાજ ઉપર પ્રાચીન સમયનું ભવ્ય સંયમી જીવન ગાળી રહ્યા છે એ સાંભળીને તેને ઘણી નવાઇ લાગતી. વળી તેઓ કનકપુરની પાસે રહેતા અને કોઇ કોઈ વાર વસ્તીમાં આવતા, પણ સંસારના પ્રપંચ અને માયાથી નિર્લેપ રહેતા એ જોઇને તે ઘણું આશ્ચર્ય પામતો.

હૃષીકેશચંદ્ર ગિરિરાજ ઉપર જવાને નીકળ્યો. ગિરિરાજની આસ-પાસ સુવર્ણા નદી વીંટળાઈ રહી હતી, તેથી હોડીમાં બેસીને પેલી પાર ઉતરવું પડતું હતું. હૃષીકેશચંદ્ર નદીને કિનારે આવ્યો, અને એક હોડીમાં બેઠો. તે વખતે સમય લગભગ સાયંકાળનો હતો. રવિરાજ ધીમે ધીમે પોતાનાં કિરણ સમેટતા હતા. તેમનો કંઇક કંઇક ઝાંખો પ્રકાશ ગિરિરાજનાં દેવળો ઉપર પડતો હતો. હૃષીકેશચંદ્રે હોડીમાં બેઠે બેઠે ગિરિરાજ તરફ નજર કરી. તેનો દેખાવ ભવ્ય દેખાયો. ગિરિરાજ ઉપરના આશ્રમ દહેરાં વગેરે મનોહર દેખાવ ધારણ કરી રહ્યાં. સૂર્યાસ્ત સમયના પીળા અને ભૂરા આકાશ સામે પોતાનું ડોકું ઉંચું ધરી રહેલો એક સુંદર નવા દેવળનો મિનારો કેટલાંક તાડનાં ઝાડની ઘટામાંથી ડોકીયાં કરતો તેની દ્રષ્ટિએ પડ્યો. મિનારાના મૂળમાં આરસપહાણનો બનાવેલો એક સુંદર કઠેરો નજરે આવતો હતો. હોડી નદીના મધ્ય ભાગમાં આવી પહોંચી. ગિરિરાજ ઉપરનાં બીજાં દેવળોના સોનેરી ઘુમટ એક પછી એક નજર આગળ તરવા લાગ્યા. છેવટે એક નાનું સુંદર શ્વેત રંગનું રૂપેરી દેવળ દૃષ્ટિએ પડ્યું.

હોડી કિનારાની પાસે આવી. ગિરિરાજ ઉપરનો સઘળો દેખાવ અદૃશ્ય થયો. માત્ર નદી, કિનારો, ત્યાં ઉગેલું થોડું ઘાસ, અને એક સાંકડો નળી જેવો રસ્તો એટલું હવે તેની નજરે પડવા લાગ્યું. હૃષીકેશચંદ્ર ઉતાવળો ઉતાવળો હોડીમાંથી નીચે ઉતર્યો, પણ સંધ્યા કાળ વીતીને રાત પડવા આવી હતી તેથી તે ત્યાં અટક્યો. બીજે દિવસે સવારે ગિરિરાજ ઉપર ચ્હડવાનો ઇરાદો કરીને તે ત્યાંને ત્યાં જ રહ્યો. પાસે એક કનકપુરના તાબાનું પોલીસ થાણું હતું તેમાં તે રાતે સુઇ રહ્યો.

સવારમાં ઉઠીને તે ગિરિરાજ ઉપર જવાને નીકળ્યો. ઉંચી નીચી ખીણોમાં થઈને તે ગિરિરાજ ઉપર ચ્હડવા લાગ્યો. સમય પ્રભાતનો હતો. રવિરાજ પોતાનાં કિરણો ધીમે ધીમે પ્રસારતા હતા.

નાની મોટી ટેકરીઓ, સુંદર દેવાલયો, અને વૃક્ષોની ઘટાઓની પાછળથી ધીમે ધીમે ઉપર આવતા તે દેખાતા હતા. તેમના પ્રકાશના સોનેરી રંગથી ત્યાંની સર્વે વસ્તુઓ રંગાતી હતી. હૃષીકેશચંદ્રને તે વખતનો દેખાવ ઘણો ભવ્ય અને આલ્હાદક લાગ્યો. સૃષ્ટિની શોભા અને ગિરિરાજની ભવ્યતાને અવલોકતો હૃષીકેશચંદ્ર આગળ ચાલ્યો અને એક આશ્રમના પાછલા ભાગની છેક નજીકમાં આવી પહોંચ્યો. થોડેક દૂર ગયો એટલે તંબુરાનો ઝીણો સ્વર અને મધુર ગાન તેને કાને પડવા લાગ્યાં. તે સ્થિર થઇને ઉભો રહ્યો, અને મધુર ગાનને સાંભળવા લાગ્યો. તંબુરાનો રણકાર અને સૂરની જમાવટથી તે સ્તબ્ધ થયો. પ્રભાતનો સમય, સૃષ્ટિની શોભા, ગિરિરાજની ભવ્યતા અને તેમાં ગુંજી રહેલું મધુર ગાન એ સર્વથી હૃષીકેશચંદ્ર સ્વર્ગનું સુખ અનુભવવા લાગ્યો. ધ્યાન દઇને તે મધુર ગાન સાંભળી રહ્યો.

(પ્રભાત)

જાગો પ્રભુ યશોદાસુત જાગો, પ્રાતઃ થયો પ્રભુ જોગોરી.
તારાગણો સઉ નાશ થતા આ, ચંદ્ર અસ્તને પામેરી
રજની જતી આ પ્રભાત થતો આ, અરુણ પ્રકાશ સઉ જામેરી—જાગો.
તિમિર હણી નભમાં ઝળહળતો, રવિ ઉદયાચળ જાતોરી
વૃક્ષ ગિરિ તૃણ સરિત સરોવર, પીત પ્રકાશથી છાતોરી—જાગો.
નીલ વિમલ આ કમલ જ વિકસે, વાયુ કુસુમ ગંધ હરતોરી
પુષ્પલતા થકી પુષ્પ વિખેરી, વૃષ્ટિ પદે તમ કરતોરી—જાગો.

હૃષીકેશચંદ્રે એ ત્રણ કડીઓ સાંભળી. ગાનનું માધુર્ય, ગાનારનો સૂર અને ભક્તિભાવ એ સર્વે જોઇને તે ચકિત થયો. ગાનના મધુર નાદની સાથે સર્વત્ર શાંતિ અને ભક્તિ રેલાઇ રહેતા હોય એવો તેને પ્રત્યક્ષ અનુભવ થયો. તે ઘણા ઉલ્લાસમાં આવી ગયો અને બોલ્યોઃ “જે ગાયનમાં હરિભજન નહીં તે ગાયનને ગાવું શું!”

હૃષીકેશચંદ્ર આગળ સાંભળવા લાગ્યોઃ

જાગો પ્રભુ અવનીપતિ જાગો, સૃષ્ટિ સ્વરૂપ પ્રગટાવોરી
જગપતિ નાથ! નિયંતા કહાવો, અદશ હવે દશ થાવોરી—જાગો.
પ્રાતઃ સમે જગનાથ નિરખવા, હૃદય પ્રભો ટળવળતું રી
નંદકિશોરના નામને નમવા, શીર્ષ આ દાસનું લળતું રી—જાગો.

ગાનારના તાન, પલટા, આલાપ અને સર્વમાંથી ઝરતો તેનો ભક્તિભાવ હૃષીકેશચંદ્રના હૃદયને હલાવી રહ્યાં. તેણે મનમાં ને મનમાં વિચાર કર્યો: "શું આ બીજી સ્વર્ગભૂમિ તો નહીં હોય!" તંબુરાનો રણકાર વાધ્યો, તાન, પલટા, અને આલાપની જમાવટ વેગથી વહેવા લાગી. હૃષીકેશચંદ્ર જરા આગળ ચાલ્યો અને કાન દઇને સાંભળવા લાગ્યો.

હૃષીકેશચંદ્રની નસે નસમાં, મનમાં અને આત્મામાં ગાનનો પ્રવાહ પ્રસરી રહ્યો. એ મોટેથી બોલી ઉઠયો: "આનું જ નામ દીવ્ય ગાન. ભક્તિભાવ, સુરની મીઠાશ, અને તાલની એકતાનતાથી ગાન દીવ્ય બને છે. એ દીવ્યતા ભારતવર્ષમાં જ જોવામાં આવે છે. ભક્તિ અને ગાનનો આવો અલૌકિક સંબંધ માત્ર આર્યાવર્તમાં જ નજરે પડે છે. એથી જ આર્યશાસ્ત્રોએ સંગીતને પાંચમો વેદ કહ્યો છે." કંઇક ગર્વ ધરતો હૃષીકેશચંદ્ર મનમાં ને મનમાં બોલ્યો અને તેની મુખમુદ્રા ઉપર ગાંભીર્ય અને ગર્વની છાયા છવાઇ રહ્યાં.

હૃષીકેશચંદ્ર વળી થોડાંક ડગલાં આગળ ચાલ્યો. આ વખતે ગાનની જમાવટ ખૂબ થઈ રહી હતી. પલટા ઉપર પલટા અને તાન ઉપર તાન અને આલાપ ચાલવા લાગ્યા. કેટલીક કડીઓ ફરી ફરી ગવાવા લાગી. હૃષીકેશચંદ્રને ત્યાંથી ખસવું ગમ્યું નહીં. તે ઘણા ઉલ્લાસમાં આવી ગયો. તેની રગેરગમાં આનંદ વ્યાપી રહ્યો. આવું દીવ્ય ગાન તેણે કદિ સાંભળ્યું ન હતું. ભૂમિની પવિત્રતા, આસપાસનું શાંત વાતાવરણ, અને તેમાં રેલાઇ રહેતું ભક્તિપૂર્ણ દીવ્ય ગાન એ સર્વથી એનું ચિત્ત અતિ પ્રસન્ન થયું. તેનો આત્મા બ્રહ્માનંદની લહેરો ખાવા લાગ્યો. તે ત્યાંથી એક ડગલું પણ ખસ્યો નહીં. જાણે પથ્થરનું પુતળું ઉભું હોય તેમ તે સ્તબ્ધ બનીને ઉભો રહ્યો. હૃષીકેશચંદ્રની ધાર્મિકતા જાગૃત થઈ. તે ઉંડા વિચારમાં ડુબી ગયો. તંબુરાનો સ્વર અને મધુર ગાન તેના મગજમાં રમી રહ્યાં. દરેક કડી તે ફરી ફરી સંભારવા લાગ્યો: "જાગો, પ્રભુ! અવનીપતિ જાગો" એ શબ્દોને સંભારતાં અને મનમાં ને મનમાં ઉચ્ચારતાં તેના મુખમાંથી અનાયાસે જ શબ્દો નીકળી ગયા: "અહાહા! પ્રભુ! બલિહાર."

હૃષીકેશચંદ્ર ત્યાંને ત્યાં જ ખમચ્યો. તેનો ભક્તિભાવ જાગૃત થયો. પોતે સાંભળેલા ગાનના શબ્દે શબ્દને સંભારીને તે ઉપર તે વિચાર કરવા લાગ્યો.

"સૃષ્ટિ સ્વરૂપ પ્રગટાવો રી." એ શબ્દોના ભણકારા તેના કાનમાં વાગી રહ્યા. પ્રેમી ભક્તની પેઠે ભક્તિભાવથી પૂર્ણ થઇને હૃષીકેશચંદ્ર બોલી ઉઠયો: "અહાહા, પ્રભુ! અપ્રત્યક્ષ છો તે હવે જગત રૂપે પ્રત્યક્ષ થાવો." વળી ચિત્તને એકાગ્ર કરીને તે સંભારવા લાગ્યો: "પ્રાતઃ સમે જગનાથ નિરખવા, હૃદય પ્રભો ટળવળતું રી." હૃષીકેશચંદ્ર પ્રભુપ્રેમમાં ડુબી ગયો. "હા, પ્રભુ હા; કેમ ન ટળવળે!" જાણે કે હકાર ભણતો હોય તેમ ડોકું હલાવતો હલાવતો તે બોલ્યો. ગાન પુરૂં થવા આવ્યું. છેલ્લી કડી ગવાઇ:

રવિપ્રભાથી ભાસતું જગ આ, જાગો હરિ! દિન ચ્હડતો રી
હૃદય તિમિર કે તિમિર હણાયે, દાસ અગમ્ય ન કળતો રી-જાગો.

થોડીવાર પછી તંબુરાનો રણકાર ધીમે ધીમે બંધ પડવા લાગ્યો, અને તેની સાથે એ દિવ્ય ગાન પણ બંધ થયું. હૃષીકેશચંદ્ર આશ્રમના પાછલા ભાગ પાસે ઉભો હતો. તેની અને આશ્રમની વચ્ચે એક ઉંડી ખાઇ અને કોતર હતાં. તે એક ઉંચી ટેકરી ઉપર ઉભો હતો. મોટું ગોળ ચક્કર ખાઇને આશ્રમમાં જવાનું હતું, તેથી હૃષીકેશચંદ્ર હવે આગળ ચાલ્યો. એ કોણ ગાતું હશે, એવો પ્રશ્ન તેના મનમાં સહજ ઉઠયો. પણ કોને પૂછવું? ત્યાં કોઇ પણ મનુષ્ય દેખાતું ન હતું. માત્ર પક્ષીઓ કલ્લોલ કરતાં આમ તેમ ઉડતાં જણાતાં હતાં. એટલામાં એક પુરૂષ સામેથી આવતો જણાયો. હૃષીકેશચંદ્ર ઉભો રહ્યો. પેલો પુરૂષ પાસે આવ્યો. તેણે ભગવાં કપડાં પહેર્યાં હતાં. તેની મુખાકૃતિ ઉપરથી જણાયું કે ગિરિરાજ ઉપર રહેતા સંન્યાસીઓમાંનો તે એક સંન્યાસી છે. હૃષીકેશચંદ્રને જોઈને પેલો સંન્યાસી બોલી ઉઠયો:

"ભાઈ, તમારે ક્યાં જવું છે?"

"ગિરિરાજ ઉપર."

"ગિરિરાજ ઉપર પણ ક્યાં?"

હૃષીકેશચંદ્ર કંઇ જવાબ આપી શકયો નહીં. શું કહેવું તે એને સુઝયું નહીં. પેલો સંન્યાસી જેનું નામ સદાનંદ હતું તે ફરી બોલ્યો:

"આ બધો ગિરિરાજ છે." હાથ લાંબો કરી ચારે બાજુએ ફેરવીને બતાવતો તે બોલ્યો.

હજી પણ શું કહેવું તે હૃષીકેશચંદ્રને સુઝયું નહીં. સદાનંદ ફરી બોલ્યો:

"અહીં સંસારી મનુષ્યનો સંચાર આડે દહાડે ભાગ્યે જ થાય છે."

"એ સંચાર કરવાને હું અહીં આવ્યો છું."

"ત્યારે તો તમે કોઈ દુનિયાની પારના મનુષ્ય હો એમ લાગે છે!"

હૃષીકેશચંદ્ર સાંભળી રહ્યો. સદાનંદ તેની મુખમુદ્રા તરફ જોઈ રહ્યો. તેની મુખાકૃતિ તેને શાંત અને તેજસ્વી લાગી. મનમાં તે વિષે કંઇ કંઇ વિચાર કરતો સદાનંદ પાછો બોલ્યો: "પણ તમારે અહીં કેમ આવવું પડયું?"

"તમારા ગુરૂનાં દર્શન કરવાને."

સદાનંદ ઉંડા વિચારમાં પડયો. અત્યાર સુધી આટલે દૂર કોઇ મનુષ્ય એકલો આવતો ન હતો તેથી સદાનંદને હૃષીકેશચંદ્રનો અધિકાર ઉચ્ચ લાગ્યો. તેના મનમાં થયું કે આ કોઇ ભાવિક પુરૂષ છે. વળી મનમાં સંશય થયો કે આ મનુષ્યને સ્મશાનવૈરાગ્ય તો થયો નહીં હોય! સદાનંદ કંઈ કળી શક્યો નહીં. તે હૃષીકેશચંદ્રની મુખમુદ્રા અને ભવ્ય લલાટ બારીકીથી નિહાળવા લાગ્યો.

હૃષીકેશચંદ્રની આકૃતિ ભવ્ય હતી. એ ભવ્ય આકૃતિની સપાટી નીચે તેની ભવ્યતાને ટકાવી રાખનાર, તેને અધિક ને અધિક બળ આપનાર, તેના આખા જીવનમાં અને બુદ્ધિમાં પવિત્રતાનો પટ બેસાડનાર તેનું ઉચ્ચ ચારિત્ર્ય હતું. પવિત્રતા એ ચારિત્ર્યનું મુખ્ય અંગ હતું. એ ચારિત્ર્ય તેની જ્ઞાનતૃષ્ણાને ટકાવતું, વધારતું, ખીલવતું, અને તેના સંયમને દૃઢ કરતું; એથી કરીને પવિત્રતા અને ધાર્મિકતાની જાણે કે તે એક ઝળહળતી જ્યોતિ હોય એમ સર્વને ભાસતું. એ ઉગ્ર પવિત્રતાના બળથી તેનો જ્ઞાનદીપક બળ્યા જ કરતો. તેની બુદ્ધિ અત્યંત વિકાસને પામતી, તેની આંતર્ દૃષ્ટિ ઉઘડતી, અને તે જ્ઞાનનો પ્રત્યક્ષ અનુભવ કરતો. એ પવિત્રતા અને જ્ઞાનના સંયોગથી તેના મુખ ઉપર, તેની બંને ભુજાઓમાં અને તેના આખા શરીરમાં પુરૂષાતનનો જુસ્સો વ્યાપી રહેતો અને તે પોતાના ચારિત્ર્યની ઉંડી છાપ સૌના ઉપર પાડતો.

સદાનંદ ક્ષણવાર જોઈ રહ્યો, પછી બોલ્યો: "ભાઇ, તમારે ગુરૂમહારાજનાં દર્શન જ કરવાં છે?"

"કંઇ ઉપદેશ આપે તો તે પણ લેવો છે."

"તમારા મુખ ઉપરથી લાગે છે કે તમે વિદ્યા તો સંપાદન કરી છે."

"હા, હું મુંબઇ યુનિવર્સીટીનો ગ્રેજ્યુએટ છું."

ગ્રેજ્યુએટ શબ્દ સાંભળીને સદાનંદ ચમક્યો. ગ્રેજ્યુએટો નાસ્તિક હોય છે એવો તેના મનમાં ખ્યાલ હતો. તેણે જવાબ આપ્યો: "તમારા ઘણા ગ્રેજ્યુએટો ગુરૂમહારાજની પરીક્ષા કરવાને આવે છે; પણ ભક્તિ કે જ્ઞાન કંઇ વસ્તુ નથી કે ગુરૂમહારાજ તેમને આપી દે. એ તો શ્રદ્ધાનું કામ છે."

"હું તો શ્રદ્ધાથી અહીં આવ્યો છું."

"શ્રદ્ધાની સાથે કંઇક વૈરાગ્ય પણ જોઇએ."

"હા, સંસારનો મોહ હોય ત્યાં સુધી જીજ્ઞાસા ઉત્પન્ન થતી નથી. કંઇક વૈરાગ્ય હોય તો જ ઉત્પન્ન થાય."

"કેટલાકને સ્મશાનવૈરાગ્ય થાય છે."

"મારે માથે કોઈ પણ જાતની આફત આવી પડી નથી કે મને સ્મશાનવૈરાગ્ય થાય."

સદાનંદ ફરીથી એક વાર હૃષીકેશચંદ્ર સામે જોઈ રહ્યો. તેની શાંત મુખમુદ્રા, તેજસ્વી લલાટ અને પ્રસન્ન વદન જોઈને તેને લાગ્યું કે આ મનુષ્ય મુમુક્ષુ છે; એનો વૈરાગ્ય સ્મશાનવૈરાગ્ય જેવો નથી. એટલામાં પાછો હૃષીકેશચંદ્ર આગળ બોલ્યો: "હું ઘરનો સુખી છું, માથે કંઇ આફત આવી પડવાથી કંટાળીને હું અહીં ન્હાસી આવ્યો નથી."

"કેટલાક કુટુંબક્લેશને લીધે સંસારનો ત્યાગ કરે છે; પણ એ ત્યાગ ફલદાયી નથી."

"હું હજી બ્રહ્મચારી છું. કુટુંબક્લેશ કેવો હોય તે હું સમજતો નથી."

હૃષીકેશચંદ્ર બ્રહ્મચારી છે એ જોઇને સદાનંદને ઘણો આનંદ થયો. તેનો અધિકાર એને વધારે ઉચ્ચ લાગ્યો. ગુરૂમહારાજ આવા વિદ્વાન બ્રહ્મચારીને જોઇને ઘણા ખુશી થશે એમ એને લાગ્યું. તે હર્ષથી બોલ્યો: "તમારે ગુરૂમહારાજનાં દર્શન કરવાં હોય તો ચાલો મારી સાથે."

બંને જણ વાતો કરતા કરતા આગળ ચાલ્યા. રસ્તામાં કોઇ જગ્યાએ ટેકરી ચ્હડવાની આવતી અને કોઇ જગ્યાએ ઉંડી ખીણમાંથી પસાર થવું પડતું હતું. સદાનંદ પાસે એક મોટી જાડી લાકડી હતી તેના ટેકાથી તે ચ્હડતો અને ઉતરતો. હૃષીકેશચંદ્રને પ્રથમ તો જરા કઠણ લાગ્યું, પણ જેમ જેમ તે આગળ જતો ગયો તેમ તેમ હવા ઘણી ખુલ્લી અને તાજી આવવા લાગી તેથી તેને થાક બહુ જણાયો નહીં. એટલામાં અગ્રેથી પાંચ ઝાડોની એક ઘટા તેમની નજરે પડવા લાગી. તે બતાવીને સદાનંદ બોલ્યો. "જુવો, પેલું સ્થાન પંચવટી કહેવાય છે. અમારા ગુરૂમહારાજ ત્યાં બેસીને અનેક સાધનાઓ સાધતા હતા."

વાતો કરતા કરતા બંને જણ પંચવટી પાસે આવી પહોંચ્યા. સ્થળની સ્વચ્છતા અને રમણીયતા જોઇને હૃષીકેશચંદ્રને ઘણું જ આશ્ચર્ય લાગ્યું. જેમ જેમ તે તેની પાસે જતો ગયો તેમ તેમ તેની તપોમયતા તેના સંસ્કારી હૃદયને વધારે વધારે સ્પર્શ કરવા લાગી. ક્ષણવાર હૃષીકેશચંદ્ર સ્તબ્ધ થઇને ત્યાં ઉભો રહ્યો. તેનું ચિત્ત નિર્મળ બન્યું અને ત્યાંથી તેને ખસવું ગમ્યું નહીં. એટલામાં સદાનંદ બોલી ઉઠયો:

"ઉચ્ચાધિકારવાળો શિષ્ય હોય તે જ આ પંચવટીમાં બેસી શકે છે; અને તે પણ ગુરૂમહારાજની આજ્ઞા હોય તો જ." ગુરૂનો મહિમા વધારતો અને સ્થળની પવિત્રતા સાબિત કરતો સદાનંદ બોલ્યો.

હૃષીકેશચંદ્ર સાંભળી રહ્યો. સદાનંદના શબ્દોમાં કંઇક સત્ય છે એમ તેને લાગ્યું. તે વિચાર કરવા લાગ્યો. વિચાર કરતો કરતો તે મનમાં બોલ્યો:—"કવિ દયારામ તેં ખરૂં જ કહ્યું છે:

જે કોઇ પ્રેમ અંશ અવતરે, પ્રેમરસ તેના ઉરમાં ઠરે.
સોમવેલી રસપાન શુદ્ધ જે, બ્રાહ્મણ હોય તે કરે
વગળ વંશીને વમન કરાવે, વેદ વાણી ઉચ્ચરે—પ્રેમરસ."

એટલામાં સદાનંદે પાછું કહ્યું: "ભાઈ, હવે ચાલો, ઉતાવળ કરો. ગુરૂમહારાજ પાછા ધ્યાનમાં બેસી જશે."

બંને જણા ઉતાવળા ચાલ્યા. એક મોટા પર્વત ઉપર આવેલો એક સાદો આશ્રમ તેમની દૃષ્ટિએ પડયો. સદાનંદે કહ્યું: "જુઓ, આ પેલો અમારો આશ્રમ છે. તે અદ્વૈતાશ્રમ કહેવાય છે, અને આ પર્વતને લોકો ગિરિરાજ કહે છે."

આશ્રમ તરફ દૃષ્ટિ રાખીને બન્ને જણુ ઉતાવળા ચાલ્યા. આશ્રમ પાસે તે આવ્યા અને બંને તેમાં પેઠા. સદાનંદે ગુરૂમહારાજને ખોળવા માંડયા. આશ્રમમાં બીજા સંન્યાસીઓ અને સાધુઓ હતા તે હૃષીકેશચંદ્રને નિહાળી નિહાળીને જોવા લાગ્યા. સંસારી પુરૂષો આડે દહાડે આશ્રમમાં ભાગ્યેજ આવતા અને આવતા તો ઘોડીવાર આમ તેમ ફરી ગુરૂમહારાજનાં દર્શન કરીને ચાલ્યા જતા; પણ હૃષીકેશચંદ્રની મુખમુદ્રા ઉપરથી સૌને એમ લાગ્યું કે એ મુમુક્ષુ છે, અને તેથી તેઓ વધારે ચકિત થઈને એની આસપાસ વિંટળાઇ વળ્યા. કેટલાક એને આમતેમ સવાલ પૂછવા લાગ્યા. એટલામાં સદાનંદ આવ્યો અને બોલ્યો: "ગુરૂમહારાજ ધ્યાનમાં બેસવાની તૈયારીમાં છે, માટે જલદી ચાલો."

બીજા સંન્યાસીઓ બોલી ઉઠયા: "કંઈ ઉતાવળ ન કરશો. ગુરૂમહારાજ દયાળુ છે. કોઇનું ભલું થતું હશે તો પોતે ધ્યાનનો પણ ત્યાગ કરશે."

હૃષીકેશચંદ્ર અને સદાનંદ આશ્રમની બીજી બાજુએ ગયા. ત્યાં આગળ એક બીલીનું ઝાડ હતું. તે ઝાડની નીચે સર્વ ઇંદ્રિયોનું દમન કરીને બેઠેલો એક મહાપુરૂષ હૃષીકેશચંદ્રની દૃષ્ટિએ પડયો. તેની મુખમુદ્રા ખીલેલા કમળ જેવી ભરાવદાર દેખાતી હતી. તેનું લલાટ ભવ્ય અને વિશાળ હતું. સંસારની સર્વ વાસનાઓનો તેણે ત્યાગ કર્યો હતો તેથી તેનું લલાટ સ્વચ્છ અને તેજસ્વી જણાતું હતું. આત્મદર્શનથી ઉદ્ભવેલી ભવ્યતા તેના મુખ ઉપર દેખાઇ આવતી હતી. આત્માના તેજથી તેનું શરીર છવાઈ રહેલું જણાતું હતું. એટલામાં સદાનંદ બોલ્યો :

"ભાઇ, આધુનિક વિજ્ઞાનશાસ્ત્રીઓ માત્ર બુદ્ધિ વડે જ ધાર્મિક સત્યોને ખોળી કહાડવાનો પ્રયાસ કરે છે, પણ તે ફોગટ છે. અમારા ગુરૂમહારાજે આર્યોના પ્રાચીન સિદ્ધાંતને અનુસરીને સાબિત કરી બતાવ્યું છે કે આત્મજ્ઞાન આત્મામાંથી જ અને આત્મા વડે જ મેળવી શકાય."

હૃષીકેશચંદ્ર ચમકયો. એ અપૂર્વ સત્ય તેણે આજ જ સાંભળ્યું. તેને આશ્ચર્ય લાગ્યું કે વસ્તીથી ઘણે દૂર રહેતા આ સંન્યાસીઓને આધુનિક વિજ્ઞાનશાસ્ત્રીઓનો [illegible] શી રીતે [illegible] હશે! હૃષી-

કેશચંદ્ર વિચારમાં પડયો. સદાનંદ તેના મનની વાત સમજી ગયો, અને આગળ કહેવા લાગ્યો :

"ગુરૂમહારાજની ખ્યાતિ સાંભળીને કેટલાક વિજ્ઞાનશાસ્ત્રીઓ ક્વચિત્ અહીં આવે છે; પણ તે આશ્ચર્ય પામીને પાછા જાય છે."

બંને જણ ગુરૂમહારાજની પાસે ગયા. ગુરૂમહારાજ ધ્યાનમાં બેસવાની તૈયારીમાં હતા. હૃષીકેશચંદ્ર તેમની પાસે ગયો એટલે તેમણે અરધી મીંચેલી આંખો ઉઘાડી અને તેની તરફ દૃષ્ટિપાત કર્યો.

આ ગુરૂમહારાજને લોકો અગમ્યગુરૂ કહેતા. તે આધેડ ઉમરના અને મધ્યમ કદના હતા. તે બહુ જાડા કે બહુ પાતળા ન હતા. તેમના શરીરનો વર્ણ ગોર હતો, પણ અનેક સાધનાઓ સાધવાથી તેમનું શરીર કૃશ અને ચહેરો કંઈક શ્યામ દેખાતો હતો. ઉનાળામાં તે પંચાગ્નિ તાપતા અને શિયાળામાં કેડ સુધી પાણીમાં ઉભા રહી મંત્રનો જપ કરતા. દેહને અનેક પ્રકારે કષ્ટ આપીને તેમણે દેહાત્મભાવને ટાળી નાખ્યો હતો. તેમનો દેખાવ બહુ આકર્ષક ન હતો. તેમણે પોતાની કેડે એક સાદું ધોતીયું જેમ તેમ વીંટેલું હતું. તેમની આંખો ભવ્ય અને વિશાળ હતી, અને તેમની દૃષ્ટિમાં સંસાર તરફ બેદરકારી જણાતી હતી.

પ્રથમ દૃષ્ટિએ હૃષીકેશચંદ્રને તે એક સાધારણ પુરૂષ લાગ્યા. તેમનામાં કંઇ વિશેષતા તેને જણાઇ નહીં. તેના મનમાં વિચાર થયો: "જેનો મહિમા સદાનંદ આટલો બધો ગાય છે તે આજ પુરૂષ કે?"

ફરીથી એકવાર હૃષીકેશચંદ્રે નિહાળીને જોયું. આધુનિક સમયની બાહ્ય ટાપટીપ, ભપકો, કે ઠાઠ તેને કંઇપણ જણાયું નહીં. અગમ્યગુરૂ જમીન ઉપર મૃગચર્મ પાથરીને બેઠા હતા. તેમની આસપાસની ભૂમિ જરા જરા ઘાસવાળી પણ સ્વચ્છ અને પવિત્ર હતી. તેના ઉપર સુંદર બિછાનું કે કંઇ પણ બીછાવેલું જોવામાં આવતુ નહીં. આધુનિક સમયની કૉલેજોમાં કેળવાયલા અને બાહ્ય ટાપટીપથી ભરેલી સમાજોમાં ફરેલા હૃષીકેશચંદ્રને અગમ્યગુરૂ એક ગામડીયા જેવા લાગ્યા. વૈભવ અને દામદમામવાળા દેશનાયકો, સમાજનેતાઓ, વિદ્યાપીઠના વિદ્યાગુરૂઓ, રાજાઓ, મહારાજાઓ, અને યુરોપિયન ધર્માધ્યક્ષો તેના સ્મૃતિપટ ઉપર તરી આવ્યા. તેમના દેખાવ સાથે હૃષીકેશચંદ્ર અગમ્યગુરૂનો દેખાવ સરખાવવા લાગ્યો. બંનેની રીતભાતની તે તુલના કરવા લાગ્યો. તેની દૃષ્ટિમાં અગમ્યગુરૂ નિસ્તેજ અને

નમાલા લાગ્યા. એક બાજુએ તેમનું ઉઘાડું શરીર, માત્ર કેડે વીંટેલું ધોતીયું, સાદાઇ, અને સાદી રીતભાત હૃષીકેશચંદ્રના મનમાં ખડાં થયાં અને બીજી બાજુએ સુધારાના શિખર ઉપર ચ્હડેલા બ્રહ્મોસમાજ કે પ્રાર્થના સમાજ કે ખ્રિસ્તી દેવળના ઉપદેશકોના પોશાક, ઠાઠ, અને રીતભાત તેના મનમાં તરી આવ્યાં અને તે મનમાં બોલી ઉઠ્યો: "સદાનંદ, મને અહીં ક્યાં લાવ્યો ?"

પણ હૃષીકેશચંદ્ર હજી પરમાત્માના પરમ ભક્ત અગમ્યગુરૂને બરાબર સમજી શક્યો ન હતો. ઇશ્વરના સ્વાભાવિક અને સાચા ભક્તોની ભક્તિ અને પ્રેમ સ્વતંત્રપણે ગમે તેવી રીતે અને ગમે તે સમયે વહેવા માંડે છે. જગતના નિયમો તેમને બાધ કરતા નથી. સમાજના નિયમો અને કૃત્રિમ રીતભાત ઇશ્વરના ભક્તોની આડે આવતાં નથી. કૃત્રિમ ભક્તોને માટે જ કૃત્રિમ નિયમો હોય છે.

એકવાર ફરીથી હૃષીકેશચંદ્રે અગમ્યગુરૂ તરફ દૃષ્ટિ ફેરવી અને બારીકીથી અવલોકન કર્યું. અગમ્યગુરૂના ચારિત્ર્યના પ્રભાવ અને મોહિનીથી તે કંઇક અંજાયો, અને તેને ભાન થયું કે તે કોઈ દેવની સંનિધિમાં આવીને ઉભો છે. તેનું હૃદય આકર્ષાયું. કોણ જાણે કેમ તે હૃષીકેશચંદ્ર કળી શક્યો નહીં.

હૃષીકેશચંદ્રે ત્રીજીવાર નિહાળીને જોયું. અગમ્યગુરૂ તેના તરફ અરધી આંખો ઉઘાડીને બેદરકારીથી જોઇ રહ્યા હતા. તે સહેજ મોં મલકાવવા લાગ્યા. પોતાના વિચારો જાણે અગમ્યગુરૂના મુખ ઉપર કોતરાઈ રહ્યા હોય તેવો હૃષીકેશચંદ્રને ભાસ થયો. એટલામાં સદાનંદ બોલી ઉઠ્યો :

"હૃષીકેશભાઇ, હવે ઉંચા નીચા ન થશો. ગુરૂમહારાજ તમારા મનની વાત સમજી ગયા છે. શંકાસમાધાન પછીથી થશે; માટે ચાલો હવે મઠમાં અને તમે થાક્યા છો તેથી ભોજન લઈ વિશ્રાંતિ લ્યો."

હૃષીકેશચંદ્ર ઘણું આશ્ચર્ય પામતો મઠમાં ગયો. મઠના બધા સંન્યાસીઓ અને બ્રહ્મચારીઓ તેની આસપાસ વિંટળાઈ વળ્યા અને તેની આગતા સ્વાગતા કરવાને પોતાનાથી બનતો પ્રયાસ કરવા લાગ્યા. સંન્યાસીઓનાં નિર્મળ ચિત્ત, સંયમ, શાંત સ્વભાવ અને નિઃસ્વાર્થ પ્રેમ જોઇને હૃષીકેશચંદ્રને ઘણી નવાઈ લાગી. તેના મનમાં વિચાર આવ્યો: "વિદ્યાનું ફળ સંયમ અને નિઃસ્વાર્થ પ્રેમ

છે. જ્યાં એ બન્ને હોય ત્યાં વિદ્યા નથી એમ કેમ કહેવાય ? એ નિઃસ્વાર્થ પ્રેમ જગતમાં પ્રગટાવવાને આધુનિક સમયના મોટા મોટા વિદ્વાનો પ્રયાસ કરી રહેલા છે. આ સાધુઓને તે સહજ પ્રાપ્ત છે. કેવું આશ્ચર્ય !"

સાથે સાથે હૃષીકેશચંદ્ર આધુનિક કેળવણી, તેના આદર્શો, અને આશયો ઉપર વિચાર કરવા લાગ્યો. તેના મનમાં કંઈક ખેદ થયો. તે મનમાં બોલ્યોઃ "કેટલો બધો વિનિપાત ! પ્રાચીન અને અર્વાચીન સમયની શિક્ષણપદ્ધતિ, અધ્યાપકો, અને શિષ્યો સર્વેના હેતુઓ અને આદર્શોમાં કેટલો મોટો ભેદ ! પ્રાચીન સમયમાં પ્લેટો, એરીસ્ટોટલ, વશીષ્ટ, યાજ્ઞવલ્કય, વગેરે જ્ઞાનને એક પવિત્ર ઈશ્વરી જ્યોતિ તરીકે ગ્રહણ કરતા. અર્વાચીન સમયમાં તે વેપારની વૃદ્ધિ કે ઐહિક સુખની પ્રાપ્તિના સાધન તરીકે લેખાય છે. જ્ઞાન આપનાર અને લેનાર બંનેની એ અધોગતિ જ સૂચવે છે."

એટલામાં એક સાધુએ કેટલાંક સ્વાદિષ્ટ ફળ આણીને હૃષીકેશચંદ્રના પાસે મુકયાં. બીજાએ એક નિર્મળ જળની ઝારી ભરી આણી. એક વૃદ્ધ સંન્યાસી પાસેની વાડીમાં જઈને સુંદર ફુલ તોડી લાવ્યો અને તે હૃષીકેશચંદ્રની પાસે મુકયાં. સર્વે નવા અતિથિની સુશ્રુષા કરવા લાગ્યા. હૃષીકેશચંદ્ર ફળ ખાઈ પાણી પીને તાજો થયો. એટલામાં એક જણે આવીને કહ્યું: "ગુરૂમહારાજ ધ્યાનમાંથી ઉઠયા છે અને મોક્ષમંદિરમાં પધારે છે."

સદાનંદ બોલી ઉઠયો : "ચાલો ત્યારે આપણા અતિથિને ફરી ગુરૂમહારાજ પાસે લઈ જઈએ."

સર્વે ઉઠયા અને મોક્ષમંદિર તરફ જવા લાગ્યા. એ મોક્ષમંદિર ભવ્ય અને સુંદર હતું. તેની આસપાસ એક સુંદર બાગ હતો. તે મોક્ષવાટિકાને નામે ઓળખાતો. એ બાગની વચમાં આવેલું એ મંદિર હિંદની સુંદર પ્રાચીન શિલ્પકળાનું ભાન કરાવતું હતું. અંદર જવાના દરવાજામાં પેસતાં બંને બાજુએ બંધાવેલાં સુંદર શિવાલયો નજરે પડતાં હતાં. એ બાગમાં હજારો સાધુ, સંતો, આવતા અને ભજન કરતા. મંદિરની આસપાસ વૃક્ષોની ઘટાઓ આવી રહેલી હતી. એ ઘટાઓમાં ઘણા સાધુઓ યોગ સાધતા. આખો ગિરિરાજ, મોક્ષમંદિર, મોક્ષવાટિકા, અને તેની આસપાસ આવેલી વૃક્ષોની ઘટાઓ ધાર્મિકતા, સાધુતા, અને પવિત્રતાના વાતાવરણથી ભરપૂર થઈ રહ્યાં હતાં.

સર્વે મંદિરની પાસે આવ્યા. ત્યાં પણ પાછું એક સુંદર બીલીનું ઝાડ હતું. એ ઝાડની નીચે તેના મૂળ આગળ અગમ્યગુરૂએ યોગ સાધ્યો હતો. તેમની સાધનાથી તે સ્થાન ઘણું જ પવિત્ર બન્યું હતું. તે યોગ સાધી રહ્યા પછી જાણે કે કોઈ પાપી પુરૂષ તે સ્થાનને અપવિત્ર કરે નહીં તે માટે કુદરતી રીતે તે પવિત્ર સ્થાન ઉપર એક ઝાડની લાંબી ડાળી આવીને આડી પડેલી હતી, અને ત્યાંને ત્યાં તે વધીને ફાલી આખા સ્થાનને પત્ર વડે આચ્છાદિત કરી રહેલી હતી. એ સ્થાન તરફ આંગળી કરીને સદાનંદ બોલ્યો:

"જુવો, ગુરૂમહારાજને યોગ સાધવાનું આ બીજું સ્થાન! તેની પવિત્રતાનું રક્ષણ કુદરતજ કરી રહેલી છે.સાધુઓનો મહિમા અલૌકિકછે."

હૃષીકેશચંદ્ર સાંભળી રહ્યો. તેના મનમાં અનેક તર્કવિતર્ક થયા, પણ શ્રદ્ધાના પ્રદેશમાં અશ્રદ્ધા જણાવવી એ તેને ઠીક લાગ્યું નહીં. તેથી તે કંઈ પણ બોલ્યાચાલ્યા વગર આગળ ચાલ્યો.

સર્વે મોક્ષમંદિરમાં પેઠા અને અગમ્યગુરૂ બેઠા હતા ત્યાં જઇને બેશી ગયા. ફરીથી એક વાર હૃષીકેશચંદ્ર તેમના તરફ બારીકીથી જોવા લાગ્યો. જેમ જેમ તે વધારે વધારે જોતો ગયો તેમ તેમ તેના હૃદયમાં તેમના તરફ વધારે વધારે ભાવ ઉત્પન્ન થતો ગયો. અગમ્યગુરૂ પવિત્રતાની મૂર્તિ છે એવો તેને ભાસ થયો; પણ હજી તેના મનમાં અનેક તર્કવિતર્ક ચાલી રહ્યા હતા. ઈંગ્રેજી વિદ્યાનો પ્રભાવ પ્રબળ છે. એ વિદ્યામાં કેળવાયલો હૃષીકેશચંદ્ર સંસ્કારી હોવા છતાં પણ અનેક શંકાઓ કરવા લાગ્યો અને અગમ્યગુરૂને અનેક પ્રશ્નો પુછવાને તત્પર બની રહ્યો. એટલામાં સદાનંદે આગળ આવીને અગમ્યગુરૂ સાથે તેનું ઓળખાણ કરાવ્યું.

અગમ્યગુરૂએ પુછ્યું: "બચ્ચા, શી ઇચ્છા છે?"

"મહારાજ, કંઈક ઉપદેશ લેવાની ઇચ્છા છે."

"ઉપદેશ બચ્ચા? ઠીક હૈ." એમ કહીને અગમ્યગુરૂએ મોં મલકાવ્યું. એટલામાં એમનો પટ્ટશિષ્ય વિશુદ્ધાનંદ બોલી ઉઠ્યો: "તમે દસ બાર દિવસ અહીં રહો. પછી ગુરૂમહારાજ તમારી પરીક્ષા કરશે અને ત્યાર પછી તમને ઉપદેશ આપશે."

"જો આજ્ઞા હોય તો આજે કેટલાક પ્રશ્નો પુછું? શંકાસમાધાન આજ થાય તો ઠીક."

અગમ્યગુરૂએ ઉત્તર આપ્યો: "હા બચ્ચા, પુછો."

એક પછી એક એમ અનેક પ્રશ્નો હૃષીકેશચંદ્ર પુછવા લાગ્યો. તેણે અનેક તર્કવિતર્ક કર્યા. વિવાદ કરવામાં તે સિંહ જેવી ગર્જના કરવા લાગ્યો. બધા શિષ્યો ચકિત થઈ ગયા. સૌની સાથે તે ધાર્મિક વિષયોને ચર્ચવા લાગ્યો. જેને તેને તે પોતાના જ્ઞાનથી હરાવવા લાગ્યો. પાશ્ચાત્ય તત્વજ્ઞાન અને આર્ય શાસ્ત્રોમાંથી સૂક્ષ્મ પ્રશ્નો પુછીને તે સૌને ગભરાવવા લાગ્યો. પોતાના પાશ્ચાત્ય જ્ઞાનથી તે સૌને મ્હાત કરશે એવો તેને દઢ વિશ્વાસ હતો. તેનું જ્ઞાન જોઇને અગમ્યગુરૂ પણ વિસ્મય પામ્યા. તેના વિવાદનો અસ્ખલિત પ્રવાહ જોઇને તેમને સમાધિ આવવા લાગી. કેવળ પાંડિત્ય ઉપરાંત હૃષીકેશચંદ્રમાં કંઈક વિશેષ છે એવો તેમને ભાસ થયો. તેની સત્યનિષ્ઠા જોઇને તે ઘણા ખુશી થયા. તેની સત્યશોધક વૃત્તિને તે વખાણવા લાગ્યા. એટલામાં શિષ્યોને શાસ્ત્રાધ્યયન કરાવવાનો સમય થયો. તેથી વાદવિવાદ બંધ થયો અને કેટલાક શિષ્યો પુસ્તકો લઇને ગુરૂમહારાજ પાસે આવ્યા.

હૃષીકેશચંદ્ર અને સદાનંદ હવે એકલા પડયા. તેથી તે બંને ઉઠયા અને ગિરિરાજ ઉપર આમ તેમ ફરવા લાગ્યા. સદાનંદ ગિરિરાજ ઉપરનાં દેવળો, મકાનો વગેરે હૃષીકેશચંદ્રને બતાવવા લાગ્યો. દેવાલયોની એક મોટી લાંબી હાર તરફ આંગળી કરીને તે બોલ્યો: "હૃષીકેશચંદ્ર, જુવો પેલી દેવાલયોની મોટી હાર! એ દેવળોમાં કેટલાંક શિવનાં, કેટલાંક વિષ્ણુનાં, અને કેટલાંક દેવીનાં છે. તેમની સામે જૈન મંદિરો પણ છે."

હૃષીકેશચંદ્રને નવાઈ લાગી અને તે બોલ્યો: "સનાતન હિંદુ ધર્મનાં દેવળોની પાસે જૈન મંદિરો કેવાં!"

સદાનંદે ગંભીરપણે ઉત્તર આપ્યો: "હિંદુ ધર્મમાં અસહિષ્ણુતા નથી. અસહિષ્ણુતા હોય તો તે સર્વસામાન્ય ધર્મ કહેવાય નહીં."

"આ ગિરિરાજ ઉપર કોનો અમલ ચાલે છે?'

"મહારાણા પ્રતાપસિંહનો."

"આ મંદિરોનું ખર્ચ પણ રાણાજી પુરૂં પાડે છે?"

"હા, રાણાજી પુરૂં પાડે છે."

"આ જૈન મંદિરોનું ખર્ચ પણ એ આપે છે?"

"હા, એ આપે છે. એ પોતે હિંદુ ધર્મના ચુસ્ત અનુયાયી છે, પણ બીજા ધર્મો પ્રત્યે તેમને ઘણું માન છે."

હૃષીકેશચંદ્ર આશ્ચર્ય પામ્યો અને રાણાજીના ઉદાર દીલનાં વખાણ કરવા લાગ્યો. એટલામાં પાછો સદાનંદ બોલી ઉઠયો:

"રાજાઓ તો એવાજ જોઇએ. તેમનામાં ભિન્નભાવ હોવો જ ન જોઇએ. નહીં તો એ પ્રજાપાલક કહેવાય નહીં."

બંને વાતો કરતા કરતા આગળ ચાલ્યા. એટલામાં એક મોટું ભવ્ય શિવાલય આવ્યું. એ શિવાલય ઘણું જુનું હતું. પ્રાચીન સમયની ઉત્તમ કારીગિરિનો તે ભવ્ય નમુનો હતું. તેના ઉપરનું નકશી કામ અને કોતરકામ ઘણાં સુંદર હતાં. સદાનંદ અને હૃષીકેશચંદ્ર બંને દેવળમાં પેઠા. દેવળનો વિશાળ ઘુંમટ સૌને આશ્ચર્ય પમાડે એવો ભવ્ય હતો. અંદરની બાજુએ સુંદર ચિત્રો કહાડેલાં હતાં અને તે પૌરાણિક કથાઓનો ખ્યાલ પ્રેક્ષકને આપતાં હતાં. એ શિવાલય વિષે ચાલતી દંતકથા સદાનંદે હૃષીકેશચંદ્રને કહી સંભળાવી, અને તે આશ્ચર્ય પામતો પામતો બહાર નીકળ્યો. બંને વાતો કરતા કરતા આગળ ચાલ્યા. એટલામાં પાસેજ મૃદંગનો અવાજ સંભળાયો. સદાનંદે કહ્યું: "આ વૈષ્ણવ સંપ્રદાયનું મોટું મંદિર છે."

"તમારા ગુરૂમહારાજ આ સર્વ ધર્મોને માને છે?"

"હા; દરેક ધર્મ સાચો છે એવો તેમનો નિશ્ચય છે. धर्ममात्रं तु सत्यं वै येन सम्यक् सुनिश्चितं।"

"અને આ જુદા જુદા સંપ્રદાયોમાં તેમને શ્રદ્ધા છે?"

"હા છે; તે અમુક જ સંપ્રદાયના છે એમ નથી; પણ તે કોઈ સંપ્રદાયને નિંદતા નથી. संप्रदायविहीनो यः संप्रदायं न निन्दति।"

હૃષીકેશચંદ્રને ઘણું આશ્ચર્ય લાગ્યું. વસ્તીથી ઘણે દૂર રહેલા અને પાશ્ચાત્ય વિદ્યાના કોઇપણ જાતના સંસ્કાર વગરના આ સાધુઓની સહિષ્ણુતા અને હૃદયની વિશાળતા જોઇને તે મનમાં બોલ્યો: "હાલના ઇંગ્રેજી ભણેલાઓ અને પદવીધરો ઉંચી કેળવણી લીધાનો ભલે મનમાં ગર્વ ધરે, પણ કયાં છે તેમનામા આ સાધુઓની સહિષ્ણુતા અને હૃદયની વિશાળતા! તેમની નીતિ અને આદર્શ ધુમાડામાં બાચકા ભરવા જેવાં છે. તેમનું ચારિત્ર્ય ખરા ચારિત્ર્યની વિડંબના છે."

વળી એક દિશામાંથી બીજી દિશામાં વિચાર ગયો: "કયાં છે હાલના યુવકોમાં એ પ્રાચીન સમયના આદર્શો! પશ્ચિમમાં વિદ્યા ઐહિક સુખના સાધન તરીકે લેખાય છે. પણ હિંદમાં તે પારમાર્થિક જીવનના પગથીયા રૂપે લેખાતી. વિદ્યાર્થીઓને તેમાં શુદ્ધ આર્યત્વનું ભાન થતું. અનેક ધાર્મિક સત્યો અને સિદ્ધાંતોનું દર્શન તેમાં કરાવાતું. એ પારમાર્થિક ધ્યેયને લીધેજ સરસ્વતિ-વિદ્યા-દેવી તરીકે લેખાતી અને

પૂજાતી, અને નવું બાળક ધાર્મિક ક્રિયાઓથી તેને અર્પણ કરાતું, અને વિદ્યાભ્યાસ એક ધાર્મિક ફરજ બની રહેતો."

એટલામાં ત્રીજા પહોરનો સમય થયો અને તાપ જરા ઓછો થયો, એટલે સદાનંદ અને હૃષીકેશચંદ્ર વાતો કરતા કરતા છેક ગિરિરાજની તળેટીમાં ઉતરી પડયા. ત્યાં આગળ એક વિષ્ણુપુર નામનું ગામ હતું. તે જાત્રાનું સ્થાન ગણાતું. તે બતાવીને સદાનંદ બોલ્યો: "જુવો આ પેલું જાત્રાનું સ્થળ. એ ઘણું પ્રાચીન અને પવિત્ર સ્થાન છે. પ્રાચીન સમયમાં યાત્રાને અર્થે મનુષ્યો અનેક સ્થળે જતા અને પવિત્ર સ્થળોને નિહાળતા. આપણાં જાત્રાનાં સ્થળો સૃષ્ટિસૌંદર્યયુક્ત અને નદી કિનારે આવેલાં હોય છે. ત્યાં કુદરત પૂર બહારમાં ખીલેલી હોય છે. સૃષ્ટિસૌંદર્યનો આનંદ ત્યાં સંપૂર્ણ ભોગવાય છે. વૃંદાવન, નંદગ્રામ, બનસી વટ, અને શ્રી કૃષ્ણે કરેલી લીલાથી પવિત્ર થયેલાં ગોકુળ મથુરાનાં વન, વૃક્ષોની ઘટાઓ, સુશોભિત ઝરાઓ, નવરંગી પક્ષીઓનો મધુર કલરવ, કોકિલાનું સુંદર ગાન અને આખી ભૂમિ જાણે શ્રી કૃષ્ણ, શ્રી કૃષ્ણ એમ પોકારી રહી હોય એવી તેની ઉડીને આંખે બાઝની શોભા, વૃંદાવનનાં મંદિરો, તેમની પવિત્ર દંતકથાઓ અને અહીં શ્રી કૃષ્ણે ગોવર્ધન પર્વતને તોળ્યો અને ત્યાં શ્રી કૃષ્ણે નરકાસુરને હણ્યો: એવાં એવાં શ્રી કૃષ્ણનામનાં પવિત્ર સ્મરણો પ્રેક્ષકના હૃદયમાં ઉત્પન્ન કરવાને જાણે કે સ્પર્ધા કરી રહ્યાં હોય એવાં વૃંદાવનનાં સ્થળો કયા હિંદુના હૃદયમાં ભાવ અને ગર્વ ઉત્પન્ન કર્યા વગર રહેશે ! વૃંદાવનની ભૂમિને નિહાળનાર કયા હિંદુનું હૃદય દ્રવશે નહીં ! તે ભૂમિનું માહાત્મ્ય અલૌકિક છે. જાતે જોનારને જ તેનું ખરેખરૂં ભાન થઇ શકે તેમ છે. ઘણુંખરૂં પ્રતિવર્ષ શ્રી કૃષ્ણના ઉપાસકો આ વનમાં પરિક્રમણ કરે છે અને શ્રી કૃષ્ણચરિત્રનું સ્મરણ પોતાના મગજમાં તાજું કરે છે.

"આજ પ્રમાણે હૃષીકેશ, હરદ્વાર, કાશી, પ્રયાગ, નાશીક વગેરે જાત્રાનાં સ્થળો હિંદુસ્તાનમાં છે અને તેઓ હિંદના પવિત્ર પરાક્રમી પુરૂષોનાં પરાક્રમોનું જાત્રાળુઓને ભાન કરાવે છે. દેશેદેશના લોકો ત્યાં ભેગા થાય છે. તેમની રીતભાત, કારીગિરિ, આશયો વગેરે ત્યાં નજરે પડે છે. ખરેખર આ જાત્રાનાં સ્થળો એક પ્રકારનાં પ્રદર્શનોની ગરજ સારે છે અને જાત્રાળુઓમાં નવીન ભાવનાઓ ઉત્પન્ન

કરે છે; પણ અફસોસની વાત એ છે કે આધુનિક કેળવણીએ આ જાત્રાઓ ઉપર અભાવ ઉત્પન્ન કર્યો છે અને જાત્રાનાં સ્થળોના ગોર મહારાજાઓની લોભવૃત્તિ, નીચતા, અનાચાર અને છળથી એ અભાવમાં વધારો થયો છે; પણ તેથી કરીને જાત્રાઓ ત્યાજ્ય નથી પણ ગોરમહારાજાઓ ત્યાજ્ય છે. જે દેશની યુવાન પ્રજા ભૂતકાળના પરાક્રમી મહાત્માઓનાં પરાક્રમોથી અજ્ઞાત છે અથવા તે તરફ અશ્રદ્ધાની નજરથી જુવે છે તે દેશ ભાગ્યે જ પરાક્રમી નીવડે છે."

શ્રદ્ધાળુ માતાપિતાના પવિત્ર સંસ્કારોથી હૃષીકેશચંદ્રનું હૃદય અલંકૃત થયેલું હતું. જાત્રાનાં સ્થળોનાં વર્ણનો અને ત્યાં રહેલી પવિત્ર ભાવનાઓ તેના મન સાથે ઓતપ્રોત થઈ રહેલાં હતાં. શારદાદેવી તે સ્થળોને તેની આગળ વાર્તા રૂપે વર્ણવતાં, તેમના સૃષ્ટિસૌંદર્યનો ચિતાર તેના મનમાં ખડો કરતાં અને તેમની દંતકથાઓ સંભળાવી તેમને માટે રસ ઉત્પન્ન કરતાં. હૃષીકેશચંદ્ર તે કંઈક શ્રદ્ધાથી અને કંઈક પ્રવાસ કરવાની ઈચ્છાથી સાંભળતો અને હિંદની પ્રાચીન ભાવનાઓ તેના હૃદયપટ ઉપર અનાયાસે જ કોતરાઈ રહેતી. આ પ્રમાણે અહર્નિશ શ્રવણ કરવાથી અને માતાપિતાનાં તે જ પ્રમાણે આચરણ નિહાળવાથી હૃષીકેશચંદ્રના મનમાં જાત્રાનાં સ્થળો માટે આદરભાવ અને તેમને જોવાની પ્રબળ ઈચ્છા ઉત્પન્ન થઈ રહ્યાં હતાં. એથી કરીને હૃષીકેશચંદ્ર બોલી ઉઠ્યો:

"આપણામાં ઇંગ્રેજોની પ્રવાસ કરવાની ઇચ્છા નથી તેમ આપણી જાત્રાઓ કરવાની જુની પદ્ધતિ ઉપર અશ્રદ્ધા કરીને તેને પણ આપણે વેગળી મુકી દીધી છે. આપણે અતો ભ્રષ્ટ તતો ભ્રષ્ટ બન્યા છીએ."

બંને જણ વાતો કરતા કરતા આગળ ચાલ્યા. પાસેજ એક ધર્મશાળા હતી, અને તેની પાસે એક પથ્થરથી બાંધેલું સુંદર તળાવ હતું. તે તળાવ અને ધર્મશાળાની વચમાં થઈને એક મોટો ધોરી રસ્તો જતો હતો. તે રસ્તેથી પાસેનાં બીજાં ગામડાંમાં જવાતું અથવા તો થોડેક દૂર તેની આજુબાજુએ આવેલી અસંખ્ય નેળોમાં થઈને આસપાસનાં ખેતરોમાં જવાતું. એ મોટા ધોરી રસ્તા ઉપર થઈને અનેક ગામડીયા સવારે, બપોરે અને સાંજે જતા આવતા માલુમ પડતા હતા. સવારે ખેતરમાં કામે જતા મજુરો અને ખેડુતો, ખરા બપોરના તાપમાં માથે ભાથું લઈને જતી કણબીઓની સ્ત્રીઓ અને કન્યાઓ, અને

સંધ્યાકાળે ખેતરમાંથી હળ લઇને પાછા ફરતા અને મુખથી ખુલ્લે સ્વરે એકાદ ગીતને લલકારતા ખેડુતો, એ સઘળા દેખાવો પ્રેક્ષકને આનંદ આપતા.

લગભગ સંધ્યાકાળનો વખત થવા આવ્યો હતો તેથી પેલી ધર્મશાળાના ઓટલા ઉપર સદાનંદ અને હૃષીકેશચંદ્ર બેઠા અને પેલે ધોરી રસ્તે થઇને જતા ખેડુતોને નિહાળવા લાગ્યા. પાસે સામે આવેલા તળાવ ઉપર લુગડાં ધોનાર સ્ત્રી–પુરૂષોનો ગરબડાટ, ગપાટા, અને લુગડાંની ઝીંકોના અવાજ તે સાંભળવા લાગ્યા અને સાયંકાળના પવનની લહેરો ખાવા લાગ્યા. ઘડીકમાં પક્ષીઓનો કીલકીલાટ તેમનું ધ્યાન ખેંચતો અને ઘડીકમાં કા, કા, કરતા કાગડાઓ તેમની નજરે પડતા. ઘડીકમાં આઘે પાણીની કોર પાસે જ માછલાં પકડવાને ધ્યાન ધરીને બેઠેલું બગલું તેમની દષ્ટિએ આવતું. આ વખતે કેટલાક ગોવાળીયાઓ ખભે ડાંગ મુકીને ગાયો, ઘેટાં, બકરાં વગેરેને લઇને જતા તેમની નજરે આવતા હતા અને ઘેટાં બકરાંનો બેં બેં અવાજ તેમના કાનમાં અથડાતો હતો. પણ એ સૌમાં ગામડીયાઓનાં ગીત પ્રેક્ષકોના મનમાં અલૌકિક ભાવ ઉત્પન્ન કરતાં હતાં. એ ગીત ગામડીયાઓનું સાદું અને સંતોષી જીવન, નિખાલસ હૃદય, આનંદી સ્વભાવ, અને ચિત્તની શાંતિ દર્શાવી રહ્યાં હતાં.

એક ગામડીયાને એમાંનું એક ગીત ગાતો સાંભળીને હૃષીકેશચંદ્ર બોલી ઉઠયોઃ "સદાનંદ, એક કવિએ ખરૂં જ કહ્યું છે,

"ન્હાનાં ન્હાનાં ગામડાં, ને મોટાં મોટાં મન"

"ત્યારે તમારાં—શહેરમાં રહેનારાઓનાં—તો મન સાંકડાં જ ને!" સદાનંદ વચમાં બોલી ઉઠયો અને હસ્યો.

એક ગામડીઓ છેક પાસે થઇને જતો હતો તેણે ટાપશી પુરીઃ "ભાઇશાબ, ખોટું ના લગાડશો, પણ તમે શહેરનાં માંણહાં તો હલકાં જ! તમારૂં દિલ ઉંચું નહીં. હેંવે ભાઇશાબ, હાચે.'

પેલા કણબીનું બોલવું હૃષીકેશચંદ્રને કહેવાડાના ઘા જેવું લાગ્યું. તે આભો થયો પણ પેલા ગામડીયાએ તો ભોળે ભાવે આગળ ચલાવવા માંડયુંઃ

"તમે પગે મોજાં પહેરો ને આંખે ચહમાં ઘાલો એટલું જ! પણ ઘેર પરોણો આવ્યો હોય તો મરી જાવ. તમારૂં બધું આ મોજાંમાં

અને ચહમામાં જવાનું. વધે ત્યારે બિચારો પરોણો પામેને! અને વળી તમારૂં મન પણ પાતળું પાણી જેવું. અમે લોકો ખાધે ખવરાવે પાછા ન પડીયે. જે અમને જાર બાજરી મળે તે ખરી. જે હોય તે હાજર કરીએ. તમારા શહેરીઓ! કોઈ કોઇને ઓળખેએ નહીં."

ઉપર પ્રમાણે બોલીને પેલો કણબી ચાલતો થયો. હૃષીકેશચંદ્ર અને સદાનંદ ઓટલા ઉપરથી ઉઠયા અને પેલા તળાવ પાસે જઇને તેની આસપાસ ફરવા લાગ્યા. ત્યાં કોઈ કોઇ સ્થળે તળાવના કિનારા આગળ એક ઉભો લાંબો પથ્થર જરાક વાંકો જમીનમાં દાટેલો તેમની નજરે પડવા લાગ્યાં. એ પથ્થર ઉપર કોઈ સ્થળે ઘોડેસ્વારનું, તો કોઈ સ્થળે ભાલાવાળા મનુષ્યનું ચિત્ર કોતરેલું નજરે આવતું. તે ચિત્ર ઉપર જરા જરા સિંદુર પણ લગાડેલું જણાતું. એવા એક પથ્થરની પાસે આવીને હૃષીકેશચંદ્ર પૂછવા લાગ્યો: "આ શું હશે?"

સદાનંદે જવાબ આપ્યો: "પોતાના નાના ગામનો, તાલુકાનો, કે દેશનો બચાવ કરનારા અને તેને માટે પોતાનો જીવ આપનારા આપણા દેશના વીરપુરૂષોના આ સ્મરણસ્તંભો છે. કેટલેક સ્થળે તો આ સ્તંભો ઉપર ગામનું નામ અને સાલ પણ કોતરેલાં હોય છે. નાનાં નાનાં ગામડાં પણ પોતાના શૂરવીર પુરૂષોની યાદગિરિ કેવી રીતે જાળવે છે એ જોવા જેવું છે."

"પણ તળાવ ઉપર જ આ સ્તંભો ઉભા કરેલા કેમ હશે?"

"ગામનાં સઘળાં માણસો તળાવ ઉપર ન્હાવા ધોવાને આવે અને વળી આ રસ્તા ઉપર થઇને બીજાં ગામોનાં પણ અનેક મનુષ્યો આવ જાવ કરે એટલે એ સૌનીએ નજરે આવે એટલા માટે તે અહીં જ ઉભા કરવામાં આવ્યા છે. થોડે ખરચે કામ કરવાને નાનાં ગામડાંઓ આવાં સાધન યોજે છે."

"પણ આવા પત્થરો ઘણી જગ્યાએ જોવામાં આવે છે."

"ભારતવર્ષમાં નાનાં નાનાં ગામડાંઓમાં પણ અનેક વીર પુરૂષો થયા છે, તેની આ નિશાનીઓ છે."

તળાવની અંદર મધ્યભાગમાં કેટલીક દહેરીઓ જણાતી હતી અને તેમાં આરસપહાણનાં પગલાં દેખાતાં હતાં. તે દહેરીઓ તરફ આંગળી કરીને સદાનંદ બોલ્યો: "જુઓ પેલી દહેરીઓ. તે આ ગામમાં થઇ ગયેલી વીરાંગનાઓની છે."

તળાવની આસપાસ ફરતાં બંને જણુ એક જરા વધારે ઉંચા અને લાંબા પથ્થર ઉપર કોતરેલી એક મૂર્તિ પાસે આવ્યા. તેને બતાવીને પાછો સદાનંદ બોલ્યોઃ " આ ગામમાં પરમારસિંહ રાઠોડ કરીને એક ઘણા શૂરવીર અને પવિત્ર પુરૂષ થઈ ગયા છે. તેમણે જુના વખતમાં આ ગામને મુસલમાનોના ત્રાસથી બચાવ્યું હતું. મુસલમાનોના હુમલાઓ અનેક થયા પણ રાઠોડે કમ્મર કશીને તેમની સામે દારૂણ યુદ્ધ મચાવ્યું. ત્રણ દિવસ તો રાઠોડ ઘોડેને ઘોડે જ બેશી રહ્યા; તેમની તલવારનાં તો શાં વખાણ કરૂં ! એક સપાટે તે સો સોનો ખોડો કહાડી નાંખે. આ પથરો એમના જ નામનો છે. એના ઉપર રાઠોડની જ મૂર્તિ કોતરેલી છે. આ ગામ શૂરવીરતા અને પવિત્રતા બંને માટે પ્રખ્યાત હતું. ભારતવર્ષમાં શૂરવીરતા અને પવિત્રતા સદા જોડાયલાં જ રહેતાં એનો એ રાઠોડ એક ઉત્તમ નમુનો હતા."

બંને જણા વાત કરતા હતા એવામાં એક લાંબી મુછો અને દાઢીવાળો ગામડીયો જે ગરાશીઓ હતો તે ત્યાં આવીને ઉભો અને તેમની વાત સાંભળવા લાગ્યો. સદાનંદે વાત પુરી કરી એટલે તરત જ પેલો ગરાશીઓ જરા ગર્વ ધરી આગળ આવીને બોલી ઉઠ્યોઃ " અને બાપા, પેલી બે દહેરીઓ કોની છે તે જાણો છો ? એ બે ગરાશીયણોની દહેરીઓ છે. પરમારસિંહની સાથે એ બે ગરાશીયણોએ પણ બહાદુરી બતાવી ગામને બચાવ્યું હતું. તેમનું મરણ થયું ત્યારે તેમને ત્યાં બાળી તેના ઉપર એ દહેરીઓ ચણાવી છે. આ તળાવ તો તેમની આસપાસ પછીથી ખોદાવવામાં આવ્યું હતું."

એ સાંભળીને હૃષીકેશચંદ્ર ઉંડા વિચારમાં પડ્યો. તેની ઐતિહાસિક દૃષ્ટિ ઉઘડી અને મનમાં ને મનમાં તે વિચાર કરવા લાગ્યોઃ "હિંદમાં આવી અનેક દંતકથાઓ પ્રજાના હૃદયપટ ઉપરથી ખસેડી નાંખી તે ઉપર "જોન ઑફ આર્ક, રૉબર્ટ બ્રુસ, નેલસન કે વેલીંગટન "નાં પરાક્રમોની છાપ પાડવી એ કાર્ય કેટલું બધું અસ્વાભાવિક છે !"

આમ એકલો ઉભો ઉભો હૃષીકેશચંદ્ર પોતાના મન સાથે વિચાર કરતો હતો એટલામાં એની દૃષ્ટિ તળાવને સામે કિનારે એક મોટી છત્રી દાટી તેની નીચે બેઠેલા એક સાધુ તરફ વળી. સાધુને માથે મોટી જટા વીંટેલી હતી. તેણે આખા શરીરે રાખોડી ચોળેલી હતી. રાખોડીવાળા તેના ધોળા ચહેરા ઉપર તેની બે રાતી અને

પ્રકાશિત આંખો જાણે સરોવરની ધોળી સપાટી ઉપર કંઇક પાણીમાં અને કંઈક બહાર દેખાતાં બે રાતાં કમળો આવી રહ્યાં હોય એમ વેગળેથી માલમ પડતી હતી. સાધુની પાસે બે ચાર લાકડાનાં ઠુણકાં એકઠાં કરીને ધુંણી સળગાવેલી દેખાતી હતી. ધુંણીની પાસે એક ચીંમટો, ચલમ અને થોડી તંબાકુ એટલું પડેલું હતું. આ સાધુ તુલસીદાસજીકૃત મોટું રામાયણ હિંદુસ્તાની ભાષામાં વાંચતો હતો અને સમજાવતો હતો અને ત્યાં થઇને જતા આવતા ગામડીયા ત્યાં આવતા, બાવાની પાસે કંઈ ફળ ફુલ વગેરે મુકતા, ચલમના એક બે સપાટા મરતા, ઘડી અધઘડી ત્યાં બેસતા, શ્રી રામચંદ્રજીની પવિત્ર કથા શ્રવણ કરીને અંતઃકરણને પવિત્ર કરતા, અને મુખથી શ્રી રામ, શ્રી રામ, ઉચ્ચારતા પોતાને માર્ગે ચાલ્યા જતા.

સદાનંદ અને હૃષીકેશચંદ્ર પેલા સાધુ તરફ જવા લાગ્યા. ત્યાં જઇને તે બાવાની પાસે ઉભા રહ્યા. બાવો કથા કહ્યા જ કરતો હતો. ગામડીયાઓ કથા સાંભળી રહ્યા હતા. રામાયણની કથા સાંભળીને હૃષીકેશચંદ્રના સંસ્કારો જાગૃત થયા. માતાએ અર્પેલી ધાર્મિક વૃત્તિ અને શ્રી રામ પ્રત્યેની ભક્તિ તેના હૃદયપટ ઉપર તરી આવ્યાં. તે સદાનંદને કહેવા લાગ્યોઃ

"શ્રી રામ અને સીતા, હિંદુ પ્રજાનાં વિશ્રામધામ છે. બંને પવિત્રતાની મૂર્તિઓ છે. આદર્શ પતિ પત્નીનું તે સર્વોત્તમ દૃષ્ટાંત છે. હિંદુ દંપતીનું તે આદર્શ છે. સદ્‌ગુણમૂર્તિ શ્રી રામ! એક પત્ની, એક બાણ, એક વચન! અને જનકનંદિની શ્રી જાનકી! જગતના પ્રાચીન કે અર્વાચીન ઇતિહાસનાં પાનાં ઉથલાવી જુવો, પણ બીજી સીતા તમને જડનાર નથી. તે તો જગતમાં એક જ થઈ ગઈ."

હૃષીકેશચંદ્ર ઘણા ઉલ્લાસમાં આવી ગયો. તેનું હૃદય ભક્તિભાવથી નિતરી રહ્યું. સદાનંદ તેની મુખમુદ્રા સામે આશ્ચર્યથી જોઈ રહ્યો. હૃષીકેશચંદ્રના અગાધ હૃદયમાં તરવરી રહેલા સંસ્કારોને જાણવાને અને સમજવાને ઘણો પ્રયાસ કરતો હોય તેમ તે બોલી ઉઠયોઃ

"તમે પાશ્ચાત્ય વિદ્યાને ગ્રહણ કરી છે પણ તે હજી તમારા હૃદયને સ્પર્શ કરી શકી નથી. તમારા ધાર્મિક સંસ્કારો હજી ભુંસાયા નથી. તમારું હૃદય સંસ્કારી અને ભક્તિપૂર્ણ છે."

"મેં પાશ્ચાત્ય વિદ્યાને ગ્રહી છે પણ આપણી પ્રાચીન વિદ્યાને તિલાંજલી આપી નથી." હૃષીકેશચંદ્રે જવાબ આપ્યો.

આમ બંને વાત કરતા હતા એટલામાં પેલા સાધુની આસપાસ લોકોનું મોટું ટોળું વીંટળાઈ ગયું. એ જોઇને સદાનંદ કહેવા લાગ્યો: "હૃષીકેશચંદ્રભાઇ, આવાં ગામડાંઓમાજ હિંદુ પ્રજાનું ખરૂં જીવન જણાય છે. જ્યાં આધુનિક જડવાદનો પગસંચાર થયો નથી અને જ્યાં અધિરા અને ઉતાળવા સુધારકોએ પ્રજારૂપી વૃક્ષનાં ડાળાં પાંદડાં વિખેરી નાંખ્યાં નથી, ત્યાં જ હિંદુ પ્રજાની શુદ્ધ ભાવનાઓ, જીવનના આશયો અને હેતુઓ વગેરે સ્પષ્ટ નજરે પડી આવે છે. આ પ્રજારૂપી વૃક્ષને આ શુદ્ધ ભાવનાઓ રૂપી ડાળાં પાંદડાં સહિત ઉછેરવામાં હિંદુ પ્રજાનું કલ્યાણ છે. તેમને છેદી નાંખવામાં આર્યજીવનની હાનિ છે.'

પેલો સાધુ રામાયણ વાંચ્યા કરતો હતો અને ત્યાં લોકોની ભીડ વધારે થતી હતી. લોકો બહુ શ્રદ્ધા અને ભક્તિભાવથી કથા શ્રવણ કરતા હતા. તેમનો ભક્તિભાવ જોઈને હૃષીકેશચંદ્ર આશ્ચર્ય પામ્યો અને બોલ્યો: "સદાનંદ, શ્રી રામ સીતા અને હનુમાનનું ચરિત સાધુ તુલસીદાસે અલૌકિક રીતે ગાયું છે અને તેની અસર ભારત-વર્ષમાં એટલી તો પ્રસરી રહી છે કે આજ લગભગ સો વર્ષથી હિંદમાં ઇંગ્રેજી વિદ્યાનો પ્રચાર થવા માંડયો છે અને ઘણાએ ઇંગ્રેજી ભણેલા બહાર પડે છે, પણ મહાત્મા તુલસીદાસજીના રામાયણની અસર હિંદુઓના હૃદયપટ ઉપરથી જરાકે ખશી નથી અને આજે પણ કાસ્મીરથી તે કન્યાકુમારી સુધી અને કલકત્તાથી તે કરાંચી સુધી સઘળા હિંદુઓ તેને તેના તેજ ભાવથી વાંચતા નજરે પડે છે."

આમ બંને જણ વાત કરતા હતા એટલામાં તો પેલા સાધુની પાસે ઘણાં સ્ત્રી પુરૂષો એકઠાં થઇ ગયાં. તળાવ ઉપર ઢોરને પાણી પાવા આવેલી કન્યાઓ, ગાયોને ચરાવીને ઘર તરફ પાછા જતા ગોવા-ળીયાઓ, ખેતરમાંથી પાછા ફરતા ખેડુતો અને ગામમાંથી ખાસ કરીને સાધુનાં દર્શનને માટે આવેલાં સ્ત્રીપુરૂષો વગેરેનો ત્યાં મોટો જમાવ થઈ રહ્યો. કન્યાઓ સાધુ પાસે બેઠી એટલે તેમનાં ઢોર તળાવમાં પડીને તેમાં સ્વતંત્રપણે ફરવા લાગ્યાં. ગોવાળીયાઓ ત્યાં બેઠા એટલે તેમની ગાયો પોતાની મેળે ઘર તરફ જવા લાગી.

આ સાધુ સર્વનું આશ્રયસ્થાન હતો. સૌને એ સાધુમાં વિશ્વાસ હતો. પોતાના સુખદુઃખની વાતો સૌ તેની આગળ કહેતાં અને એ

સાધુ તુલસીકૃત રામાયણની પંક્તિઓ, કબીરનાં પદ, અને બીજા ભક્તોની ગ્હેતો કહેતો કહેતો કોઇને દિલાસો આપતો, કોઈના મનનું સમાધાન કરતો, કોઇને જરા આંખ ફેરવીને ધામેથી ધમકાવતો, અને તેમના માંહ્ય-માંહ્યના કજીયા ટંટા ત્યાં ને ત્યાં જ પતાવી દેતો. ગામનો એક મુખી કે પોલીસ પટેલ પોતાની સત્તાથી જે ન કરી શકે તે આ સાધુ પોતાના નિર્મળ વચનથી ઝટ કરી શકતો. સાસુ વહુની લડાઇ અને ભાઇઓ ભાઇઓની તકરારનું સમાધાન અને ગામમાં થયેલી ચોરીની પણ તપાસ અહીંઆં જ થઈ જતા. એ બાવાએ સૌનાં મન એવાં મેળવી લીધાં હતાં કે કોઈ તેની આગળ જુઠું બોલી શકતું નહીં. કચેરીઓના દાવાઓ કંઇ ધરછોડ કરીને અહીં જ ચુકવાતા અને લોકોને કચેરીઓમ ધક્કા ખાવાનો ત્રાસ, વકીલોને આપવાની ફી, તથા દાવાનું ખર્ચ એ સર્વનો બચાવ થતો. અહીં આવેલા સર્વે હશીને, હળીમળીને ઘેર પાછા જતા અને એ સાધુની આમન્યા કોઈ તોડતા નહીં. વળી એ સાધુ વર્તમાનપત્રની ગરજ સારતો. તે દેશે દેશ ફરેલો હોવાથી અનેક દેશોની વાતો તે કહેતો અને લોકોનું જ્ઞાન વધારતો.

આ સઘળું જોતાંની સાથે હૃષીકેશચંદ્રના મનમાં અનેક વિચાર ઉઠવા લાગ્યા. હિંદની પ્રાચીન સમયની ગ્રામ્ય પંચાયતો, ગ્રામ્ય જીવન, તે જીવનમાં ધાર્મિક પુરૂષોને અપાતું સ્થાન, પ્રજાની ભાવનાઓ, સાધુઓ ઉપર લોકોની શ્રદ્ધા અને સાધુઓની તેમના ઉપર સત્તા, આ સઘળું તેના મગજમાં તરી આવ્યું અને તે બોલી ઉઠ્યોઃ “સદાનંદ, આ સાધુ આ લોકોનો બંધુ છે, ન્યાયાધીશ છે, ઉપદેશક છે, અને ગુરૂ છે. દેશે દેશની માહિતી આપી વર્તમાનપત્રની પણ ગરજ એ સારે છે.”

વળી મન સાથે હૃષીકેશચંદ્ર વિચાર કરવા લાગ્યો. ભારતવર્ષની પ્રાચીન પદ્ધતિઓ, ધાર્મિક ભાવનાઓ, બ્રહ્મચર્ય, સંયમાદિ નિયમો, ઋષિમુનિઓના આશ્રમો, ધાર્મિક પ્રવૃત્તિઓ, જનસેવા અને ભૂતદયા, ઉપનિષદોના સિદ્ધાંતોથી ઓતપ્રોત થયેલું પ્રજાજીવન વગેરે ચિતારો તેની માનસિક દૃષ્ટિ આગળ ખડા થવા લાગ્યા. તેનું મસ્તક ચગડોળે ચ્હડ્યું. તે મનમાં ને મનમાં બડબડ્યોઃ “આધુનિક સમયમાં હિંદમાં આવી ખરી ધાર્મિકતા હોય તો દેશની આબાદી થયા વગર કેમ રહે? ખરૂં ધાર્મિક જીવન દેશના ઉદયનું સાધન છે; તે તેની આડે કદિ આવતું નથી. यतो धर्मः ततो जयः ॥”

એ વિચારની પરાકાષ્ટાએ હૃષીકેશચંદ્રનું ચિત્ત પહોંચી ગયું. ક્ષણવાર ત્યાંનું ત્યાં જ તે સ્થિર થઇ રહ્યું. એ વિચારમાં હૃષીકેશચંદ્ર તરઓળાયો, ઝબકોળાયો, અને તેના રંગે રંગાયો. તેની દૃષ્ટિમાંથી બાહ્ય જગત ક્ષણવાર નષ્ટ થયું અને શુદ્ધ પ્રાચીન આર્યત્વ તેની રગે રગે વ્યાપી રહ્યું. તે કંઇક જાગૃત થયો; ટટાર થયો; પણ આ કાલ્પનિક દૃશ્ય બહુવાર ટકયું નહીં, અને તે ઘણા જુસ્સાથી મનમાં ને મનમાં બોલી ઉઠયો: “રડયાર્ડ કિપલીંગ ! તેં ખરૂં જ કહ્યું છે, East is east and west is west. પૂર્વ તે પૂર્વ છે અને પશ્ચિમ તે પશ્ચિમ જ છે. આ તારા શબ્દોમાં મને પુરેપુરૂં સત્ય ભાસે છે.

“પૂર્વ તે પૂર્વ છે. ભગવાન સૂર્યનારાયણનો ઉદય પ્રથમ પૂર્વમાં જ થાય છે. તેમનાં જીવનાત્મક, ચેતનાત્મક, અને આત્મપ્રકાશક કિરણો પ્રથમ પૂર્વમાં જ પ્રસરે છે. સર્વ જીવન, સર્વ ઉત્સાહ, સર્વ પ્રવૃત્તિ પ્રથમ પૂર્વમાં જ શરૂ થાય છે. પૂર્વમાં જ કુદરત પૂર બહારમાં ખીલે છે. સુંદરમાં સુંદર અને સુવાસિત પુષ્પો અહીંઆં જ નજરે પડે છે. સર્વ ધર્મના પેગંબરો પૂર્વમાં જ જનમ્યા છે. સર્વ ધર્મોની જન્મભૂમિ પણ આજ છે. જગતમાં વ્યાપી રહેલી ધાર્મિકતા, પવિત્રતા, દયા, ભ્રાતૃભાવ વગેરેના પ્રવાહો પ્રથમ પૂર્વમાંથી જ વહ્યા છે. જગતના મહાન ગુરૂઓને પ્રથમ જ્ઞાન પૂર્વમાંથી જ મળ્યું છે. રાજ્યો અને મહારાજ્યો પ્રથમ પૂર્વમાં જ સ્થપાયાં હતાં. મહાન શૂરવીર યોદ્ધાઓનાં યુદ્ધોએ ઇતિહાસનાં પાનાં પ્રથમ અહીંઆંજ અલંકૃત કર્યાં છે. પ્રભુ-પરાયણતા, યોગ, ધ્યાન, જ્ઞાન. વગેરેનું મુખ્ય મથક પૂર્વ જ છે. શાંતિનો તે આવાસ છે. નમ્રતા એનું સ્વાભાવિક લક્ષણ છે. આ ભુમિમાં જ દેવતાઓ અહીં તહીં ફરી રહ્યા હતા. આ ભૂમિના ગત ગૌરવ સાથે સરખાવતાં હાલના પશ્ચિમનું ગૌરવ કંઇ લેખામાં નથી. જગતના મહાન વિચારકો પૂર્વમાં જ પાકયા છે. આ ભૂમિમાંથી જ જ્ઞાન સર્વત્ર ફેલાયું છે. કુદરતે પણ કૃપા કરીને પૂર્વને જ સુશોભિત વન, વૃક્ષ, લતા, પલ્લવ, ફળ, ફુલ, આપેલાં છે. સુંદર મનોહર અને મધુર કંઠવાળાં અને ચિત્ર વિચિત્ર પીંછાં ધારણ કરવાવાળાં પક્ષીઓએ પણ અહીંઆં જ વાસ કરેલો છે. આથી કરીને ઘણા પૂર્વ કાળથી જ પૂર્વ સર્વને જ્ઞાન આપતું અને સર્વના મનોરાજ્ય ઉપર રાજ્ય ભોગવતું આવ્યું છે.”

હૃષીકેશચંદ્ર ઉંડા વિચારમાં ડુબી ગયો. એટલામાં રાત પડી. લોકોનું ટોળું વેરાયું. સદાનંદ અને હૃષીકેશચંદ્ર એક ધર્મશાળામાં ગયા અને ત્યાં રાતે પડી રહ્યા. બીજે દિવસે સવારમાં તે વહેલા ઉઠયા અને સુવર્ણા નદીના ઘાટ ઉપર સ્નાન કરવાને ગયા.

તીર્થભૂમિ તરીકે અને પવિત્ર સ્નાનના સ્થળ તરીકે વિષ્ણુપુરની ખ્યાતિ કાંઇ ઓછી નહોતી. જેમ ઉત્તર હિંદુસ્તાનમાં કાશી આવેલું છે અને સમસ્ત હિંદુ પ્રજાને જાત્રાનું એક પવિત્ર સ્થાન થઈ પડયું છે, તેમ કનકપુરના રાજ્યમાં વિષ્ણુપુર સૌને માટે એક મોટું જાત્રાનું સ્થળ બની રહ્યું હતું. તે પવિત્ર સુવર્ણા નદીને કિનારે આવેલું હતું. ગિરિરાજ અને વિષ્ણુપુરની ત્રણ બાજુએ સુવર્ણા આવી રહેલી હતી અને જાણે કે કોઇ સ્ત્રી બે છોકરાંને સાથે કેડમાં લઇને ઉભી હોય તેવો દેખાવ તે આઘેથી જોનારના મનમાં ઉત્પન્ન કરતી હતી. હૃષી-કેશચંદ્ર અને સદાનંદ તેના ઘાટ ઉપર ઉભા રહ્યા અને સામે કિનારે ઉગેલી સુંદર અને મનોહર લીલોતરી નિહાળવા લાગ્યા.

એ વખતે સુવર્ણાનો દેખાવ પણ ઘણો રમણીય હતો. જાણે કે એક નાની સુંદર પણ રમતીયાળ બાળા નાચતી કુદતી ધમપછાડા કરતી ચાલતી હોય તેમ તે સૌ યાત્રાળુઓને ભાસતી. પાપવિમોચની જાન્હવીના જેવો તેનો પટ વિશાળ નહોતો પણ સુંદર નાજુક અને રમણીય બાળાની કેડ જેવો તે સાંકડો હતો. તેનું જળ ગંભીર અને ઉંડું નહોતું, પણ બાળાના સ્વભાવ જેવુંજ છાછરૂં ચંચળ અસ્થિર અને વેગવાળું હતું. બાળાના જેવો જ તે ચાલતે ચાલતે ઘોંઘાટ કરતી અને આસપાસના પ્રદેશને ગજવી મુકતી.

હૃષીકેશચંદ્ર અને સદાનંદ સુવર્ણાના ઘાટ ઉપર ફરવા લાગ્યા. તેના ઘાટ ઉપર સ્ત્રી પુરુષોનાં ટોળેટોળાં એકઠાં થઇને અહીં તહીં ભીડ કરતાં જણાતાં હતાં. કોઇ સ્ત્રીઓ ત્રાંબા પીત્તળનાં વાસણ ઝગઝગતાં કરીને તેમાં પાણી ભરતી હતી. કોઇ અરધું શરીર ઢાંકીને પવિત્ર જળમાં સ્નાન કરતી હતી. કેટલાક પુરૂષો ન્હાઇને જળમાં ઉભા ઉભા સંધ્યા કરતા સૂર્યનારાયણને અર્ઘ્ય આપતા, કોઇ ન્હાતા, અને કોઇ મોટેથી ઇશ્વરનું સ્તવન કરતા જણાતા હતા. કેટલાક યાત્રાળુઓને ગોર ન્હવરાવી, કેડ સુધી જળમાં ઉભા રાખી સંકલ્પ મુકાવતા નજરે પડતા હતા. ઘાટ ઉપર કેટલાક વેરાગીઓ ધુણી સળગાવીને બેઠેલા જણાતા હતા. સુવર્ણાના ઘાટ ઉપર મંદિરોની

મોટી હાર હતી. તેમાં વાગતા ઘંટ અને શંખના નાદ અને નોબતોના ગડગડાટ સર્વના કાનમાં અથડાતા હતા. બ્રાહ્મણો કપાળમાં ભસ્મ લગાડી કે ચંદનનું ત્રિપુંડ કરી પાઠ બોલતા અહીં તહીં ફરતા માલમ પડતા હતા. ઘાટ ઉપર ભાવિક યાત્રાળુઓની ભીડ થઈ રહી હતી. આ વખતે સામે નાની નાની ટેકરીઓ અને વૃક્ષોની ઘટામાંથી જાણે કે ડોકીયાં કરતા હોય તેમ ભગવાન શ્રી સૂર્યનારાયણ ધીમે ધીમે ઉદય થતા ઘાટ ઉપરનાં સર્વ મનુષ્યો ઉપર પોતાનાં પવિત્ર કિરણના પ્રકાશ પાડવા લાગ્યા.

હૃષીકેશચંદ્ર ઘાટ ઉપરના કોઇ ન્હાતા, કોઈ ફરતા, કોઈ સંધ્યા કરતા, કોઇ કપાળે ભસ્મ લગાવી શિવસ્તોત્ર કે વિષ્ણુસ્તોત્રનો પાઠ કરતા, કોઇ માત્ર રામનામને જ જપતા, પૂર્ણ શ્રદ્ધાવાળા સંયમી અને સંતોષી યાત્રાળુઓનું બાહ્ય જીવન અને તેમની આંતર્વૃત્તિઓને નિહાળી રહ્યો હતો. તે મનમાં વિચાર કરવા લાગ્યો.

“ શ્રદ્ધા, સંતોષ અને આત્મજ્ઞાનની પરમ શાંતિ એ આર્યોનું જીવન છે. એ જીવનના વિરોધિઓ આર્યોના શત્રુઓ છે. આર્યોનું આધુનિક અશાંત જીવન તેમના આધ્યાત્મિક હ્રાસનું પરિણામ છે. વાસનાઓની અતૃપ્ત દશા અશાંતિ ઉત્પન્ન કરે છે. આર્ય શાસ્ત્રો વાસનાઓનો ક્ષય કરવાનું બોધે છે; આધુનિક કેળવણી તેમને પોષે છે અને ઇંદ્રિયોને બ્હેકાવે છે. વાસનાઓની વૃદ્ધિને લીધે જ યુરોપમાં મહા યુદ્ધ મચી રહે છે. હું ભણ્યો, ગણ્યો, મારી વાસનાઓ વધી કે ઘટી ? વાસનાઓ ઉપર કાબુ મેળવી જીવનને સત્ કાર્યમાં પરોવવું એજ ખરી કેળવણી અને ખરા જ્ઞાનનો હેતુ છે. મેં કયા સત્ કાર્યમાં જીવ પરોવ્યો છે ?”

આમ વિચાર કરતે કરતે હૃષીકેશચંદ્રે ઉંડો નિઃશ્વાસ નાંખ્યો. શારદાદેવી સાંભરી ! ચારૂચંદ્ર સાંભર્યા ! તેમનું પવિત્ર જીવન, અચળ શ્રદ્ધા, શાસ્ત્રાભ્યાસ, અને એ અભ્યાસથી નીપજતાં પરમ શાંતિ અને ધૈર્ય, સૌ તેને યાદ આવ્યું. વળી પાછો તે મનમાં બડબડયોઃ “ આર્યોની શ્રદ્ધા ગઈ અને તેની સાથે તેમની પરમ શાંતિ પણ ગઈ. ”

વળી તેની દૃષ્ટિ સુવર્ણાના ઘાટ, તેનો પ્રવાહ, તેમાં ન્હાતા અને સંધ્યા કરતા બ્રાહ્મણો, આસપાસનું સૃષ્ટિસૌંદર્ય અને જરા આઘે આવેલી વનલીલા ઉપર અનુક્રમે પડી. સ્વદેશપ્રેમની લાગણીથી હૃષી-

કેશચંદ્રનું હૃદય ઉભરાયું. તેના આવેશમાં તેનું મસ્તક ફરી ગયું. તે મનમાં બોલી ઉઠ્યોઃ

" ભારતવર્ષ! માતૃભૂમિ! મારી બાલ્યાવસ્થાનું પારણું! કુમારાસ્થાનું ક્રીડાસ્થાન! મારી યુવાવસ્થાની વિદ્યાવાડી! વૃદ્ધાવસ્થાનું નિવૃત્તિસ્થાન! સાધુ, સંતો, વીર, વિદુષીઓની જનની! તારા આત્મજ્ઞાનની પરમ શાંતિમાં જ ખરૂં જીવન છે! તે આત્મજ્ઞાનને પડખે રાખી કાર્ય કરવામાં જ કાર્યની સિદ્ધિ છે! તે આત્મજ્ઞાનમાં જ પરમ શાંતિનો વાસ છે! આર્ય પ્રજાને આત્મજ્ઞાનથી આડે રસ્તે દોરી તેની પરમ શાંતિનો ભંગ કરાવનાર પ્રજાના શત્રુઓ છે!"

આમ થોડીકવાર હૃષીકેશચંદ્ર પ્રાચીન ભારતવર્ષના વિચારોથી હર્ષ અને પરમ શાંતિ અનુભવવા લાગ્યો; પણ બીજી જ ક્ષણે તેનું ચિત્ત તેમાંથી ખસ્યું. આધુનિક વિદ્યા, પાશ્ચાત્ય પ્રજાના વૈભવો, આશયો, અને પોતાની માનસિક સ્થિતિ, એ સૌ તેના મગજમાં તરી આવ્યાં અને તે વિહ્‌વલ બની રહ્યો.

એટલામાં સદાનંદ તેની પાસે આવ્યો. બંનેની દૃષ્ટિ એક કદાવર હૃષ્ટપુષ્ટ ગૃહસ્થ ઉપર પડી. એ ગૃહસ્થ સુવર્ણામાં સ્નાન કરી છેક પાણીની પાસે જ સંધ્યા કરવા બેસતો દેખાયો. અડધા કલાક સુધી બંને જોઈ રહ્યા. પેલો ગૃહસ્થ સંધ્યા પરવારી પોતાની સાથે આણેલાં ચંદન, પુષ્પ, ધુપ, દીપ, નૈવેદ્ય વગેરેને હાથમાં લઇ મંદિરમાં દેવની પૂજા કરવા જવા લાગ્યો. તેના મુખ ઉપર શાંતિ વ્યાપી રહી હતી. તેનું ચિત્ત પ્રસન્ન અને નિર્મળ દેખાતું હતું. તેના તરફ આંગળી કરીને સદાનંદ બોલી ઉઠ્યોઃ "હૃષીકેશભાઇ, જુવો પેલા સદ્‌ગૃહસ્થને! શ્રદ્ધાનો એ નમુનો છે. કર્મયોગનું એ દૃષ્ટાંત છે. તમે ઇંગ્રેજી ભણેલાઓમાં શ્રદ્ધા નથી; તમે એમ ધારો છો કે તમે જ મોટા કામમાં ગુંથાઈ ગયા છો; તમે ખાવ છો, પીઓ છો, હરો છો, ફરો છો અને કહો છો કે તમને સંધ્યા પૂજા કરવાનો વખત મળતો નથી; તમે એમ માનો છો કે ફક્ત તમને જ વખતની કિંમત છે અને બીજાને નથી; વળી તમે મનમાં નક્કી કરી બેઠા છો કે આ પાઠ પૂજા કરનારાઓ આખો દિવસ નવરા બેશી જ રહે છે અને પાઠ પૂજા એ તો નવરાની નિશાની છે; પણ આ પેલા સદ્‌ગૃહસ્થ સાથે વાત કરી જુવો."

એમ કહેતે કહેતે સદાનંદે પેલા ગૃહસ્થને બૂમ પાડી અને તેનું

નામ દઈને તેને બોલાવ્યો. તે પાસે આવ્યો એટલે સદાનંદે કહ્યું: "જરા આમ આવો."

"જય પ્રભુ, જય પ્રભુ," કહેતો અને નમસ્કાર કરતો પેલો ગૃહસ્થ પાસે આવ્યો.

"તમો શો ધંધો કરો છો?" હૃષીકેશચંદ્રે બહુ આતુરતાથી પુછ્યું.

"મારી મોટી પેઢી ચાલે છે."

"પેઢીનું કામ ગુમાસ્તાઓ કરતા હશે અને તમે તમારો વખત નિવૃત્તિમાં ગાળતા હશો, અને અહીં આવી સંધ્યાના બે છાંટા નાંખી જતા હશો!"

"ગુમાસ્તા એક બે છે, અને વધારે જોઇએ તો રાખું! પણ સઘળું કામ હું જાતે જ કરૂં છું. દિવસના આઠ દસ કલાક તો હું પગ વાળીને બેસતો જ નથી. બાકીનો વખત આ સ્નાનસંધ્યા અને દેવપૂજામાં જાય છે. સાંજ સવાર બે વખત નદી ઉપર આવું છું અને પ્રભુનું સ્મરણ કરૂં છું. આ દેવપૂજાના પ્રતાપથી અને સાધુ સંતોની સેવાથી મારી દુકાન ધમધોકારે ચાલે છે. એ સૌ દેવનો જ પ્રતાપ છે."

એટલું બોલીને એ સદ્‌ગૃહસ્થ મંદિર તરફ ચાલતો થયો.

હૃષીકેશચંદ્ર એ સદ્‌ગૃહસ્થની પાછળ જોઈ રહ્યો, અને મનમાં કહેવા લાગ્યો: "આપણી આધુનિક દૃષ્ટિએ નિરક્ષર જણાતો આ ગૃહસ્થ શ્રદ્ધા, પવિત્રતા, સંતોષ અને સુખના શિખર ઉપર કેવો ડોલે છે? તેના ચિત્તમાં શાંતિએ વાસ કરેલો છે. તે શરીરે કેવો હૃષ્ટપુષ્ટ અને બળવાન જણાય છે! શ્રદ્ધા, શ્રદ્ધા એ મોટું સાધન છે. श्रद्धा फलति सर्वत्रः પ્રાચીન સમયમાં એ શ્રદ્ધાથી દેવ દેવીઓની ઉપાસના કરી કાલિદાસ અને જગન્નાથ જેવા પંડિતોએ વિદ્યા પ્રાપ્ત કરી હતી, અનેક દૈત્યોએ દેવતાઓને પ્રસન્ન કરીને દીર્ઘાયુષ્ય, બળ, અને વૈભવ સંપાદન કર્યાં હતાં, અને સતી કુંતાએ દેવોને આરાધી પાંચ પરાક્રમી પુત્રોને મેળવ્યા હતા. શ્રદ્ધા અને તપથી અખુટ ભંડાર, આયુષ્ય અને બળ પ્રાપ્ત કર્યાના અનેક દૃષ્ટાંતો આપણાં શાસ્ત્રો કથે છે. આજે એ શાસ્ત્રો ઉપરની આપણી શ્રદ્ધા નષ્ટ થઈ છે અને આર્ય પ્રજા નિર્માલ્ય અને નિઃસત્વ બની રહી છે. અફસોસ!"

સદાનંદને તે કહેવા લાગ્યો: "સદાનંદ, સદાનંદ, પેલા ગૃહસ્થનું મુખ કેવું પ્રસન્ન અને પ્રફુલ્લ દેખાતું હતું! કેવી અલૌકિક શાંતિએ તેના

ચિત્તમાં વાસ કરેલો હતો! અમે ઇંગ્રેજી ભણેલાઓ ગમે તેટલા જ્ઞાનમાં ચ્હડીશું પણ એવી અલૌકિક શાંતિ અમે કદિએ અનુભવવાના નથી. અમારૂં જ્ઞાન શુષ્ક અને અસંસ્કારી છે. તેમાં પ્રભુ શ્રદ્ધાની મોટી ખામી છે. જ્યાં એ પ્રભુ શ્રદ્ધા નથી ત્યાં સંતોષ, સુખ, કે શાંતિની આશા રાખવી વ્યર્થ છે!"

સદાનંદ વચમાં બોલી ઉઠ્યો: "ખરેખર, એ શ્રદ્ધામાં આર્ય-પ્રજાનો વિસામો છે. એ શ્રદ્ધામાં તેનું બળ છે. શ્રદ્ધા તેનું વિશ્રામ સ્થાન છે. એ શ્રદ્ધાને તોડવી એ તેના બળને શિથિલ કરવા બરાબર છે. એ શ્રદ્ધાને તોડનાર અખિલ પ્રજાનો શત્રુ છે. એ શ્રદ્ધાને અમુક માર્ગે વાળવી એજ આધુનિક વિદ્વાનોનું કર્ત્તવ્ય છે."

એમ બોલતો બોલતો સદાનંદ જરા આગળ ચાલ્યો. તેનું હૃદય આર્યોની પ્રાચીન ભાવનાઓથી ઉભરાઈ રહ્યું હતું. એ ભાવના-ઓના ગૌરવના વિચારોમાં ન્હાતો અને તરબોળાતો સદાનંદ મનમાં કંઈક ગર્વ ધરતો અને આનંદને અનુભવતો આગળ ચાલવા લાગ્યો. ઉપનિષદ્, રામાયણ, મહાભારતાદિના સમયના ભારતવર્ષનાં અનેક ચિત્રો તેના માનસિક પટ ઉપર તરી આવ્યાં. તેમને નિહાળી નિહાળી-ને જોતો, મનમાં ઉલ્લાસને ધારણ કરતો, અને મનોબળને પામતો સદાનંદ છાતી કહાડી ટટાર થઇને ચાલવા લાગ્યો. આખરે પાછો તે આર્યોનું ધાર્મિક હૃદય અને પ્રાચીનકાળથી ચાલતી આવતી અસ્ખલિત ભાવનાઓ ઉપર વિચાર કરતો હૃષીકેશચંદ્રને કહેવા લાગ્યો:

"હૃષીકેશભાઈ! આ પાપવિમોચની સુવર્ણાનો પ્રવાહ જેમ અસ્ખલિત છે, તેવોજ હિંદુઓની ધાર્મિક ભાવનાઓનો પ્રવાહ પણ અસ્ખલિત છે. આ સુવર્ણાનો પ્રવાહ પ્રાચીનકાળથી ચાલતો આવતો જેવોને તેવોજ છે, હિંદુઓની ધાર્મિક ભાવનાઓનો પ્રવાહ પણ જેવોને તેવોજ છે. જેમ આ સુવર્ણાનો પ્રવાહ રોકાય તેવો નથી, તેમ હિંદુ-ઓની પ્રાચીન ભાવનાઓનો પ્રવાહ પણ રોકાય તેવો નથી. હજારો વર્ષ ઉપર તે જેવો હતો તેવોને તેવોજ તે આજ પણ છે. આર્યોની પ્રાચીન ધાર્મિક ભાવનાઓને નષ્ટ કરવી એ કામ આ સુવર્ણાને પાછી વાળી તેના મૂળમાં ઘાલવા જેવું છે."

હૃષીકેશચંદ્ર સાંભળી રહ્યો. કંઈપણ બોલ્યા ચાલ્યા વગર બંને આગળ ચાલ્યા. રસ્તામાં અનેક દેવાલયો, મંદિરો, સાધુ, અને સંતો

તેમની નજરે પડવા લાગ્યાં. સુવર્ણાના તીર ઉપર આવેલાં દેવળોમાંથી ઘંટનાદ, શંખનાદ, વગેરેનો અવાજ આવતો તેમને કાને પડવા લાગ્યો. ચંદન, પુષ્પ, અને ધુપની સુવાસ પવનથી ઘસડાઈ આવી તેમના ચિત્તને પ્રસન્ન કરવા લાગી, અને તેમના મસ્તકમાં, મનમાં, હૃદયમાં, અને અંતરાત્મામાં પ્રસરી રહી તેમને આ જગતનું ભાન ભૂલાવી ક્ષણવાર દેવભૂમિનું ભાન કરાવવા લાગી.

તીર્થોનો પ્રભાવ અગાધ છે! નાસ્તિકને પણ તે ક્ષણવાર આસ્તિક બનાવે છે. તીર્થ ગુલાબના છોડ જેવું છે. ગુલાબનો છોડ જેમ પાસે જનારને પરાણે પરાણે પણ સુવાસ લેવરાવે છે અને તેના ચિત્તને પ્રસન્ન કરે છે, તેમ તીર્થ પણ મનુષ્યને પરાણે પરાણે પવિત્ર બનાવી તેના હૃદયમાં ભાવિકતા ઉત્પન્ન કરે છે. અહીં નાસ્તિકને પણ ક્ષણવાર નમન કરવાનું મન થઇ જાય છે. આસ્તિક અહીં વધારે આસ્તિક બને છે. આથી કરીને આ ભૂમિના પવિત્ર વાતાવરણથી હૃષીકેશચંદ્રની ધાર્મિક વૃત્તિને પ્રોત્સાહન મળ્યું. તે જાગૃત થઈ અને હૃષીકેશચંદ્રને પવિત્ર દેવાલયોમાં દર્શન અને પૂજા કરવાની ઇચ્છા થઇ. ઘાટ ઉપરથી ચંદન, પુષ્પ, ફળ વગેરે લઇને એ તથા સદાનંદ દેવદર્શને ગયા. આ વખતે હૃષીકેશચંદ્રના મનમાંથી દુનિયાદારીનો અહંભાવ, મમતા રાગ સૌ જતાં રહ્યાં અને તેને સ્થાને તેનું અંતઃકરણ, પવિત્ર, નિર્મળ, નમ્ર, અને ભાવિક બની રહ્યું. જાણે કે દેવભૂમિમાં તે ફરતો હોય તેમ તેનું ચિત્ત પ્રસન્ન અને પ્રફુલ્લ દેખાવા લાગ્યું. તેના મુખ ઉપર અગાધ શાંતિ અને આનંદ વ્યાપી રહ્યાં. જગતની સર્વ ઉપાધિ અને ચિંતા ટળી તેનું હૃદય શાંત બની રહ્યું, અને સંસારના પ્રપંચથી વેગળે ને વેગળે કોઈ દીવ્યભૂમિમાં તેનો અંતરાત્મા ઉડતો હોય તેમ તેના મુખ ઉપર અલૌકિક પ્રભા છવાઈ રહી.

હૃષીકેશચંદ્ર સૌ મંદિરો અને દેવળોમાં ગયો. ત્યાં જઇને તેણે દર્શન કર્યાં અને પછી ન્હાઇ ધોઇને એક દેવળમાં પૂજા કરી. દેવળોના પૂજારીઓએ દેવના પ્રસાદી તરીકે તેને કપાળે ચંદન લગાડયું અને તેને દેવ ઉપરથી ઉતરેલા ફુલના હાર આપ્યા. આ વખતે હૃષીકેશચંદ્રનું ચિત્ત પવિત્ર, ભક્તિમય, અને કાચ જેવું પારદર્શક બની રહ્યું. હિંદુઓની મૂર્તિપૂજાના રહસ્ય ઉપર વિચાર કરતો કરતો તે એક દેવળમાંથી બહાર નીકળ્યો અને ઘણા ઉલ્લાસમાં આવીને સદાનંદને કહેવા લાગ્યો:

"પાશ્ચાત્ય વિચારોથી દોરવાયલા મનુષ્યોને હિંદુઓની ધાર્મિક

ભાવનાએનું રહસ્ય સમજાવું કાઠન છે. એ ભાવનાઓમાં ઉંડાં સત્યો સમાયલાં છે. એ સત્યો ઘણાં ગુહ્ય છે નિત્ય છે, અને અવિકારી છે. તેમના ઉપર પરદેશી હુમલારૂપી ભરતીઓટ અસંખ્ય આવી ગયાં પણ તે સત્યોરૂપી મહાસાગરનું અગાધ અને ગંભીર જળ તેઓ લગાર પણ હલાવી શક્યાં નથી. તેઓ તેની સપાટી ઉપર આવ્યાં ને ગયાં. ગ્રીસ, બેબિલન, અને રોમની મહા પ્રજાઓ નષ્ટ થઇ અને તેમની સાક્ષીરૂપે આર્ય પ્રજા આજ પણ હયાત છે, પણ આર્ય પ્રજાની સાક્ષી પુરનાર જગતમાં કોઇપણ દૃષ્ટિએ આવતું નથી. આર્ય પ્રજા પોતેજ પોતાનો પુરાવો અને સાક્ષી છે. એ એક મોટું ઐતિહાસિક સત્ય છે. એમાંજ આર્ય પ્રજાનો મહિમા છે અને તેનું ગૌરવ છે."

"પાશ્ચાત્ય વિચારોથી મોહિત થયેલાઓ આ વાતને સમજતા નથી. તેઓ જાણતા નથી કે આર્ય જીવનરૂપી ઇમારતના પાયા ઘણા દૃઢ અને ઉંડા છે. તેમને ખબર નથી કે ઉપનિષદોમાં કહેલાં નિત્ય અને અવિકારી સત્યો ઉપરજ આર્ય જીવનનું બંધારણ બંધાયલું છે. એ સત્યોના પાલનમાંજ ભારતવર્ષનું શ્રેય છે. એ સત્યોના પાલન વગર આજે ભારતવર્ષમાં અનાચાર વ્યાપી રહ્યો છે અને તે અનેક વિપત્તિઓને ભોગવી રહ્યું છે." સદાનંદ વચમાં બોલી ઉઠ્યો.

એ સાંભળીને હૃષીકેશચંદ્ર ઉંડા વિચારમાં પડ્યો. ભારતવર્ષ ઉપર પડતી અનેક વિપત્તિઓ તેના મગજમાં તરી આવી અને એ વિપત્તિઓમાં પીડાતી આર્ય પ્રજાને તે ઉંડો નિઃશ્વાસ નાંખીને નિહાળી રહ્યો. સર્વત્ર તે દુઃખ જોવા લાગ્યો. મરકી, પ્લેગ, દુષ્કાળ અને યુદ્ધ તેની માનસિક દૃષ્ટિએ પડવા લાગ્યાં. ભારતવાસીઓનું દુઃખ જોઇને એનું હૃદય ચિરાયું અને તે ગદ્‌ગદ્ કંઠે સદાનંદને પુછવા લાગ્યો: "સદાનંદ, આજે ભારતવર્ષ દીન અને દુઃખી થઇ રહ્યું છે, એ શેનું પરિણામ હશે ?"

"जन्मान्तरे कृतं पापं व्याधिरोगेण बाधते । મનુષ્યો પોતાનાં પાપનાં ફળ ભોગવે છે. આજ અખિલ ભારતમાં આચારભ્રષ્ટતા અને વિચારભ્રષ્ટતા વ્યાપી રહેલાં છે. સગાસગામાં કલેશ, ભક્ષ્યાભક્ષ્ય કે પેયાપેયનો અવિવેક, પરસ્પર વેર, સ્વાર્થબુદ્ધિ, વેપારમાં અપ્રમાણિકપણું, અપવિત્રતા, અશ્રદ્ધા, નીતિનું શિથિલપણું, અને ભૂતદયાનો અભાવ સર્વત્ર આપણી નજરે આવે છે. આજે આર્યપ્રજા, કામ, ક્રોધ, મદ, મોહ અને લોભને વશ થઇ ઉચ્છૃંખલ બની પરસ્પર સંહાર કરવાને તત્પર બની રહી છે. આ પાશવવૃત્તિ આચારભ્રષ્ટતા અને વિચારભ્રષ્ટતાનું

પરિણામ છે, અને તેને લીધે મનુષ્યો અનેક પાપોને આચરે છે. મરકી, પ્લેગ, દુષ્કાળ, અને યુદ્ધ એ પ્રજાનાં મહદ્ પાપોનાં ફળ છે. હિંદુસ્તાન કર્મભૂમિ છે માટે દુષ્કર્મોનું ફળ અહીં જલદી મળે છે. અખિલ વિશ્વને પણ એ પાપોનું ફળ ભોગવવુંજ પડશે."

હૃષીકેશચંદ્ર નિ:શ્વાસ નાંખવા લાગ્યો. ભારતવર્ષની આધુનિક સ્થિતિ તેના મનમાં ફરી ફરી તરી આવવા લાગી. નિ:સાસા નાંખતો નાખતો તે વિચાર કરવા લાગ્યો: " આર્યભૂમિ ! આર્યભૂમિ ! જગતના સર્વ ધર્મોની જનની ! વીર પુરૂષોની ધાત્રી ! વીરાંગનાઓની માતા ! તપસ્વીઓનું તપોવન ! તારી કેટલી બધી અધોગતિ ! કેવી અવદશા ! જે પવિત્ર ભૂમિમાં પરમાર્થનો વાસ થઇ રહ્યો હતો તે ભૂમિમાં આજે સ્વાર્થવૃત્તિ ઘર ઘાલીને બેઠી છે. આજ તારાં બાળકો સવારથી તે સાંજ સુધી પેટ ભરવાનીજ વાતો કર્યા કરે છે. દાન, ધર્મ, જપ, કે તપમાં અરધી ઘડી પણ ગળાતી નથી. પછી કલ્યાણ તે ક્યાંથી થાય ! એક ભક્ત કવિએ ખરૂંજ કહ્યું છે,

દાન ધર્મ કે જપ નહીં તેરા, કહે ક્યોં રામ બચાવે,
મનવા, કહે ક્યોં રામ બચાવે.

"જે ભૂમિમાં આખો દિવસ ઇશ્વરપૂજનમાંજ ગળાતો, અને પરમાર્થના ચિંતનમાંજ મન રોકાતું, તે ભૂમિમાં આજે ઇશ્વર ક્ષણવાર પણ સંભારાતો નથી અને પારમાર્થિક કાર્યને જરાક પણ સ્થાન મળતું નથી; જે ભૂમિ બળ, પરાક્રમ અને સંપત્તિથી વિભૂષિત હતી તે ભૂમિ આજે અનેક આધિ વ્યાધિ અને ઉપાધિથી ગ્રસ્ત થઇ રહી છે. લોકો બાહ્ય શરીરને, ઘરને, અને મહેલ્લાઓને સાફ કરવા અનેક પ્રયાસો કરે છે, પણ હૃદયને શુદ્ધ કરવા અને મનનો મેલ ધોવા જરાકે કાળજી કરતા નથી. સૌ જમાનાનો દોષ કહાડે છે અને સમય ખરાબ આવ્યો એમ બોલે છે પણ પોતાનાં કર્મોનો જમે ઉધારનો સરવાળો તપાસતા નથી અને વેદ વિહિત માર્ગે પ્રવર્તતા નથી. એક બીજા ભક્ત કવિએ ખરૂંજ કહ્યું છે,

समय नहीं आला खोटा, पण सत्कर्माचा टोटा,
भाउ सत्कर्माचा टोटा."

હૃષીકેશચંદ્ર વિચારમાં ડુબી ગયો હતો પણ એટલામાં સદાનંદે તેને બૂમ પાડીને બોલાવ્યો અને કહ્યું: "હૃષીકેશભાઇ, ચાલો હવે, વાર ઘણી થઇ છે. આ પેલાં સુંદર સ્થળો તરફ નજર કરો."

એમ કહીને સદાનંદ હૃષીકેશચંદ્રને સુવર્ણા ઉપરનાં કેટલાંક રમણીય સ્થળો તરફ લઇ ગયો. ત્યાં પાંચ પ્રાચીન વડની એક ઘટા હતી, તેને બતાવીને સદાનંદ બોલ્યો: "જુઓ, આ પઞ્ચવટી કહેવાય છે. અહીં પાંચ વડ એકઠા થયેલા છે. આવી સુંદર ઘટા તમે કોઇપણ સ્થળે જોઈ નહીં હોય! રામ, લક્ષ્મણ, અને સીતા અહીં રહ્યાં હતાં. તેને લીધે આ સ્થાન ઘણું પવિત્ર ગણાય છે. જેમ કૃષ્ણચંદ્રનાં ચરણકમળથી વૃંદાવનની ભૂમિ પવિત્ર બની રહી છે તેમ શ્રી રામચંદ્રજીનાં પવિત્ર ચરણકમળથી આ સ્થળ અને તેની આસપાસની સર્વ ભૂમિ પવિત્ર થઇ રહી છે."

હૃષીકેશચંદ્ર આસપાસ જોતો, રામ લક્ષ્મણ અને સીતા ઉપર વિચાર કરતો, તેમનાં કાર્યો અને સુખદુઃખોને સંભારતો, તેમના અનુપમ ધૈર્યથી આશ્ચર્ય પામતો, ત્યાંને ત્યાંજ ઉભો રહ્યો અને તેની માનસિક દૃષ્ટિમાં રામાયણના બનાવો એક પછી એક તરી આવવા લાગ્યા. એટલામાં એક ગુફા તરફ આંગળી કરીને સદાનંદે કહ્યું:

"હૃષીકેશભાઈ, જુવો પેલી સુંદર ગુફા. રામ અને લક્ષ્મણ વનમાં જતા ત્યારે સીતાજીને આ ગુફામાં સંતાડતા. સૂર્યનારાયણનું એકપણ કિરણ તેમાં પ્રવેશ કરી શકતું નથી અને લગાર પવન પણ તેમાં જઈ શકતો નથી." એમ કહીને સદાનંદે ગુફાનું ગૌરવ વધારવા માંડ્યું.

ગુફાની અંદર રામ, લક્ષ્મણ અને સીતાજીની મૂર્તિઓ હતી. ક્ષણવાર તે મૂર્તિઓને નિહાળી બંને જણા આગળ ચાલ્યા. અહીં કેટલાક મંદિરો તેમની નજરે પડ્યાં. તેમાં રામમંદિર અને બાલાજીનું મંદિર એ બે મુખ્ય હતાં. અહીં જાત્રાળુઓની સવડ માટે ધાર્મિક અને ઉદાર ગૃહસ્થોએ મોટી મોટી ધર્મશાળાઓ બંધાવેલી હતી. તે સ્વચ્છ અને સુંદર હતી. અનેક યાત્રાળુઓ તેમાં વાસ કરતા અને તેમની સગવડ અને સફાઇ જોઇને બંધાવનારાઓને અનેક આશિર્વાદ આપતા. એ ધર્મશાળાઓને જોઇને હૃષીકેશચંદ્ર કહેવા લાગ્યો: "સદાનંદ, સદાનંદ, ધનાઢ્ય પુરૂષોનો આ એક મહાન ધર્મજ છે. કવિ દલપતરામે ધનિકોને ઉદ્દેશીને ખરૂંજ કહ્યું છે,

ધીંગી રચો રૂડી ધર્મશાળાઓ, જ્યાં નરનારી રહે નબળાઓ."

આમ આસપાસ જોતા જોતા અને વાતો કરતા બંને સુવર્ણાને કિનારે કિનારે ચાલ્યા અને તેના મૂળ તરફ જવા લાગ્યા. વિષ્ણુપુરમાં

આવેલી પુણ્યસલીલા સુવર્ણાને જોઇને હૃષીકેશચંદ્રને પતિતપાવની જાન્હવી સાંભરી આવી. બન્નેની તે સરખામણી કરવા લાગ્યો. બંનેની ગતિમાં, જળધારામાં, દેખાવમાં અને સૌન્દર્યમાં તેની દૃષ્ટિએ કંઇક અલૌકિક ભેદ જણાયો. તેના જેવા હિંદુને મન બંને પવિત્ર અને વંદનીય હતાં પણ બંનેને સરખાવતાં તેના મનમાં કંઇક જુદા જુદા ભાસ ઉત્પન્ન થવા લાગ્યા. બંનેની તુલનાથી કંઇક અવનવા વિચારો તેના મગજમાં ઉદ્‌ભવ્યા. દસ બાર વર્ષની એક મુગ્ધ બાળા અને વીસ પચ્ચીસ વર્ષની એક મદમસ્ત યુવતીમાં જેટલો ફેર છે તેટલો ફેર એ બંનેમાં તેને માલમ પડ્યો. સુવર્ણા પર્વતપરથી વહેતી, ખેલતી, નાચતી, કુદતી, ધમપછાડા કરતી આવતી તેને દેખાવા લાગી, અને જાન્હવી સપાટ ભૂમિ ઉપર વહેતી પણ યૌવનના મદથી ભરેલી તેની માનસિક દૃષ્ટિમાં જણાવા લાગી. બંને તેને સુંદર ભાસવા લાગી પણ સુવર્ણાનું સૌન્દર્ય ચંચળતા અને અસ્થિરતાથી વીંટળાઇ વળેલું જણાવા લાગ્યું અને જાન્હવી પોતાની સુંદરતાને ગાંભીર્ય અને ધીરતામાં પરોવાયલી દાખવવા લાગી. એક પોતાના તાંણ્ડવ નૃત્યથી બંને તીરોને હલાવતી, ગર્જના કરતી આગળ વહેતી ભાસવા લાગી અને બીજી પોતાના જબરા વેગથી ભેખડોને ભાંગતી મદોન્મત્ત હસ્તિની માફક ડોલતી ડોલતી જતી દેખાવા લાગી. પણ એ ભેદમાં અભેદ રૂપે રહેલી બંનેની રમણીયતા હૃષીકેશચંદ્રને આશ્ચર્ય પમાડવા લાગી અને બંનેની પવિત્રતા તેના હૃદયને હલાવવા લાગી.

સુવર્ણાના મૂળ તરફ જવાનો રસ્તો સુંદર હતો. રસ્તાની બંને બાજુએ લીલોતરીવાળાં ખેતરો આવેલાં હતાં અને આઘે રળીયામણા ડુંગરોની હારો આંખને ઘણી મનોહર લાગતી હતી. જેમ જેમ તે બંને સુવર્ણાના મૂળની પાસે જતા ગયા તેમ તેમ ત્યાં જવાનો રસ્તો ઘણો સાંકડો આવવા લાગ્યો અને બંને માત્ર એક પગથીમાં પગ મુકીને આગળ ચાલવા લાગ્યા. જેમ જેમ તે આગળ ગયા તેમ તેમ સુવર્ણાનો પટ પણ સાંકડો ને સાંકડો આવવા લાગ્યો. આખરે તે તેના મૂળ આગળ આવી પહોંચ્યા. સુવર્ણાનું પાણી એક મોટા ધોધ રૂપે એક પર્વતમાંથી ખળખળ અવાજ કરતું નીચે પડતું હતું. એ ધોધનો અવાજ ઘણે દૂરથી સંભળાતો. જળનો પ્રવાહ વચમાં પડેલા અનેક પથ્થરોમાં અથડાતો જાણે કે એક સાંકડી નળીમાં થઇને આવતો હોય અને આગળ વધતે વધતે ફેલાતા હોય તેવો દેખાવા

લાગ્યો. ત્યાંનો રસ્તો વિકટ હતો, પણ ત્યાં પથરાઇ રહેલા સૃષ્ટિ સૌંદર્યનો પાર નહોતો. ઇશ્વરની અગાધ લીલા ત્યાંજ દૃશ્યમાન થતી. પ્રભુનો મહિમા ત્યાંજ માલમ પડતો. એ જોતાંજ હૃષીકેશચંદ્ર બોલી ઉઠ્યો:

"સદાનંદ, સદાનંદ, અહીં કુદરત પુર બ્હારમાં ખીલેલી છે, અને ઇશ્વરની લીલા અને મહિમા પ્રત્યક્ષ દૃષ્ટિગોચર થાય છે. આટલા માટે જ પ્રાચીન સમયમાં ઋષિમુનિઓએ આવાં સ્થાન પસંદ કર્યાં હશે!"

બંને જરા આગળ ચાલ્યા. સુવર્ણાનો ૩પેરી પ્રવાહ પથ્થરોની મોટી મોટી આડી છાટો ઉપરથી નીચે પડતો તેમને દેખાયો. ચાર દિશાઓમાં લાંબે સુધી ફેલાતો તેનો સડ સડ કરતો નાદ તેમના કાનમાં અથડાવા લાગ્યો. બંને જરાક પાસે ગયા અને અહોહો! શો કુદરતનો પ્રભાવ! અશકય લાગતી અનેક વસ્તુઓ અહીં શકય થયેલી જણાવા લાગી. પ્રકૃતિ જાણે કે પોતાના પુર જોરમાં મ્હાલતી હોય એમ નજરે પડવા લાગી. કુદરત જાણે કે મનુષ્યનો ગર્વ ઉતારવા પોતાનો ઘુઘવાટ જણાવતી હોય તેમ મોટો નાદ ત્યાં સંભળાવા લાગ્યો. લગભગ ત્રીસ ચાળીસ હાથ ઉંચે પર્વતના શીખર ઉપરથી એક વીસ પચ્ચીસ હાથ પહોળી પથરાતી પાણીની ધારા કાન ફોડી નાંખે એવી ભયંકર ગર્જના કરતી ઉછાળો મારી પર્વતની તળેટીથી દસ બાર હાથને છેટે પડતી દેખાતી હતી. નીચે પડતું અને પથ્થરમાં અથડાતું પાણી હાથ દોઢ હાથ પાછું ઉછળતું હતું. તેના ઉછાળામાં ફીણના ગોટેગોટા દેખાતા હતા. એ જોઇને હૃષીકેશચંદ્ર ઘણું આશ્ચર્ય પામ્યો અને તેનું બોધગ્રાહી હૃદય તેને કહેવા લાગ્યું:

"કુદરત પોતાનું કામ એવું કરે છે! તે જોતી નથી રાત કે દહાડો! તે જોતી નથી ટાઢ કે તડકો, સવાર કે સાંજ! રાત દિવસ આની આજ જળધારા, આના આજ સુસવાટ અને આનું આજ ચલન, વલન, અને ખેલન! મનુષ્યે પોતાના કાર્યમાં સતત આમ જ મંડયા રહેવાનો બોધ તે આપણને આપી રહી છે."

બંને જણા એ ધોધને નિહાળી નિહાળીને જોવા લાગ્યા, અને તેની આસપાસ પણ નજર કરવા લાગ્યા. એક બાજુએ એક બીજાને અડકીને લગોલગ આવી રહેલાં પર્વતનાં સુંદર શિખરો જાણે ઘણાં મનુષ્યો નીચે પડતો ધોધ જોવાને એકઠાં મળીને ઉંચાં થઇ થઇને

ડોકીયાં કરી રહ્યાં હોય તેમ આવી રહેલાં જણાતાં હતાં. તેમની નજર ચુકાવીને જાણે કે છટકતી હોય તેમ જતી સુવર્ણાની જળધારા નાચતી કુદતી આગળ વહેતી દેખાતી હતી. અહીં અરણ્યની શોભા પણ અલૌકિક હતી.

આઘે એક નાનો પાતળો પાણીનો લીસોટો, સર્પ જેવો વાંકો ચુંકો, મુખ્ય પ્રવાહથી છુટો પડી જરા આઘે જઈ પાછો આવીને તેમાં મળી જતો હતો. તે જોઇને હૃષીકેશચંદ્ર બોલી ઉઠયોઃ "સદાનંદ, સદાનંદ, જુવો આ પેલો પાતળો પાણીનો લીસોટો મુખ્ય પ્રવાહથી છુટો પડી પાછો કેવો ત્વરાથી તેમાં મળી જાય છે. એ આપણને શિખવે છે કે ન્યાત જાત કે સમાજથી છુટો પડેલો મનુષ્ય એકલો રહી શકતો નથી; તે તેટલીજ ત્વરાથી પાછો આવીને તેમાં જોડાય છે. સમાજ વગર મનુષ્ય મનુષ્ય નથી !"

મધ્યાન્હ વીતીને ત્રીજા પહોરનો સમય થવા આવ્યો હતો તેથી હવે સદાનંદ બોલી ઉઠયોઃ "હૃષીકેશભાઈ, ચાલો હવે પાછા, નહી તો પાછું આજે પણ અહીં રાત રહેવું પડશે. ગુરૂમહારાજની રજા વગર આપણે અહીં આવ્યા છીએ, તેથી ગુરૂભાઇઓ આપણને શોધશે અને આપણને ઠપકો મળશે."

બંને પાછા ફર્યા અને વાતો કરતા કરતા સાયંકાળે ગિરિરાજ ઉપર આવી પહોંચ્યા.

---

## પ્રકરણ ૮ મું.

### શિષ્યપરીક્ષા.

સદાનંદ અને હૃષીકેશચંદ્ર વિષ્ણુપુરથી ઉતાવળા ઉતાવળા પાછા આવ્યા કારણકે સાયંકાળની આરતિ થઈ જશે એમ તેમને લાગ્યું. તે વખતે ગિરિરાજ ઉપર સર્વે સાધુઓ એક સુંદર દેવળમાં એકઠા થયા હતા. એ દેવળમાં શ્રી રામચંદ્રજીની ભવ્ય મૂર્તિ હતી. ગિરિરાજ ઉપરના સાધુઓ ઇશ્વરને નિરંજન નિરાકાર માનતા પણ તેના લક્ષ્ય સ્વરૂપની પણ પૂજા કરતા. આરતીનો સમય થયેલો હોવાથી તે વખતે એક જણ ઘડીઆળ વગાડતો હતો. તે સાંભળીને હૃષીકેશ

ચંદ્ર તથા સદાનંદ ઘણા ઉતાવળા આવ્યા. આરતી શરૂ થઇ હતી. દેવળના બે ભાગ હતા. અંદરના ભાગમાં રામચંદ્રજીની મૂર્તિ હતી અને બહારના મંડપમાં લોકો દર્શન કરવાને ઉભા રહેતા. હૃષીકેશચંદ્ર સાધુઓ અને સંન્યાસીઓ પાસે જઇને ઉભો રહ્યો. તેઓ જુદાં જુદાં વાદ્યો વગાડતા હતા અને મધુર સ્વરે ભક્તિભાવથી આરતી ગાતા હતા. અંદરની બાજુએ એક સાધુ આરતી ઉતારતો હતો. રામચંદ્રજીની મૂર્તિને સુંદર સુવાસિત પુષ્પોના હાર પહેરાવવામાં આવ્યા હતા અને તેમની પાસે ઘણા ઘીના દીવા સળગી રહ્યા હતા. એ દીવાઓના પ્રકાશમાં રામચંદ્રજીની મૂર્તિ અલૌકિક દેખાવ ધારણ કરી રહી હતી.

એ જોઇને હૃષીકેશચંદ્ર ઉંડા વિચારમાં પડ્યો: "ભારતવર્ષનાં હજારો સ્ત્રી પુરૂષો રામચંદ્રજીને પૂજે છે. સદ્‌ગુણમૂર્તિ રામ; સીતાપતિ રામ..." એમ દરેક શબ્દને ભાર દઇને બોલતો અને તેના ઉપર વિચાર કરતો હૃષીકેશચંદ્ર રામચંદ્રજીના ધ્યાનમાં લીન થઇ ગયો.

"...અને સીતા! પ્રાચીન ઇતિહાસનાં પાનાં ફેરવો અને અર્વાચીન ઇતિહાસને બારીકીથી તપાસો, પણ બીજી સીતા તમને જડનાર નથી. તે એક જ થઇ છે. તેના જેવી બીજી ભવિષ્યમાં થવાની નથી." હૃષીકેશચંદ્રની ઐતિહાસીક દૃષ્ટિ ઉઘડી અને તે મનમાં બોલ્યો.

એટલામાં આરતી બંધ થઈ. તેની સાથે વાદ્ય અને સંગીત પણ બંધ થયાં. એક સાધુએ ત્રણ ચાર વાર શંખનાદ કર્યો. પછી સર્વે ધૂનમાં બેઠા.

રઘુપતિ રા–ઘવ રા–આ–જા રા–આ–આ–મ.
પતિ–ઈ–ઇ–ત પાવન સી–ઇ–ઇ–તા રામ.

એ ધૂન ચાલી રહી. એક સંન્યાસી બોલવા લાગ્યો અને બીજા ઝીલવા લાગ્યા. પ્રથમ ધીમેથી અને પછી ઉતાવળેથી ધૂન ચાલવા લાગી. સર્વે તાળી પાડી તાલ આપવા લાગ્યા. રામનામથી આખું દેવળ ગાજી રહ્યું. પછી સર્વે ઉભા થયા. મંત્રપુષ્પાંજલિનો પ્રારંભ થયો. यज्ञेन यज्ञमयजन्त देवा स्तानि धर्माणि प्रथमा......મંત્ર ઘોષનો તીક્ષ્ણ અવાજ ગગનને ભેદી રહ્યો અને હૃષીકેશચંદ્રની વિચારપરંપરાને

ભેદીને આખા ગિરિરાજ ઉપર ગાજી રહ્યો. દરેક સંન્યાસી શાંત, સ્થિર, અને પવિત્ર દેખાવા લાગ્યો.

આ દૃશ્ય હૃષીકેશચંદ્રને ઘણું મોહક લાગ્યું. મઠના સંન્યાસીઓનો આ તેને પહેલો જ અનુભવ હતો. તેમના જીવનથી તે ચકિત થયો. જેમ જેમ તે તેમની સાથે વધારે વધારે રહેવા લાગ્યો, અને તેમના સમાગમમાં વધારે વધારે આવતો ગયો, તેમ તેમ તેને નવા નવા અનુભવ થતા ગયા. તેમના વિષે નવું નવું જાણવાની તેને હોંસ થઇ.

સંન્યાસીઓનું નિર્દોષ અને નિષ્કામ વર્તન જોઇને તેના મનમાં અનેક પ્રશ્ન ઉદ્ભવ્યા: "તેમનું ધ્યેય શું હશે? શા હેતુથી તેઓ આવું વર્તન ચલાવી રહ્યા હશે? કયા કયા નિયમોનું તેઓ પાલન કરી રહ્યા છે? તેમના જીવનની રૂપરેખા કોણે ઘડી હશે!"

તેણે ઘણા સંન્યાસીઓને પુછ્યું પણ તેને બરાબર જવાબ મળ્યો નહીં. તેઓ કહેવા લાગ્યા: "અમારી સાથે વધારે રહો એટલે સમજાશે."

સંન્યાસીઓનું સાદું જીવન અને સરળતા તેમના દરેક કાર્યમાં પ્રત્યક્ષ જણાઇ આવતાં હતાં. તેમાં પણ ગુહ્ય હેતુ સમાયલો હતો. તેમનાં મુખ ઉપર દીવ્ય તેજ છવાઇ રહ્યું હતું. તેમની વાણીમા સંયમ હતો. તેમની રીતભાત વિનયવાળી હતી. દરરોજ સવારે તે ચાર વાગે ઉઠતા અને ધ્યાનમાં બેસતા. પછી તે પોતપોતાને કામે જતા. કેટલાક માંદાઓની માવજત કરતા, કેટલાક ગરીબોને મદદ કરવાને જતા, અને કેટલાક બીજાઓને શિખવતા.

બપોરે તે સાધુઓ થોડો વખત ધ્યાનમાં બેસતા. પછી તે ભોજન લેતા. લગભગ અઢી વાગ્યાને સુમારે સર્વે એકઠા થતા અને વિદ્વાન સંન્યાસીઓ વેદાન્તનો વર્ગ લેતા. આ વર્ગોમાં ઉપનિષદો ઉપરતું પ્રવચન હૃષીકેશચંદ્રના સાંભળવામાં આવ્યું. આવું ઉદાત્ત, ઉદાર, અને વિશાળ દૃષ્ટિથી થતું પ્રવચન હૃષીકેશચંદ્રના સાંભળવામાં કદિ આવ્યું નહોતું.

લગભગ ચાર વાગ્યાને શુમારે સર્વે સંન્યાસીઓ જરા વિશ્રાંતિ લેતા અથવા અહીં તહીં ફરતા. ગિરિરાજ ઉપરના સંન્યાસીઓ ઇશ્વર સંબંધી વાતો કરતા અને ધ્યાનમાં લીન થતા જણ્તા, પણ તેમણે

તેમના જીવનમાં પ્રવૃત્તિ અને નિવૃત્તિ બંનેનો સુયોગ સાધ્યો હતો. ગિરિરાજની તળેટીમાં આવેલાં ગામોનાં માણસો માંદાં પડતાં તો આ સંન્યાસીઓ તેમની વારે જતા અને તેમની સારવાર કરતા. આસપાસનાં ગામોમાં દુકાળ પડે, રેલ આવે, કે મરકી ચાલે તો તેઓ ગમે તેવું કામ છોડીને લોકોની વારે ધાતા અને જીવના જોખમે પણ તેમને મદદ કરતા. તે કામ પૂરૂ કર્યા પછી જ તે મઠમાં પાછા આવતા. કામથી તે કદિ કંટાળતા નહીં કે કદિ તેનાથી લેપાયમાન થતા નહીં. આળસમાં પડી રહેવું એ તેમના જીવનથી વિરૂદ્ધ હતું.

कर्मण्य कर्म यः पश्येद कर्मणि च कर्म यः

स बुद्धिमान् मनुष्येषु स योगी परमो मतः

એ ભગવદ્ વાક્યને તે અનુસરી રહ્યા હતા.

બીજે દિવસે સવારે હૃષીકેશચંદ્ર વ્હેલો ઉઠયો અને ન્હાઇ ધોઈને પરવાર્યો. એટલામાં વિશુદ્ધાનંદ તેની પાસે આવ્યો અને બોલ્યો: "હૃષીકેશભાઇ, આજ ગુરૂમહારાજ તમારી પરીક્ષા કરશે અને પછી તમને મંત્રોપદેશ આપશે."

હૃષીકેશચંદ્ર આશ્ચર્યથી તેની સામે જોઇ રહ્યો. વિશુદ્ધાનંદની આંખો અને મુખ ઉપર ગાંભીર્ય વ્યાપી રહ્યું. તે પાછો ફરીથી બોલ્યો: "મનુષ્યનો અધિકાર જોયા વગર ગુરૂમહારાજ કોઇને દીક્ષા આપતા નથી."

હૃષીકેશચંદ્ર વિચારમાં પડયો. થોડીવાર પછી તેણે પુછયું: "તેનું કારણ શું?"

વિશુદ્ધાનંદે જવાબ આપ્યો: "અનધિકારી દીક્ષા લે તો તેનું પરિણામ અનિષ્ટજ આવે."

હૃષીકેશચંદ્ર ફરી આશ્ચર્ય પામ્યો. એ સાધુઓના આચાર, વિચાર, અને આદર્શ તરફ તે ફરી દૃષ્ટિ નાંખવા લાગ્યો અને પોતાની પરીક્ષા કેવી રીતે કરાશે તેના વિષે મનમાં અનેક તર્કવિતર્ક કરવા લાગ્યો. મઠમાં આવનાર દરેક શિષ્યની અગમ્યગુરૂ પરીક્ષા કરતા. એ પરીક્ષા કરવાના નિયમો આર્યશાસ્ત્રોએ આપેલા છે. પોતાના ઉંડા અભ્યાસ અને સાધનાઓના બળથી અગમ્યગુરૂની પારમાર્થિક દૃષ્ટિ ખુલ્લી ગઈ હતી અને તેને લીધે સઘળા નિયમો તેમને હસ્તામલકવત્ થઇ રહ્યા હતા. કોઇ પણ મનુષ્ય તેમની પાસે આવતો કે તરતજ તે તેની સામે બારીકીથી જોઈ રહેતા. પછી જો તેનામાં કંઈક ધાર્મિક-

તાનો અંશ જણાય તો તે તેની સાથે વાત કરતા અને તેને ફરીથી પોતાની પાસે આવવાનું કહેતા. થોડા દિવસ પછી તે તેના શરીરના અવયવો, વિચારો, શ્રદ્ધા, ચલન, વલન, ભોગેચ્છા વગેરેનો બારીક તપાસ કરતા અને તે ઉપરથી પછી તેના વિષે અભિપ્રાય બાંધતા. પછી તે પોતાની યોગશક્તિવડે તેના અંતરની લાગણીઓને સમજી જતા. શ્રુતિ, સ્મૃતિ, પુરાણ વગેરે આર્યશાસ્ત્રો કહે છે કે મનુષ્યના વિચારો પ્રમાણેજ તેનું બાહ્ય શરીર ઘડાય છે અને તેના મનમાં ચાલતા વિચારોનો ભાવ તેના મુખ ઉપર સુક્ષ્મ રીતે પ્રદર્શિત થાય છે. એથી કરીને અગમ્યગુરૂ શિષ્ય થનાર મનુષ્યના મુખને વધારે વધારે તપાસીને જોતા. હૃષીકેશચંદ્રને નવાઇ પામતો જોઇને વિશુદ્ધાનંદ પાછો ફરી બોલી ઉઠયો: "ભાઈ, આર્યશાસ્ત્રોએ શિષ્યની પરીક્ષા કરવાની રીત બતાવી છે અને ઉચ્ચ અધિકારીનાં લક્ષણો વર્ણવ્યાં છે. આ આપણો દેહ છે તે જડ પદાર્થોનો બનેલો છે એમ આપણે માનીએ છીએ, પણ આપણાં શાસ્ત્રો કહે છે કે તે તો માત્ર આપણી વૃત્તિઓનો બહિર્દેખાવ છે. જેવી વૃત્તિઓ તેવો દેહ. શરીરના જુદા જુદા અવયવો જુદી જુદી વૃત્તિઓના જડ આવિર્ભાવો છે."

હૃષીકેશચંદ્ર સાંભળી રહ્યો. તે ઉંડા વિચારમાં પડયો. આવું શાસ્ત્ર એણે કદિ સાંભળ્યું નહોતું. આવી પવિત્ર ભૂમિમાં તે કદિ આવ્યો ન હતો અને આવા સૂક્ષ્મ અનુભવોને અનુભવવાનો અવકાશ તેને કદિ મળ્યો ન હતો. પાશ્ચાત્ય વિદ્યામાં કેળવાયલા, ઇંગ્રેજી તત્ત્વજ્ઞાનના અભ્યાસી, અને પાશ્ચાત્ય વિજ્ઞાનશાસ્ત્રના સિદ્ધાંતોના અનુભવીને એમાં કંઇક નવીન સત્ય માલમ પડયું. એ સત્યને તે પાશ્ચાત્ય વિદ્યાથી ઉત્પન્ન થયેલા તર્કની કસોટીએ ચ્હડાવવા લાગ્યો.

વિશ્વનો સામાન્ય નિયમ એવો છે કે કુમારાવસ્થામાં બંધાયલા વિચારો, ભાવનાઓ અને આશયો, તથા તે સમયમાં ઉત્પન્ન થયેલી શ્રદ્ધા યુવાવસ્થામાં જેવાં ને તેવાં ટકી શકતાં નથી. યુવાન જેમ જેમ શિક્ષણ ગૃહણ કરતો જાય છે તેમ તેમ તેના તર્કનું પ્રાબલ્ય વધે છે. પોતાના વિચારોને તે તર્કની કસોટીએ ચ્હડાવવાને મથે છે. તેઓ સત્ય છે કે અસત્ય તેની તુલના તે તર્કથીજ કરે છે. એ તર્કના પ્રાબલ્યથી તેની બાલ્યાવસ્થાની ભાવનાઓ, શ્રદ્ધા વગેરે શિથિલ થતાં જાય છે. તર્કની કસોટિએ તે ચ્હડી શકતાં નથી. નાનપણના સંસ્કારો આમ બદલાય છે અને મનુષ્ય શંકાશીલ બની રહે છે.

એવોજ કંઇક ફેરફાર હૃષીકેશચંદ્રના હૃદયમાં થઇ રહ્યો હતો. પાશ્ચાત્ય વિદ્યાથી તેની મનનશક્તિ, તર્ક, અને બુદ્ધિ અલૌકિક વિકાસને પામ્યાં હતાં. પણ તેની સાથે ઇશ્વિર, ધર્મ, પ્રાચીન દંતકથાઓ વગેરે તરફ તે કંઈક શંકાની દૃષ્ટિથી જોવા લાગ્યો હતો. નાનપણમાં માતાપિતાએ અર્પેલી ધાર્મિકતા અને શ્રદ્ધાને તે તર્કની કસોટીએ ચ્હડાવતો અને તેમ કરવામાં તેની કેટલીક ભાવનાઓ શિથિલ થઇ જતી અને કેટલીક બળવાન બની જતી. પણ તેની તર્કબુદ્ધિ નાસ્તિકની અશ્રદ્ધા નહોતી; પણ તે ખરા સત્યશોધકની શોધકવૃત્તિ હતી. હૃષીકેશચંદ્ર દરેક વસ્તુનાં આદિ અંત શોધવાને મથતો અને તેની જ્ઞાનપિપાસા સત્યજ્ઞાન પ્રાપ્ત કરવાને તેને પ્રેરતી. એથી હૃષીકેશચંદ્રનું મન સર્વદા સત્યની શોધ માટે અશાંત રહેતું અને કવચિત્ તે વધારે ઉછાળા મારતું અને વધારે તર્ક કરતું. ગિરિરાજ ઉપરના શ્રદ્ધાળુ સંન્યાસીઓને તેના તર્કો નાસ્તિકતાના પરિણામરૂપ લાગતા, પણ હૃષીકેશચંદ્રનો સાચો ભાવ જોઇને તે સર્વે તેનું કહ્યું સાંભળતા અને તેના ઉપર પ્રસન્ન રહેતા. પાશ્ચાત્ય વિદ્યાએ તેની શ્રદ્ધાને કંઇક શિથિલ કરી હતી, પણ તેના અંતરાત્માને જડવાદમાંથી શાંતિ મળી શકતી નહોતી, તેથી કરીને હૃષીકેશચંદ્રનું હૃદય એક મૂર્તિમંત જીવંત શક્તિ, એક મહાન ગુરૂ કે જે તેનામાં દીવ્ય શક્તિ પ્રેરે, તેને ઉચ્ચ સ્થિતિએ લઇ જાય, તેનામાં સત્યજ્ઞાનનો અજેય પ્રકાશ પાડે અને શ્રદ્ધા અને શાંતિનો વાસ કરાવે, અને તેના આત્માનો ઉદ્ધાર કરે, તેને માટે તલસી રહ્યું હતું.

વિશુદ્ધાનંદનું કહેવું સાંભળીને હૃષીકેશચંદ્ર અગમ્યગુરૂની શક્તિ અને પોતાના અધિકાર વિષે ઉંડા વિચારમાં પડી ગયો હતો. તેને ઉંડા વિચારમાં પડેલો જોઇને વિશુદ્ધાનંદે પુછ્યું: "હૃષીકેશભાઇ, કેમ કંઈ ઉંડા વિચારમાં પડી ગયા ?"

"તમે જે કહ્યું તેનાથી હું વિચારમાં પડ્યો."

"ભાઈ, એમાં વિચારમાં પડવા જેવું કંઇ નથી. એ તો બધું શાસ્ત્રોમાં લખેલું છે."

"ગુરૂમહારાજને એ સઘળું વિદિત જ હશે."

"એમાં શંકા કરવાનું કારણ નથી."

ગુરૂમહારાજની વિદ્વત્તામાં હૃષીકેશચંદ્રે શંકા કરી એ વાત

વિશુદ્ધાનંદને રૂચી નહીં. તે જરા કરડી નજર કરીને બોલ્યોઃ "સઘળાં શાસ્ત્રો અમારા ગુરૂમહારાજને કંઠે છે, એટલું જ નહીં પણ શાસ્ત્રનાં સત્યો તેમને હસ્તામલકવત્ છે."

હૃષીકેશચંદ્ર સમજી ગયો. તેણે વાત ફેરવી વાળી અને તે બોલ્યો, "મને એ સત્યોમાંનાં કેટલાંક સમજાવશો તો મોટો ઉપકાર થશે."

"ભાઈ, આજે ગુરૂમહારાજ તમારી પરીક્ષા કરશે. તેને માટે શાસ્ત્રોએ શું શું કહેલું છે તે જરા લક્ષ દઇને સાંભળો, પછી તમારો અધિકાર હશે તો ગુરૂમહારાજ પોતેજ તમને તે સત્યો પ્રત્યક્ષ કરાવશે." વિશુદ્ધાનંદે ગંભીરપણે જવાબ આપ્યો.

એ સાંભળીને હૃષીકેશચંદ્ર જરા શાંત થયો અને વિશુદ્ધાનંદ આગળ શું કહે છે તે સાંભળવાને તે આતુર બન્યો. એટલામાં વિશુદ્ધાનંદે કહ્યું:

"હૃષીકેશભાઇ, આપણાં શાસ્ત્રો કહે છે કે કોઇ મનુષ્યની આંખો કમળ જેવી હોય છે, કોઇની આખલાની આંખો જેવી હોય છે, અને કેટલાકની આંખો યોગી કે દેવના જેવી હોય છે. જેમની આંખો કમળ જેવી હોય છે તેમની વૃત્તિઓ આધ્યાત્મિક હોય છે. આખલાની આંખો જેવાં ચક્ષુવાળા મનુષ્યને વિષયવાસના વધારે હોય છે. યોગીની આંખો જરા રતાશવાળી હોય છે અને તેની દષ્ટિ સદા ઉર્ધ્વ ને ઉર્ધ્વ જ રહે છે. વળી ભક્તિમાન મનુષ્યોનાં શરીર કોમળ હોય છે. તેમના હાથ પગના સાંધા ઝટ વળી જાય તેવા હોય છે. યોગીઓ સ્વાભાવિક રીતે આખા શરીરને ફાવે તેમ વાળી શકે છે. વળી, તેમનાં શરીર પાતળાં હોય છે તોપણ તેમનો ઘાટ એવો રચાયલો હોય છે કે તેમના ઉપર કોઇપણ જાતની વક્રતા માલમ પડતી નથી. એ શિવાય ઉચ્ચ અધિકારીનાં બીજાં ઘણાં લક્ષણો શાસ્ત્રોએ દર્શાવેલાં છે."

આ પ્રમાણે વાત ચાલતી હતી એવામાં સદાનંદ ઉતાવળો ઉતાવળો આવ્યો અને બોલ્યોઃ "ગુરૂમહારાજ હવે ધ્યાનમાંથી ઉઠયા છે, માટે આપણા નવા અતિથિને લઇને ચાલો."

ત્રણે જણા જવા લાગ્યા. બે સંન્યાસીઓની વચમાં હૃષીકેશચંદ્ર ચાલતો હતો. તેના શરીરનો વર્ણ ગૌર હતો અને પેલા બે સંન્યાસીઓ શરીરે શ્યામ હતા. તેથી જાણે બે ગણોની વચમાં સાક્ષાત્ શિવજી ચાલતા હોય તેવો દેખાવ કરીને ત્રણે જણા ગુરૂમહારાજની

પાસે આવી પહોંચ્યા. હૃષીકેશચંદ્રને જોઇને ગુરૂમહારાજ રાજી થયા અને તેને પોતાની પાસે બેસાડયો. પછી કેટલાક સવાલ તેને પુછીને અગમ્યગુરૂ સૌને કહેવા લાગ્યા:

"આપણા નવા અતિથિ વિદ્વાન અને બુદ્ધિશાળી છે, પણ આત્મદર્શન વિદ્યાગમ્ય કે બુદ્ધિગમ્ય નથી. ભગવતી શ્રુતિ કહે છે કે

नायमात्मा प्रवचनेन लभ्यो न मेधया न बहुना श्रुतेन।

તેમની આધ્યાત્મિકતાની બારીક પરીક્ષા કરવી પડશે."

એમ કહીને અગમ્યગુરૂએ હૃષીકેશચંદ્રની આંખો સામું નિહાળી નિહાળીને જોયું અને તેનો એક હાથ પોતાના હાથમાં લઇને તેનું વજન તે કરવા લાગ્યા. વળી તેના શરીરના અવયવો, સાંધાઓ વગેરે-ને તેમણે બહુ બારીકીથી તપાસ્યા. પછી જરાક આડા ફરીને તેમણે વિશુદ્ધાનંદને કહ્યું: "આ પુરૂષ સંસ્કારી છે, પણ ઇંગ્રેજી વિદ્યાથી એમના સંસ્કારો દબાઇ રહેલા છે. સત્શાસ્ત્રના મનનથી એમના સંસ્કારો જાગૃત થશે અને એ કોઇ મહાપુરૂષ નીવડશે."

ફરીથી પાછા અગમ્યગુરૂ હૃષીકેશચંદ્રની આંખોને બારીકીથી તપાસવા લાગ્યા અને તેનાં ભવ્ય અને વિશાળ ચક્ષુઓ જોઇને તે પાછા બોલ્યા: "આ પુરૂષની આંખોના ખુણા કાન તરફ લંબાય છે, પણ છેક કાન સુધી પહોંચતા નથી, તેથી આ પુરૂષ યોગી તો નહીં પણ યોગી જેવો થશે. તે સંસારનો ત્યાગ કરશે નહીં પણ સંસારમાં ત્યાગીનું જીવન ગાળશે."

વિશુદ્ધાનંદ વચમાં બોલી ઉઠયો: "મહારાજ, એમને દિક્ષા આપો અને આપની શકિતદ્વારા એમને યોગ અને સમાધિના આનંદનો અનુભવ કરાવો."

અગમ્યગુરૂએ જરા વિચાર કરીને જવાબ આપ્યો: "તેમ કરવું ઠીક નથી. સંન્યાસદિક્ષાથી જગતને એક મોટો ગેરલાભ થાય છે. તેનાથી જગતના બુદ્ધિશાળી મનુષ્યો સંસારનો ત્યાગ કરે છે અને ગૃહસ્થાશ્રમમાં તેમની મોટી ખોટ પડે છે."

સર્વે સાંભળી રહ્યા. ગુરૂમહારાજનું કહેવું યથાર્થ છે અને તેમાં ઉંડું સત્ય સમાયલું છે એવો સર્વેને ભાસ થયો. આ નવીન રહસ્ય સાંભળીને સર્વે જરા વિસ્મય પામ્યા અને તે સમજ્યાનો સર્વેના મનમાં આનંદ થયો. અગમ્યગુરૂના કથનથી વિશુદ્ધાનંદના મનમાં ગુરૂ માટે ગર્વ ઉત્પન્ન થયો અને તે ગર્વની છાપ તેના મુખ ઉપર

છવાઇ રહી. હૃષીકેશચંદ્ર તરફ તે એકી નજરે અને હસતે વદને જોઈ રહ્યો અને તે એ સાધુના મનની લાગણીઓને સમજી ગયો. એટલામાં પાછા અગમ્યગુરૂ બોલ્યા: "આપણા નવા અતિથિને થોડા દિવસ અહીં રહેવા દ્યો; પછી એમને મંત્રોપદેશ થશે."

હૃષીકેશચંદ્ર મઠમાં થોડા દિવસ રહ્યો. પછી એક દિવસ અગમ્ય-ગુરૂએ તેને એકાંતમાં પોતાની પાસે બોલાવ્યો અને ધીમે રહીને કહ્યું: "ભાઇ, વૈરાગ્યવૃત્તિ બરાબર જાગૃત થયા વગર દિક્ષા લેવી એ મહાન અનર્થકર છે."

"આ જગતના પદાર્થો ઉપર મને બીલકુલ મોહ નથી."

"આ સંસારમાં મનુષ્યને માથે અનેક વિપત્તિઓ આવી પડે છે. કોઇના પ્રિયજનનું મૃત્યુ થાય છે, કોઇને કુટુંબ સાથે કલેશ થાય છે, અને કોઈ દેવામાં ડુબી જાય છે. એવા કોઇ દુઃખદ કારણને લીધે મનુષ્યને સ્મશાનવૈરાગ્ય ઉત્પન્ન થાય છે, પણ તે ઝાઝીવાર ટકતો નથી અને અંતમાં અહિતકર નીવડે છે."

"મારે તેવું કારણ કંઈ જ નથી. હું સર્વ વાતે સુખી છું. પાશ્ચાત્ય વિદ્યાએ મારી બુદ્ધિને સતેજ કરી સ્વતંત્ર બનાવી છે અને સંસ્કૃત વિદ્યાએ તેમાં વૈરાગ્યની છાયા નાંખી છે."

"દૃઢ વિચારપૂર્વક થયેલો વૈરાગ્ય જ સર્વદા ટકી રહે છે."

"ઘણા મનન પછી હું એવા નિશ્ચય ઉપર આવ્યો છું કે આ મનુષ્યજીવન પોતાનો મોક્ષ સાધવાને અને જગતનું કલ્યાણ કરવાને માટે જ છે; आत्मनो मोक्षार्थं जगद्धिताय च."

અગમ્યગુરૂ હૃષીકેશચંદ્રની સામે જોઈ રહ્યા. તેમને તેનો અધિકાર ઘણો ઉચ્ચ લાગ્યો. થોડીવાર પછી તે બોલ્યા: "તમારો એ નિશ્ચય ઘણો સ્તુત્ય છે, પણ હાલના ઇંગ્રેજી ભણેલાઓના નિશ્ચયો માત્ર બુદ્ધિના વિલાસો જ હોય છે. એ નિશ્ચયો હોઠના હોય છે, હૈયાના હોતા નથી. તેમાં અનુભવની મોટી ખામી હોય છે અને તેથી તે ઝાઝીવાર ટકતા નથી અને મનુષ્યો અશ્રદ્ધાળુ અને શંકાશીલ બની રહે છે."

હૃષીકેશચંદ્ર સાંભળી રહ્યો. અગમ્યગુરૂએ દર્શાવેલી અવસ્થાને તે કોઈ કોઇવાર અનુભવતો અને પોતાના નિશ્ચયોથી ડગતો. પાશ્ચાત્ય તત્વજ્ઞાનનો તે અભ્યાસ કરતો અને તેને આર્યોના તત્વજ્ઞાન સાથે

સરખાવતો. પાશ્ચાત્ય તત્વજ્ઞાનના અભ્યાસમાં તે જેમ જેમ ઉંડો ઉતરતો તેમ તેમ તેની ધાર્મિક ભાવનાઓ અને કુમારાવસ્થાની શ્રદ્ધાઓ શિથિલ થતી; આર્યોનાં ધર્મ, તત્વજ્ઞાન અને પ્રાચીન દંતકથાઓ તરફ તે શંકાશીલ નજરે જોતો; પ્રાચીન ભાવનાઓ તરફ તેની શ્રદ્ધા મંદ થતી અને પ્રાચીન શિક્ષણ પ્રત્યે તેને અભાવ ઉત્પન્ન થતો. જે ભાવનાઓમાં તે ઉછર્યો હતો તે સઘળી પાશ્ચાત્ય સિદ્ધાંતોથી ડગમગતી અને તેના મનમાં તુમુલ યુદ્ધ મચી રહેતું. તે અશાંત અવસ્થાને ભોગવતો અને તેને મનમાં ઘણું દુઃખ થતું. તેનું કુટુંબ જે ધાર્મિક અને સામાજીક નિયમો પાળી રહ્યું હતું તેનાથી તદ્દન વિરૂદ્ધ તેનું વર્તન થતું. આવી અવસ્થામાં તે હિંદુઓના રીતરિવાજો માત્ર બ્રાહ્મણોએ સ્વાર્થને માટે શોધી કહાડેલા માર્ગો છે, પ્રાચીન વિદ્યા માત્ર બ્રાહ્મણોને અન્ય જાતિઓ ઉપર મોટાઇ ભોગવાવનારૂં તંત્ર છે, અને એ તંત્રના બંધનમાં આખો દેશ ડુબી ગયો છે, એમ માનતો; હિંદુ સમાજ, વર્ણવ્યવસ્થા, ધર્મ, સૌ તરફ શંકાની નજરથી તે જોતો અને સૌની સામે થતો.

મનુષ્યસ્વભાવની આ અવસ્થા ભયંકર પરિણામ નિપજાવે છે. મનુષ્યના નૈતિક નિયમોને તે શિથિલ કરે છે. એવી અવસ્થામાં મનુષ્ય ઇંદ્રિયોને વશ થાય છે, કામ ક્રોધ મદ મોહ લોભ ઇત્યાદિ તેના ઉપર સામ્રાજ્ય ભોગવે છે. અને તે પશુવત્ બની દિવસે દિવસે વધારે અધોગતિને પ્રાપ્ત કરતો જાય છે; કારણ કે ઇશ્વર, ધાર્મિક ક્રિયાઓ, આધ્યાત્મિક વિચારો, પ્રાચીન ભાવનાઓ વગેરે ઉપર અશ્રદ્ધા ઉત્પન્ન થઇ કે મનુષ્યના મનોનિગ્રહને, આત્મશ્રદ્ધાને, અને નૈતિક જીવનને ટકાવવાને દુનિયામાં બીજું કોણ સમર્થ છે ? કુળાચાર અને કુલાભિમાન જેનામાં ઉતરી આવ્યાં નથી, માબાપની ધાર્મિકતા અને સાધુના જેની દૃષ્ટિએ પડયાં નથી, નાનપણમાં જેના હૃદયમાં માબાપની ધાર્મિકતાથી અને શુભ આચરણોથી શુભ સંસ્કારો રેડાયા નથી, તે નાસ્તિકતાના ભોગ થઇ તેમાં જ સડયા કરે છે. જેનામાં માબાપે પોતાના ચારિત્ર્યથી ધાર્મિકતાનાં બીજ રોપ્યાં છે, અથવા કોઇ વિરલાઓ જેનામાં પૂર્વજન્મના શુભ સંસ્કારો દબાઇ રહેલા છે, તે આ નાસ્તિકતા ઉપર વિજય મેળવે છે અને વધારે ધર્મિષ્ઠ બને છે.

વિશ્વનો સામાન્ય નિયમ એવો છે કે કુમારાવસ્થામાં બંધાયલા વિચારો યુવાવસ્થામાં બદલાઇ જાય છે. યુવાન જેમ જેમ ઉમરમાં અને

શિક્ષણમાં આગળ વધતો જાય છે તેમ તેમ તેના તર્કનું પ્રાબલ્ય વધે છે. વિચારોની સત્યતા અને અસત્યતાની તુલના તે તર્કથી જ કરે છે. એ તર્ક તેની બાલ્યાવસ્થાની ધાર્મિક ભાવનાઓ, શ્રદ્ધા વગેરેને શિથિલ કરી નાંખે છે. ધર્મ શ્રદ્ધાનો વિષય હોવાથી તેના તર્કની કસોટીએ ચ્હડી શકતો નથી. નાનપણના સંસ્કારો આમ બદલાય છે. ઈશ્વર, ધર્મ, પ્રાચીન દંતકથાઓ, સમાજ, સાહિત્ય વગેરે તરફ યુવાન શંકાની નજરથી જુવે છે અને તે પ્રત્યેની તેની શ્રદ્ધા દિવસે દિવસે વધારે ને વધારે શિથિલ થતી જાય છે. આખરે યુવાન નાસ્તિક બની રહે છે અને જુના વિચારોની સામે થાય છે. આવી અવસ્થા ઘણા યુવાનોને પ્રાપ્ત થાય છે. પણ જે યુવાનોનાં હૃદયમાં માબાપે નાનપણથી શુભ સંસ્કારોની ઉંડી છાપ પાડી હોય છે, જેમના માનસિક પટ આગળ માબાપ કે ગુરૂનું ઉચ્ચ ધાર્મિક ચારિત્ર્ય ઝળહળતી જ્યોતિરૂપે સર્વદા ઝળહળી રહ્યું હોય છે, અને જે ભવિષ્યમાં મહાપુરૂષો થવાને સરજાયલા છે તેમને આવી અવસ્થા જ્યારે પ્રાપ્ત થાય છે ત્યારે તેમના મનમાં જુના અને નવા અસંખ્ય વિચારોનું તુમુલ યુદ્ધ મચી રહે છે, તેમની બાલ્યાવસ્થાની ભાવનાઓ ક્ષણવાર દબાય છે. તેઓ નાસ્તિક બને છે, પણ તેમની નાસ્તિકતા શોધકવૃત્તિમાં પરિણમે છે અને આખરે તેમની ભાવનાઓ અને શ્રદ્ધા જાગૃત થઈ દબાઇ રહેલી કમાનની માફક વધારે જોર કરીને ઉપર આવે છે, અને તે વધારે દૃઢ અને પ્રબળ બની રહે છે. પામર જીવો ઐહિક સુખના વિચારોમાં જ જન્મે છે અને તેમાં જ મરે છે. તેમાંના કોઇ કોઇને આવી અવસ્થા પ્રાપ્ત થાય છે, પણ ઉદાસીન વૃત્તિ ધારણ કરી ત્યાંથી જ તે અટકે છે અને કંઈપણ નિશ્ચય વગર મનમાં ને મનમાં શાંત થઇ જાય છે. સંસ્કારી જીવોની બુદ્ધિ સત્યશોધક હોય છે, તે મનમાં તુમુલ યુદ્ધ મચાવે છે અને તેમાં વિજયી નિવડે છે. આખરે એ સત્યાન્વેષણથી તે પોતાની જુની ભાવનાઓ, શ્રદ્ધા અને સંસ્કારોમાં અડગ અને દૃઢ બની રહે છે.

સદ્‌ભાગ્યે હૃષીકેશચંદ્રના હૃદયમા કુળાચાર, કુળાભિમાન અને ધર્મનાં ઉંડાં બીજ રોપાયાં હતાં. શારદાદેવીની ઝળહળતી જ્યોતિ જેવી ધાર્મિકતા અને ચારૂચંદ્રનું ઉચ્ચ આશયવાળું જીવનચરિત્ર તથા શ્રેષ્ઠ ઉદારતા તેની દૃષ્ટિ આગળ પ્રતિમારૂપે ખડાં જ હતાં. પૂર્વજન્મના અનેક શુભ સંસ્કારોએ તેના હૃદયમાં વાસ કરેલો હતો. સત્ય

શોધવાની ઉત્કટ ઇચ્છા, પ્રભુમાં શ્રદ્ધા, ઉચ્ચ પ્રતિભા અને જ્ઞાન-પિપાસા તેનામાં જન્મસિદ્ધ હતાં. પાશ્ચાત્ય વિદ્યાએ તેની એ વૃત્તિઓને થોડોક સમય દબાવી અસ્તવ્યસ્ત કરી હતી પણ તેમનાં ઉંડાં મૂળ તેનાથી ઉખેડી શકાયાં ન હતાં. પાશ્ચાત્ય વિદ્યાના સંસ્કારોથી તેના મનમાં તુમુલ યુદ્ધ મચી રહ્યું હતું, અનેક વિચારોએ તેના હૃદયમાં ઉથલ-પાથલ કરી મુકી હતી, શ્રદ્ધા અને અશ્રદ્ધા વચ્ચે સંગ્રામ ચાલી રહ્યો હતો, અને ઇંદ્રિયો ઉન્મત બની હતી; પણ તેનો સંસ્કારી અંતરાત્મા અને સત્યશોધકવૃત્તિ અપૂર્વ શાંતિ, ધૈર્ય, સ્વાભિમાન અને વિવેકથી એ સઘળું સાક્ષીરૂપે નિહાળી રહ્યાં હતાં. તેના કુટુંબનું ધાર્મિક વાતા-વરણ, આચાર, વિચાર, અને ગૂઢ સંસ્કારોએ તેની ઇંદ્રિયો ઉપર વિજય મેળવ્યો હતો અને તેને કુમાર્ગે જતો અટકાવ્યો હતો, પણ કેવળ તર્કબુદ્ધિના પ્રદેશમાં તે હવે વિચરતો હતો. અહીં પણ તેની સત્યશોધક વૃત્તિએ તેને ટકાવ્યો હતો અને ઇશ્વર હોય તો તેને અવશ્ય ખોળવો એવો વિચાર તેના મનમાં દૃઢ ઠસાવ્યો હતો. નાસ્તિકપણું એ એક જાતની બુદ્ધિની જડતા છે એમ તે હવે માનતો. પાશ્ચાત્ય તત્વવેત્તા-ઓના ગ્રંથો તે ફરી ફરી વાંચતો અને વિચારતો; જનસેવા, માયા-ળુતા, અને ભ્રાતૃભાવ સંબંધીના તેના નિશ્ચયોને તેમાંથી કંઇક ટેકો મળતો, પણ બારીકીથી તપાસતાં તેઓ માત્ર બુદ્ધિના જ વિલાસો છે એમ તેની ખાત્રી થઇ જતી. પારમાર્થિક સત્યનું ભાન કરાવે, આત્મા-નું દર્શન કરાવે અને તેને અનુભવાવે, એજ ખરૂં તત્વજ્ઞાન. તત્ત્વ-જ્ઞાન એક મહાન ઉત્પાદક શક્તિ છે, માનવવિચારને સર્વોત્કૃષ્ટ સ્થિતિ-એ સ્થાપનારૂં બળ છે, અને એ શકિત જેમાં નથી તે તત્ત્વજ્ઞાન નથી એમ તે હવે દૃઢપણે માનતો. પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાનનો અભ્યાસ તેણે એટલે દરજ્જે કર્યો હતો કે તેના ફકરાઓ ને ફકરાઓ તે મોઢે બોલી જતો, પણ તેમાં તેના આત્મા કે જે કેવળ જ્ઞાનસ્વરૂપ છે અને જેનું દર્શન માનવજીવનની ઉચ્ચ દશાનો આધાર છે તેનું યોગ્ય પ્રતિ-પાદન કરેલું મળતું નહીં. પાશ્ચાત્ય સિદ્ધાંતો વિષે તે હવે મનમાં પુછતોઃ "કેટલે દરજ્જે તે મનુષ્યનું મન ઇશ્વર તરફ પ્રેરે છે અને તેનું જીવન આધ્યાત્મિક બનાવે છે ? કેટલે દરજ્જે તે આત્માનો અનુભવ કરાવે છે ?" હૃષીકેશચંદ્ર અનેક સંદેહોમાં ગોથાં ખાતો; પણ તેનું મન સત્યશોધક હતું. તત્ત્વજ્ઞાન ગમે તેવું સુંદર હોય પણ જો તે આત્માનું દર્શન અને આત્માનો

અનુભવ કરાવે નહીં તો તે માત્ર બુદ્ધિનો વિલાસ જ છે. બુદ્ધિના વિલાસીઓને ભલે તે ઉપયોગી થાય, પણ સત્યશોધક જીવાત્માને તે જરાકે સંતોષ આપી શકનાર નથી, એમ તે હવે ધારતો. અશ્રદ્ધાથી તેના મનમાં અને તેના અંતરાત્મામાં દુઃખ થતું. પોતાનામાં આત્માનુભવની ખામી તેને લાગતી. તે શોકાતુર થતો, પણ શોકનું કારણ તે કોઈને સમજાવી શકતો નહીં. અર્વાચીન વિદ્યા અને તત્વજ્ઞાનથી તેના આત્માને શાંતિ વળતી નહીં. તે મનમાં કબુલ કરતો કે શુદ્ધ તર્કથી મનુષ્યની બુદ્ધિ ઉપર જય મેળવાશે. પણ એવું શુષ્ક જ્ઞાન તેના હૃદયને અડકશે નહીં, જગતની લાલચો સામે તેનો બચાવ તે કરી શકશે નહીં, અને માનવજાતિનો ઉદ્ધાર તેનાથી થશે નહીં. આવી અશાંત માનસિક સ્થિતિને હૃષીકેશચંદ્ર ભોગવતો અને એથી કરીને તે તેના હૃદયની વક્રતાને દૂર કરે અને તેને આત્માનું દર્શન કરાવે એવા એક મહાન બ્રહ્મનિષ્ઠ અને શ્રોત્રિય ગુરૂની શોધમાં ફરી રહ્યો હતો.

એથી કરીને હૃષીકેશચંદ્ર અગમ્યગુરૂનું કહેવું આનંદ અને આશ્ચર્યથી સાંભળી રહ્યો. તેમનું કહેવું તેને ખરૂં લાગ્યું. રોગની બરાબર ચિકિત્સા કરનાર વૈદ્યનાં વચનોથી દરદીને જેમ શાંતિ થાય અને વિશ્વાસ વધે તેમ તેની માનસિક સ્થિતિને બરાબર સમજનાર અગમ્યગુરૂ ઉપર હૃષીકેશચંદ્રનો વિશ્વાસ વધ્યો અને તેના મનમાં હિંમત આવી કે એ તેના મનનું સમાધાન કરશે અને તેને આત્મદર્શન કરાવી તેના આત્મામાં અપૂર્વ શાંતિનો વાસ કરાવશે. એટલામાં પાછા અગમ્યગુરૂ બોલી ઉઠયા:

" ભાઈ હૃષીકેશચંદ્ર, મઠમાં તમે થોડા દિવસ રહ્યા તે દરમીયાનમાં તમારા વર્તન ઉપરથી જણાય છે કે તમે સંસ્કારી છો; પણ તમારા અધિકારની પુરેપુરી પરીક્ષા કરવાને હું કહું છું કે જો તમારે દિક્ષા લેવી જ હોય તો આજથી આ સંસારી વસ્ત્રોનો ત્યાગ કરો, બ્રહ્મચારીનો અંચળો શરીરે ધારણ કરો, અને ભિક્ષાપાત્ર લઇને ભિક્ષા માગી લાવો. બ્રહ્મચર્યાશ્રમમાં પરિપકવ થયા વગર તમને મંત્રોપદેશ કરી શકાશે નહીં."

વિશુદ્ધાનંદ, સદાનંદ વગેરે શિષ્યો જરા દૂર બેઠા હતા. તેમને કાને આ શબ્દો પડયા. હૃષીકેશચંદ્રનો અધિકાર ગુરૂમહારાજે ઘણો ઉચ્ચ ગણ્યો એમ જાણીને તે બહુ આશ્ચર્યથી પરસ્પર વાતો કરવા

લાગ્યા. સદાનંદ એકદમ બોલી ઉઠયો: " ગુરૂમહારાજ હૃષીકેશચંદ્રને સંન્યાસદિક્ષા ઝટ આપશે. તેમનો અધિકાર ગુરૂમહારાજે ઘણો ઉચ્ચ ગણ્યો છે. આવા ઉચ્ચ અધિકારી આ મઠમાં એ પહેલા જ છે."

"હા, ભલભલાને પણ ગુરૂમહારાજે દસ બાર વરસ વગર દિક્ષા આપી નથી."

" તેમનું વર્તન અને તેમના શરીરના અવયવો અને ચિન્હો વગેરે જોઇને તેમના અધિકાર વિષે ગુરૂમહારાજની ખાત્રી થઈ છે."

" ભાઈ, ઇંગ્રેજી વિદ્યા પણ વિદ્યા જ તેનાથી પણ મનુષ્ય કેળવાય છે અને વિદ્વાન બને છે; પણ એ વિદ્યા અસંસ્કારી હોવાથી આવા વિદ્વાનો અસંસ્કારી બને છે. તેમને સંસ્કારી બનાવવાને સદ્‌ગુરૂના સદુપદેશની જરૂર હોય છે. એ સદુપદેશ તેમને થાય છે કે તરતજ તેમના હૃદયનું વલણ બદલાય છે અને જેમ પારસમણીના સ્પર્શથી લોઢું સુવર્ણ બની જાય છે તેમ તે સંસ્કારી બની રહે છે. આવા વિદ્વાનોના હૃદયમાં શુભ સંસ્કાર એકવાર જાગૃત થાય તો તે પછી કોઈ કાળે ભુસાતા નથી."

" એટલા માટે જ ગુરૂમહારાજે તેમને ઉચ્ચ અધિકારી ગણ્યા હશે !"

"અલબત્ત, એટલા માટે જ. કેળવાયલી મૃતિકાનો ઘટ જેમ જલદીથી બનાવી શકાય છે તેમ કેળવાયલા મનુષ્યને સંસ્કારી જલદીથી બનાવી શકાય છે."

એમ વાતો કરતે કરતે વિશુદ્ધાનંદ અને સદાનંદ હૃષીકેશચંદ્રનાં વખાણ કરવા લાગ્યા. તેના આગમનથી ગુરૂમહારાજનો મહિમા અને મઠની પ્રતિષ્ઠા વધશે એમ તે માનવા લાગ્યા.

એટલામાં હૃષીકેશચંદ્રે શરીરે અંચળો ધારણ કર્યો અને હાથમાં ભિક્ષાપાત્ર લઇને એ બંને બેઠા હતા ત્યાં આવ્યો અને બોલ્યો: "ભિક્ષાં દેહિ." તેને જોઇને વિશુદ્ધાનંદ અને સદાનંદ બંને ચકિત થયા અને તેની વૈરાગ્યવૃત્તિ જોઇને આશ્ચર્ય પામ્યા. હૃષીકેશચંદ્ર મઠમાંથી બહાર નીકળ્યો અને ગિરિરાજ ઉપરનાં મંદિરો તથા તેની તળેટીમાં આવેલાં ગામડાંમાં ફરીને ભિક્ષા માગવા લાગ્યો: " ભિક્ષાંદેહિ."

કેટલાક દિવસ આમ વીતી ગયા. અગમ્યગુરૂને હૃષીકેશચંદ્રના વૈરાગ્યની વધારે વધારે ખાત્રી થવા લાગી. પછી એક દિવસ તેમણે

તેને બોલાવીને કહ્યું: "ભાઈ, મનુષ્ય વિદ્વાન હોય છે, તેનામાં વૈરાગ્યવૃત્તિ હોય છે, પણ તેના અહંભાવનો નાશ થતો નથી, માટે અહંભાવનો નાશ કરવાને તમારે સેવાકાર્ય કરવું પડશે."

હૃષીકેશચંદ્રે બહુજ આનંદથી જવાબ આપ્યો: "ગુરૂમહારાજની આજ્ઞા માથે ચ્હડાવું છું. હું ખુશીથી તે કામ કરીશ."

"ભાઇ, આ સેવાધર્મ કંઇ સહેલો નથી. એના માર્ગમાં મોટા મોટા કાંટા પાથરેલા છે. સેવા કરવામાં હજ્જારો સંકટ વેઠવાં પડશે."

"એ સઘળું વેઠવાને હું તૈયાર છું."

"તમારી સુકોમળ કાયા કરમાઇ જશે."

"મારા બંધુઓને માટે આ દેહને બાળીને ભસ્મ કરવાને પણ હું તૈયાર છું."

"જે કામ કહીએ તે તમે કરશો?"

"હા, કરીશ."

"ત્યારે સેવાકાર્યની પ્રથમ શરૂઆત આ મઠમાંથી જ કરો. લ્યો આ ઝાડુ અને આ બધા રસ્તા સાફ કરો, અને આ પેલી ગાયોને છોડીને ચારવાને લઈ જાવ. ભાઇ, સેવાકાર્ય એક મોટી તપશ્ચર્યા છે, તે કર્યા વગર ચિત્ત નિર્મળ થતું નથી."

હૃષીકેશચંદ્ર તૈયાર થયો અને અગમ્યગુરૂના કહ્યા પ્રમાણે કરવા લાગ્યો. એમ કરતે કરતે કેટલાક દિવસ વ્યતીત થયા. મઠમાં અનેક સંસારી મનુષ્યો પણ આવતા અને શાસ્ત્રવિનોદ, વિવાદ, ભજનકીર્તન વગેરે વારંવાર થતાં અને તેમાં પણ હૃષીકેશચંદ્ર ભાગ લેતો અને પોતાના હૃદયમાં અનુભવની ખોટ પુરી પાડતો. અગમ્યગુરૂનું ચારિત્ર્ય હિંદુ ધર્મની મહત્તા દર્શાવી રહ્યું હતું. ધર્મની આવશ્યક્તા, તેનો વિજય, માનવજીવનની સાર્થકતા, વગેરે અનેક બાબતો અહીં ઘણા ભાવસહિત સાદામાં સાદી વાણીથી સમજાવાતી હતી. અહીં શિષ્યોને ઉચ્ચ શિક્ષણ મળતું હતું અને તેમનાં હૃદય ઉચ્ચ સ્થિતિએ સ્થિત થઈ સંપૂર્ણ વિકાસને પામતાં હતાં. હિંદના અનેક ઋષિઓ, મુનિઓ, મહાત્માઓ, સાધુઓ, સંતો, અને ભકતોની જીવનપોથીઓનાં પાનાં અહીં એક પછી એક ઉકેલાતાં હતાં. કોઇવાર રામચંદ્રજીનો મહિમા વર્ણવાતો હતો. એકપત્ની, એકવચન, અને એક બાણનું માહાત્મ્ય શ્રોતાઓના મગજમાં ઉતારાતું હતું. એકવાર રામચંદ્રજીનું સત્યશીલ

જીવન વર્ણવતાં અગમ્યગુરૂ ઘણા ઉલ્લાસમાં આવી ગયા અને ઘણા ભાવથી ગાવા લાગ્યા:

રઘુકુલ રીત સદા ચલી આઇ,
પ્રાણ જાય પણ વચન ન જાઈ.

તેમની આસપાસ વીંટળાઇને બેઠેલા સર્વ શિષ્યો તે ઝીલવા લાગ્યા. અગમ્યગુરૂ ફરી ફરી તે લીંટીઓ બોલવા લાગ્યા અને શિષ્યો ફરી ફરી ઝીલવા લાગ્યા. ગુરૂનો ભાવ, પ્રેમલક્ષણા ભક્તિ, અને સત્ય પ્રતિ આદર જોઇને સઘળા શિષ્યો આશ્ચર્ય પામ્યા અને તેમનાં હૃદય ઉચ્ચ વાતાવરણમાં ઉડી રહ્યાં. અગમ્યગુરૂએ આગળ ગાવાનું શરૂ કર્યું. રામચંદ્રજીની સત્યપ્રીતિ અને પિતૃવત્સલતાનો આબેહુબ ચિતાર તેમણે આપવા માંડયો. શ્રી રામ—આજ્ઞાધારક પુત્ર, ભલો પ્રેમી અને વિશ્વાસપાત્ર પતિ, ન્યાયી દયાળુ અને પ્રજાપાલક રાજા, જેની નોકરી ચાકરી અને સેવા કરવાનું પણ મહદ્ ભાગ્ય ગણાતું હતું, તેવા શ્રી રામ—પ્રાતઃકાળનું નામ, જેના નામ માત્રથીજ આ લોક અને પરલોકનું હિત સધાય તેવા શ્રી રામચંદ્રજીનું ચરિત્ર અનેક ભાવો અને પ્રેમથી અગમ્યગુરૂ વર્ણવવા લાગ્યા અને શ્રી રામનામની ધૂન લગાવવાને તે પાછા ભાવથી ગાવા લાગ્યા:

રઘુપતિ રાઘવ રા...આ...આ...જા...રામ
પતિત પાવન સી...ઈ...ઇ...તા...રામ.

સર્વે શિષ્યો હવે ઉંચા થઇ થઇને હાથથી તાળીઓ પાડી મોટો ઘાંટો કહાડીને ઝીલવા લાગ્યા અને ગાતે ગાતે વારંવાર મસ્તક નમાવવા લાગ્યા.

ભજનની ધૂન મચી રહી. સંન્યાસીઓ કુદી કુદીને ગાવા લાગ્યા. સંસારી ભક્તો ક્ષણવાર સંસારની ઉપાધિઓને વિસરી જઇ ભજનના આનંદને લુંટવા લાગ્યા. ધૂનનો ધ્વનિ આખા મઠમાં ગાજી રહ્યો. એટલામાં ગુરૂમહારાજ બોલી ઉઠયા: "બોલો શ્રીરામચંદ્રકી જય."

જય બોલીને સર્વે શાંત થયા. એટલામાં ગુરૂમહારાજે જનક-ની પુત્રી શ્રી જાનકીની કથા કહેવા માંડી. શ્રી જાનકી—ભગવતી શ્રી જગદંબા, જેણે અનેક કાંટા વેઠી પતિ સાથે જ વનવાસમાં રહેવાનું વધારે પસંદ કર્યું, તે સીતા, સતી પતિવ્રતા—જેના શિયળવ્રતની જ્યોતિની જ્વાળા એટલી તો પ્રચંડ ફેલાઇ રહી હતી કે તે એકલી

અનાથ અબળા છતાં પણ તેના નિવાસસ્થાન અશોકવાટિકામાં દુષ્ટ રાવણ પોતાનો પગ મુકતાં બળ્યોબળ્યો થઇ રહેતો હતો–તેવી સતી જાનકીની કથા અગમ્યગુરૂએ સુંદર શબ્દોમાં કહી બતાવી, અને તેના જીવનની ઉંડી છાપ શિષ્યોના હૃદયપટ ઉપર કોતરાઇ રહી.

આ પ્રમાણે મઠમાં દિવસો ગળાતા. કોઇવાર શ્રીકૃષ્ણનું અલૌકિક-જીવન, તેમની ભક્તવત્સલતા, સખાભાવ, સંસારી છતાં પણ પરમ વૈરાગ્ય, યોગ, પરાક્રમ, તેમણે ગીતામાં આપેલો અનુપમ બોધ વગેરે ભાવથી ગુરૂમહારાજ વર્ણવતા; કોઈવાર શ્રીમદ્ શંકરાચાર્યની મહાન બુદ્ધિમત્તા, શ્રી ચૈતન્યદેવનો ભકિતભાવ, કબીરનું વિશાળ હૃદય અને ગુરૂ નાનકનું જ્ઞાનબળ વગેરેનો એક પછી એક ચિતાર તે શ્રોતાઓના મગજમાં ખડો કરતા અને સર્વેનાં હૃદય આશ્ચર્ય અને પ્રેમથી ઉછળતાં. કોઇવાર મહાભારત અને રામાયણના નરવીરો યુધિષ્ઠિર, અર્જુન, ભીષ્મ, હનુમાન વગેરેનાં પરાક્રમોનું શ્રવણ કરાવી તે શ્રોતાજનોનાં હૃદયને ચકિત કરી નાંખતા. આ મઠમાં સમસ્ત હિંદુ-જીવન ધાર્મિક, સામાજીક અને ઐતિહાસિક દૃષ્ટિએ ચિતરાતું, ભજવાતું, અને તેના ભાવ દર્શાવનારા અનેક નમુનાઓ શિષ્યોનાં હૃદયપટ ઉપર દૃઢપણે ઠસાવવામાં આવતા. કોઇ કોઈવાર અગમ્યગુરૂ યોગ, સમાધિ વગેરેના સ્વાનુભવનું કથન કરતા અને શ્રોતાઓ બ્રહ્માનંદનો આનંદ અનુભવતા.

---

## પ્રકરણ ૯મું.

### અગમ્યગુરૂ.

વાંચનાર! જે મહાન્ ગુરૂની શોધમાં અને સંનિધિમાં હૃષીકેશ-ચંદ્ર આવ્યો હતો તે કોણ અને કેવા સમર્થ હતા તે અહીં જાણવું આવશ્યક છે.

ઉત્તર હિંદુસ્તાનના એક નાના ગામડામાં અગમ્યગુરૂનો જન્મ થયો હતો. પૂર્વાવસ્થામાં તેમનું નામ વિષ્ણુદાસ હતું. તેમના પિતાનું નામ હરિદાસ હતું અને તેમની માતાનું નામ રાસમણી હતું. તેમના ઘરમાં રામ અને સીતાની નાની મૂર્તિઓ હતી તેમની તે પૂજા કરતાં અને આખો દિવસ ભજન કીર્તનમાં ગાળતાં. ઉદરનિર્વાહ-ને માટે હરિદાસ થોડુંઘણું ગોરપદું કરતા અને તેમાંથી જે આવે તે

વડે કરકસર અને સાદાઈથી પોતાનું ગુજરાન ચલાવતા. રાસમણિ ધાર્મિક અને પતિપરાયણા હતી. આખો દિવસ તે ઘરનું કામકાજ કરતી અને બાકીનો વખત તે પ્રભુભક્તિમાં ગાળતી. સવારે તે ચાર વાગ્યે ઉઠતી, ન્હાતી, ધોતી, રામ અને સીતાની પૂજા ઘણા ભાવથી કરતી અને ઘરનું સવારનું કામ પરવારી લેતી.

હરિદાસનું હૃદય ભક્તિપૂર્ણ હોવાથી તેમને ઘેર ઘણા સાધુ સંતો આવતા અને બંને પતિપત્ની તેમની સેવાચાકરી કરતાં. અભ્યાગત, અનાશ્રિત, કે ગરીબ કોઈ તેમને ઘેર આવતું તેને તે ટુકડામાંથી પણ ટુકડો રોટલો આપતાં અને સૌની ખાતરબરદાશ કરતાં. તેમની આગતાસ્વાગતા, ભક્તિભાવ અને દયાને લીધે તેમનું ઘર નિરાધાર અને ગરીબનું આશ્રયસ્થાન બની રહ્યું હતું.

ઘણા લાંબા વખત સુધી રાસમણિને કંઈ સંતાન નહોતું. સ્ત્રીજાતિની મનોવૃત્તિ સંતાનની ઈચ્છા કરનારી હોય છે તેમ રાસમણિ પણ સંતાનની ઈચ્છા કરતી, પણ તેનું હૃદય ભાવિક હોવાથી તે રામાયણ, મહાભારતાદિ વાંચવામાં પોતાનો કાળ નિર્ગમન કરતી અને આનંદમાં રહેતી. ઈશ્વર પ્રત્યે તેની શ્રદ્ધા અડગ હતી. વ્યવહારમાં સઘળી બાબતોનો વિચાર ઈશ્વરને સોંપી દઈ પ્રત્યેક વાતમાં તે ઈશ્વરની સહાય માગતી. એક નાનું બાળક જેમ પોતાની માતા પ્રત્યે હરવખત જુવે તેમ તે નમ્ર હૃદયે પ્રભુ પ્રત્યે જોતી અને સંસારમાં સરસી રહી મન પરમાત્મામાં લગાડેલું રાખતી અને કોઈ કોઈ વાર પુત્ર માટે પ્રાર્થના કરતી. રાસમણિને ઘેર ઘણા સાધુ સંતો આવતા અને તે પણ તેને પુત્ર માટે શ્રીરામચંદ્રજીની વધારે વધારે ભક્તિ કરવાનું કહેતા. રાસમણિ તે પ્રમાણે કરવા લાગી. સવારમાં વ્હેલી ઉઠીને તે ગામની ભાગોળે આવેલા એક મહાદેવના દેવળ પાસે જતી, તળાવમાં ન્હાતી, અને શુદ્ધ અને પવિત્ર બની પાસે આવેલાં બીલીનાં ઝાડ ઉપરથી નાનાં કુળાં બીલીપત્ર તોડતી અને મહાદેવના દેવળમાં જઈ ચંદન, પુષ્પ અને બીલ્વપત્રવડે મહાદેવની પૂજા કરતી. પછીથી પાસે આવેલા તુલસી વનમાંથી તાજાં તુલસીપત્ર તે લેતી અને ઘેર જઈને ઘણા ભક્તિભાવથી શ્રીરામચંદ્રજીની પૂજા કરતી.

આ પ્રમાણે કેટલાક દિવસો વ્યતીત થવા લાગ્યા. રાસમણિનો અંતરાત્મા પ્રસન્ન દેખાવા લાગ્યો. તેનું ચિત્ત રામચંદ્રની ભક્તિમાં

પરોવાયલું રહેવા લાગ્યું. તેના સઘળા વિચાર રામચંદ્રમય બની રહ્યા. તેનું હૃદય રામમંદિર થઇ રહ્યું. મનમાં તેને ભાસ થવા લાગ્યો કે શ્રીરામચંદ્રજી તેની અરજ સાંભળશે. તેણે વધારે વધારે ભક્તિ કરવા માંડી. જેમ ગૌરાંગ પ્રભુને જગન્નાથજીના વિચારમાં ભાવસમાધિ થઇ જતી હતી તેમ રાસમણિને ઘરનું કામ કરતે કરતે શ્રીરામચંદ્રજીના વિચારમાં ભાવસમાધિ થઇ જતી અને તે જ્યાં ઉભી હોય ત્યાંને ત્યાંજ ઉભી થઇ રહેતી. તેના ભક્તિભાવની ઉત્તમ પ્રભા આખા ઘરમાં છવાઇ રહેલી જણાતી હતી.

શ્રીરામ અને સીતા! એ પવિત્ર નામોને દરેક હિન્દુ પ્રાતઃ-કાળમાં ઉચ્ચારે છે. શ્રીરામ મનવાંછિત ફળના દાતા છે. તેમની અનુકમ્પાના દાખલાઓ અગણ્ય છે. શ્રીરામચંદ્ર વિષેની દંતકથાઓ, અને તેમની ભૂતદયાના દાખલાઓ રાસમણિના મનમાં રમી રહ્યા. તે ઘણા ભાવથી અને અનેક ઉપચારોથી શ્રીરામચંદ્રજીની પૂજા કરવા લાગી. એક દિવસ તેણે ખાવાપીવાનો પણ ત્યાગ કર્યો અને આખો દિવસ પૂજામાંજ ગાળ્યો. સાયંકાળનો સમય થયો. રાતે રાસમણિ સુઇ ગઇ. ઘરમાં સૌ શાન્ત થઇ ગયું. મધ્યરાત્રિ થઇ. રાસમણિનો આત્મા શ્રીરામચંદ્રજીનાં ચરણકમળમાં સ્થાપિત થયો. પ્રભુએ દયા કરી. એક સ્વપ્ન ઉદ્દભવ્યું. શ્રીરામચંદ્રજીએ દર્શન દીધાં.

તે દિવસ પછી રાસમણિને દિવસ રહ્યા અને યોગ્ય સમય વીત્યા બાદ તેને પુત્રનો પ્રસવ થયો. વિષ્ણુના પ્રસાદથી તેનો જન્મ થયો હતો માટે તેનું નામ વિષ્ણુદાસ પાડવામાં આવ્યું. વિષ્ણુદાસ જેમ જેમ મોટો થતો ગયો તેમ તેમ તેનામાં સાધુતાનાં બીજ દેખાવા લાગ્યાં. માતાપિતાની વૈરાગ્યવૃત્તિ, ભક્તિભાવ, અને ઉદારતા તેનામાં જણાવા લાગ્યાં. રાસમણિ તેની આગળ રામાયણ, મહાભારતાદિ વાંચતી અને તેમની ઉત્તમ ભાવનાઓ, ધર્માભિમાન, અને હિંદના પ્રાચીન ગૌરવનું ભાન વિષ્ણુદાસના મનમાં ખડાં કરતી. હરિદાસને ઘેર ઘણા સાધુઓ આવતા તેથી તેમના પ્રત્યે વિષ્ણુદાસનો પ્રેમ વધતો અને ભિક્ષા માગવાને માટે જો કોઇ સાધુ તેને ઘેર આવતો તો તે તેને પોતાનું પહેરેલું કપડું પણ આપી દેતો.

રાસમણિ શ્રીરામ અને સીતાની કથા દરરોજ વિષ્ણુદાસને કહેતી. વિષ્ણુદાસ એ આખી કથાને ઘણા આનંદથી સાંભળતો.

રાસમણિ અને આખું કુટુંબ શ્રીરામ અને સીતાની પ્રતિમાઓની પુષ્પ ચંદનથી રોજ પૂજા કરતાં અને તેમની પાસે ધ્યાન ધરીને બેસતાં તે વિષ્ણુદાસ પ્રત્યક્ષ નિહાળતો અને તેથી એને પણ શ્રીરામચંદ્રજીની પૂજા કરવાનું મન થતું. રાસમણિ તેને તે બાબતમાં દોરવા લાગી. એક દિવસ રાસમણિ અને હરિદાસ પરગામ ગયાં. ઘરમાં રહેલા ઠાકોરજીની પૂજા કરવાનું કામ વિષ્ણુદાસને માથે આવી પડ્યું. તેને તે ગમતી વાત હતી. બહુ રાજી થતો થતો વિષ્ણુદાસ દેવઘરનાં બારણાં બંધ કરીને દેવની પૂજા કરવા લાગ્યો. પૂજા કરીને તે ધ્યાન ધરવા લાગ્યો. તેણે આંખો મીંચી દીધી અને ધ્યાનમાં એટલો બધો લીન થઇ ગયો કે કલાકના કલાક સુધી તે ઉઠ્યો નહીં. ઘરનાં માણસો એને ખોળવા લાગ્યાં. જુવે છે તો દેવઘરનાં બારણાં અંદરથી બંધ. બારણાંને કુહાડાથી ચીરવામાં આવ્યાં. વિષ્ણુદાસને બૂમો પાડી અને ઢંઢોળ્યો પણ તે બોલે નહીં કે હાલે કે ચાલે નહીં. પૂર્ણ સમાધિના આનંદમાં તેનો આત્મા રમી રહ્યો હતો. બાહ્ય જગતનું તેને ભાન ન હતું. ધ્યાનાવસ્થા તેને પુરેપુરી લાગી ગઇ હતી. બાલ્યાવસ્થામાં ચિત્ત નિર્મળ અને અડગ શ્રદ્ધાથી ભરપૂર હોય છે, તેમ વિષ્ણુદાસનું ચિત્ત નિર્મળ અને પવિત્ર હતું. ધ્યાનાવસ્થા તેને સહજ પ્રાપ્ત હતી. ધ્રુવ, પ્રલ્હાદ અને શુકદેવજીની પેઠે તેનું ચિત્ત પ્રભુનાં ચરણકમળમાંજ જોડાઇ રહ્યું હતું.

વિષ્ણુદાસની ઉમ્મર જરા મોટી થઇ એટલે એને ગામઠી નિશાળે મુકવામાં આવ્યો. નિશાળે મુકતી વખતે સરસ્વતીદેવીનું પૂજન કરવામાં આવ્યું અને માતાપિતાએ એકઠાં થઇને દેવીને નમ્ર પ્રાર્થના કરી અને પછી પોતાના પુત્રને સરસ્વતી દેવીને અર્પણ કર્યો. નિશાળમાં જઇને વિષ્ણુદાસ વાંચતાં લખતાં શિખ્યો અને રામાયણ, મહાભારતાદિ અનેક ગ્રંથોને કંઠે કરવા લાગ્યો. પછીથી એને એક સંસ્કૃત પાઠશાળામાં મુકવામાં આવ્યો. માતાપિતાની શુદ્ધ અને શ્રદ્ધાવંત ભાવનાઓથી સરસ્વતીદેવીને સોંપાયલો વિષ્ણુદાસ સંસ્કૃત ભાષા ઝટ શિખવા લાગ્યો. ગીતા ઉપનિષદાદિ ગ્રંથો વાંચીને તેમાંનો સાર તે ગ્રહણ કરવા લાગ્યો અને તેમાં રહેલા આર્યોના પ્રૌઢ વિચાર અને ઉચ્ચ ભાવનાઓને તે હૃદયમાં ઉતારવા લાગ્યો. હિંદુ શાસ્ત્રોએ તેને આર્યોનું પ્રાચીન ગૌરવ સમજાવ્યું અને તેમના અધ્યયનથી તે

આર્યજીવનનાં તત્ત્વોને જાણી શક્યો. તેમના ઊંડા અભ્યાસથી, આર્યજીવન શું શું કરી શકે, આર્યજીવનની મહત્તા કેટલી છે, તેમાં કેવી કેવી ગુહ્ય શક્તિઓ રહેલી છે વગેરે બાબતોનું તેને પ્રત્યક્ષ ભાન થવા લાગ્યું.

પણ સંસ્કૃત ભણીને પંડિત થવું અને તેના જ્ઞાનદ્વારા દ્રવ્ય કમાઇને આજીવિકા ચલાવવી એવો વિષ્ણુદાસનો હેતુ નહોતો. જેમ જેમ તે પ્રાચીન ગ્રંથોને વાંચતો ગયો તેમ તેમ તેની શ્રદ્ધા, ભક્તિ અને વૈરાગ્યવૃત્તિ વધતાં ગયાં, અને તે વધારે વધારે સાધુ-સંતોના સમાગમમાં આવતો ગયો. સાધુસંતોના આધ્યાત્મિક અનુભવોની લાંબી લાંબી પુષ્કળ કથાઓ તે શ્રવણ કરવા લાગ્યો. ઈશ્વરનાં દર્શન કર્યાં હોય તેવા મહાત્માઓની શોધમાં તે હવે ફરવા લાગ્યો, અને એક ભક્ત અથવા યોગીની માફક અરણ્યમાં વાસ કરીને પોતે જાતે પ્રભુનાં દર્શન કરવાને આતુર બનવા લાગ્યો. સંસારની વાતોથી તે અલગ રહ્યો અને પોતે ધારેલે માર્ગે જવાને તે ભગીરથ પ્રયત્ન કરવા લાગ્યો.

આમ કેટલોક સમય વીતી ગયો. કાળે કરીને હરિદાસ અને રાસમણિ મૃત્યુને વશ થયાં. વિષ્ણુદાસ એકલો પડ્યો. સંસારી મનુષ્યોથી ઘણે દૂર અરણ્યોનાં વૃક્ષોની ગાઢી ઘટામાં આર્ય ઋષિમુનિઓ ધ્યાનસ્થ થઈ અગાધ શક્તિઓને પ્રાપ્ત કરી પરમાત્માનું દર્શન કરવાને શક્તિમાન થતા એ વિચાર હવે તેના મનમાં ખડો થઈ રહ્યો અને તેના હૃદય ઉપર સામ્રાજ્ય ચલાવવા લાગ્યો. વિષ્ણુદાસ પોતાને ઘેરથી નીકળ્યો. હિંદુસ્તાનમાં જે જે મોટાં જાત્રાનાં સ્થળ છે તે તે સ્થળ-માં જઈ દેવોનાં પ્રથમ દર્શન કરી આવવાં એવો હવે તેનો વિચાર થયો. હિંદમાં અનેક પવિત્ર સ્થળો છે. શ્રીકૃષ્ણનો જન્મ, બાળ-ક્રીડાઓ, અને ગોપીઓના રાસનાં સ્થાન મથુરાં, ગોકુળ, વૃંદાવન, અનેક સાધુસંતોનાં નિવાસસ્થાન હરદ્વાર અને હૃષીકેશ, નર્મદાને કિનારે આવેલું વ્યાસ નામનું મનોહર સ્થાન, શ્રી શંકરાચાર્યે સ્થાપેલાં વિદ્યાપીઠનાં ચાર મુખ્ય ધામ, તુકારામ મહારાજનું પંઢરપુર, વિદ્યા અને જાત્રાને માટે પ્રખ્યાત થઇ રહેલું કાશી વગેરે પ્રવિત્ર સ્થળોએ જવાને વિષ્ણુદાસ નીકળ્યો. તે સ્થળોનો એકાંતવાસ, ત્યાં પ્રસરી રહેલી શાંતિ અને સૃષ્ટિસૌંદર્ય તેને પ્રિય થઈ પડયાં. અનેક ઋષિમુનિ-

ઓની પાદરજથી પવિત્ર થયેલી ત્યાંની ભૂમિ ઉપર બેશી શાંતિમાં રહી પરમાત્માના ધ્યાનમાં જોડાવાનું તેને હવે સુલભ થઈ પડ્યું. પરમાત્માનુંજ ધ્યાન, તેના પદને પામેલા જીવનમુક્તોનો અને પામવા મથી રહેલા જીજ્ઞાસુઓનો સત્સંગ, પરમાત્માનુંજ મનન, અને તેનુંજ નિદિધ્યાસન, આ સઘળું જે ભાસે છે તે ઇશ્વરજ છે એજ વિચાર, વગેરે વગેરે બાબતોમાં તે હવે પોતાનો કાળ વ્યતીત કરવા લાગ્યો.

જાત્રાનાં સ્થળોમાં વિષ્ણુદાસ અનેક સંન્યાસીઓ અને યોગીઓના સમાગમમાં આવ્યો અને તેમની પાસેથી પ્રણામ પ્રશ્ન અને સેવાપૂર્વક બ્રહ્મજ્ઞાનનો અનુભવ લેવા લાગ્યો અને યોગની ક્રિયાઓ શિખવા લાગ્યો. આખરે તે કાશી ગયો અને ત્યાંના સંન્યાસીઓ અને પંડિતો પાસેથી વિદ્યા ગ્રહણ કરવા લાગ્યો. અહીં તે ન્યાય અને વ્યાકરણ શિખ્યો અને જુદા જુદા વિચારના, પંથના, સંપ્રદાયના, અને માર્ગના સંતો અને સાધુઓના સમાગમમાં આવ્યો. વિદ્વાન સંન્યાસીઓ પાસેથી તેણે અદ્વૈત વેદાંતનો અભ્યાસ કર્યો અને એક મહાન યોગી પાસેથી યોગની ક્રિયાઓને તે શિખ્યો.

બ્રહ્મજ્ઞાનને પ્રાપ્ત કરવાથી અને યોગની ક્રિયાઓને સિદ્ધ કરવાથી વિષ્ણુદાસની આંતરદૃષ્ટિ ઉઘડી, તેની વૈરાગ્યવૃત્તિ દૃઢ થઈ અને ब्रह्म सत्यं जगन्मिथ्या, प्रज्ञानंब्रह्म, अयमात्माब्रह्म, तत्त्वमसि એ મહા વાક્યોનાં રહસ્ય તેને હસ્તામલકવત્ થઈ રહ્યાં. સંસારી જીવનની અનેક તૃષ્ણાઓ, આશાઓ, બંધનો, લોભ, મોહ, અસત્ય વ્યવહાર, સ્વાર્થ, પ્રપંચ વગેરેની અસારતા તેને જણાવા લાગી અને જગત માત્ર માયા અને મિથ્યા છે એમ તેના મનમાં ઠસવા લાગ્યું.

પરમવૈરાગ્યને પ્રાપ્ત કરી રહેલા વિષ્ણુદાસે હવે સંન્યાસ ગ્રહણ કરવાનો વિચાર કર્યો. માબાપનું મૃત્યુ થવાથી હવે તેને ઘર તરફની કાળજી નહોતી. તેણે હવે ઘરબાર છોડીને એકાંતવાસમાં રહી ધ્યાન સિદ્ધ કરવાનો નિશ્ચય કર્યો.

એક દિવસ સમય મધ્યાન્હનો હતો. ભોજન તૈયાર હતું, પણ વિષ્ણુદાસે જમવાની પણ દરકાર કરી નહીં. તેના હૃદયમાં જ્ઞાનાગ્નિ સળગી રહ્યો હતો. સંન્યાસ લેવાની તીવ્રેચ્છા તેના હૃદયને હલાવી રહી હતી. પ્રબળ ધાર્મિકતા તેના મનમાં વ્યાપી રહી હતી. તેના હૃદયમાંથી આ જગતનો મોહ તદ્દન નાશ પામ્યો હતો. જગત તેને શૂન્ય

ભાસતું હતું. એકદમ તે ઘરમાંથી બહાર નીકળ્યો અને ગંગા નદીને કિનારે આવ્યો. કાશીથી નીકળી હવે ગમે ત્યાં ચાલ્યા જવું અને સદ્‌ગુરૂને શોધી કાઢી સંન્યાસદીક્ષા લેવી એવો તેનો વિચાર હતો. એક નાવિકે તેને ઓળખ્યો. વિષ્ણુદાસે તેને નદીપાર લઇ જવાનું કહ્યું. નાવિક તેને નદીની પેલીપાર લઇ ગયો. વિષ્ણુદાસ પાસે એક વસ્ત્ર હતું તે તેણે પેલા નાવિકને આપી દીધું. નાવિક રાજી થઇને ચાલતો થયો અને વિષ્ણુદાસ નદીને કિનારે ઉભો રહ્યો.

વિષ્ણુદાસ હવે નદીની બીજી બાજુએ આવ્યો હતો. તે પોતે હવે ક્યાં જવું તેનો તે પોતાના મન સાથે વિચાર કરવા લાગ્યો. ત્યાંથી તે પગે ચાલીને આગળ જવા લાગ્યો. ઉત્તરમાં શ્રીનગરની પાસે ક્ષીર-ભવાની દેવીનું દેવળ છે ત્યાં જવાનો તેનો હવે વિચાર હતો. ઘણા દિવસની મુસાફરી કર્યા પછી તે ક્ષીરભવાની પહોંચ્યો. ક્ષીરભવાનીનાં દર્શન કરીને તે ઘણો રાજી થયો. દેવીનો સાક્ષાત્કાર કરીને તેની ઇચ્છા પ્રમાણે પોતે પોતાનું કાર્ય કરવું એવો તેનો વિચાર હતો. ક્ષીરભવાનીનું સ્થાન ઘણું પવિત્ર હતું અને ઘણા દેવીભક્તોએ દેવીનો સાક્ષાત્કાર કરીને મોક્ષને પ્રાપ્ત કર્યો હતો, એવી એવી અનેક વાતો ત્યાં પ્રચલિત થઇ રહી હતી તેથી વિષ્ણુદાસ ચિત્તમાં અતિ પ્રસન્ન થયો. તેણે થોડો વખત ત્યાંજ રહેવાનો નિશ્ચય કર્યો.

ક્ષીરભવાનીના મંદિરમાં આવતા લોકો જોડે તેને સહવાસ થયો, અને તે તેની પવિત્રતા અને સભ્યતા જોઇને તેની આગતા-સ્વાગતા કરવા લાગ્યા. ક્ષીરભવાનીમાં રહીને તેણે ગાયત્રીપુરશ્ચરણ કરવાનો સંકલ્પ કર્યો. અમુક દિવસથી તેણે તેનો આરંભ કર્યો. આખો દિવસ તે હાથમાં માળા લઇને જપ કરતો જણાતો. એક દિવસ તે શાંત, સ્થિર અને પુરેપુરો ધ્યાનસ્થ દેખાવા લાગ્યો. તેની મુખમુદ્રા ઉપર અલૌકિક પ્રભા વ્યાપી રહી. તેના શરીરનાં રૂવેરૂવાં ઉભ થઇ રહ્યાં. ધ્યાનસ્થ યોગી જેવો તે ભવ્ય દેખાવા લાગ્યો, પણ તેનું શરીર અપવાસને લીધે ઘણું કૃશ થઇ રહેલું હતું. ઉગ્ર તપાચરણને લીધે તેની આંખોમાંથી રક્ત વહ્યા કરતું હતું. એક બ્રાહ્મણને તેની દયા આવી. તેણે તેને થોડું દુધ પાવાનો પ્રયત્ન કર્યો. એક કપડાને દુધમાં બોળી તેને તેણે તેના મોંમાં નીચોવ્યું. વિષ્ણુદાસ ધ્યાનમાંથી

જાગ્યો. તે શરીરે ઘણો અશક્ત થઈ ગયો હતો તેથી કરીને તે ત્યાંને ત્યાંજ બેસી રહ્યો અને પેલા બ્રાહ્મણે તેની સંભાળ લીધા કરી.

કેટલાક દિવસ થયા પછી પેલા બ્રાહ્મણે તેને પોતાને ઘેર આવવાનો આગ્રહ કર્યો, પણ વિષ્ણુદાસે કહ્યું: "હું તો હવે દેવીનો દાસ છું. ક્ષીરભવાની હુકમ કરશે તેમ મારે કરવાનું છે."

પેલો બ્રાહ્મણ ઘણા આશ્ચર્યથી વિષ્ણુદાસ સામે જોઈ રહ્યો અને ધ્યાનમાં થયેલા અનુભવને કહી બતાવવાનો તેણે તેને આગ્રહ કર્યો. વિષ્ણુદાસે કહ્યું: "થોડા દિવસ ઉપર ક્ષીરભવાનીએ મને દર્શન દીધાં છે અને કહ્યું છે કે સરયુ નદીના કિનારા ઉપર તને યોગ્ય ગુરૂ મળશે અને તે તને મોક્ષનો માર્ગ બતાવશે."

પેલો બ્રાહ્મણ વળી વધારે નવાઇ પામ્યો. વિષ્ણુદાસે આગળ કહ્યું: "ક્ષીરભવાનીની હવે આજ્ઞા છે કે મારે અહીંથી નીકળી જવું."

એમ કહીને વિષ્ણુદાસ એકદમ ઉભો થયો અને પેલા બ્રાહ્મણનો આશિર્વાદ માગવા લાગ્યો. બ્રાહ્મણે અંતઃકરણથી આશિર્વાદ આપ્યો. પછી બંને જણા ઘણા પ્રેમથી ભેટયા અને વિષ્ણુદાસ ક્ષીરભવાનીથી નીકળીને સરયુ તરફ ચાલતો થયો.

દેવીના દર્શનથી વિષ્ણુદાસના જીવનમાં મોટો ફેરફાર થઇ રહ્યો. તે અલૌકિક આનંદ ભોગવવા લાગ્યો. દેવી તરફ તેનો ભક્તિભાવ વધવા લાગ્યો. આખો દિવસ તે દેવીપ્રેમમાં ગરક થઈ રહ્યો. દેવીનું નામ ઉચ્ચારતાં એની આંખોમાં આંસુ આવી જાય. આંસુ પાડતો પાડતો વિષ્ણુદાસ આગળ ચાલ્યો અને ઉતાવળો ઉતાવળો અયોધ્યામાં આવી પહોંચ્યો.

તેના મનમાં એકજ વિચાર ચાલ્યા કરતો હતો. તે વિચાર આ હતો. સરયુને કિનારે તેને તેનો ગુરૂ મળશે કે નહીં! અયોધ્યાના મહેલ્લાઓમાં થઇને તે દોડતો જવા લાગ્યો. તેના ગુરૂને મળવાને તે ઘણો આતુર બની રહ્યો હતો. જેમ જેમ તે વધારે આતુર બન્યો તેમ તેમ તેનું મન આશા અને નિરાશાની વચ્ચે વધારે વધારે અથડાવા લાગ્યું. મને મારા ગુરૂ મળશે? તે મને શિષ્ય તરીકે સ્વીકારશે? કદાચ નહીં સ્વીકારે તો? આવા આવા વિચારોથી વિષ્ણુદાસ ઘણો ચિંતાતુર બની રહ્યો.

તે આગળ ને આગળ ચાલવા લાગ્યો, અને સરયુને કિનારે આવી પહોંચ્યો. સરયુમાં તેણે પડતું નાંખ્યું અને તરીને પેલીપાર ગયો અને ત્યાં એક ગાઢ જંગલ હતું તેમાં તેણે પ્રવેશ કર્યો. એટલામા તેણે એક પુરૂષને સામેથી આવતો જોયો. તેણે ભગવાં કપડાં પહેર્યાં હતાં અને હાથમાં કમણ્ડલુ ઝાલ્યું હતું. તે શરીરે કદાવર અને ઉંચો હતો. તેના બન્ને હાથ ઢીંચણ સુધી આવે એટલા લાંબા હતા. તેની આંખો વિશાળ હતી અને તેના ખુણા કાન સુધી પહોંચતા હતા. તે કોઈ અસાધારણ વ્યક્તિ હોય એમ એના દેખાવ ઉપરથી લાગતું હતું.

તે પુરૂષ છેક પાસે આવ્યો. તેણે વિષ્ણુદાસને જોયો. તેને જોતાં જ પેલા પુરૂષનું મુખ મલકાઇ ગયું અને તે બોલ્યો: "કેમ બચ્ચા, તું આવી પહોંચ્યો ?"

વિષ્ણુદાસે વિચાર કર્યો કે એજ એનો ભાવી ગુરૂ હશે. તે એકદમ દોડયો અને તેને પગે પડયો. તે સંન્યાસીએ તેના મસ્તક ઉપર હાથ મુકયો, તેને આશિર્વાદ આપ્યો, અને હાથ ઝાલીને તેને પોતાના આશ્રમ ઉપર લઇ ગયો.

સરયુથી થોડેક અંતરે એક નાની સાદી પર્ણકુટી આવેલી હતી. તેની આસપાસ ઉંચાં ઝાડ આવી રહેલાં હતાં. તે સ્થળ ઘણું એકાંતમાં હતું. તેની આસપાસનો દેખાવ ઘણો સ્વચ્છ લાગતો હતો. પેલો સંન્યાસી અને વિષ્ણુદાસ પેલી પર્ણકુટી પાસે આવી પહોંચ્યા. તેની એક બાજુએ તુલસી વાવેલાં હતાં અને બીજી બાજુએ નાની સરખી વાડી હતી. ત્યાં સઘળું શાંત હતું અને આસપાસ પવિત્ર વાતાવરણ પ્રસરી રહ્યું હતું. એ જોઇને વિષ્ણુદાસને રામાયણમાં વાંચેલું નૈમિષારણ્યનું વર્ણન યાદ આવ્યું અને ત્યાં બેશીને બ્રહ્મજ્ઞાનની વાતો કરતા ઋષિમુનિઓ તેની માનસિક દૃષ્ટિમાં તરી આવ્યા.

સંન્યાસીએ પર્ણકુટીમાં પ્રવેશ કર્યો. એક શિષ્યે તેને પગ ધોવાનું પાણી આપ્યું. પગ ધોયા પછી તે છાનોમાનો અંદરની બાજુએ જઇને બેઠો. વિષ્ણુદાસ હજી બહાર જ ઉભો હતો. પેલો શિષ્ય તેની પાસે આવ્યો અને તેને પાસેના ઝાડ નજીક લઈ ગયો, અને તેને ફળાહાર કરવાને ફળ વગેરે આપ્યાં. વિષ્ણુદાસ ફળાહાર કરવાની તૈયારીમાં હતો એટલામાં પેલા સંન્યાસીએ મોટી બૂમ પાડીને એને પર્ણકુટીમાં બોલાવ્યો. વિષ્ણુદાસ રાજી રાજી થઈ ગયો. કારણ કે

તે પોતાના ભાવી ગુરૂને મળવાને, તેનાં વચનામૃત શ્રવણુ કરવાને, અને દિક્ષા લેવાને ઘણો આતુર બની રહ્યો હતો.

પેલા શિષ્યના કહેવાથી વિષ્ણુદાસ સરયુ નદી ઉપર ગયો અને સ્નાન કરી પવિત્ર થઇને પાછો ફર્યો, અને પેલો સંન્યાસી બેઠો હતો ત્યાં ગયો. સંન્યાસી આંખો મીંચીને ધ્યાનમાં લીન થઇને બેઠો હતો. તેનાં ચક્ષુમાંથી પ્રભુપ્રેમનાં અશ્રુ વહ્યા કરતાં હતાં અને તે તેના ઉત્ફુલ્લ કમલ જેવા ગાલ, અને વિશાળ વક્ષઃસ્થળ ઉપર થઇને નીચે સરી પડતાં હતાં અને તેના ભગવા વસ્ત્રને અને ભૂમિને ભીંનાં કરતાં હતાં. તે અશ્રુ પ્રભાવશાળી હતાં. પ્રભુ પ્રત્યે અને માનવજાતિ પ્રત્યે તે પ્રેમનો ઝરો વહેવરાવી રહ્યાં હતાં અને તે સંન્યાસીની પાસે આવનાર દરેક મનુષ્યના હૃદયમાં તેવોજ પ્રેમ પ્રગટાવી શકતાં હતાં.

વિષ્ણુદાસ હવે એ સંન્યાસીને પોતાના ગુરૂ તરીકે માની રહ્યો હતો. તે ગુરૂની પાસે ગયો. ગુરૂને ધ્યાનસ્થ અને અશ્રુથી ભીના થયેલા જોઇને તે ઘણો ગળગળો થઈ ગયો અને એકદમ બોલી ઉઠયોઃ "અહો, કેવો અલૌકિક પ્રભાવ! કેવો અગાધ પ્રેમ! કેવી અમાનુષી શક્તિ! વજ્ર જેવા હૃદયને પણ પીગળાવી નાંખે એવી અલૌકિક સ્નેહાર્દ્રતા!"

વિષ્ણુદાસે દંડવત્ પ્રણામ કર્યાઃ "ઓમ્ નમો ભગવતે ગુરૂદેવાય!"

તે ગુરૂની પાસે બેઠો. ગુરૂની આંખોમાંથી પ્રેમાશ્રુને વહેતાં જોઇને તેનું હૃદય પ્રેમપૂર્ણ બન્યું. ગુરૂ અને શિષ્ય બન્ને અશ્રુપાત કરવા લાગ્યા બન્નેનાં હૃદય પ્રભુપ્રેમથી ઉભરાઈ રહ્યાં. એ દેખાવ ઘણો અલૌકિક હતો. એ દૃશ્ય અમાનુષી હતું. માત્ર પ્રભુના ભકતોજ એ દૃશ્યનો ચિતાર હૃદયમાં ચિતરી શકે. બન્નેનાં ચક્ષુમાંથી પ્રભુપ્રેમ વહેતો હતો અને તે મનુષ્ય, પ્રાણી, પક્ષી, વેલા, વૃક્ષ વગેરે સર્વ પ્રાણી પદાર્થ ઉપર પ્રસરતો હતો. પ્રભુપ્રેમના રસને પી રહેલા ભકતોની દશા અને પ્રભાવ આવાં જ હોય છે

વિષ્ણુદાસ એકદમ ઘણા ભક્તિભાવથી ગુરૂને ચરણે નમી પડયો. તે ગુરૂનાં ચરણકમળને ગ્રહી તેનો સ્પર્શ પોતાના મસ્તકે કરવા લાગ્યો. ગુરૂએ તેને ઉઠાડીને બેઠો કર્યો અને પાછો પોતાની સામે બેસાડયો અને તેને મંત્રોપદેશ કરવા માંડયો. મંત્રઘોષ વિષ્ણુદાસના મનમાં, હૃદયમાં અને આત્મામાં વ્યાપી રહ્યો. તેની અસર તેના શરીરના રૂવે

રૂપે દેખાઈ આવી. તેના આખા શરીર ઉપર રોમાંચ વ્યાપી રહ્યો. ગુરૂએ તેને પોતાની છાતીસરસો ચાંપ્યો. ગુરૂ અને શિષ્ય બન્ને એકબીજાને ભેટી રહ્યા. તેમનાં વક્ષઃસ્થળ પ્રભુપ્રેમથી ભરપૂર હતાં અને તેમનાં ચક્ષુ અખિલ વિશ્વ તરફ સ્નેહભરી દૃષ્ટિ નાંખી રહ્યાં હતાં.

આ પ્રમાણે વિષ્ણુદાસનો અધિકાર જોયા પછી તેના ગુરૂએ તેને સંન્યાસદિક્ષા આપી. વિષ્ણુદાસ પોતાના ગુરૂની પાસે થોડા દિવસ રહ્યો. તે ગુરૂની સનિધિમાં તે અલૌકિક આનંદ ભોગવવા લાગ્યો. પ્રભુપ્રેમરસ તેણે પીધો હતો; જે રસથી મનુષ્ય કદિએ ધરાય નહીં એવા અલૌકિક રસનો તેણે સ્વાદ ચાખ્યો હતો. પ્રભુ પ્રત્યે પ્રેમથી તે ગાંડા જેવો બની રહ્યો હતો. દિક્ષા લીધા પછી તેનું આચરણ એક ગાંડા જેવું જ બની રહ્યું હતું. તેનામાં મોટો ફેરફાર થઈ રહ્યો હતો અને તેની દૃષ્ટિએ આ બાહ્ય જગત તદ્દન બદલાઈ રહ્યું હતું. પૃથ્વી, જળ, સ્થળ, વૃક્ષ, વેલા, પાષાણ, પ્રાણીઓ, પક્ષીઓ અને આખું નભોમંડળ તેની દૃષ્ટિએ તેજોમય બની રહ્યાં હતાં. તેનો આનંદ ઉભરાઇ જતો હતો. સર્વમાં તે પ્રભુને જોવા લાગ્યો. તે પોતાનું ભાન ભૂલી ગયો અને પ્રભુમાં લીન થઈ રહ્યો. દિવસ અને રાત આવ્યાં અને ગયાં, પણ તેણે જાણ્યું નહીં કે કેવી રીતે તે વહી ગયાં. કોઇ કોઇ વાર તે હરિનું નામ બહુ મોટેથી ઉચ્ચારતો અને ગુરૂની પર્ણકુટીની આસપાસની પવિત્ર રજમાં આળો-ટતો. કોઇ કોઇ વાર તે ઘણા આનંદથી હાસ્ય કરતો, પ્રભુનું નામ ઉચ્ચારીને નૃત્ય કરતો, અને કલાકના કલાક સુધી પ્રભુનાં ભજન ગાયા કરતો.

આ પ્રમાણે તેનો કાળ વ્યતીત થતો હતો. એવામાં એક દિવસ તેના ગુરૂ તેની પાસે આવ્યા, અને બોલ્યાઃ "બચ્ચા, મારે તને કંઇક કહેવાનું છે. પ્રભુનો આદેશ છે કે તારે હવે મારી સાથે વધારે વખત રહેવું નહીં. તારે હવે અખિલ વિશ્વમાં વિચરવું અને પ્રભુ નામનો પ્રચાર કરવો."

વિષ્ણુદાસ સાંભળી રહ્યો. તે ચકિત થયો. થોડીવાર પછી તે બોલ્યોઃ "મહારાજ, મને માફ કરો. હું તો અહીં રહીને આપના ચરણ કમળની પૂજા કર્યા કરવાની ઇચ્છા રાખતો હતો."

"તેમ બનશે નહીં મારા દિકરા. તારે એ વિચારને છોડી દેવો, અને પ્રભુના આદેશને તાબે થવું. તું મારી સેવા કરવાની ઇચ્છા રાખે છે, પણ આ અખિલ વિશ્વની તું સેવા કરીશ તો તેથી હું વધારે ખુશી થઇશ. हरिरेव जगत् जगदेव हरिः આ વિશ્વ અને હરિ જુદા નથી. તું જો મારો ખરેખરો શિષ્ય હોઉં તો મારા કહ્યા પ્રમાણે કર. એમાં જ તારૂં અને અખિલ વિશ્વનું કલ્યાણ છે."

"ગુરૂ મહારાજ, હું આપનો નમ્ર સેવક છું. આપની મરજી એ મારી મરજી. પણ કામ ઘણું કઠિન છે, અને મારી શક્તિ અલ્પ છે."

"મારો તને આશિર્વાદ છે. તારૂં કામ સફળ થશે." એમ બોલીને ગુરૂ ચાલતા થયા.

વિષ્ણુદાસ વિચારમાં પડ્યો. વિચાર કરતો કરતો તે પોતાના મુકામ ઉપર ગયો. તેના મનમાં અનેક ઉથલપાથલો થઈ રહી. ક્યાં જવું, શું કરવું, વગેરે વિચારોથી તે ગુંચવાયો. આખરે પ્રભુ ઉપર વિશ્વાસ રાખી પ્રભુ જ્યાં લઇ જશે ત્યાં જઇશ એમ મનમાં નિશ્ચય કરી તે કાળ વ્યતીત કરવા લાગ્યો.

ત્યાગીની જીંદગીના વિચારોથી હવે તેનું ચિત્ત લીન થવા લાગ્યું. સંન્યાસીઓ, યોગીઓ, પ્રભુના પરમ ભક્તો અને મહાત્મા-ઓની મૂર્તિઓ તેની માનસિક દૃષ્ટિમાં સદાકાળ સ્થિત થઈ રહેવા લાગી. ખાતાં, પીતાં, બેસતાં, ઉઠતાં અને સુતાં પણ એની એજ મૂર્તિઓના ભણકારા તેને વાગી રહેવા લાગ્યા. જાગૃત અવસ્થામાં તેને આવાં સ્વપ્નો અને દર્શનો ઘણી વાર થતાં તેથી તે પોતાનું ભાન ભૂલી જતો, તેને પોતાનું શરીર પણ સ્વપ્નના શરીર જેવું લાગતું, અને પોતે આત્મા છે એ વિચારમાં ને વિચારમાં અહીં તહીં તે ફરતો. અને પોતાનું શરીર હયાતીમાં છે કે નહીં તેની ખાત્રી કરવાને કોઇ કોઇ વાર તે પોતાનું શરીર કોઇ જડ પદાર્થ સામે અફાળી જોતો. આવું દર્શન આધ્યાત્મિક દશાની ઉચ્ચ સ્થિતિ સૂચવે છે. એવું દર્શન થતું ત્યારે વિષ્ણુદાસ ઘણા આનંદમાં આવી જતો, અવનવા આધ્યાત્મિક અનુભવોને અનુભવતો, અને વૈરાગ્યની પરાકાષ્ટાએ પહોંચતો.

વિષ્ણુદાસે હવે ધ્યાન સિદ્ધ કરવાનો નિશ્ચય કર્યો. દેવીનાં દર્શન થયાં પણ જ્યાંસુધી સચ્ચિદાનંદ બ્રહ્મસ્વરૂપમાં લીન ન થઇ જવાય ત્યાં

સુધી સર્વ સાધના અધુરી છે એવી તેની દૃઢ માન્યતા હતી તેથી ધ્યાન સિદ્ધ કરી સચ્ચિદાનંદને પ્રાપ્ત કરવાને તે હવે કોઇ એકાંત સ્થળ ખોળવા લાગ્યો. તે અનેક અરણ્યો, હિમાલયના પ્રદેશો, અને જુદા જુદા સ્થળોમાં રખડયો અને આખરે એક ઉંડા અરણ્યમાં એકાંતવાસને ખોળી કહાડી ત્યાં રહી ધ્યાન સિદ્ધ કરવા લાગ્યો. તે અરણ્યમાં એક ગુફા હતી. એ ગુફામાં તે રહ્યો અને આત્મચિંતન કરવા લાગ્યો. ખાવાની, પીવાની કે પહેરવા ઓઢવાની તેને દરકાર નહોતી. પ્રભુના પરમ ભક્ત તરીકે એ બાબતની કાળજી તેણે પ્રભુને જ સોંપી દીધી હતી. શરૂઆતમાં તેને અનેક અપવાસ કરવા પડ્યા પણ તેથી તે ડગ્યો નહીં, ધ્યાનમાંથી ચળ્યો નહીં, અને તે એકાંત-વાસમાંથી એક ડગલું પણ ખસ્યો નહીં. આ ઉંડા અરણ્યની ઉંડી ગુફામાં બેશીને તેણે યોગ સાધવા માંડયો. સર્વ ઇંદ્રિયોનું દમન કરીને તે પરમાત્મામાં પોતાના ચિત્તને પરોવવા લાગ્યો. તેનું અંતઃકરણ હવે ખરેખરા મુમુક્ષુની માફક સત્યની શોધને માટે અહર્નિશ મથવા લાગ્યું. સંસારની સર્વ વાસનાનો તેણે ત્યાગ કર્યો હતો. આત્મજ્યોતિ-માં લીન થઇ તે પોતાના આત્મામાં આત્માથીજ સંતુષ્ટ રહેવા લાગ્યો. આત્મદર્શનથી ઉદ્ભવેલી ભવ્યતા તેના મુખ ઉપર હવે તરવરી રહી. આત્માના તેજથી તેનું શરીર હવે છવાઈ રહ્યું.

અરણ્યમાં રહેલા ગુલાબના પુષ્પની સુવાસ જેમ ચારે બાજુએ પ્રસરે તેમ આ મહાત્મા વિષ્ણુદાસની ખ્યાતિ ચારે બાજુએ પ્રસરવા લાગી. જે અરણ્યમાં તે રહેતો હતો તે અરણ્યની આસપાસનાં ગામોના લોકોને તેની જાણ થઈ અને લોકોનાં ટોળે ટોળાં હવે તેની પાસે આવવાં લાગ્યાં. જે ગુફામાં વિષ્ણુદાસ રહેતો હતો તે ગુફાની આસ-પાસ લોકોએ એક મોટો આશ્રમ બાંધ્યો. વિષ્ણુદાસ આખો દિવસ તે ગુફામાં ધ્યાનમાં રહેતો અને રાત્રે શરીરની ક્રિયાઓ કરવા માટે બહાર નીકળતો. માત્ર થોડું દુધ કે લીંબડાના પાંદડાનો રસ પીને તે પોતાનું શરીર ટકાવતો. કોઇ કોઈ વાર તો તે દિવસના દિવસો અને મહિનાના મહિનાઓ સુધી ગુફામાં ધ્યાનસ્થ થઇ રહેતો અને લોકો તેના વિષે કંઇ પણ જાણતા નહીં. આખરે એકાદ દિવસે તે બહાર આવેલો દેખાતો અને તે વખતે લોકોનાં ટોળેટોળાં દર્શનને માટે તેની આસપાસ ભેગાં થઈ જતાં.

આ અરણ્યમાં વાઘ, વરૂ, શિયાળ, હરણ વગેરે અનેક પ્રાણીઓ વસતાં અને તે વારંવાર વિષ્ણુદાસની ગુફામાં આવતાં અને ધ્યાનમાં બેઠેલા એ મહાત્માના શરીરને સુંઘતાં અને તેને શબ ધારીને પાછાં જતાં. હરણ, સાબર, વગેરે ત્યાં આવતાં અને પોતાનાં શીંગડાંને તેના શરીરે ઘસતાં. કોઇ કોઇ વાર મોટા નાગ આવીને તેને ડંસ દેતા અથવા તેના શરીરે વીંટળાઈ જતા, પણ આ મહાન યોગી કદિ પોતાના ધ્યાનમાંથી ચળતો નહીં. ધ્યાનમાંથી જ્યારે તે ઉત્થાનને પામતો ત્યારે નાગનો ડંસ જોઇને તે હસતે હસતે કહેતો: "ઓ પ્રભુ! આપનો દૂત આવ્યો પણ મારી પાસે આ શરીર વગર બીજું આપવાનું શું હોય?" કોઇ કોઈ વાર તેના આશ્રમમાં ચોર આવતા અને તે જ્યારે કંઈ પણ લીધા વગર નિરાશ થઇને પાછા જતા ત્યારે આ યોગી તેમની પાછળ દોડતો અને આંખમાં આંસુ લાવી બે હાથ જોડીને કહેતો: "ભાઇઓ, હું પામર છું, હું નિર્ધન છું, મારી પાસે કંઈ નથી; પણ લ્યો આટલું લેતા જાવ." એમ કહીને વિષ્ણુદાસ પોતાને શરીરે વીંટાળેલું ધોતીયું પણ આપી દેતો અને પોતે માત્ર એક લંગોટી ભેર રહેતો. આ પ્રમાણે તે સર્વત્ર પ્રભુને જોતો અને સર્વત્ર આત્મભાવને અનુભવતો.

વિષ્ણુદાસની આસપાસ હવે પવિત્રતાનું વાતાવરણ પ્રસરી રહ્યું હતું. તે ધ્યાનમાંથી ઉઠતો ત્યારે ઘણા લોકો તેની પાસે આવતા, તેને ગુરૂ તરીકે ગણતા અને તેની સેવા કરતા. પણ વિષ્ણુદાસ ઘણુંખરૂં ધ્યાનમાં જ રહેતો. તે કંઇ ખાતો નહીં કે પીતો નહીં. લોકો તેને માટે કોઇ કોઇ દિવસ ફળાહાર, દુધ, કે ભોજન લાવતા અને તેને ધ્યાનમાં બેઠેલો જોઇને બધું તેની પાસે મુકીને ચાલ્યા જતા. ઘણાં વરસ સુધી તો આ મહાન યોગી ગુફાની બહાર નીકળ્યો નહીં. તેણે પોતાનો સઘળો વખત આત્મચિંતન અને ધ્યાનમાં જ ગાળ્યો. પછી સમાધિની અમુક અવસ્થાને પ્રાપ્ત કર્યા પછી તેણે લોકોને દર્શન દેવા માંડયાં. આ વખતે તેની ઇચ્છા થઇ કે હિંદુ ધર્મના દરેકે દરેક સંપ્રદાયનું રહસ્ય તપાસી જોવું અને યોગ શિવાય જ્ઞાન, કર્મ, અને ભક્તિવડે પ્રભુ પ્રાપ્તિ થાય છે કે નહીં તે પણ જોવું. એથી કરીને પ્રથમ તેનું ચિત્ત કર્મ, ભક્તિ અને ઉપાસના તરફ વળ્યું. જેમાં તે પોતાના ચિત્તને લગાડતો તેમાં તે સદાએ મગ્ન થઇને રહેતો. આ વખતે તેણે

કર્મ અને ભક્તિથી પ્રભુને ઉપાસવાનો વિચાર કર્યો. એક બે દેવોની મૂર્તિઓ તેણે ગુફામાં સ્થાપિત કરી અને તેમનાં પૂજન અર્ચનાદિમાં તે આખો દિવસ તલ્લીન રહેવા લાગ્યો. આ પ્રમાણે દરેક સંપ્રદાયનું રહસ્ય તેણે સમજી લીધું. દરેક સંપ્રદાય, ધર્મ સાચો છે એમ તેણે જાતે અનુભવી લીધું. પ્રભુને પામવાના તે જુદા જુદા માર્ગો છે એવો નિશ્ચય તેનો થઈ ગયો. એથી કરીને સર્વ ધર્મ પ્રત્યે તેનો આદરભાવ વધવા લાગ્યો. દરેક દેવ દેવીની ઉપાસના કરીને તેણે તેમનાં સાક્ષાત્ દર્શન કરી લીધાં અને તેમના અસ્તિત્વની ખાત્રી કર્યા પછી તેઓથી પણ પર રહેલા પરબ્રહ્મ પરમાત્માનું તે ચિંતન કરવા લાગ્યો, અને એ ચિંતનમાં કેટલોક કાળ વ્યતીત કર્યા પછી એક દિવસ તે ઘણા ઉલ્લાસમાં આવીને **चिदानंदरुपः शिवोऽहम् शिवोऽहम्** એમ બોલતો બોલતો ગુફાની બહાર આવ્યો. એ વખતે તેના મુખ ઉપર અલૌકિક આનંદ છવાઇ રહ્યો હતો. આત્મજ્યોતિ તેના વદનકમળ ઉપર ઝળકી રહી હતી. **अहं ब्रह्मास्मि** એ મહાવાક્યનો સાક્ષાત્કાર તેને થઈ રહ્યો હતો. આ સઘળું બ્રહ્મ છે, જે આ દેખાય છે તે માત્ર માયાનો ભાસ છે, હું અને ઇશ્વર જુદા નથી, **शिवोऽहम् शिवोहऽम्** ઇત્યાદિ અનેક પ્રકારનાં દર્શનોનો અનુભવ તેને થવા લાગ્યો અને આખરે તે સચ્ચિદાનંદ સ્વરૂપ પરબ્રહ્મ બની રહ્યો.

પરબ્રહ્મ સ્વરૂપ બની રહેલો વિષ્ણુદાસ હવે ગુફામાથી બહાર નીકળ્યો. બ્રહ્મજ્ઞાનીની દશા શુષ્કપર્ણવત્ હોય છે. સુકું પાંદડું જેમ પવન જ્યાં ઉરાડીને લઇ જાય ત્યાં જાય છે, તેમ બ્રહ્મજ્ઞાની પણ પ્રભુની પ્રેરણાથી અથવા શિષ્યોના આગ્રહથી અહીં તહીં વિચરે છે. તેની પોતાની ઇચ્છા જેવું કંઇ હોતું નથી. તેનામાં કલ્યાણવૃત્તિ સહજ હોય છે, તેને લીધે તે લોકસંગ્રહ કરતો કોઇ કોઈવાર જણાય છે, અને અહીં તહીં વિચરી જનસમૂહની આધિ વ્યાધિ અને ઉપાધિ ટાળતો નજરે પડે છે. પરબ્રહ્મ દશાને પ્રાપ્ત કર્યા પછી વિષ્ણુદાસ લોકપ્રારબ્ધવશાત્ આકર્ષાઇને આખા હિંદુસ્તાનમાં ફરવા લાગ્યો. અહીં ઘણા મનુષ્યો તેના સમાગમમાં આવ્યા, ઘણા તેના શિષ્યો થયા અને ઘણા માત્ર તેના દર્શનથી પવિત્ર થઈ સુમાર્ગે ચાલવાને પ્રયત્ન કરવા લાગ્યા. તેના ચારિત્ર્ય અને બોધથી નાસ્તિકો આસ્તિક થયા, ઘણાના જીવનમાં નવો રસ રેડાયો, ઘણાને પ્રોત્સાહન મળ્યું,

ઘણાના જીવનમાર્ગ બદલાયા અને અનેક વિપથગામીઓ સન્માર્ગે વળવા લાગ્યા. વિષ્ણુદાસ કોઇ અમુક પંથ કે સંપ્રદાયનો બોધ કરતો નહોતો. તેમજ તે કોઇ સંપ્રદાય કે પંથની નિંદા કરતો નહોતો. દરેક પંથ, દરેક સંપ્રદાય અને દરેક ધર્મને તે સાચો માનતો અને તેના હૃદયમાંથી પ્રભુ પ્રત્યે ઉંડો ભક્તિભાવ વહી રહેતો. હરિનું નામ લેતાં તેને સમાધિ આવી જતી. દરેક ધર્મ, દરેક આચાર્ય, અને દરેક પેગંબરને માટે પણ તેને ઘણું માન હતું. સર્વ પ્રત્યે તે સમાન ભાવથી જોતો અને સર્વ પ્રત્યે તેના હૃદયનો ઉંડો પ્રેમ પ્રવાહ વહ્યાજ કરતો. એથી કરીને વૈષ્ણવોને તે પરમ વૈષ્ણવ જણાતો, શૈવોને તે મહાદેવનો પરમ ભક્ત માલમ પડતો, આર્યસમાજીઓને મન તે શુદ્ધ આર્યસમાજી દેખાતો, બ્રહ્મસમાજીઓને તે બ્રહ્મસમાજી દિસતો, મૂર્તિપૂજકોને તે મૂર્તિપૂજક જણાતો, અને વેદાંતીઓને તે પરબ્રહ્મમાં લીન થઈ ગયેલો સચ્ચિદાનંદરૂપ દેખાતો. પરધર્માનુયાયી ખ્રિસ્તીઓ તેના જીવનમાં ઇશુના સિદ્ધાંતો મૂર્તિમંત થયેલા જોતા, અને ઘણું આશ્ચર્ય પામતા.

થોડોક સમય અહીં તહીં પર્યટણ કર્યા પછી કેટલાક શિષ્યોના આગ્રહથી વિષ્ણુદાસ હવે ગિરિરાજ ઉપર આવીને રહ્યો. હવેથી લોકો તેને અગમ્યગુરૂ કહેવા લાગ્યા. ગિરિરાજ ઉપર તે હવે પાછો યોગ અને સમાધિમાં જ કાળને વ્યતીત કરવા લાગ્યો, પણ જ્યારે તે સમાધિમાંથી ઉત્થાનને પામતો ત્યારે તેના હૃદયમાંથી સમસ્ત માનવજાતિ પ્રત્યે ઉંડો પ્રેમભાવ વહેતો અને સમસ્ત જગતનું કલ્યાણ કરવાને તે તત્પર જણાતો. **आत्मनः मोक्षार्थं जगद्धिताय च** એ વેદ વાકયની તે સાક્ષાત્ મૂર્તિ બની રહ્યો. ફરીથી એકવાર તે ગુફામાં જઇને બેઠો, તીવ્ર મનોનિગ્રહ વડે કરીને પોતાની સર્વ ઇંદ્રિયોનું તેણે દમન કર્યું, બહિર્મુખ થઈ ગયેલી વૃત્તિઓને તેણે અંતર્મુખ કરી આત્મારૂપી કમળની સુવાસમાં તેમને લીન કરી, અને સંસારની અનેક વાસનાઓની સામે ટકાવ કરવાને કમ્મર કશીને તે સજ્જ થયો. જગતનું કલ્યાણ કરવાને તત્પર થનાર મનુષ્યે પ્રથમ પોતે અંતર્મુખ થઇ, અંતરાત્મામાં પ્રવેશ કરી, શાન્ત અને દાન્ત બની, **आत्मा वा अरे दृष्टव्यः** એ શ્રુતિ અનુસાર આત્માનો સાક્ષાત્કાર કરવો જોઇએ. વિષ્ણુદાસ તેવો સાક્ષાત્કાર કરવા લાગ્યો. એ આત્મસાક્ષાત્કાર થયા પછી એક પ્રકારનો અલૌકિક પ્રેમ તેના હૃદયમાં

પ્રગટ થયો. તેનું મુખ ખીલેલા કમળ જેવું પ્રફુલ્લ બની રહ્યું. તેના ઉપર આત્મજ્યોતિ છવાઇ રહી. તેના શરીર ઉપર આત્મપ્રભા પથરાઈ રહી. આત્મસાક્ષાત્કારથી ઉદ્‌ભવેલો શુદ્ધ, પવિત્ર, અને નિઃસીમ પ્રેમ તેની આસપાસ વહી રહ્યો. એ પ્રેમની એક પણ કટાક્ષ જો એક ક્ષણવાર પણ કોઇ મનુષ્ય ઉપર પડતી તો તે મનુષ્ય પોતાનો પશુસ્વભાવ ભુલી પોતાનો કાળ શાંતિમાં નિર્ગમન કરતો. કામ, ક્રોધ, મદ, મોહ, લોભ વગેરે ઉપર વિષ્ણુદાસે જય મેળવ્યો હતો. એ પ્રમાણે સંસારની આસક્તિમાંથી મુક્ત થયેલા તેના આત્મામાંથી પ્રૌઢ બળ, ઉત્સાહ અને નિરતિશય આનંદ વહેવા લાગ્યાં અને અત્યંત ભિન્ન સ્વભાવનાં જીવનોનો સહાયક, પોષક, નિયામક, અને ઉદ્ધારક એક જ્વલંત દીવ્ય પ્રકાશ—પ્રેમનો ઝરો—તેની આસપાસ પ્રસરવા લાગ્યો.

આ અગાધ સર્વસામાન્ય અને સર્વની આંતરવૃત્તિઓને સંતોષનાર અલૌકિક પ્રેમ જગતના ઇતિહાસમાં પણ અદ્વિતીય છે. મનોનિગ્રહ, સ્વાર્થત્યાગ, નીતિ, ધર્મ, વગેરેનું તે મૂળ છે. એ અમાનુષી પ્રેમપ્રકાશ વગર ધર્મ, નીતિ, સ્વદેશપ્રીતિ વગેરે માત્ર મિથ્યા કલ્પનાઓજ છે. એથીજ કરીને સમસ્ત જગતનું કલ્યાણ કરવાને તે સૌથી વધારે સમર્થ છે. તે સર્વ શક્તિમાન છે. તેની સત્તા અજેય છે. તેનો સ્પર્શ પવિત્ર અને હિતકર છે. તેના ઉદ્‌ભવની સાથેજ સર્વત્ર શાંતિ પ્રસરે છે. તેને ધારણ કરનાર મહાત્માને જોઇને જ પાપી પાપ કરતો અટકે છે, વ્યાઘ્ર જેવાં ક્રૂર પ્રાણીઓ પણ પોતાની ક્રૂરતા ભૂલી જાય છે, ખુની પોતાની તલવાર મ્યાનમાં પાછી મુકે છે, અને ચોર ચોરેલો માલ તેના ધણીને પાછો સોંપી દે છે. આવા ઉત્કટ પ્રેમને પ્રથમ અંતઃકરણમાં પ્રગટાવ્યા પછી વિષ્ણુદાસ પ્રાણીમાત્રનું દુઃખ નિવારણ કરવાને ગુફામાંથી બહાર નીકળ્યો અને એથી જ કરીને તેના જેવો બીજો જગતની સેવા કરનાર નિસ્વાર્થી અને અડગ નિશ્ચયી પુરૂષ પૃથ્વી ઉપર ભાગ્યેજ જોવામાં આવતો હતો.

લોકો તેને હવે અગમ્યગુરૂના નામથી ઓળખતા. ઘણા લોકો હવે તેના શિષ્યો થયા અને તેની ખ્યાતિ દેશદેશમાં વ્યાપી રહી. વાંચનાર! આવા અલૌકિક મહાત્માને ગિરિરાજ ઉપર વસતા આપણે જોઇએ છીએ અને હૃષીકેશચંદ્રને તેમની પાસે આવેલો નિહાળીએ છીએ.

# પ્રકરણ ૧૦ મું.

## મનનું સમાધાન.

એક દિવસ સમય સવારનો હતો. અરૂણોદય થયો હતો. પૂર્વ દિશામાંથી રવિરાજ ધીમે ધીમે ઉપર આવવાની તૈયારીમાં હતા. આસ પાસનો સઘળો પ્રદેશ શાંત હતો. કોઇ કોઈ વખત પક્ષીઓ ઉડતાં ઉડતાં કિલકિલાટ કરતાં સંભળાતાં હતાં. એકાંત સ્થળમાં આવેલી પોતાની પર્ણકુટીની બહાર એક મોટા વૃક્ષની છાયામાં શિલા ઉપર બેઠો બેઠો હૃષીકેશચંદ્ર વાંચતો હતો. એટલામાં એક બાજુએ ધબાકો થયો. હૃષીકેશચંદ્રે ચોપડીમાંથી ઉંચું જોયું. એક સ્ત્રી ધીમે ધીમે પગલાં ભરતી આવતી જણાઇ. તે હાંફતી હતી. તેનું શરીર માથાથી તે પગની પાંની સુધી એક શ્વેત વસ્ત્રથી ઢાંકેલું હતું. તેના શરીરનો એકકે ભાગ ઉઘાડો ન હતો. માત્ર એક હાથની હથેલી અને આંગળીઓ દૃષ્ટિએ પડતાં હતાં. તે કમળ જેવાં કોમળ હતાં. તે વડે કપાળ આગળથી જરા વસ્ત્રને ઉંચું કરીને તે આંખો વડે જોતી હતી.

એ સ્ત્રી ઘણી પાસે આવી. હૃષીકેશચંદ્ર શિલા ઉપરથી ઉઠયો અને તેને નિહાળી નિહાળીને જોઇ રહ્યાઃ "એ કોણ હશે?"

એ બૂમ પાડવા જતો હતો પણ અટકયો. નવી આવનાર સ્ત્રી સ્વરૂપવાન હોય એમ જણાતું હતું. તેના હાથ ઉપરથી તેનું અંગ કોમળ અને સુંદર હોય એમ દીસતું હતું. દોડવાથી અને હાંફવાથી તેના મોંઢા ઉપર રતાશ આવી ગઇ હોય એમ લાગતું હતું. હૃષીકેશચંદ્ર તેની સામે બારિકીથી જોયું.

"ભાઈ, બૂમ પાડશો નહીં. હું દુઃખની મારી અહીં આવી છું."

"તમે અહીં કયાંથી આવ્યાં?"

"હું ન્હાસી છુટી છું."

"આ તો સાધુઓને વસવાનું સ્થાન છે."

"તેથી જ હું અહીં આવી છું."

"અહીં સ્ત્રી જાતિને માટે સ્થાન નથી."

"એક દુઃખી સ્ત્રીને સાધુઓના સ્થાનમાંથી આશ્રય અને દિલાસો નહીં મળે, તો બીજે કયાં મળશે?"

"પણ તમે એકલાં છો."

"હા, હું એકલી છું. પ્રભુએ મને એકલી કરી મુકી છે."

"આ ગિરિરાજ ઉપર સાધુએ વસે છે, ત્યાં તમે સ્ત્રી આવીને વસો, એ સાધુઓના જીવનને કલંકરૂપ થઇ પડશે."

"હું સાધુઓથી ઘણે દૂર ગમે ત્યાં પડી રહીશ."

"પણ સ્ત્રીને કાયાનો અને માયાનો ભય છે."

"હું નિર્ભય છું. સાચી શિયળવતી સ્ત્રીની કાયાને અભડાવવાને કોણ સમર્થ છે?"

"પણ આખરે તમે અબળા તે અબળા."

"વખત આવ્યે હું સબળા છું અને સિંહણ છું. એ વાતની તમે ફિકર રાખશો નહિં."

હૃષીકેશચંદ્ર ઉંડા વિચારમાં પડયો. હવે શું કરવું તે એને સુઝયું નહીં. ક્ષણવાર પછી તે બોલ્યોઃ "પણ આ સાધુઓના વાસમાં તમારે રહેવું ઉચિત નથી."

"સાધુઓથી ઘણે દૂર રહી મારે પ્રભુભજનમાં કાળ નિર્ગમન કરવો છે. નહીં તો પછી આપઘાત તો છે જ."

હૃષીકેશચંદ્ર ચમકયો. આ કોઈ ઘણા દુઃખની મારી સ્ત્રી અહીં આવેલી છે એમ તેના મનમાં વિચાર થયો. ગમે તે રસ્તે એને આશ્રય તો આપવો એમ તેનું મન તેને કહી રહ્યું.

મુંબઇ યુનિવર્સીટીનો ગ્રેજ્યુએટ અને સ્વદેશપ્રેમી હૃષીકેશચંદ્ર મનમાં બોલી ઉઠ્યોઃ "સ્ત્રીને મદદ કરવી એ મારી પ્રથમ ફરજ છે."

હૃષીકેશચંદ્ર પર્ણકુટીમાં ગયો, એક નાની શેતરંજી લઇ આવ્યો, અને ત્યાં પાથરીને બોલ્યોઃ "બેસો."

પેલી સ્ત્રી તો ઉભી જ રહી. આમ તેમ જોઇને તે બોલીઃ "તમે અહીં એકલા જ છો?"

"હા. હું એકલો જ છું."

"ત્યારે તો મારૂં અહીં રહેવું તમારી જાતને કલંકરૂપ થઈ પડશે અને તમારા જીવને કષ્ટ થશે. પણ મારે અહીં ઝાઝું રહેવું નથી. અહીંથ હું ચાલી જઇશ. આ નિર્જન સ્થાનને પણ લાયક હું નથી." ગભરાતી ગભરાતી તે બોલી.

"તમે નિર્ભયપણે અહીં રહો. એક ગ્રેજ્યુએટ તરીકે અને એક સજ્જન તરીકે મારી ફરજ છે કે દેહે કષ્ટ વેઠીને પણ સ્ત્રીને માન અને આશ્રય મારે આપવાં.

"ના, હું અહીંથી ચ લી જઈશ. આ પૃથ્વી ઉપર મારે માટે એકકે સ્થાન નથી. હું આપઘાત કરીશ."

હિંદુ ગ્રેજ્યુએટ એટલે એક અનુપમ વ્યક્તિ. તેની માનસિક સ્થિતિ સૃષ્ટિમાં બધાથી ન્યારી. તે કષ્ટ વેઠશે પણ ભાવનાઓ ઉંચી રાખશે. પાશ્ચાત્ય કેળવણી અને યુરોપીય સાહિત્યમાં તે ગમે તેટલો તરબોળ થાય પણ તે આર્ય જ રહેશે. તેની દૃષ્ટિમાં દયા જ રહેશે.

હૃષીકેશચંદ્રને ઘણી દયા આવી. દયા અને લોકાપવાદની વચમાં તેનું મન અથડાવા લાગ્યું. ગ્રેજ્યુએટ તરીકે તેની ફરજ હતી કે સ્ત્રીને માન આપવું પણ તેમ કરવામાં તેનું વર્તન લોકવિરૂદ્ધ થતું હતું. તેણે હિંમત ધરી, તેનું સત્ય હૃદય લોકાપવાદની સામે થયું, અને એક બહાદુર ગ્રેજ્યુએટ તરીકે તે બોલી ઉઠયોઃ "તમે મારાં બ્હેન છો; તમે સુખેથી અહીં રહો."

પેલી સ્ત્રીને કંઇક વિશ્વાસ આવ્યો અને તે શેતરંજી ઉપર બેઠી.

"બેસો, તમે ખાધું નહીં હોય, તમારે માટે હું ફળ લેવાને જઉં છું." એમ કહીને હૃષીકેશચંદ્ર ફળ લેવાને ગયો.

હૃષીકેશચંદ્રે સુંદર તાજાં ફળ આણ્યાં અને તે સ્ત્રીની આગળ મુકયાં. તે સ્ત્રીએ પોતાનું મુખ ખુલ્લુ કર્યું. હજી પણ તેના મુખ ઉપર ગર્વનાં ચિન્હ હતાં. હૃષીકેશચંદ્રે તેને ઓળખી. તે ઉષા હતી. ઉષા તો તેને ઓળખતી હતી પણ તે પોતાની જાતને છુપાવતી હતી. હૃષીકેશચંદ્રે તેના તરફ બારીકીથી જેયું. વીરપુરમાં જેયેલી ઉષા અને આ ઉષામાં તેને ઘણો ફેર લાગ્યો. તે મનમાં બોલ્યોઃ

"અરવિંદ શેઠની દિકરી, અને વીરપુરના કારભારી ચંદુલાલના દિકરા ધીરેન્દ્રની વહુ, તારી વલે આવી હોય! જો લક્ષ્મી અને સત્તા મનુષ્યને સુખી કરતાં હોય તો ઉષા તારા જેવું દુનિયામાં બીજું કોઇ સુખી ન હોય! પણ ન્યાયી પ્રભુની ગતિ ન્યારી છે. તે કળી શકાય તેમ નથી. જ્યાં લક્ષ્મી છે ત્યાં સુખ નથી. જ્યાં સુખ અને સદ્‌ગુણ છે ત્યાં લક્ષ્મી નથી. જ્યાં એક છે ત્યાં બીજું નથી. મોટા શેઠીયાને ત્યાં લક્ષ્મી છે પણ સુખ નથી, ગરીબના ઝુંપડામાં લક્ષ્મી

નથી પણ સ્વર્ગીય સુખ છે. એકની ખોટ બીજું પુરી પાડે છે. પ્રભુના દરબારમાં સૌ સરખાં છે. ગરીબને અસંતોષ ન થાય માટે પ્રભુએ તેના ઘરમાંજ સુખ અને શાંતિનો વાસ કરાવેલો છે.”

હૃષીકેશચંદ્રે ઉષાના કરમાયલા મુખ અને કૃશ થયેલા હાથ તરફ દૃષ્ટિ કરી. ઉષાના મુખ ઉપરથી લોહી તદ્દન ઉડી ગયું હતું. તે ગભરાયલી દેખાતી હતી, અને તે બ્હેબાકળી બની ગઈ હતી. જે ગળામાં કિંમતી મોતીનો હાર લટકતો હતો તે ગળું તેને શૂન્ય દેખાયું. જે લલાટ ઉપર બંદીનો મૂલ્યવાન હીરો કોઇ કોઇ વાર ચળકી રહેતો તે લલાટ નિસ્તેજ જણાયું. જે હાથ સદાએ હીરામોતીની બંગડીઓથી અલંકૃત થઇ રહેતા તે હાથ કૃશ અને કોઈ પણ જાતના અલંકાર વગરના માલમ પડયા. હૃષીકેશચંદ્ર દીલગિરિમાં ડુબતો અને આકાશ તરફ જોતો મનમાં બોલ્યોઃ

“પ્રભુ, પ્રભુ! તારી ગતિ અલૌકિક છે! ઘડીકમાં તું રંકનો રાય બનાવે છે અને ઘડીકમાં રાયનો રંક કરે છે. ઉષા તારી સ્થિતિ તેવીજ છે.”

હૃષીકેશચંદ્ર ઉષાને નિહાળી રહ્યો. તેને જોઇને તેના મનમાં વીરપુર, ચંદુલાલનું ઘર, ધીરેન્દ્ર વગેરે સાંભરી આવ્યાં અને તેમના વિષેના વિચારમાં તે લીન થઈ ગયો. આખરે ઉષાવિષે વિચાર કરતાં તેના આપઘાત કરવાના ઇરાદાથી તે ચમકયો. હજી પણ ઉષાને સમજાવીને વીરપુર પાછી મોકલું અને એનો અને ધીરેન્દ્ર બંનેનો સંસાર સુધારૂં એવી ઇચ્છાથી તે એકદમ બોલી ઉઠયોઃ

“ઉષાબ્હેન! આવી રીતે ન્હાસી છુટવાથી પૃથ્વીના છેડા ઉપર પણ તમારા જીવને શાંતિ મળનાર નથી.”

વાંચનાર! ઉપર આપણે જોયું છે કે ઉષા વીરપુરના કારભારી ચંદુલાલના દિકરા ધીરેન્દ્રની વહુ છે. ઉષાને સાસરે લક્ષ્મી અને સત્તા હતાં પણ તેને પતિ તરફનું સુખ ન હતું. ધીરેન્દ્ર વ્યસની અને વ્યભિચારી હતો અને તેને ઉષાની કાળજી નહોતી. ઉષા પતિના આ વર્તનથી કંટાળી હતી અને આપઘાત કરવાને નદીમાં પડી હતી. ત્યાંથી એક માછીએ તેને તેને પીયેર પહોંચાડી હતી. પણ પતિ વગર જીંદગી તેને કંટાળા ભરેલી લાગતી હતી અને તેથી સંસારમાંથી છુટવાને તે ગિરિરાજ ઉપર આવી હતી. હૃષીકેશચંદ્રનું કહેવું સાંભળીને તેણે ધીમેથી જવાબ આપ્યોઃ

"હૃષીકેશભાઇ, મેં બહુ દિવસ સહન કર્યું, હવે મારાથી સહન થતું નથી."

"સહન કરવું એ આપણું કર્ત્તવ્ય છે; એમાંજ સ્ત્રી જાતિનું ભૂષણ છે." હૃષીકેશચંદ્રે ધીમેથી કહ્યું.

"હું વીરપુર જવાનો વિચાર કરૂં છું ને મારા મનમાં કંઇ કંઇ થઇ જાય છે."

"બ્હેન ઉષા, ગઈ વાતને વિસારે પાડવી જોઇએ. એમાંજ સુખ છે."

"નસીબમાં સુખ હોત તો વળી......" એમ બોલતે બોલતે ઉષાનું મુખ લેવાઈ ગયું.

હૃષીકેશચંદ્ર મનમાં દીલગિર થયો. ઉષાના મનની લાગણીઓ તે સમજી ગયો. શું બોલવું તે એને સુઝ્યું નહીં. ઉષા પાછી બોલવા લાગી:

"ભાઈ, મારા કરતાં તો અહીંના ગામડીયા ખેડુતો પણ વધારે સુખી હશે! એ કેવું મીઠું જીવન જીવતા હશે! એમની ફાટી તુટી ગોદડીમાં પણ કેટલી હુંફ હશે! એની એક સુખી રાતના સ્મરણ વડે હું ભવે ભવનું સુખ માની લઉં! મારી અથાગ લક્ષ્મી મારે શા કામની?"

બોલતે બોલતે ઉષાનું હૈયું ભરાઇ આવ્યું અને તે રોઈ પડી. હૃષીકેશચંદ્ર વચમાં બોલી ઉઠ્યો: "તમે માત્ર એકનો એક વિચાર કર્યા કરો છો; તેથી તમે વધારે દુઃખી થાવ છો. એ સારૂં નહીં. આમ તો ગમે તેવું માણસ પણ ગાંડું થઇ જાય. દરેક વસ્તુનો ઉપાય છે; આમ વિચાર કર્યા કર્યે શું વળે!"

"મારાથી હવે ત્યાં નથી રહેવાતું. દરેક પળે મને કેદખાનું લાગે છે." ઉષાએ ધીમેથી જવાબ આપ્યો.

"પણ એમ કંઈ થાય! સારી સ્ત્રીને તો વેઠ્યા વગર બીજો ઉપાયજ નથી."

"હું અહીં રહું એટલે મારે દેખવું નહીં ને દાઝવું નહીં."

"પરણ્યાં તે કંઇ ન પરણ્યાં થવાનાં છો?"

"હૃષીકેશભાઈ, હું જાણું છું કે એ બધી મિલકત બે વરસમાં ઉરાડી દેશે અને અમારે ભીખ માગવાનો વારો આવશે. ત્યારે હું

પહેલેથી જ અહીં રહું તો શું ખોટું ? ” એમ બોલતે બોલતે ઉષા પાછી ઉંડો નિસાસો નાંખવા લાગી.

ઉષાનો ચહેરો ફીકો અને માંદા માણસના જેવો બની રહ્યો હતો. તેની નિસ્તેજ આંખોની આસપાસ કાળી છાયા છવાઇ રહી હતી. તેના ખભાનાં હાડકાં બહાર માલમ પડતાં હતાં અને તેનું જુવાન અને સુંદર શરીર હાડપિંજર જેવું દેખાતું હતું. બે વરસ ઉપર તે જુવાની ને સૌંદર્યની મૂર્તિ હતી પણ હાલમાં પીસ્તાળીસ વરસની માંદી સ્ત્રી હોય તેવી તે જણાતી હતી. તેના ગળામાં તુલસીની માળા મોટી પડતી હોય તેમ લટકતી હતી અને તેના પાતળા અને સુકાઇ ગયેલા હાથ ઉપર કાચની બંગડીઓ ખીંટીએ લટકાવી મુકી હોય તેમ દેખાતી હતી.

ઉષાનું શરીર અને મુખ જોઇને હૃષીકેશચંદ્રને અત્યંત દયા આવી. તેના અંતઃકરણમાં ભરેલા દુઃખને તે સમજી ગયો. તેની સઘળી આશાઓ ભંગ થઇ ગઇ છે એ વાતને તે જાણી ગયો. ગદ્‌ગદ્ કંઠે તે મનમાં બોલ્યોઃ “ પતિના પ્રેમ વગર બાગ, બંગલા, બગીચા, દ્રવ્ય, સૌ સ્ત્રીને નકામાં છે. પતિનો પ્રેમ એજ તેનું આભૂષણ છે; એજ તેનો મોટો ભંડાર છે; ધનવાન સ્ત્રીને પણ તે વગર સુખ નથી. ગરીબ સ્ત્રીને એ મોટું વિશ્રાંતિનું સ્થાન છે. જ્યાં પ્રેમ છે ત્યાં ધન છે, ધાન્ય છે, સર્વસ્વ છે. ગાડી ઘોડા અને બાગ બંગલાથી જો મનુષ્ય સુખી થતું હોય તો આ ઉષા ક્યારનીયે સુખી થઇ હોત ! પણ અફસોસ ! ”

એમ વિચાર કરતે કરતે હૃષીકેશચંદ્રની આંખોમાં આંસુ આવી ગયાં. ઉષાએ તે જોયાં અને તેથી તેનું અંતઃકરણ વધારે ચિરાયું. તેની આંખોમાંથી અશ્રુની ધારા વહેવા લાગી, અને તે બોલીઃ “ નાનપણથીજ તમે મારા ઉપર અત્યંત સ્નેહ રાખો છો. તમે મને તમારી બ્હેન ગણો છો; જગતમાં મારે માટે દુઃખી થનાર તમે અને બ્હેન પ્રિયંવદા છો. એ ઉપકારનો બદલો હું કયે ભવ વાળીશ ! ”

“ ઉપકારનો બદલો વાળવો હોય તો મારૂં કહ્યું માનો અને એક વાર ફરીથી વીરપુર જઇને તમારી જાતને સુખી કરો. ”

“ હૃષીકેશભાઇ, મેં ઘણાં ફાંફાં માર્યાં; દુનિયા ઉપરની મારી સઘળી આશાઓ હવે ભંગ થઈ ગઈ છે. મારી જીંદગી નિરાશાથી સ્તબ્ધ બની ગઇ છે. ”

"હજી પણ સુખના દિવસો પાછા લાવવાનું તમારા હાથમાં છે. શું તમારા મનમાંથી પતિપ્રેમ સુકાઈ ગયો છે?"

"હું તો હજી પણ એજ સ્નેહ અને એજ પ્રેમ દર્શાવું છું. હિંદુ સ્ત્રીને પતિ એજ દેવ છે; અને હું એમના તરફ તેવોજ પૂજ્ય ભાવ રાખું છું. મારા હૃદયમાંથી હજી પ્રેમનો ઝરો સુકાઇ ગયો નથી. કેટલાંક કારણોથી તે ઢંકાઇ ગયો છે."

"તે પતિ પ્રેમને એકવાર ફરીથી પ્રગટાવો, અને સાથે એટલું પણ યાદ રાખજો કે સ્ત્રીમાં એકલો પ્રેમ હોય તો તેથી પણ કંઇ વળતું નથી. પુરૂષ પ્રેમને એકલાનેજ ઇચ્છે છે તેમ નથી. સ્ત્રીએ બીજી પણ ફરજો બજાવવાની છે અને બીજી કળાઓ શિખવાની છે કે જેથી તેનો પતિ રાજી થાય અને તેના તરફ પ્રેમવૃત્તિ નિરંતર રાખે. તમારી જીંદગીના મિત્ર અને સાથીને સારૂ તમારૂં ઘર આનંદયુક્ત અને સુશોભિત રાખવાની કળા તમારે શિખવાની છે. તમારે વિપત્તિ કાળે ધૈર્ય ધરવાનું છે, ગુસ્સે નહીં થતાં ક્ષમા રાખવાની છે. અને આ સંસારને પ્રેમમય નમ્રતાથી લાવણ્યમય બનાવવાનો છે. સ્ત્રીમાં જો આ સદ્ગુણોનો વાસ હોય તો તે તેના ઘરને સ્વર્ગસમાન બનાવી મુકે."

ઉષા સાદી અને ભોળી હતી. તે પતિને દેવસમાન ગણતી પણ પોતાનામાં ઝાઝી આવડત નહીં હોવાથી પતિને આડે માર્ગે જતો અટકાવવાની તેનામાં શક્તિ નહોતી. એ શક્તિના અભાવને લીધે તેનો પતિ ગમે તેમ વર્તતો અને ઉષા તેને કશું કહી શકતી ન હતી, પણ પતિ પરાયણા સ્ત્રી મુંગે મોઢે સઘળુ સહન કરતી અને તેને વધારે વધારે કષ્ટ સહન કરવાનો વારો આવતો. તેથી ઉષા હૃષીકેશચંદ્રના શબ્દો સાંભળી રહી. શો જવાબ આપવો તે તેને સુઝયું નહીં. પોતાનામાં કંઇ ખામી હશે અને તેને લીધે સંસારમાં અનેક દુઃખ તેને ભોગવવાં પડતાં હશે એવી શંકા તેના મનમાં ઉત્પન્ન થઇ. તે પોતાની પાછલી જીંદગી ઉપર દ્રષ્ટિ નાંખવા લાગી. પોતાનાં કાર્યોની તુલના કરી તેમની બારીક પરીક્ષા તે કરવા લાગી. તે આકુળ વ્યાકુળ થઇ. તેની ભૂલો તેના સમજવામાં આવી નહીં. તેનું મુખ લેવાઇ ગયું.

હૃષીકેશચંદ્ર આગળ બોલ્યો: “બ્હેન ઉષા, શુદ્ધ ચારિત્રવાળા પુરૂષો અને ખરેખરી પવિત્ર સ્ત્રીઓ મેં જોઇ છે. તેઓ એક બીજાની સાથે પ્રેમ અને વિશ્વાસનાં પાત્ર બની રહેલાં હોય છે, પણ તેઓની પરણેલી જીંદગી કોઇ વાર નિષ્ફળ નીવડે છે અને તેમાં ક્લેશ નજરે પડે છે. મેં જોયું છે કે તેઓનાં ઘર શૂન્ય અને આનંદહીન થઇ રહે છે. અરસપરસ દર્શાવવામાં આવતી સહનશીલતા અને વ્યવહાર કુશળતા આપણી જીંદગીને રસમય બનાવે છે, અને તેમનો અભાવ તેને શુષ્ક અને નિરસ કરી મુકે છે. એ વ્યવહાર કુશળતાને પણ સ્ત્રીએ ધારણ કરવી જોઇએ. એ વ્યવહાર કુશળતાને ધારણ કરો અને તમારા ઘરને સ્વર્ગ સમાન બનાવો.”

હૃષીકેશચંદ્રે ઉષાને ખૂબ સમજાવી. જરા વધારે દબાણ થયું ત્યારે ઉષાના મનમાં ફરીથી એક વાર આશા ઉત્પન્ન થઈ. હજી પાછા જવાને વાસ્તે વખત હતો. પાછી જઇને પતિની માનીતી થવાનો હજી પણ ઉપાય તેના હાથમાં હતો. તેની આ ક્ષણિક મૂર્ખાઇને દુનિયા જાણે નહીં એવી સ્થિતિ ઉત્પન્ન કરવાનું હજી તેના હાથમાં હતું. પ્રિયંવદાની સદ્‌ગુણી શિખામણોના ભણકારા તેના કાનમાં વાગવા લાગ્યા. તેનું કોમળ હૃદય તેને કુલિન સ્ત્રીની ફરજનું ભાન કરાવવા લાગ્યું. એક વાર ફરીથી આશામાં ને આશામાં ઉષાનું મન સુખની ટોચ ઉપર જઈને બેસવા લાગ્યું.

પણ ઉષા જરા ગુમાની હતી. સ્વાભિમાનથી તે ભરેલી હતી. ધીરેન્દ્ર તેની અવગણના કરતો તે તેનાથી સહન થઇ શકતું નહીં. તે પોતાના મનને વારંવાર દબાવતી પણ પતિના તિરસ્કાર તેની માનસિક દૃષ્ટિ આગળ ખડો ને ખડોજ રહેતો અને તે તેના મનને અસ્થિર બનાવતો. હૃષીકેશચંદ્રના કહેવાથી તેણે પાછા વીરપુર જવાની હા કહી પણ તેનું મન માન્યા કરતું નહીં. હજી પણ તેનું ગુમાની હૃદય જરા પણ નમતું નહીં અને ઉષા પોતાની હઠ છોડતી નહીં. થોડી વાર પછી તેણે ધીમે રહીને કહ્યું:

“ભાઇ, તમે ખરી વાત કહો છો. પૃથ્વી ઉપર ઘણાંએ ઘર નિરાશા અને ક્લેશથી સ્મશાનભૂમિ જેવાં થઇ રહેલાં છે; પણ તેનું કારણ સ્ત્રીઓની અવગણના છે એમ હું તો માનું છું.” સ્વાભિમાનને કંઇક દાખવતી ઉષા બોલી.

"તેનું કારણ પતિપત્ની બંનેમાં રહેલી અસહિષ્ણુતા છે. તમે બંને પરસ્પર સહનશીલતા દાખવો તો સંસારને સ્વર્ગસમાન કરી મુકો." હૃષીકેશચંદ્રે બહુ ધીમેથી જવાબ આપ્યો.

ઉષા સાંભળી રહી. તે સાદી ભોળી હતી પણ તેનામાં ગુમાન હતું. તે કોઇનીયે અવગણના સહન કરી શકતી નહોતી. તેના ગુમાની હૃદયે હૃષીકેશચંદ્રની વાતને કબુલ કરી નહીં. હૃષીકેશચંદ્રે તે જોયું અને ફરીથી પાછી તેણે વાત ઉપાડીઃ "તમો સ્ત્રીઓમાં અજ્ઞાન અને ગુમાન છે, તેથી તમારો સંસાર સુધરતો નથી."

"તમે પુરૂષોએ તમારી કેટલી સ્ત્રીઓને ભણાવી કે તમે અમારા અજ્ઞાનનો વાંક કહાડો છો? તમે પુરૂષો પક્કા તો ખરા! તમે તમારો વાંક તો કદિ કહાડોજ નહીં." ઉષા કંઇક ગુમાન ધરીને બોલી ઉઠી.

હૃષીકેશચંદ્ર સાંભળી રહ્યાં. ઉષાના ગુમાની શબ્દોમાં પણ ઉંડું રહસ્ય રહેલું છે એવો તેને ભાસ થયો. તેને ઉષાની દયા આવી. સાથે સાથે તેની દૃષ્ટિ અખિલ ભારતવર્ષની સ્ત્રીઓ તરફ વળવા લાગી. તેમની પરતંત્ર દશા અને વિદ્યાહીન જીંદગી નિહાળીને તેના હૃદયમાં કારી ઘા લાગ્યો. તેના મનમાં વિચાર આવ્યોઃ 'શું ભારતવર્ષમાં ઠેર ઠેર આવી અભણ, તિરસ્કરાયલી, અને દુઃખી ઉષાઓ હશે! ઓ ભારતવાસીઓ! यत्र नार्यस्तु पूज्यन्ते तत्र रमन्ते देवताः। યાદ રાખજો કે જ્યાં સ્ત્રીઓ પ્રસન્ન રહેશે ત્યાંજ દેવતાઓનો વાસ થશે.'

વળી તેને ધીરેન્દ્રનું ખરાબ વર્તન યાદ આવ્યું. તેનું વ્યસન, ખરાબ સોબત, અને રૂપલાલસા તેની માનસિક દૃષ્ટિમાં તરી આવ્યાં. તે મનમાં બોલી ઉઠયોઃ "ઓ પુરૂષો! તમારી સ્વતંત્રતાનો આ કેટલો બધો દુરૂપયોગ! તમે વ્યસન કરો, ગમે ત્યાં ફરો, અને ગમે તેમ વર્તો, અને તમારી સ્ત્રીઓને તમે આજ્ઞાંકિત રહેવાની ફરજ પાડો, એ કયાંનો ન્યાય! સ્ત્રીઓને જો સુધારવી હોય તો તમારે જાતેજ પ્રથમ સુધરવું જોઇએ. તમારે વિદ્યા પ્રાપ્ત કરી તેમને વિદ્યા આપવી જોઇએ, અને સંસાર વ્યવહારનાં કામોમાં રસ લેતી તેમને કરવી જોઇએ. પછીજ તમે તેમના તરફથી સારી સારી આશાઓ રાખી શકો. નહીં તો તેમના તરફથી સુખ મેળવવાનો હક્ક તમે તમારી જાતેજ ખુવો છો."

ધીરેન્દ્રનો વિચાર કરતાં હૃષીકેશચંદ્રનું મન જરા પાછું હઠ્યું. તેના મનમાં નિરાશા ઉત્પન્ન થઇ. પણ ઉષાને પાછી વીરપુર મોકલવી એજ હવે ઉત્તમ માર્ગ છે, એમ ધારીને તે પાછો બોલી ઉઠયોઃ "બ્હેન ઉષા, હવે બધી આડી વાત જવા દ્યો અને વીરપુર જઇને તમારી જાતને સુખી કરો."

ઉષા સાંભળી રહી. તેણે કંઇ ઉત્તર આપ્યો નહીં. હૃષીકેશચંદ્રે તેને બહુ સમજાવી, પણ તેણે વીરપુર જવાની ખરા અંતઃકરણથી હા કહી નહીં. તે કહી કહીને થાકયો પણ તે એકની બે થઈ નહીં. હૃષીકેશચંદ્રના મનમાં અનેક વિચારો ઘોળાયા કર્યા. ઉષાને શી રીતે સમજાવું અને તેના મનનું સમાધાન કરીને તેને વીરપુર શી રીતે મોકલું, એ વિચારોથી તેનું મસ્તક ચગડોળે ચ્હડયું.

આખરે તેણે કહ્યું: "ઉષા, એક વાર મારૂં કહ્યું માનો. હાથે કરીને સંસારમાં દાવાનળ સળગાવો નહીં. પછીથી પસ્તાશો. ગિરિરાજ ઉપર આવીને એકલાં રહેવામાં સુખ નથી. સાધુ જેવું જીવન ગાળવું કંઇ સહેલું નથી. એમાં અનેક કષ્ટો વેઠવાં પડશે. કષ્ટોથી તમારી કોમળ કાયા કરમાઇ જશે અને તમને પાછાં ઘેર જવાનું મન થશે; પણ ગઇ પળ પાછી આવવાની નથી, માટે આગળથી ચેતો."

ઉષા ઘણા વિચારમાં પડી અને તેણે પરાણે પરાણે પાછાં ઘેર જવાની હા કહી.

ઉષા ગઇ. હૃષીકેશચંદ્ર ઉઠયો અને તેની પાછળ દૃષ્ટિ નાંખી રહ્યો. મનમાં ખેદ કરતો કરતો તે બોલ્યોઃ "કેટલો બધો વિનિપાત! જે ભારતમાં સ્ત્રીઓ પતિની અવગણનાને પણ સહન કરીને પતિ-પરાયણા રહેતી અને સતીધર્મને ત્યજતી નહીં તે ભારતમાં આજે સ્ત્રીઓ મનસ્વી અને ગુમાની બની પતિને તરછોડવાને તૈયાર થઈ જાય છે! પોતાની સહનશીલતા અને પ્રેમવૃત્તિથી અનેક આર્ય મહીલા-ઓએ પતિને સુધાર્યા છે અને ભારતવર્ષના ઇતિહાસમાં પોતાનાં નામ અમર કર્યા છે. કયાં છે આજે સ્ત્રીઓમાં એ પ્રાચીન સમયની સહનશીલતા, એ નિઃસ્વાર્થ પતિપ્રેમ, અને એ સતીધર્મ! કયાં છે એ પોતાના પ્રાણનાથની સેવા રૂપ સનાતન ધર્મથી ન ચુકવાને જ સો વર્ષ સુધી અનાવૃષ્ટિના અસહ્ય દુઃખને સહન કરનાર મહાસતી અનસુયા! કયાં છે એ પોતાના સો સો પુત્રોનો નાશ થતાં ધીરજ ધરી પોતાના

પતિને ધીરજ આપનાર અને સતીધર્મને જાળવનાર સતી શિરોમણી અરૂંધતી! ક્યાં છે એ મહા કષ્ટ સહન કરનાર અને યમરાજના દુર્ભેદ્ય પાશના બંધનથી પતિને છોડાવનાર સતી સાવિત્રી! ક્યાં છે એ પતિથી ત્યજાયલી, તિરસ્કરાયલી, છતાં પણ પતિની જ શોધમાં રખડનાર પતિવ્રતા દમયંતી! ક્યાં છે એ પતિ માટે ચૌદ વર્ષ સુધી વનવાસનું દુઃખ ભોગવનાર સતી સીતા! આજે ભારતમાં પતિની સહેજ અવગણનાથી સ્ત્રીનું મન દુઃખાય છે, તેના સ્વાભિમાનને ધક્કો પહોંચે છે, તેનું અપમાન થાય છે, તેની લાગણી દુઃખાય છે, અને સતીધર્મને દૂર કરી પતિની સામે થવાને તે તૈયાર થઇ જાય છે. કેટલો બધો વિનિપાત! અર્વાચીન શિક્ષણ ગમે તેવું જ્ઞાન આપે પણ એથી પ્રાચીન સમયની સંયમી અને ઉજ્જવલ ચારિત્ર્યવાળી મહાસતીઓ ભારતમાં પાકવી મુશ્કેલ છે!"

વળી વિચાર એક દિશામાંથી બીજી દિશામાં વળ્યો. આર્ય નારીનું સ્થાન જગતમાં ક્યાં છે અને કેવું છે તેની કલ્પના તે મનમાં કરવા લાગ્યો: "આર્ય નારીનું સ્થાન જગતમાં વિરલ છે. આર્ય નારી એટલે દેવકી અને યશોદા. આર્યનારી એટલે સીતા, તારા, અને મંદોદરી. આર્ય નારી એટલે સિંહના બાલ સાથે રમનાર ભરતની માતા શકુંતલા. આર્ય નારી એટલે જમને જવાબ દેનારી સાવિત્રી, અર્જુન, ભીમ અને મહારથી કર્ણને જન્મ આપનારી મહાસતી કુંતા અને મહાભારતની દ્રૌપદી. આર્ય નારી એટલે વૃંદા, કૌશલ્યા અને દમયંતી, પ્રતાપ અને પૃથ્વીરાજની જનેતાઓ, શિવાજીની જન્મદાત્રી જીજીબાઇ અને લક્ષ્મીબાઇ. આર્ય નારી એટલે શૂરી રજપૂત વીરાંગનાઓ. આર્ય નારીના સતીત્વે ચૌદ ચોકડીનાં સામ્રાજ્ય ઉથલાવી નાંખ્યાં છે અને દેવોને પણ નમાવ્યા છે. એ સ્ત્રીત્વની ઉજ્જવલતા હિંદુ જાતિનું ગૌરવ છે. એ ભારતની યશકલગીઓ છે. આર્ય મહીલા ભારતની સાક્ષાત્ દુર્ગા શક્તિ છે. એ આર્ય સ્ત્રીત્વને નહીં સમજનારી અને નહીં ખીલવનારી અને આજકાલની ફેશનમાં ફરનારી હિંદુ સ્ત્રી શુદ્ધ આર્ય સ્ત્રીની વિડંબના છે. તે પોતાની સ્વાભાવિક શક્તિને હણે છે અને સમાજને અવળે માર્ગે દોરે છે."

આમ વિચાર કરતો કરતો હૃષીકેશચંદ્ર પાછો પર્ણકુટીની બહાર વૃક્ષ નીચે શીલા ઉપર બેઠો. એટલામાં એક પુરૂષ આઘેથી આવતો

જણાયો. તે પુરુષ પાસે આવ્યો. તેના હાથમાં કાગળોનું એક પોટલું હતું. હૃષીકેશચંદ્રે તેને ઓળખ્યો. તે બિપિનચંદ્રનો નોકર હતો. તેણે પેલું પોટલું હૃષીકેશચંદ્રના હાથમાં આપ્યું અને સલામ કરીને ચાલતો થયો. હૃષીકેશચંદ્રે પોટલું છોડયું અને તેમાંના કાગળો એક પછી એક વાંચવા માંડયા. પોટલામાં દીનબંધુ, ભાગીરથી, શારદા-દેવી, વગેરેના કાગળો હતા, અને મહારાણા પ્રતાપસિંહ તથા કનકપુરના અમલદારોએ મળીને કરેલો વિશ્વવિદ્યાલયની યોજનાનો મુસદ્દો અને તે ઉપર લેવાયલા કનકપુરના શહેરીઓના અભિપ્રાયો હતા. મુસદ્દો વાંચતે વાંચતે હૃષીકેશચંદ્રનું મન સ્વદેશપ્રીતિ અને વૈરાગ્યની વચમાં અથડાવા લાગ્યું. જનસેવા અને લોકકલ્યાણની અનેક યોજનાઓ તેના મનમાં તરી આવી. સંન્યાસી થઇને ગિરિરાજ ઉપર રહેવું તેના કરતાં સંસારી થઇ લોકહિતનાં કાર્યો કરવામાં પ્રવૃત્ત થવું એ વધારે શ્રેયસ્કર છે એમ તેનું હૃદય તેને કહેવા લાગ્યું. સ્વદેશ હિતૈષી દેશનાયકો અને સંન્યાસીઓનાં જીવનની તે તુલના કરવા લાગ્યો, અને તેમ કરવામાં તેને પવિત્ર અને પરોપકારી ગૃહસ્થાશ્રમીની જીંદગી જગતને વધારે ઉપકારક સમજાવા લાગી. ગૃહસ્થાશ્રમીના ધર્મો અને તેણે કરવાનાં કાર્યોનાં ક્ષેત્રો ઉપર તે વિચાર કરવા લાગ્યો અને તેમ કરતાં ભારતની ગરીબાઇ તેના મનમાં તરી આવી. જે દેશ એકવાર અન્ય દેશોને અન્ન પુરૂં પાડતો તે દેશનાં છોકરાંને એક વાર પણ અન્ન મળવાના સાંસા પડે એ વિચારથી તેનું હૃદય ગિરાયું. દેશમાં પ્રવર્તી રહેલાં બાળલગ્ન, વિધવા દુઃખ, શારીરિક નિર્બળતા, અને અનાથતા, તેના ચિત્તને ભેદવા લાગ્યાં. સ્ત્રીઓની પરાધીનતા અને અજ્ઞાન તેના મસ્તકને ભમાવી નાંખવા લાગ્યાં. ભારતમાં પ્રવર્તી રહેલી અનેક કુરૂઢીઓ અને તેનો ભોગ થઇ પડતી ભારતીય પ્રજાની દીન દશાનો ચિતાર તેના મનને વીંધી નાંખવા લાગ્યાં. સંસારનો ત્યાગ કરૂં તેના કરતાં સંસારમાં રહી સ્થળે સ્થળે ફરી દેશબાંધવોનાં દુઃખ ટાળું અને તેમ કરવામાં દેહનો પણ ભોગ આપું તો કેવું સારૂં, એવો વિચાર તેના હૃદય ઉપર સામ્રાજ્ય ચલાવી રહ્યો. દેશ ગરીબાઇમાં ડુબી રહે અને હું એક ખુણે બેશી રહીને મોક્ષ મેળવવા યત્ન કરૂં, એ સ્વાર્થદૃષ્ટિએ તેના મગજને હલાવી નાંખ્યું.

દેશને માટે વિદ્યાનો, ધનનો, અને દેહનો ભોગ આપનાર ગૃહસ્થાશ્રમી પણ શ્રેષ્ઠ સંન્યાસી છે, એવી તેની ખાત્રી થવા લાગી.

સંસારીજ સંસારીઓનાં દુઃખ સમજી શકે અને ટાળી શકે; દેશની ગરીબાઇ અને દુઃખ ટાળવામાં સંન્યાસી કરતાં ગૃહસ્થાશ્રમી વધારે કાર્ય કરી શકે એવા વિચારથી તેને ગૃહસ્થાશ્રમની આવશ્યકતા અને મહત્તા સમજાઈ. પણ ગૃહસ્થાશ્રમમાં પુરૂષ સ્ત્રી વગર અધુરો છે એ વાત તેના મન આગળ ખડી થવા લાગી. સ્ત્રી જ સ્ત્રીનું હૃદય સમજી શકે અને તેથી ભારતની સ્ત્રીઓની સ્થિતિ સુધારવાને કોઇ સંસ્કારી બાળા સાથે લગ્નથી જોડાવાની તેને જરૂર લાગી.

હૃષીકેશચંદ્ર આમ તેમ જોવા લાગ્યો. તેની માનસિક દૃષ્ટિમાં ભારતવર્ષની બાળાઓ એક પછી એક આવવા લાગી. તેમની કેળવણી, સંસ્કાર, વગેરેને તે તપાસવા લાગ્યો. એકદમ તે મનમાં બોલી ઉઠ્યો : " અફસોસ ! આ તે કેળવણી, અને આ તે શુભસંસ્કાર ! બાળાઓમાં ઉંડી ભાવનાઓ નથી, ઉંડા સંસ્કાર નથી, માત્ર અક્ષરજ્ઞાન તેમને આપવામાં આવે છે; અને તે પણ પાશ્ચાત્ય પદ્ધતિએ ! "

એટલામાં તેને મૃણાલિનિ સાંભરી. તેની સાદાઈ, પવિત્રતા, ઉંડા સંસ્કાર, અને વૈરાગ્યવૃત્તિ, હૃષીકેશચંદ્રની માનસિક દૃષ્ટિ આગળ તરી રહ્યાં. ગૃહસ્થાશ્રમમાં સહધર્મચારિણી તરીકે ઉપયોગી થવાને અને સ્વદેશકાર્યમાં તેને સહાય કરવાને તેની યોગ્યતા તેના સમજવામાં આવી અને હૃષીકેશચંદ્ર ઘણા ઉલ્લાસમાં આવી ગયો અને મનમાં ને મનમાં બોલી ઉઠ્યો: "મૃણાલિનિ, મૃણાલિનિ, તારા જેવી એક પણ સંસ્કારી બાળા ભારતમાં ઉત્પન્ન થશે ત્યાં સુધી ભારતવર્ષની સ્ત્રીજાતિના ઉદ્ધારની મને આશા રહેશે."

હૃષીકેશચંદ્રે વિશ્વવિદ્યાલયની યોજનાના મુસદ્દાવાળો કાગળ ઉંચો મુક્યો અને બીજો એક કાગળ લઇને તે વાંચવા લાગ્યો. તે દીનબંધુનો હતો. કેટલીક બાબતો વિષે લખ્યા પછી તેમાં કંઇક ભાગીરથી વિષે અને કંઇક આ પ્રપંચી સંસાર વિષે તેણે નીચે પ્રમાણે લખ્યું હતું:

" હું બહાર નોકરી માટે જઉં છું તો કહે છે કે તમે તો બહાર ફરતા ફરો છો. તમને ઘરની, બાઇડી છોકરાંની કાળજી નથી. આટલો ફીકો પણ તમને સાંભરતો નથી. ભાઇ, ધંધાને અર્થે બહારગામ ફરવું તો પડેસ્તો ! બહાર જઉં તો કહે કે ફરતા ફરો છો, અને ઘેર રહું તો કહે કે તમે નવરા નમારમુંડા જેવા ઘેર બેશી રહો

છો, કંઇ કમાતા નથી. સુડી વચ્ચે સોપારી જેવી મારી સ્થિતિ છે. બળ્યો આ હિંદુ ભાઇ ! સંસાર. મોઢા ઉપર દાભની શેર મુકાશે ત્યારે એમાંથી છુટીશું. તમે સ્ત્રીઓને પરવશ ગણો છો, પણ એ તો ઘરમાં વાઘ થઇને બેઠીઓ છે, અને ધણી ઉપર રાજ્ય ચલાવે છે. સમજે તેને દુઃખ; ના સમજે તેને તો સુખ જ છે આ સ્ત્રીઓ તો માતેલા સાંઢ જેવી છે. તમારા જેવા ભાવનાશીલ પુરૂષો તેમની દયા ખાય, પણ મને તો જરાયે દયા આવતી નથી. આપણી નમ્રતા અને સજ્જનતાનો એ બેવડો લાભ લે છે, અને રોજ માથું ફોડે છે. એ તો બુધે પાંશરી જાર અને બુધે પાંશરી નાર. મને તો કંઇ બીજો રસ્તો સુઝતો નથી. રીસ તો બહુએ ચ્હડે છે પણ તે વખતે તમે યાદ આવો છો અને બધો રોષ ઉતરી જાય છે. તમારી સોબતને પણ એ વગોવે છે. સ્વાર્થી, પ્રપંચી, અને મીઠાબોલા અહીં હિંદુ સંસારમાં વખણાય છે અને તમારા જેવા સ્પષ્ટવકતા અને સીધે માર્ગે ચાલનારા વેદીયા ઢોર ગણાય છે. તમે ગ્રેજ્યુએટો ઉંચાં ઉંચાં આદર્શો બાંધી તેમાં મ્હાલો છો પણ દુનિયા તમને વ્યવહારશૂન્ય ગણી તિરસ્કારે છે, અને તમે દુનિયાને તિરસ્કારો છો. તમારી સોબતને લીધે હું વગોવાઉં છું એ જોઇને મને આશ્ચર્ય લાગે છે, અને આ મિથ્યા ડોળી સંસારના પ્રપંચી માણસો તરફ ધિક્કાર છુટે છે. સંસ્કાર વગરનાં માણસો તમારી કદર શું કરી શકે ! પણ ભાઇ, ગમે તેમ હો, પણ આ સંસારમાં રચીપચી રહેલાં માણસો તમારી નિંદા કરે છે, અને તમને વહી ગયેલા અને વંઠેલા ગણે છે. તેઓ કહે છે કે ગ્રેજ્યુએટો મનમોજી છે, તેમને કામ કરવું ગમતું નથી, તેમની 'પોઝીશન'માં ખામી આવે છે, અને તેઓ પોતાના તરંગોમાં ભમ્યા કરે છે. તમારી સોબત કરનાર મને પણ તે અનેક પ્રહારોથી પીડે છે. હું તેથી ડરતો નથી, પણ ઘરનું નાવડું ઠીક ચાલતું નથી અને સ્વપ્નામાંયે સુખ ભોગવાતું નથી. ઘણીએ માથાફોડ કરૂં છું પણ ઘરનાં એકનાં બે થતાં નથી, અને પોતાનો કક્કો જ ખરો કરવાને મથે છે. ખરાબ રૂઢિઓ હિંદુ સંસારમાં ઘર ઘાલીને બેઠી છે અને આ પ્રપંચી અને ડોળી ન્યાતીલાઓ તેને ધુળધાણી કરી કુસંપનાં બીજ રોપી રહ્યા છે. પરિણામ એ આવે છે કે હિંદુ સંસારમાં સુખ કંઈ શોધ્યુંયે જડતું નથી. તેમાં આ સ્ત્રીઓથી તો તોબા ! નહીં ભણેલી અને

નહીં અભણ! અર્ધદગ્ધ! અને તેમાંયે વળી આ ઈંગ્રેજી કેળવણી અને સુધારો આવ્યાં છે, તેને નામે તેમણે બેહદ છુટ લેવા માંડી છે. હવે તો ઉપરથી બ્રહ્મા ઉતરીને આવે તોયે તેમને સમજાવી શકે નહીં."

હૃષીકેશચંદ્ર કાગળ પુરેપુરો વાંચ્યો અને તેને પાછો પોટલામાં મુકી દીધો. બીજો એક કાગળ તેના હાથમાં આવ્યો, તેને તેણે બહાર કહાડ્યો, તેના અક્ષર તેનાથી ઓળખાયા નહીં, તેથી લખનાર વિષે મનમાં અનેક તર્ક કરતો તે તેને ઉકેલીને વાંચવા લાગ્યો. કાગળ ઘણો ટુંકો હતો અને તેમાં મુદ્દાની ચાર પાંચ બાબતો જ લખી હતી. તે કાગળ ભાગીરથીનો હતો. તેમાં તેણે હૃષીકેશચંદ્રને ઠપકો લખ્યો હતો. તે ઠપકો નીચે પ્રમાણે હતો:

"ભાઇ, તમારી સોબત લાગી ત્યારથી એ બીલકુલ ઘરમાં રહેતા નથી. એક ગામથી બીજે ગામ ફરતા ફરે છે. સમાજો, સભાઓ અને મંડળીઓમાં ભાષણો આપે છે અને સ્વદેશપ્રેમી ગણાવાનો ડોળ ઘાલે છે. એમાં અમે શું રળ્યાં! તમે ઘરબાર છોડયાં અને બીજાને છોડાવો છો. તમને એ ફાવે પણ અમને ફાવે નહીં. પારકાં છોકરાંને જતી કરવાં એ આજ કાલના ભણેલાઓ તમે શિખ્યા છો. મારે આ વખતે તમને આટલું લખવું પડ્યું છે. કોઇ દિવસ હું તમને કંઇ લખતી નથી પણ મારો જીવ બહુ ઉકળ્યો ત્યારે આ કાગળ મેં બીજા પાસે લખાવીને મોકલ્યો છે."

હૃષીકેશચંદ્ર ખડખડ હસ્યો અને બોલ્યો: "આપણાં બૈરાંના અજ્ઞાનથી તો અવધિ! સ્ત્રી જાતિની સર્વ તૃષ્ણા દુનિયાદારીનાં સુખ દુ:ખમાં જ સમાયલી છે. ભાગીરથી ભાભી ભોળાં છે. સારાસારનો વિચાર તે કરી શકતાં નથી. પતિની મહત્ત્વાકાંક્ષાઓને તે સમજી શકતાં નથી. જો સમજે તો પછી એમને દીનબંધુ વિષે ફરિયાદ કરવાની રહે નહીં, અને એમના દુ:ખનો અંત આવે અને એ સુખી થાય."

ભાગીરથીના વિચાર ઉપરથી હૃષીકેશચંદ્રના મનમાં લાંબી વિચાર પરંપરા ચાલી રહી. ભારતવર્ષની સ્ત્રીઓની નિરાધાર અવસ્થા, નિર્બળતા અને દુ:ખ ઉપર તે વિચાર કરવા લાગ્યો. હિંદુ સ્ત્રી અભણ છે, પરાધીન છે, તે એક સ્થળેથી બીજે સ્થળે એકલી નિર્ભય પણે જઇ શકતી

નથી એ વિચારથી તેને ઘણો ખેદ થયો. હિંદુ સ્ત્રીમાં કેળવણી નથી, હિંમત નથી, નિડરતા નથી, સારાસારનો વિચાર કરવાની શક્તિ નથી, એ વિચારથી તેને ઘણી નિરાશા ઉત્પન્ન થઈ. તે મનમાં બડબડયો:" " જેમની પાસે આપણે મોટાં મોટાં કામો કરાવવાની આશા રાખીએ છીએ તે સ્ત્રીઓની આ દશા! ક્યાં છે આપણામાં ગાર્ગી, સરસ્વતી, કે લીલાવતી જેવી વિદુષીઓ! ક્યાં છે આપણામાં લાલબા, ચંદા, કે પન્ના જેવી વીરાંગનાઓ! જ્યાં સુધી આપણી સ્ત્રીઓની સ્થિતિ સુધરશે નહીં, જ્યાં સુધી આપણામાં ગાર્ગીઓ પાકશે નહીં, અને જ્યાં સુધી રણમાં ઘૂમનારી પ્રાચીન સમયની અપૂર્વ રજપૂતાણીઓ ઘેરે ઘેર નજરે આવશે નહીં ત્યાં સુધી ભારતનો ઉદય નથી. ભારતને નથી જોઇતી કેવળ ઇંગ્રેજી ભણનારી, ફેશનમાં ફરનારી, કે સભાને શોભાવનારી સુંદર રમણીઓ: તેને તો જોઇએ છે ઘરને દીપાવનારી ગૃહિણીઓ અને કમ્મર કસીને શીયળને સાચવનારી, શત્રુને હંફાવનારી, અને દેશને માટે ઝઝુમનારી વીરાંગનાઓ!"

હૃષીકેશચંદ્રનું હૃદય સ્વદેશપ્રેમ અને શૌર્યની ટોચે ચઢી રહ્યું. થોડી વાર પછી તેની વિચારમાળા અટકી અને તેણે ભાગીરથીના પત્રનો જવાબ લખવા માંડયો. તે નીચે પ્રમાણે હતો:

" ભાગીરથી ભાભી! તમારો પત્ર મળ્યો. તે ઠપકા રૂપે હતો, પણ મને તો તે વાંચીને આનંદ જ થયો. એવી રીતે મને રોજ ઠપકો આપશો તો તેથી હું વધારે રાજી થઇશ, કારણકે તેથી તમારા મનની સ્થિતિ વધારે મારા જાણ્યામાં આવશે. સ્ત્રીએ દુનિયામાં સુખી થવાનો એક જ રસ્તો છે; અને તે એ છે કે પોતાના પતિને પરમેશ્વર સમાન ગણવો, એનામાં વિશ્વાસ રાખવો, અને એનું કહ્યું માનવું. ગમે તેવો પણ પતિ, એની સાથે મળીને ચાલવામાં જ સુખ.

"હિંદુ લગ્ન બે ઘડીનો કરાર નથી પણ એ ભવોભવનો સંબંધ છે. જેની સાથે તમારૂં નસીબ જોડેલું છે તેનું કહ્યું માન્યે જ છુટકો. આપણા રૂષિમુનિઓએ સ્ત્રીઓને બોધ આપ્યો છે કે સ્ત્રીનો ગુરૂ તેનો પતિ જ છે. ધર્મમાં સ્ત્રી તેના પતિની સખા છે તેથી પતિ જે ધર્મ સ્વીકારે તેમાં સ્ત્રી તેને મદદ, સલાહ અને ઉત્તેજન આપે, તેને પોતાના દેવરૂપ ગણે, તેના સુખે સુખી અને દુઃખે દુઃખી થાય. કાર્ય પસંદ

કરવાનું કામ પતિનું છે અને પત્નીનો ધર્મ છે કે તેણે તેમાં તેને મદદ અને ઉત્તેજન આપવાં.

"તમે હિંદુ ધર્મનો બોધ સ્વીકારશો, કે નવા સુધરેલા જમાનાનો? તમે હિંદુ ધર્મને માનતાં હો તો તમારા પતિને પગલે ચાલશો. શું તમે હંમેશાં આવાં જ રહેશો? સારાં કપડાં પહેરવાં, સારાં મિષ્ટાન્ન જમવાં, બેસવું, ઉઠવું, અને દરેક જાતના મોજશોખ કરવા! આ સ્થિતિ સ્ત્રીને સુખ આપનારી નથી. હમણાં આપણા દેશમાં સ્ત્રીની જીંદગીએ આવું સાંકડું અને તિરસ્કારયુક્તારૂપ ધારણ કર્યું છે. તમે એ સવ છોડી દેજો.

'તમારા સ્વભાવમાં એક દોષ છે. તમે બહુ ભોળાં છો. લોકો ભમાવે છે તેમ તમે ભમો છો. કોઇ માણસ ગમે તેમ કહે તે તમે તરત માની લ્યો છો. આથી તમારૂં મન હમેશાં અસ્વસ્થ રહે છે, તમારી બુદ્ધિ ખીલતી નથી, અને તમને પતિ તરફનું સુખ મળતું નથી. આ જગત્માં બીજાઓને ખોટું ભમાવનારા ઘણા માણસો છે. તેમનાથી સાવચેત રહેજો. પતિ તરફ તે અવિશ્વાસ ઉત્પન્ન કરાવે છે. તેવાઓનું કહ્યું માનશો નહીં. તમારૂં માથું દુઃખશે તો પતિ દોડયો દોડયો આવશે, બીજો કોઈ નહીં આવે. તેનામાં વિશ્વાસ રાખો; એજ સુખી થવાનો માર્ગ છે.

"સંસારના સ્વાર્થી, ડોળી અને પ્રપંચી લોકો ધર્મ, દાન, મહત્વાકાંક્ષા અને સ્વદેશસેવા જેવા ગંભીર અને મહાન વિષયોને હશી કહાડે છે. આ દોષ આજકાલ સઘળી હિંદુ પ્રજામાં જોવામાં આવે છે. એવા લોકો સ્વદેશપ્રેમને ગાંડપણ ધારે છે; પણ તેમનું કહ્યું માનશો નહીં. તમારા પતિમાં જો એ ગાંડપણ હોય તો તેને એક મહાન્ સદ્‌ગુણ ગણશો. તેની આડે આવશો નહીં; તેને મદદ કરશો. એથી તમે જગતમાં સુખ અને યશ પ્રાપ્ત કરી શકશો."

ભાગીરથીના કાગળનો જવાબ લખ્યા પછી હૃષીકેશચંદ્રે દીનબંધુના કાગળનો જવાબ લખવા માંડયો. તે નીચે પ્રમાણે હતો:

"દીનબંધુ! તું ભાગીરથી ભાભી વિષે ફરિયાદ કરે છે પણ તે વ્યાજબી નથી. જેની જોડે આપણો સંબંધ બંધાયો તેને નભાવી લેવી એજ આપણી કેળવાયલાઓની ફરજ છે. તું ખરેખરો હિંદુ હોય તો તારી પત્નીને તારે ખરા દીલથી ચ્હાવી એજ તારો મુખ્ય ધર્મ છે. હિંદુ સ્ત્રીનો સંબંધ સૃષ્ટિમાં બધાથી ન્યારો છે. તે તોડયો

તોડાય તેમ નથી. હિંદુ લગ્ન એ ચાર વર્ષનો કરાર નથી. તે ઐહિક નથી. તે પવિત્ર અને પારમાર્થિક છે. તે ભવોભવની સ્નેહગાંઠ છે. હિંદુ લગ્ન સંયમની શાળા છે. સહનશીલતાની એ કસોટિ છે. હિંદુ સ્ત્રી કુંભારના ઘરનું હાંલ્લું નથી કે બદલી લવાય. એ મર્યાદા મુકીને હિંદુ ધર્મે સયમને સાચવ્યો છે. એમાંજ હિંદુ ધર્મનું ખરૂં રહસ્ય છે, એમાંજ એની મહત્તા અને શ્રેષ્ઠતા છે. એ તો પત્નીને નભાવ્યે જ છુટકો. એમાં જ સુખ. એમાં પતિએ વધારે સહનશીલતા રાખવાની છે અને પત્નીને સુધારવાની છે. સ્ત્રીઓ અજ્ઞાનપણાથી હઠ કરી પતિ ઉપર રાજ્ય ચલાવે એ રાજ્ય ન કહેવાય.

'જ્યાંસુધી સ્ત્રીઓની પરતંત્રતા અને અજ્ઞાન ઉપર આપણા સંસારનો પાયો રચવામાં આવશે, જ્યાંસુધી લગ્નનો પ્રશ્ન આપણે સ્વાભાવિક દષ્ટિએ ઉકેલીશું નહીં, જ્યાંસુધી આત્મવિકાસને ભોગે રૂઢિ જાળવવામાં પુરૂષાર્થ ગણાશે, જ્યાંસુધી સ્ત્રી પુરૂષોનાં હૃદયના વિશુધ્ધ અને નૈસર્ગિક ભાવોને વિકસાવવાને બદલે કચરી નાંખવામાં આવશે, ત્યાંસુધી હિંદુસમાજ સ્વપ્નામાંયે સુખ જોનાર નથી.

" રૂઢિ આપણું જીવનસૂત્ર બની રહી છે. આપણે રૂઢિદેવીને જ ઉપાસીએ છીએ. રૂઢિની બેડીઓમાં આપણે જકડાઇ ગયા છીએ. પરિણામે આપણું સામાજીક સુખ અને શારીરિક બળ નષ્ટ થયાં છે, અને આપણી જીંદગી ટુંકી થઇ છે. આપણી ઉન્નતિમાં અનેક વિઘ્નો ઉભાં થયાં છે, અને આપણે જગતની સઘળી પ્રજાઓમાં પછાત પડી ગયા છીએ.

"અમે ગ્રેજ્યુએટો પ્રત્યે સમાજ તિરસ્કારની નજરથી ભલે જુવે! અમારાં ઉંચાં આદર્શોમાંથી જ સંગીન કાર્ય ઉદ્‌ભવશે, અને ભારતનો ઉદ્ધાર થશે. જ્યાં ઉંચું આદર્શ નથી ત્યાં સંગીન કાર્યની આશા જ નથી. ભારતનો હિંદુ ગ્રેજ્યુએટ પ્રાચીન સમયનો તપસ્વી બ્રાહ્મણ છે. તેની પાસેથી તમારે સહનશીલતા શિખવાની છે. તેની સ્થિતિ જગતમાં બધાથી ન્યારી છે. તેને કોઇની સહાય નથી. દુનિયાને તેનું કંઈ સેખું નથી, છતાં પણ તે પોતાનું કાર્ય કર્યે જ જાય છે. સંસારીઓ કહે છે કે તેનામાં વ્યવહારકુશળતા નથી, હિંમત નથી, આવડત નથી, તે વેદીયો ઢોર છે, તેનામાં નોકરી વગર બીજું કંઇ કાર્ય કરવાની શક્તિ નથી. અસલી વિચારના કહે છે કે તે નાસ્તિક છે અને વહી ગયેલો છે. વેપારીઓ તેને કામ કરવાને નાલાયક ગણે છે. આટલું છતાં પણ તે પોતાનું કામ કર્યે જ જાય છે.

"હિંદુ ગ્રેજ્યુએટ પાસે ધન નથી, સત્તા નથી, તેની બધી સગવડો સચવાતી નથી, છતાં પણ તે વિદ્યા પ્રાપ્ત કરે છે, પરદેશ જાય છે, પરદેશીઓને ટક્કર મારે છે, અને ભારતવર્ષનું ગૌરવ વધારે છે. જગત્ ગમે તે કહે પણ તે ગરીબ માબાપને પેટ અવતરી, હિંદુ સંસારની કુરૂઢિઓની સામે થઇ, પરદેશ વેઠી, પેટે પાટા બાંધીને કેળવણી લે છે. દુનિયા તેને તિરસ્કારે છે, તેને વ્યવહારશૂન્ય ગણે છે, અને તેની કેળવણીની કિંમત ઓછી કરે છે. છતાં પણ તે લોહીનું પાણી કરી પદવીઓ મેળવે છે અને ભાવનાઓ ઉંચી રાખે છે. તે પોતાનો સંસાર નભાવે છે. તે ગરીબાઇમાં ઘસાય છે છતાં પણ પોતાના કુટુંબીઓનું પોષણ કરે છે, અને સ્ત્રી ગમે તેવી અભણ મળે તોપણ તેને નભાવી લે છે. તેની સહનશીલતા આદર્શરૂપ છે. તેનો સંયમ અપૂર્વ છે. તેને હૃદયે દેશદાઝ છે. આપણા પ્રાચીન પૂર્વજોને માટે એને માન છે. તેમના જીવનરહસ્યને તે સમજે છે. પણ એના ગુણ ગરીબાઇમાં ઢંકાઇ રહેલા છે. તેમને અવકાશ મળશે ત્યારે તે પ્રકાશમાં આવશે અને તેમાંથી અદ્ભુત કાર્યો ઉદ્ભવશે, જે જગતને આંજી નાંખશે, અને ભારતનો ઉદ્ધાર કરશે."

હરિશ્ચંદ્રે પોતે લખેલા કાગળોને પરબીડીયાંમાં બીડયા અને ટપાલમાં નંખાવ્યા. બીજા કાગળોને તેણે પાછા પોટલામાં બાંધી દીધા અને મનમાં વિચાર કરતો તે સ્વસ્થ ચિત્તે પર્ણકુટીની બહાર શિલા ઉપર બેશી રહ્યો.

---

## પ્રકરણ ૧૧મું.

### લલાટના લેખ.

ઉષા ફરીથી પોતાને સાસરે આવી. આ વખતે ધીરેન્દ્ર મુંબઇ રહેતો હતો તેથી તે મુંબઇ ગઈ. તેનું ભાગ્ય કેવુંએ ઘડાયું હશે ! તેના લલાટના લેખ કેવાએ લખાયા હશે ! ઘરમાં પેસતાં જ તેને બધું વિલાયતી-વિલાયતી જ ભાસવા લાગ્યું. નોકર તો કે એક 'હાફ્કાસ્ટ્ બૉય્', ગાડીવાન એક 'ગોવાનીઝ', બટલર એક મુસલમાન, ઘરમાં સઘળો ફરનીચર ટેબલ ખુરશીઓ કોચ સર્વ વિલાયતી અને ફ્રેન્ચ 'પૉલીશ'ના ભપકાવાળાં; બે ત્રણ નાના નાના કુતરાઓ પાળેલા તે પણ વિલાયતી, અને મકાન પણ ખાસું મઝાનું ઇંગ્રેજોના મહેલ્લામાં જ. એટલામાં માથે બાબરીવાળા,

નાની સેંથી પાડેલા વાંકડા વાળ અને ‘ ફ્રેન્ચ કટ ’ની ટુંકી દાઢીવાળા, આમળા દઇને ઉભા રાખેલા મુછના આંકડા વાળા, ‘કોટ જૅકેટ પૅન્ટ અને હૅટ’માં સજ્જ થયેલા, અરધા હિંદુ અને અરધા ‘ઇંગ્લીશ’જેવા, દેશી ક્રિશ્ચિયન કે સાહેબના બટલર જેવા દેખાતા ધીરેન્દ્રભાઈ ઘરમાં પધાર્યા. તે પણ પુરેપુરા વિલાયતી જ.

ઉષાએ એકવાર ફરીથી પોતાના પતિદેવને નિહાળ્યા. તેમના પોશાકમાં અને રીતભાતમાં તેને ઘણો ફેર લાગ્યો. ઉષાનું હૃદય ધડક ધડક કરતું કંપવા લાગ્યું. કશી કલ્પના ન થઇ શકવાથી તે બિચારી સડક જ થઈ ગઇ. તેનું માથું ભમવા લાગ્યું. મોઢું શીયા વીયા થઇ ગયું. શરીરમાં વહેતું સઘળું લોહી ટાઢું હિમ બની ગયું. જીવ તો જાણે જીર્ણ ખોળીયામાંથી બિચારો ઉડુ ઉડુ થઈ રહ્યો.

વળી ક્વચિત્ ઉષાના મનમાં વિચાર આવે: “ ગમે તેમ છે પણ રૂપાળા, નક્ષત્ર જેવા, ઉજળાવાજળા તો છે ! કંઈ ભણ્યાગણ્યા નથી, પણ એમને વિદ્યાનું શું કામ છે ! એમને કયાં નોકરી કરવા જવું છે ! અને એમ કંઇ એ સમજતા નથી ! એમ કંઈ એમનામાં અક્કલ નથી ! આજકાલ સેંકડો હિંદુઓ સાહેબ લોક થઇને બેસે છે, પણ આવા અદ્વિતીય સાહેબ બીજા કોઈ નથી. બધી વાતમાં જાણે છેક વિલાયતી, આબેહુબ સાહેબ જ. હિંદુ છે એમ ઓળખી શકાતા પણ નથી. કેવો ઠાઠ ! કેવો ડિમાક.” આવા આવા વિચારો કરીને ઉષા મન વાળવા લાગી. વળી ધીરેન્દ્રની જે. પી. તરીકેની કીર્તિથી તેના ગર્વની સીમા રહી જ નહીં.

પોતાને યશસ્વી પ્રવીણ અને જે. પી. થવાને અસાધારણ શક્તિવાળા સ્વામીની અપાત્ર અને અયોગ્ય સ્ત્રી ગણીને પોતે પોતાના તરફ જ ધિક્કાર બતાવવા લાગી. પતિનું ઉપરનું ગૌરવ જોઇને તે વધારે વધારે અહંકાર અનુભવવા લાગી. તે બિચારી ઘડીકમાં દુઃખથી દુબળી થાય અને ઘડીકમાં અભિમાનથી ફુલાઇ જાય. સ્વામીના મ્લેચ્છ જેવા આચાર જોઇને તેને દુઃખ થાય, પણ કોટ પૅન્ટ અને ચશ્માંથી શોભી રહેલા સ્વામીદેવનાં દર્શન કરીને તે પાછી કૃતકૃત્ય બની જાય. પણ બિચારી ભોળી ઉષાને ખબર નહોતી કે શરીર, પોષાક, કે રીત-ભાતમાં બડા સાહેબ બની બેસવાથી અક્કલમાં કે હોંશીયારીમાં સાહેબ બની શકાતું નથી. મનુષ્યોમાં મોટાઓનો ડોળ ઝટ આવી શકે છે પણ તેમની અક્કલ આવતી નથી.

વીરપુરમાં ઘરમાં જ્યારે મા દિકરા વચ્ચે ઘણો કંકાસ થયો ત્યારે ધીરેન્દ્ર ઘર છોડીને મુંબઇ આવ્યો હતો. મુંબઇ આવીને કંઇ ઉદ્યોગ કરવાનો તેનો વિચાર હતો. મુંબઇમાં આવ્યા પછી ફૉર્ટમાં હાક્રકાસ્ટોનાં મકાનોની વચમાં એક મકાન ભાડે રાખીને વિલાયતી ઠાઠ પ્રમાણે તે રહેતો હતો. ઘણા પ્રયાસે અને ઘણા પૈસા આમ તેમ વેર્યા પછી તેને જે. પી. નીમાવાનો પ્રસંગ આવ્યો હતો, અને તેથી તે પોતાની જાતને કૃતકૃત્ય માનતો હતો. ઇંગ્રેજી આચાર, ઇંગ્રેજી વિચાર, ઇંગ્રેજી પોષાક, ઇંગ્રેજી જીવન અને ઠેઠ રસોડા સુધી બધું ઇંગ્રેજી ઇંગ્રેજી તેના ઘરમાં હવે થઇ રહ્યું હતું. માત્ર ઘરની ગૃહિણી વિલાયતી હોવાનું બાકી હતું. તે પણ ધીરેન્દ્રના વિચારની બહાર તો નહોતું: પણ હજી તે વિચારે સૂક્ષ્મતાનો ત્યાગ કરીને સ્થૂલતાને ધારણ કરી નહોતી, કારણકે તેને કૃતિમાં મુકવામાં ઘણી અડચણો આવતી હતી. પોતે તો મડમોને ચ્હાય, પણ મડમો તેને પસંદ કેમ કરે! પણ ઇંગ્રેજ લલનાઓનો ઘરમાં પગપસારો તો ક્યારનોયે થઇ ચુકયો હતો. કલાકના કલાક તેમની સાથે એકાંતમા ગળાતા હતા. ઉષા આવી ને અરધોએક કલાક બેઠી એટલામાં તો એક મડમ આવી અને ધીરેન્દ્ર તેની જોડે એકાંતમાં બેઠો. એક ગઇ, બીજી આવી, એમ આખો દિવસ પુરો થયો.

આમ કેટલાક દિવસ વહી ગયા. બિચારી ઉષા હવે ધીરેન્દ્રના મનમાંથી ધીમે ધીમે ખસવા લાગી. પહેલવહેલાં તો ધીરેન્દ્ર તેની રૂપવતી ભાર્યાને પ્રેમની પુતળી સમજીને અનેક સ્નેહભરી મીઠી મીઠી વાણીથી રીઝવતો હતો, પણ આ ઉપર ઉપરની વાતોનો પણ ધીમે ધીમે અંત આવવા માંડયો. આખરે તદ્દન તેનો નાશ થયો. વળી પ્રથમ તેની વાણીમાં જે પ્રેમની સુવાસ પ્રસરી રહેતી હતી તે હળવે હળવે નષ્ટ થઇ જઇને પછીથી તેમાં કર્કશતા, બેદરકારી અને શુષ્કતાનો ભાસ થવા માંડયો હતો. જે. પી. થયેલા અને તેથી પોતાને બુદ્ધિશાળી ગણતા ધીરેન્દ્રની અવગણના અને અભાવ પણ સકારણ જ હતાં. તેના જેવી અભણ, અકુશળ, અને ઘરકામમાં ગુંથાયલી મજુરણ તેને કેમ ગમે! વિદ્યા, બુદ્ધિ, રૂપ, અને ગુણ વગેરે વગેરે સઘળા વિષયોમાં સઘળી રીતે ચઢીયાતી ઇંગ્રેજ યુવતિઓ પ્રવીણ ધીરેન્દ્રને પ્રેમ અને આદરનાં વચનવડે વશ્યાની લેવા લાગી. તેને કાંઇ

મોટા લક્ષાધિપતિનો પુત્ર સમજીને તેને સુયોગ્ય બુદ્ધિમાન્ સભ્ય ગૃહસ્થ તરીકે સ્વીકારવા લાગી. હવે બાકી શું રહ્યું? ઉષા જેવી જંગલી અને ગામડીયા સ્ત્રી તેને હવે પસંદ કેમ પડે! ગોરી ગુલાબી મડમ આગળ 'નેટીવ' સ્ત્રી ધ્યાનમાં કેમ આવે! હાથે સુંવાળા ચામડાનાં મોજાંવાળી, પગની પાની પણ દેખાય નહીં એવી રીતે રંગબેરંગી વસ્ત્રો અને બુટ મોજાંને ધારણ કરી રહેલી, ખુબસુરત ચહેરાવાળી, અને આછા આછા બુરખાથી ઢાંકેલા કોમળ મુખવાળી, નેતરની કમાન જેવી પાતળી કટિવાળી. પુષ્પિત લતા હોય તેવા અલંકૃત હસ્તવાળી, ભૂરી માંજરી આંખોવાળી, સોનેરી વાળવાળી, 'શેકહેન્ડ'માં સુંવાળા હાથથી પ્રેમનું દાન કરનારી. જાદુવાળી, ઉજળા દુધને પણ લજવી મારે એવા બગલાની પાંખ જેવા ગોર ધવલ વર્ણવાળી અંગ્રેજ બાળાઓની મોહિનીથી તે ઘેરાતો ગયો. તે સુંદરીઓની કાતર જેવી ચાલાક જીભથી જેમ જેમ તેના અંદરના પડદા કતરાતા ગયા તેમ તેમ એ કામિનીઓનું સૌન્દર્ય તેના હૃદયમાં વધારે વધારે રમવા લાગ્યું. વિલાયતી સ્ત્રીની શ્રેષ્ઠતાનું તેને હવે ભાન થવા લાગ્યું. આ વખતે ઉષા, બોલવા ચાલવા કે નાચવાના હોશ વગરની છે અને સાંડી ગમાર છે એમ તેના મગજમાં ભરાઈ ગયું. બિચારી ઉષાને 'ડાઇવોર્સ'—છુટાછેડા આપવાનો તેના મનમા નિશ્ચય થયો.

ધીરેન્દ્રનો આવો વિચાર જાણીને બિચારી નિર્દોષ પતિપરાયણા ઉષા ઘરમાં કોઇને મોઢું બતાવ્યા વગર બારણાં બંધનાં બંધ રાખી, ભૂખ તરસ વેઠી, રડતી કકળતી પોતાની પથારીમાં જ આખો દિવસ મો સંતાડીને પડી રહેવા લાગી. તેના દુઃખથી ઘરમાં કોઇને દુઃખ થયું નહીં. તેની નિષ્કારણ વિપત્તિ અને દિલગીરીમાં કોઇએ ભાગ લીધો નહીં. તે જુઠી અને પ્રપંચી છે એમ ધીરેન્દ્રે સૌના મનમાં ઠસાવી દેવાથી તેની તરફ સર્વનો તિરસ્કાર અને અભાવ થવા લાગ્યો. આટલું છતાં પણ જ્યારે પૈસાની જરૂર પડે ત્યારે ધીરેન્દ્ર ઉષાની પાસે આવે અને એ પતિપરાયણા સ્ત્રી ધીરેન્દ્રને પૈસા આપે. પોતાના દાગીના વેચીને પણ પતિદેવના મનનું સમાધાન કરે. કંઈ કંઈ બ્હાનું કહાડીને પીયેરથી દાગીના એક પછી એક તે મંગાવે, તેને વેચે, અને ધીરેન્દ્રનું પુરું કરે. તોપણ ધીરેન્દ્રનું પુરૂં થાય જ નહીં. તેના ખર્ચનો પાર નહોતો. આખરે ઘણું દેવું થઇ ગયું. 'હોટલ'માંથી આવતી મજેદાર સ્વાદિષ્ટ

ખાણાની 'ડીશ' બંધ થવા લાગી. ચ્હાવાળાની દુકાનનું ખાતું બંધ થયું. કુતરાં પણ સુંઘે નહીં એવી ઘરની રોટલી અને બટાટાના શાકને વશ થવું પડયું. કાપડીયા અને દરજીનાં બીલ ચ્હડી ગયાં. નવાં નવાં કપડાં લત્તાંનો જથ્થો ખુટી ગયો. નવા 'સુટ,' નવાં 'સૉકસ,' રૂમાલ અને બુટના સાંસા પડવા માંડયા. વેપારીઓ ચ્હડેલા બીલના પૈસા માટે ધક્કા ખાઇને ગાળો દેવા લાગ્યા. ધીરેન્દ્રના મુખનું નુર ઉડી ગયું.

એક બાજુએ ધીરેન્દ્રની રૂપલાલસા વધતી હતી અને બીજી બાજુએ દારૂના નીશામાં ચકચૂર થઇને પડયા રહેવામાં તે આનંદ માનતો હતો. જ્યારે માથા ઉપર ઘણું દેવું થઇ ગયું ત્યારે તેણે દારૂના નિશામાં પડી રહી ચિંતાનો નાશ કરવાનો ઇરાદો કર્યો. પૈસાની તાણને લીધે તે ઉષા તરફ કંઇક સ્નેહની લાગણી દર્શાવવા લાગ્યો. પતિપરાયણા ઉષા તેથી ફુલાઇને મનમાં રાજી થતી પતિસેવામાં વધારે વધારે તત્પર રહેવા લાગી અને પ્રભુની ભક્તિ કરી, પૂજાનો ઠાઠ વધારી, ઘરમાં ધાર્મિક વાતાવરણ ઉત્પન્ન કરી, ધીરેન્દ્રને ઠેકાણે લાવવાનો અને પોતાની ચિંતાને ટાળવાનો પ્રયત્ન કરવા લાગી.

એક દિવસ ઉષા ન્હાઇ ધોઇને ઠાકોરજીની પૂજા કરવાને બેઠી. તેની સામે ચાંદીનો ચકચકિત પાલખો મુકેલો હતો. તેમાં સુવર્ણ તથા મોતીના અલંકારોથી સુશોભિત થયેલા ઠાકોરજીને પધરાવવામાં આવ્યા હતા. જાઇ, જુઇ, મોગરો અને ગુલાબનાં ખુશબોદાર પુષ્પ અને ચંદન તેમને ચ્હડાવેલાં હતાં. તેમની સુવાસ આસપાસ પ્રસરી રહી હતી. પાસે ચાંદીની દીવીઓમાં ઘીના દીવા બળતા હતા અને એક સુંદર ચકચકિત ધુપીયામાં ખોશેલી અગરબત્તીનો ધુપ ચારે બાજુએ ફેલાઇ ઉપર ચાલ્યો જતો હતો. સ્વર્ગની કોઇ દેવી જાણે પૂજા કરવા બેઠી હોય તેમ ઉષા દેખાતી હતી. તેના ભવ્ય કપાળ ઉપર તેજ હતું. ભારતભૂમિની પવિત્ર આર્યાનો ભવ્ય નમુનો તે દાખવતી હતી.

એટલામાં ધીરેન્દ્ર તેની પાસે આવ્યો. તેણે નિશો કર્યો હતો. તેના હાથમાં દારૂનો પ્યાલો હતો. તેણે ઉષાને જોઇ. તેનું મગજ ભમી ગયું. તેની જગ્યાએ કોઇ બીજો પુરૂષ હોત તો તે મનમાં રાજી થાત અને ઉષાની ભક્તિ અને પૂજાનો ઠાઠ જોઇને ક્ષણવાર તો ઠાકોરજીને પોતાનું શીશ નમાવત; પણ ધીરેન્દ્ર તદ્દન નાસ્તિક

હતો, અને તેમાં વળી નઠારી સોબત, શહેરનું જીવન, અને નિશાને લીધે તેનું હૃદય તદ્દન શુષ્ક બની ગયું હતું. તેણે ઉષાની સામે જોયું અને બોલ્યો:

"અરે આ શું કરે છે? આ વળી પથ્થર શા પૂજવા! આ ભગતડાંએ તો સત્યાનાશ વાળ્યું. આ વળી ન્હાવું શું અને ટીલાંટીપકાં શાં કરવાં! પરમેશ્વરે કપાળ ચોખ્ખું બનાવ્યું છે તેને વળી બગાડવું શું! આ બંદા તો કોઇ દિવસ ન્હાતા જ નથી. મારું ચાલે તો આ ભગતડાંને એકઠાં કરીને એક તળાવમાં નાંખું. ત્યાં એ રોજ ન્હાયા જ કરે. એ ભગતડાંએ આખો દેશ બગાડયો: અને આ બાવાઓ, જોગટાઓ, કશું ના થયું કે આ થયા બાવા અને બાવા તે સૌના બાવા જ થઇને બેઠા છે. 'ડેમ્ નોન્સેન્સ' આ બધું. આ વીસમી સદીમાં તો કોટ, પાટલુન, કૉલર, નેકટાઇ, અને આ શરાબ, એ જ શોભે. એથી જ દેશનો ઉદ્ધાર."

એમ બોલતે બોલતે ધીરેન્દ્રે દારૂનો પ્યાલો મોંએ માંડયો. બિચારી ઉષાથી તે જોઇ શકાયું નહીં. પૂજા કરતી કરતી તે ઉઠી અને ધીરેન્દ્રને કહેવા લાગી:

"અરે આ શું? રોજ કહું છું તોયે આનું આ!"

"બેશ, બેશ, તારે શું? ધરમ. ભગતડું પેઠું એટલે ઘર વંઠયું." એમ બોલતો બોલતો ધીરેન્દ્ર દારૂ પીવા લાગ્યો અને ખડખડ હસવા લાગ્યો.

"આ દારૂથી તો ઘરબાર પૈસો ટકો બધુંએ લુંટાઇ જશે અને આબરૂના કાંકરા થશે તે તો જુદા."

"બંદાની આબરૂ તો વધતી જ જાય છે. કાલે બજારમાં બંદા પડયા હતા ત્યાં બધાએ આ બંદાને ઓળખી ગયા. એ બજારમાં હવે જઉં તો આ બંદાને કોઇ ઓળખ્યા વગર રહે નહીં." બોલતો બોલતો પાછો ધીરેન્દ્ર ખડખડ હસવા લાગ્યો.

"આ ધંધા કરતાં શિખ્યા તેના કરતાં કોઇ સાધુ સતનો સમાગમ કરતા હો તો આ દેહનું કલ્યાણ થાય."

"એવા જોગટા તો બહુએ જોયા છે. કંઇ ના સુઝયું ત્યારે બાવા થઇને બેઠા. કલ્યાણ કરવાનો માર્ગ તો આ રહ્યો." એમ બોલીને ધીરેન્દ્રે પાછો પ્યાલો મોંએ માંડયો.

ઉષા ટગર ટગર જોઇ રહી. તે બિચારી શું કરે! શું કરવું તે એને સુઝયું નહીં. ધીરેન્દ્રને સુધારવાને તે ઘણાંએ ફાંફાં મારે પણ તેનો એકે ઉપાય કામ લાગે નહીં. ધીરેન્દ્રથી તે કંટાળી ગઈ હતી. તેના મનમાં એમ થયું કે ઘરબાર મુકીને ન્હાશી જઉં. એટલામાં પાછો ધીરેન્દ્ર બોલી ઉઠયો:

"જો, હવે મારે ને સ્વર્ગને એક વેંતનું જ છેટું રહ્યું છે. બસ. આપણે તો ખાવું પીવું ને મોજ કરવી. પરમેશ્વરે આ બધી ઇંદ્રિયો અને આ બધા પદાર્થો શા માટે બનાવ્યા છે? ખાવાને રૂડાં રૂડાં ભોજન પરમેશ્વરે કર્યાં છે તે મુકીને આ અભાગીઆઓ અગીયારશ, પ્રદોષ, જન્માષ્ટમી, શિવરાત્રી વગેરે કરે છે આપણે તો બંદાને જ્યારે ખાવાનું ન મળે ત્યારે અગીયારશ. નહીં તો સદાએ બારશ. પરમેશ્વરે આ દુનિયા મોજ મારવાને કરેલી છે."

એમ કહેતે કહેતે ધીરેન્દ્રે ફરી પાછો દારૂનો પ્યાલો મોંએ માંડયો અને બોલ્યો: "પરમેશ્વરે આ કેવી મઝેની વસ્તુ બનાવી છે! એનો દુનિયામાં જોટો નથી. જેણે સ્વાદ ચાખ્યો હોય તેજ એની લહેજત જાણે."

ઉષાથી બોલ્યા વગર રહેવાયું નહીં. તે બોલી: "હું તો હવે થાકી તમારાથી. મને એમ થાય છે કે હું કહીં જતી રહું."

"જતી રહું તો બંદાને બીજી મળે તેમ છે." એમ બોલતે બોલતે ધીરેન્દ્ર મુછ ઉપર તાલ દેવા લાગ્યો અને હસવા લાગ્યો.

"હું તો હવે આ જતી રહું." એમ કહીને ઉષા ત્યાંથી જતી રહી અને બીજા ખંડમાં જઇને બેઠી.

ધીરેન્દ્ર તેની પાછળ જોઇ રહ્યો અને બોલ્યો: "હાં સિધાવો, આ રસ્તો. પાપ ગયું. ચાલ હું પણ હવે મિસ રોઝને ઘેર જઉં."

એમ કહીને ધીરેન્દ્ર મિસ રોઝ નામની એક ઇંગ્રેજ લલનાને ઘેર ગયો. તેની સાથે તે પ્રેમમાં પડયો હતો. મિસ રોઝના ઘરમાં તે ગયો તે વખતે તે એક ખુરશી ઉપર બેઠી બેઠી ફીડલ વગાડતી હતી. ધીરેન્દ્રને જોઇને તે બોલી ઉઠી: "કાલે પછી તમે આવ્યા નહીં. હું તમારી વાટ જોઇ જોઇને થાકી."

ધીરેન્દ્ર તેની સામે જોઇ રહ્યો અને મંદમંદ હસ્યો. એટલામાં પાછી મિસ રોઝ બોલી ઉઠી: "પણ તમે કાલે આવ્યા કેમ નહીં? આજે હું તમારી સાથે બોલવાની નથી. જાવ પાછા તમારે ઘેર."

ધીરેન્દ્ર ઝંખવાણો પડી ગયો અને પોતાનું માથું ખંજવાળવા લાગ્યો. પછી તે ધીમેથી બોલ્યો: "બાબત એમ છે કે હું જરા કામમાં રોકાઇ ગયો હતો."

"કામ શેનું? એમ કહોને કે રાણીસાહેબે આવવા દીધા નહીં. બૈરી આગળ તમારૂં ચાલે છે શું?" જરા ગુસ્સો કરીને મિસ રોઝ બોલી.

વાંચનાર! વિચાર કરજે કે પરસ્ત્રીના મોહમાં પડનારની દશા કેવી થાય છે? આથી વધારે ઓશીયાળો અવતાર બીજો કયો હોય? ગાંઠના પૈસા ખરચવા અને વળી તિરસ્કારને વેઠવો. પૈસે ટકે ખુવાર થવું અને આબરૂના કાંકરા કરવા, ક્ષણિક સુખને માટે પોતાની સ્વતંત્રતાને, અરે, પોતાની આખી જાતને વેચી નાંખવી, અને હુંકારા તુંકારા પણ ખાવાને મુંગે મોંઢે તૈયાર થવું! આવી અધમ દશાને ધીરેન્દ્ર ભોગવી રહ્યો. મિસ રોઝની આગળ તે એક પણ શબ્દ ઉચ્ચારી શકયો નહીં. મોહમુગ્ધ બની ગયેલું તેનું ચિત્ત ભાન કે સાન વગરનું બની રહ્યું. માન કે અપમાનનો વિવેક તેના હૃદયમાંથી જતો રહ્યો અને તે એક પુતળાની માફક મિસ રોઝ સામે જોતો જોતો પરાણે પરાણે મોં મલકાવતો ઉભો રહ્યો.

મિસ રોઝ જરા શાંત પડી ત્યારે ધીરેન્દ્રને જરા કંઇ બોલવાની હિંમત આવી અને તે બોલ્યો: "એ તે શું ન આવવા દે! પણ—અ—અ—જરા કામમાં રોકાયો હતો." ગચકાં ખાતો ખાતો તે બોલ્યો અને જુદાં જુદાં બ્હાનાં કહાડવા લાગ્યો.

"એ આપણી વચમાં બહુ આડે આવે છે."

"હા, જરા એવું છે ખરૂં."

"એનું કાસળ કહાડી નાંખ્યું હોય તો?"

"તો પછી ઘણી મઝા પડે."

"એ કામ મારૂં. એને આમ ઉરાડી દઉં."

"તો તો પછી હું તારે ત્યાં જ રહું."

"ઠીક, કાલે એનો ઘાટ કરૂં."

બીજી આડી તીડી વાત કહાડીને ધીરેન્દ્ર એક ખુરશી ઉપર બેસવા જતો હતો એટલામાં પાછી મિસ રોઝ બોલી ઉઠી: "આજે મને વાત કરવાની પણ ફુરસદ નથી. મારો વખત નકામો ગુમાવશો નહીં."

ધીરેન્દ્ર પાછો ઝંખવાણો પડી ગયો અને ખુરશી આગળથી પાછો ખસ્યો અને મિસ રોઝની સામે જોઇને ઉભો રહ્યો. હજી પણ

મિસ રોઝે તેની સામે પુરેપુરૂં જોયું નહીં. તેનો કૃપાપ્રસાદ મેળવવાને ધીરેન્દ્રે ઘણાંએ ફાંફાં માર્યા પણ ફોગટમાં. આ પ્રમાણે ઘણીએ વાર તે ટપલા ખાતો પણ તેને ભાન કે સાન આવતું નહીં. રંભા જેવી સુંદર પતિવ્રતા પત્નીને ત્યજીને પરસ્ત્રીમાં પ્રેમ કરનાર મનુષ્યના હાલ આવા જ હોય !

તે દિવસે ધીરેન્દ્ર વ્હીલે મોંઢે પોતાને ઘેર પાછો ગયો. તેને કંઈ ચેન પડે નહીં. બિચારી ઉષા તેના મનની મુંઝવણ સમજવાને અને તેને દૂર કરવાને ઘણાએ પ્રયાસ કરે પણ ધીરેન્દ્ર પોતાના મનનો પાર આપે નહીં. અપાય તેવો હોય તો આપે ને ! આખરે ઉષા થાકી અને પાછી ત્યાંથી ચાલી ગઈ.

આમ કેટલાક દિવસ ચાલ્યા ગયા. ધીરેન્દ્રની રૂપલાલસા અને વ્યસન વધતાં ગયાં. ઘરમાં પૈસાની તાણ પડવા લાગી. માથે ઘણું દેવું થયું ત્યારે ઉષાએ ધીરેન્દ્રને પોતાને પીયેર આવવાનું કહ્યું.

વીરપુરમાં ધીરેન્દ્રનો એટલો બધો ભાવ પુછાય તેમ ન હતું. વળી ઉષા તેના પિતાને એકની એક છોકરી, સાસરે માનપાન મળે અને એક વાર સાસરાના સુખનો સ્વાદ ચાખેલો તેથી મનહરપુરમાં જ જઈને રહેવાનો તેણે વિચાર કર્યો. પણ એક વાત તેના મનમાં ખુંચ્યા કરતી હતી. મિસ રોઝની જોડે ધીરેન્દ્ર એટલો બધો પ્યારમાં પડી ગયો હતો કે તેણે તેની સાથે ને સાથે જ રહેવાનું અને તેનું ભરણ પોષણ કરવાનું તેને વચન આપ્યું હતું. તે લલના હવે તેની ધારણાની વચ્ચે આવી. પણ તેણે એક રાતમાં નાશી જવાનો વિચાર કર્યો, અને એકદમ આ મોહમયી મુંબઈ નગરીનો ત્યાગ કરીને મનહરપુર જઈ પહોંચ્યો. ઉષા પણ તેની સાથે ગઈ.

જમાઈરાજને જોઈને ઉષાના પિતા અરવિંદલાલ ખુશ ખુશ થઈ ગયા. ધીરેન્દ્રને એકે વાતે ઓછું આવે નહીં તેમ તે તેની આગતા-સ્વાગતા કરવા લાગ્યા. ધીરેન્દ્ર રાજી રાજી થઈ ગયો અને સાસરા-માં રહીને તાકડધિન્ના કરવા લાગ્યો.

ઉષા તેના પિતાને એકની એક છોકરી હતી. જેમાં ગણો તેમાં ઉષા. તેથી ધીરેન્દ્રને સાસરામાં પુષ્કળ માનપાન મળતું, અને એક-વાર સાસરાના સુખનો સ્વાદ ચાખેલો હોવાથી હવે ધીરેન્દ્રે સાસરે જ પડી રહેવાનો નિશ્ચય કર્યો. श्वशुर गृहनिवासो स्वर्गतुल्यो नराणाम्

એ કહેવતનો અનુભવ તે પુરેપુરો લેવા લાગ્યો. ફરીથી હવે મુંબઈમાં પગ નહીં મુકવાનો તેણે મનમાં ઠરાવ કર્યો.

સામાન્ય રીતે એવું બને છે કે બહુ મોંઘો પણ ઝાઝા દિવસનો મેમાન બરાબર માનપાન પામતો નથી, તેથી ઘણે દિવસે ધીરેન્દ્રનું માનપાન કમી થવા લાગ્યું. વળી તેના વ્યસનને લીધે તે સૌને અકારો પડવા લાગ્યો. નોકર ચાકર તેનું કહ્યું સાંભળ્યું ના સાંભળ્યું કરે. ન્યાતજાતના લોકો તેના વ્યસનની વાતો કરે. બિચારી એકલી ઉષા તેની તહેનાતમાં હાજર રહે અને લોકોના પ્રહારો મુંગે મોંઢે સાંભળી સૌ સહન કર્યા કરે. એક દિવસ તેનાથી રહેવાયું નહીં ત્યારે તે ધીરેન્દ્રને કહેવા લાગી:

"આપણે બહુ દિવસ અહીં રહ્યાં, હવે ચાલો પાછાં મુંબઈ જઈએ."

"હું ક્યાં આવવાને નવરો હતો, તું મને તેડી લાવી." ધીરેન્દ્ર સામા થઈને જવાબ આપ્યો.

"બાને અને બાપાને તો કંઈ નહીં, પણ આ નોકરો ચાકરો કંટાળે અને લોકો આપણને ચુંટી ખાય એ ઠીક નહીં."

"હું તારાં માબાપનોયે ઓશિયાળો નથી અને લોકોનોયે ઓશીયાળો નથી. શું મને ખાવાનું નથી મળતું કે હું અહીં પડી રહું? આ તો તેં કહ્યું ત્યારે આવ્યો નહીં તો આવવાને કોણ નવરૂં હતું?"

"ના, ના; તે તો આવો ને રહો; તમારૂં ઘર છે; તમે આ ઘરનું છોકરૂં છો; પણ આ તો બહુ દિવસ થયા માટે કહું છું."

"લે ત્યારે હું તો આ ચાલ્યો. આજ સાંજે જ ચાલ્યો જઈશ." મનમાંથી રહેવાનો નિશ્ચય કરી રહેલો ધીરેન્દ્ર જવાનો ડોળ બતાવવા લાગ્યો.

"ના, આજને આજ તો શું! પણ હવે ઝાઝા દિવસ અહીં રહેવું ઠીક નથી."

"મને પણ અહીં ગમતું નથી. કંઈ નોકરી નહીં, ચાકરી નહીં, ને આ ખાવું ને પડી રહેવું. કંઈ ધંધા વગર મારો તો દહાડો જતો નથી." ધીરેન્દ્ર ઉલટો ઉષાને ઠપકો દેવા લાગ્યો.

ઉષા મનમાં મુંઝાવા લાગી. ધીરેન્દ્ર મુંબઈ જઈને શું કરશે તે એ જાણતી હતી. તેમ મનહરપુરમાં રહીને પણ તે આબરૂના કાંકરા

કરશે એવી તેની ખાત્રી થઇ હતી. શું કરવું તે એને સુઝતું નહોતું. એની મુંઝવણ વધી; પણ ગમે તેમ કરીને હવે મનહરપુરમાંથી તો નીકળવું એવો વિચાર કરીને તે પાછી બોલીઃ

"પંદરેક દિવસ પાછા મુંબઇ જઇ આવો અને પછી પાછા અહીં આવવું હોય તો આવજો. ચાલો હું તમારી સાથે આવું છું."

"વળી પાછો અહીં કોણ આવે? શું મારે ઘર નથી કે બર નથી? શું તારા બાપના ઉપર હું બેઠો છું? આવું કરવું હતું ત્યારે તું મને અહીં લાવી શું કરવા? હવે હું ફરી કદિયે અહીં આવવાનો નથી." ધીરેન્દ્ર ઉપર ઉપરથી ગુસ્સાનો ડોળ કરવા લાગ્યો.

"હશે, ના આવવું હોય તો ના આવશો; અને આવશો તો તમારૂં ઘર છે." ઉષાએ બહુ નમ્રપણે જવાબ આપ્યો.

"તમે બાયડીઓ અક્કલ વગરની; સમજ્યા વગર કામ કરો; અને અમને નાહકના હેરાન કરો. તારે લીધે હું તણાઇને આવ્યો. મુંબઇમાં મારૂં કેટલું કામ બગડ્યું હશે તેનો તને ખ્યાલ છે?" ધીરેન્દ્ર પોતાની મહત્તા વધારવા લાગ્યો અને ઉષાને વધારે વધારે સતાવવા લાગ્યો.

બિચારી ઉષા સાંભળી રહી અને થોડી વાર પછી ત્યાંથી ચાલી ગઇ. ધીરેન્દ્ર મનમાં મનહરપુર નહીં છોડવાનો નિશ્ચય કરીને બેઠો હતો. ઉષા તેને વારંવાર સમજાવતી પણ તે એકનો બે થતો નહીં.

આમ કેટલાક દિવસ ચાલ્યા ગયા. નવરાત્રીના દિવસ આવ્યા. તે દિવસોમાં અરવિંદલાલને ઘેર પૂજાનો મોટો ઠાઠ થતો. અરવિંદલાલ અને તેમની પત્નીની વૃદ્ધાવસ્થા થવા આવી હતી તેથી પૂજાની સઘળી સામગ્રી અને ઠાઠ કરવાનું કામ ઉષા અને ધીરેન્દ્રને માથે આવી પડ્યું. અરવિંદલાલ અને તેમની પત્ની મનમાં સમજતાં હતાં કે પુત્રી અને જમાઇ વગર હવે તેમનું બીજું કોઇ વહાલામાં વહાલું છે નહીં. તેથી એક દિવસ જમાઇરાજ અને ઉષાને બોલાવીને તેમણે કહ્યુંઃ

"તમારા વિના અમારે હવે બીજું કોણ છે? જેમાં ગણો તેમાં તમે જ છો."

ધીરેન્દ્રને ભાવતું હતું ને વૈદે કહ્યું. સાસરે પડી રહેવાનું બ્હાનું તે શોધતો જ હતો. સસરાનાં વચન સાંભળી, પોતાને કુલ મુખત્યારી મળશે અને સસરાની મિલકત પણ પોતાના હાથમાં આવશે એમ સમજી ખુશી ખુશી થતો ધીરેન્દ્ર સાસરેથી હવે "ખશ એવું કોણ કહેનાર છે?" એમ મનમાં વિચાર કરતો અને મુછના આંકડા મરડતો પ્રફુલ્લ વદને સસરાજીને પ્રેમાળ વચનામૃતથી નવરાવવા લાગ્યોઃ

"હાજી, હું તમારૂં છોકરૂં જ છું. હેં, હેં, હેં, હેં."

"એ તો ખરૂંસ્તો, ખરૂંસ્તો." ભોળે ભાવે અરવિંદલાલ હસીને બોલ્યા.

"સસરા પિતા સમાન છે."

"હા, એમાં વળી ફેર શો?" જમાઇનું વચન સાંભળી સસરાએ ખુશી થઇને કહ્યું.

"આપની આજ્ઞા ન પાળીએ તો નરકે જઇએ."

"અવશ્ય."

"આપ કહેશો તેમ જ હું કરીશ." ધીરેન્દ્રે ઠાવકા થઇને જવાબ આપ્યો, અને એના હર્ષનો પાર રહ્યો નહીં.

પુરાણા કાળથી ચાલતી આવેલી, અનેક અવનવા સંયોગોની કસોટિએ ચ્હડેલી, આર્યોની રગે રગે વ્યાપી રહેલી આર્યોની પ્રાચીન રીતિ નીતિને ત્યજી, પાશ્ચાત્ય આચાર પાશ્ચાત્ય વિચાર પાશ્ચાત્ય વસ્ત્રાલંકાર પાશ્ચાત્ય રીતિ નીતિ વસ્તુ ડોળ ડિમાકનો સંપૂર્ણપણે ધારણ કરી આધુનિક આર્યોની ઉચ્છૃંખલતા વિચારવિમુખતા અને અસ્થિરતાનું પ્રદર્શન ભરી બતાવવાને આજે કેટલાક ભારતવાસીઓ તત્પર થઇ રહ્યા છે; પણ બહુ કરે તે થોડાને જ માટે. આ જગતમાં આઘાત અને પ્રત્યાઘાતનો મહાન નિયમ પ્રવર્તી રહેલો છે. તે તેમને લાગુ પડે છે. પરિણામે તે અત્યંત દુઃખદાયક અવસ્થા ભોગવે છે, અને અતોભ્રષ્ટ તતોભ્રષ્ટ બની રહે છે.

આવી અત્યંત દુઃખદાયક અવસ્થાને પ્રાપ્ત કરીને જ ધીરેન્દ્ર મુંબઇથી મનહરપુર આવ્યો હતો તેથી તેના સસરાએ જે કહ્યું તે હાજી હા કરવા લાગ્યો. પાશ્ચાત્ય આચાર વિચાર અને વસ્ત્રાલંકારને સેવીને તે મોટી આફતમાં આવી પડયો હતો. દરિદ્રતા અને ભૂખમરાની

વચ્ચેની સ્થિતિનું અસહ્ય દુઃખ વેઠીને તે આવેલો હોવાથી તેણે સસરાની સઘળી વાત કબુલ રાખવા માંડી. વળી સસરાજી ધર્મચુસ્ત છે, અને નવરાત્રીના દિવસો છે એટલે સસરાજીની લાગણી દુભાવાય નહીં એવો વિચાર કરીને તેણે ઇંગ્રેજી પોશાક અને આચાર વિચારને તિલાંજલી આપવાનો મનમાં મનસુબો કર્યો. તેણે 'પૅન્ટ' તથા 'હૅટ'ને કહાડી નાંખ્યાં અને ખાસું મજેનું પાંચ આંગળની હીરકોરી કોરવાળું નાગપુરી ધોતીયું અને ઝીણી મલમલની બંડી પહેર્યાં, માથાની બાબરી મુંડાવી, અને મુછ તથા ચોટલી રાખી પુરેપુરા હિંદુપણાનો ડોળ કરવા માંડયો. પણ લાંબી ચોટલી વગર ખામી રહી. તે બે કલાકમાં શી રીતે ઉગે! તેથી માથે એક સાદી ટોપી મુકીને ધીરેન્દ્ર આમ તેમ ફરવા લાગ્યો.

ધીરેન્દ્ર ઉપાને પોતાના મનથી તિરસ્કારતો પણ પોતાનો સ્વાર્થ સાધવાને કોઈ કોઇ વાર તેની સામે જોઇને હાસ્ય કરતો. પતિના માનથી પોતાને માન અને અપમાનથી અપમાન સમજનારી બિચારી ઉપાને મન તો આ બનાવ સાચું કે સ્વપ્નની માફક થઇ રહ્યો. પોતાની ભાગ્યદશા હવે બદલાઇ એમ સમજી તે હર્ષઘેલી જ બની ગઇ. પતિની એક પણ પ્રેમકટાક્ષ લાખો રૂપિઆ બરાબર છે એમ સમજનારી આર્યા આનંદના આવેશમાં આમ તેમ મ્હાલવા લાગી. સ્વામીના સ્નેહરૂપી અમૃતથી પલળી, ભીંજાઇ, રસબસ થઇ ગયેલું તેનું સ્નેહાળ હૃદય આ અપૂર્વ લાભથી ગર્વિષ્ઠ બની અધિક અધિક ઉછાળા મારી હર્ષથી ઉભરાવા લાગ્યું. તેનું મુખ વારે વારે મલકાઈ જાય, પતિના વિચારમાં ને વિચારમાં તે એકલી એકલી હસે અને મનમાં ને મનમાં વિચાર કરેઃ

"ડાહ્યા તો ખરા! બધે ફરે હરે પણ કાળજુ ચોક્કસ તો! પોતાનો દેશ, પોતાનો વેશ, અને પોતાનો ધર્મ તો ચુકે એવા નથી. હિંદુ ધર્મ અને હિંદુ સમાજ ઉપર એમને પ્રેમ તો ખરો. તે કંઇક પહેલાંના કરતાં વધારે હોય એમ લાગે છે! અને હોય જ કની! હવે ન હોય! આટલાં વર્ષ મુંબઈમાં ગાળ્યાં એટલે ઇંગ્રેજી રીતરિવાજ ખોટા છે એમ જાણ્યું. ત્યાં તો મડમો સાથે ફરે હરે, પણ, આ તો ઢંકાયલું રત્ન નીકળ્યું!"

આવા અનેક પક્ષપાતી તર્કવિતર્કમાં અને આશાઓમાં ઉપાનું અંતઃકરણ આમ તેમ દોલાયમાન થઇ રહ્યું.

આમ કરતે કરતે અરવિંદલાલને ઘેર દેવીપૂજાનો પ્રારંભ થયો. પૂજાનો વિધિ રોજ ઘણા હાંઠથી કરવામાં આવતો હતો. આખરે પૂર્ણાહુતિનો દિવસ આવ્યો. તે દિવસે સવારથી સાંજ સુધી ધામધુમ ચાલી રહી. બ્રાહ્મણો, શાસ્ત્રીઓ, પંડિતો, સગાં સંબંધીઓ અને ઇષ્ટમિત્રો ત્યાં એકઠા થવા લાગ્યા. નાતીલા અને ઓળખીતાઓ ત્યાં આવીને બેસવા લાગ્યા. તેમની ઠઠથી અરવિંદલાલનું આખું મકાન અને ચોક ખીંચોખીંચ ભરાઇ ગયાં. બ્રાહ્મણોનાં ટોળે ટોળાં ત્યાં એકઠાં થઇને વેદોચ્ચારના ધ્વનિથી સ્થળને ગજાવી મુકવા લાગ્યાં.

એક બાજુએ આમંત્રેલા સંબંધીઓને માટે ભોજનની તૈયારી થતી હતી. પાંચ જાતનાં પકવાન અને વિવિધ શાકપાન અને મન-ભાવતાં ભોજનની અનેક સામગ્રીઓ તૈયાર થતી હતી અને બીજી બાજુએ અનાથ અનાશ્રિત યાચકોને મીઠાઇ આપવાનું કામ અરવિંદલાલના ગુમાસ્તાઓ કરી રહ્યા હતા. સાથે સાથે ભિક્ષુક બ્રાહ્મણોને દક્ષણા વહેંચવાનું કામ પણ શરૂ કરી દેવામાં આવ્યું હતું.

સ્ત્રી વર્ગમાં પણ આ વખતે અપૂર્વ આનંદ વ્યાપી રહ્યો હતો. અરવિંદલાલની પત્ની સોળે શણગાર સજી ઉત્સાહ અને ગર્વથી ઉત્સવનું કામ ઉપાડી લેવાને ઉષા વગેરેને લઇને પુરાણીઓ શાસ્ત્રીઓ વગેરેને સુવાની બેસવાની અને જમવાની ગોઠવણ કરવામાં રોકાયલી જણાતી હતી. આ બધામાં ઉષાના પ્રફુલ્લ મુખ ઉપર આનંદની રેલછેલ સ્પષ્ટ જણાઇ આવતી હતી. હંસની ચાલ તે ચાલતી હતી. તેનું મુખારવિંદ શરદઋતુની પૂર્ણિમાના પૂર્ણ ચંદ્રની માફક પ્રેક્ષકના અંતઃકરણને શીતળ અને શાંત કરતું. સર્વત્ર શાંત પ્રભાને પ્રસારી સર્વને પોતાના તરફ આકર્ષતું હોય તેવું તે દેખાતું હતું. શરદ સમયની યત્કિંચિત્ ઉષ્ણતાને પ્રાપ્ત કરી રહેલી મંદ મંદ પવનની લહરીમાં તરતી, તણાતી, ન્હાની વાદળી માફક ઉષા સૌભાગ્યના શિખર ઉપર ચઢીને સુખ રૂપી વાતાવરણની મધુરી મધુરી લહેરોમાં તરવા લાગી. તેની આસપાસનું સમસ્ત જગત જાણે કે એક રંગભૂમિ હોય તેવો તેને ભાસ થયો. તે રંગભૂમિ ઉપર મુખ્ય પાત્ર તરીકે નાયક કે સુત્રધાર તરીકે પોતાના સ્વદેશાભિમાની પતિદેવ છે એમ તેના મનને હવે તેણે મનાવ્યું. આટલા દિવસ વેઠેલો તિરસ્કાર, અપ-માન કે અવગણના તેના હૃદયપટ ઉપરથી હવે ભુસાઇ ગયાં અને

તે સ્થાને આત્મપ્રતિષ્ઠા, સ્વામીપ્રતિષ્ઠા અને ગર્વના અસંખ્ય વિચારોનાં ચિત્રો ચિતરાઈ રહ્યાં.

પૂર્ણાહુતિને દિવસે ઘરની બહાર યજ્ઞની તૈયારી થવા માંડી. વિદ્વાન બ્રાહ્મણોના વેદમંત્રના ધ્વનિથી ચારે દિશાઓ ગાજી ઉઠી. પવિત્ર વેદી ઉપર અગ્નિનું સ્થાપન થયું અને તેમાં ઘી, ચોખા, તલ, ઇત્યાદિ વસ્તુઓની આહુતિઓ અપાવા માંડી.

દેવીની પૂજા કરવાનું કામ પણ તેના સસરાએ આજે ધીરેન્દ્રને જ સોંપ્યું હતું. તેથી એક ઝીણું રેશમી અબોટીયું છેક પગની પાની નીચે ઘસડાતું પહેરીને ગજગતિએ ચાલતા પતિરાજ પાનનું બીડું ચાવતા પાંચ પાંચ મિનિટે એક ડગલું ભરતા પોતાની પાસે થઇને જતા ઉષાની દૃષ્ટિએ પડયા. પતિની ગાળને પણ આશિર્વાદ સમ લેખતી, સુશીલ, નમ્ર સ્વભાવની, પતિવ્રતા, પતિના દુઃખે દુઃખી અને સુખે સુખી, શુદ્ધ હિંદુ આર્યા, સ્વામીના ગુણનાં પરમાણુઓને પણ પર્વત જેવડાં કરી મુકતી, તેમાં જ હર્ષ પામતી, ગાંડો ઘેલો પણ સ્વામી તે સ્વામી જ, તેમાં વળી આ તો મુંબઇ જેવા શહેરમાં જે. પી. ની પદવીને પહોંચી ગયેલા એટલે પુછવું જ શું, એ વિચારથી સ્વામીના મુખારવિંદને સ્નેહભરી શાંત મીઠી દૃષ્ટિથી નિહાળતી, એ જ મમ પ્રાણનાથ, દેવ, સર્વસ્વ, એમ મનમાં ગણવા લાગી. પ્રેમની થાળો ભરી ભરીને તે વડે તે હૃદયનાથને વધાવવા લાગી. તેની અમૃતમય દૃષ્ટિ પતિદર્શનને માટે વારેવારે ખેંચાવા લાગી. પ્રાણવલ્લભના વિચારમાં ને વિચારમાં તે સ્તબ્ધ બને, જ્યાં ઉભી હોય ત્યાં ને ત્યાં સ્થિર થઇને તે ઉભી જ થઇ રહે, અને તેના હાથમાંની વસ્તુ વખતે પડી પણ જાય.

પૂર્ણાહુતિને દિવસે મોટો હવન થવાનો હતો. તે હવનમાં હોમવાને પણ જમાઇરાજને બેસાડવા એવો વિચાર અરવિંદલાલનો હતો. તે વિચાર તેમણે ધીરેન્દ્રને જણાવ્યો. હાજી હા કરનાર ધીરેન્દ્રે ઝટ હા પાડી અને વેદી આગળ આવીને પાટલા ઉપર બેશી ગયો. હવનનું કામ શરૂ થયું. વેદોચ્ચાર થવા લાગ્યો. મંત્રો ભણાવા લાગ્યા. અગ્નિમાં આહુતિઓ અપાવા માંડી. જાણે કોઇ મોટા રૂષિરાજનો દિવ્ય કુમાર હોમવાને બેઠો હોય તેવો ડોળ કરીને ધીરેન્દ્ર હોમવાને બેઠો હતો. તેના કપાળે ભસ્મનું ત્રિપુંડ હતું. ગળામાં રૂદ્રાક્ષની માળા હતી.

સસરાજીને બતાવવાને તેણે જનોઇ તો હમણાં નવું જ પહેર્યું હતું. તેની મુખમુદ્રા ગંભીર દેખાતી હતી. વારંવાર તે મુખથી સ્વાહા સ્વાહા ઉચ્ચારતો હતો, અને પૂર્ણ શ્રદ્ધા જુહોય તેવો ડોળ કરીને દરેક કવચના અંતમાં હોમાતા સોપારીને હોમતી વખતે બે હાથ જોડી નીચો નમી મસ્તક નમાવી "જય અંબે" બોલીને ભગવતી નારાયણી જગદંબાને નમતો હતો.

ઉષાએ તે જોયું અને તેના હર્ષનો પાર રહ્યો નહીં. ઘણે દિવસે પીએર આવવાથી તે પણ આદરમાનમાં મ્હાલતી હતી. સાસરામાં જે લાજ શરમ મરજાદ અને દાબમાં રહેવું પડતું તે દૂર થઇને અહીં સ્વજનોના સ્નેહમાં, સખીઓના હાસ્ય વિનોદમાં અને ઉત્સવના આનંદરંગમાં તેનું સુકોમળ હૃદય હર્ષથી ઉછાળા મારતું હતું.

પણ ઇશ્વરની માયા અકળિત છે. સંસારચક્ર કયા વિચિત્ર નિયમાનુસાર ફરે છે તે કળી શકવા કોઈ પણ સમર્થ નથી. માટેજ વેદાંતીઓ માયાને અનિર્વચનીય કહે છે. માયાના પ્રભાવે જ નળ, રામ, યુધિષ્ઠિર જેવા ધર્માત્માઓ વનમાં અનેક સંકટોને વેઠતા, કૌરવ જેવા પાપીઓ વિવિધ ભોગને ભોગવતા, સુદામા તાંદુલથી અને વિદુરજી ભાજીથી પેટ ભરતા, અને શકુનિ દુઃશાસન જેવા અઘોર પાપીઓ સુખની શય્યામાં પોઢતા નજરે આવતા. ધર્મીને ઘેર ધાડ અને કસાઇને ઘેર નગારાં, ભણ્યો ભીખ માગે અને કર્મી રળી ખાય, એ પણ માયાનો પ્રતાપ. ભાગ્યનું ચક્ર ફરતાં વૈભવ અને ગર્વની અંબાડી ઉપર ચ્હડેલો રાજા યાચક થઇને ઘેર ઘેર રખડે છે, સુદામા જેવો ગરીબમાં ગરીબ પ્રભુકૃપાથી અપરિમિત સુખ સંપત્તિનો ભોક્તા બની જાય છે, અને તરણાનો મેરૂ અને મેરૂનું તરણું થાય છે; એ પણ પરમાત્માની અઘટિત ઘટના પટિયસી જ છે. માટે જ પ્રભુની લીલા અપાર–અગમ્ય–અચિંત્ય છે.

ઉષાની બાબતમાં પણ તેમજ બન્યું. તેનું આ સુખ ઝાઝીવાર ટક્યું નહીં. બિચારી રાંકડી સાદી ભોળી અને પવિત્ર ઉષાની બાબતમાં પ્રભુએ શું એ ધાર્યું હશે! તેનું ભાગ્યચક્ર ક્યાંએ ફરતું હશે! કોઇને એક ટુંકારો પણ નહીં કરનારી અને સર્વદા સૌનું ભલું કરવામાં રાજી રહેનારી ઉષાનું ભાગ્ય કેવુંએ ઘડાયું હશે! કર્મની ગતિ ન્યારી છે! તેને કળી શકવાને કોઇ સમર્થ નથી.

ધીરેન્દ્ર બેઠો બેઠો હોમતો હતો એટલામાં એક નોકરે ત્યાં આવીને એક ચીઠ્ઠી તેના હાથમાં આપી. ધીરેન્દ્રે તેને વાંચી કે તરતજ તે સ્તબ્ધ બની ગયો. તે મનમાં ને મનમાં બડબડવા લાગ્યોઃ "મોઇ રાંડ, આ ક્યાંથી આવી? હવે શી વલે થશે! રંગમાં ભંગ થયો!"

ધીરેન્દ્રના શરીરનું વહેતું સઘળું લોહી ટાઢું હિમ થઈ ગયું. તેનો જીવ તો જાણે ખોળીઆમાંથી હમણાં ઉડી જ જશે એમ તે સૌને દેખાવા લાગ્યો. ઉંડા નિશ્વાસ નાંખતો તે ઉંચો નીચો થઇ રહ્યો. તેનું હૃદય ખૂબ જોરથી ધબકવા લાગ્યું. તેનું મસ્તક ચગડોળે ચ્હડ્યું અને મગજ કોઇ નવી ભયવાળી સૃષ્ટિમાં ભ્રમણ કરવા લાગ્યું. બ્રાહ્મણોનો મંત્રઘોષ તેના કાનને અથડાઇ અંદર પ્રવેશ કરવાની જાણે રજા મળતી ન હોય તેમ પાછો ફરવા લાગ્યો. સમસ્ત જગત જાણે કે એક ઘોર અંધારી રાત્રિના કાળા પડદાથી આચ્છાદિત થયું હોય તેવું તેને ભાસવા લાગ્યું. કંઇક બ્હાનું કહાડી ધીરેન્દ્ર ઘરમાં ગયો.

અરવિંદલાલનું આખું ઘર આજે ઉમંગ અને ઉલ્લાસના આવેશમાં મગ્ન થઇ રહ્યું હતું. એકત્ર થએલાં સર્વ સ્ત્રી પુરૂષો હાસ્યવિનોદ અને ખુશાલીના પોકારોથી આખા મકાનને ગજાવી મુકતાં હતાં. પણ અફસોસ! બિચારા ધીરેન્દ્રના પાપનો ઘડો ફુટવાનો સમય નજીક આવ્યો હતો. તેનાં કૃત્યો તેને ફળ આપવાને પરિપકવ થઇ રહ્યાં હતાં. આનંદમાં વિઘ્ન આવશે એ વિચારથી ભયભીત થતો, કંપતો, બાવરી આંખે તે આમતેમ જોઇ રહ્યો હતો.

તેને મળેલી ચિઠ્ઠી, મિસ રોઝની હતી. જે ઇંગ્રેજ લલનાની જોડે તણે મુંબઇમાં સંબંધ બાંધ્યો હતો તેણે ખોરાકી પોશાકીનો દાવો માંડ્યો હતો અને તેનો જવાબ આપવાને ધીરેન્દ્રને કચેરીમાં હાજર થવાનું હતું. પણ તે મુદતસર હાજર થયો ન હોતો તેથી તેના ઉપર વારંટ કહાડવામાં આવ્યું હતું અને તેને બજાવવાને એક પોલીસ અમલદાર અને કેટલાક સિપાઇઓ ત્યાં આવ્યા હતા. તેમની જોડે પેલી ઇંગ્રેજ લલના મિસ રોઝ પણ આવી હતી. મિસ રોઝ પોલીસનાં માણસોને લઇને ધીરેન્દ્રની શોધમાં નીકળી પડી હતી.

પેલો નોકર ચીઠ્ઠી આપીને ગયો. ત્યારપછી દસેક મિનિટમાં એક ગોર વર્ણવાળી, સોનેરી લાંબા વાળનો સુંદર અંબોડો વાળી તેમાં અનેક ફુલ સોયા ખોશી તેને સુશોભિત

કરી, ઝીણામાં ઝીણા મલમલનાં બગલાંની પાંખ જેવાં શ્વેત વસ્ત્રોને ધારણ કરી, દુધના ફીણ જેવાં સફેદ મોજાં હાથે ઘાલી, પગે બુટ મોજાં પહેરી, એક નાજુક છત્રી હાથમાં પકડી હાસ્ય કરતી, ગુલાબી ગાલની વચમાં દાડમના બીયા જેવી સફેદ દંતપંક્તિને દર્શાવતી એક ઇંગ્રેજ લલના ચમચમ કરતી યજ્ઞમંડપમાં આવીને ઉભી રહી.

મ્લેચ્છની દૃષ્ટિથી પણ ધર્મકાર્ય અભડાઈ જાય, વેદના પવિત્ર મંત્રો તેને કાને પણ પડવા ન દેવાય, એવા એવા ધર્મચુસ્ત વિચારના બ્રાહ્મણોની ક્રિયાઓમાં આથી ભંગ પડી ગયો. વિદ્વાનો, પંડિતો અને આચાર્યો ઇંગ્રેજ લલનાને જોઇને ગભરાયા અને अब्राह्मण्यम् अब्राह्मण्यम् મુખેથી ઉચ્ચારવા લાગ્યા. કેટલાક પોતાની પોથીઓ બંધ કરી દઇ યજ્ઞકુંડની આડે જઇને ઉભા કે અપવિત્ર દૃષ્ટિનો તેને સ્પર્શ પણ ન થાય. સગાં, સંબંધીઓ, અને ન્યાતીલાઓ જમવામાં કે આમતેમ ફરવા હરવામાં અહીં તહીં વેરાઈ ગયા હતા તે સર્વ યજ્ઞની પાસે એકત્ર થવા લાગ્યાં. શાસ્ત્રીઓના શાસ્ત્ર સંબંધી વિચારો બંધ પડ્યા; હોતૃ યજ્ઞમાં હોમવાનું હવિ હાથમાંજ ઝાલી રહ્યો; આચાર્યની દૃષ્ટિ પોથીમાંથી ખશી ઇંગ્રેજ લલના તરફજ બ્હેંબાકળી બનીને ચોંટી જ રહી. એકાદ શબ્દનો ઉચ્ચાર કરવાની પણ કોઈની હિંમત ચાલી નહીં. આનંદયુક્ત સભામંડપ સ્મશાનવત થઇ ગયો. પરિણામ શું આવે છે તે જાણવાને સર્વે આતુર બની રહ્યો.

ઘરની અંદરની બાજુએ જવાની હજી આ મડમની હિંમત ચાલી નહોતી. તે પણ આ મોટો સમારંભ જોઇને આભી જ થઈ ગઇ હતી; પણ તે ચારે તરફ જોતી ધીરેન્દ્રને ખોળી કહાડવાને પ્રયાસ કર્યા કરતી હતી તે આમતેમ ફરી અને આખરે થાકીને તેણે ઘરની અંદર જવાનો વિચાર કર્યો. તે સાહસ કરીને ઘરની અંદર પેઠી અને તેને જોતામાંજ ધીરેન્દ્ર મોહ પાશને વશ થઇ જઈ, શું બોલવું કે શું ચાલવું તેનું ભાન ભૂલી જઇ, મુંબઇની મઝાના સ્મરણના દબાણથી આસપાસનું સર્વ વિસ્મૃત કરી, તેની સાથે હસતે વદને 'શેક હૅન્ડ'–હસ્ત મિલન કરવા લાગ્યો. મિસ રોઝના હર્ષનો તો પારજ રહ્યો નહીં. તેણે તો માઝાજ મુકી. હજારો મનુષ્યની વચમાં તેની કોટે હાથ નાંખી તે બોલીઃ "My dear, let us go!"

બોલતે બોલતે તે ધીરેન્દ્રની કમળ જેવી રક્ત હાથની હથેલીને દબાવવા લાગી અને એકાંત સ્થળમાં જવાને તેને ચક્ષુથી સાન કરવા લાગી. જાણે ધીરેન્દ્રને બળાત્કારે લઇ જતી હોય તેમ ગરદન ઉપર નાંખેલા હાથથી તેને ધકેલતાં તે નજીકમાં આવેલા એક ઓરડીનું દ્વાર ઉઘાડું હતું તેમાં તેને લઈ ગઇ. અંદરથી કંઇક મૃદુ દપકા જેવો અવાજ આવતો સંભળાવા લાગ્યો.

સર્વે કંઈક આશ્ચર્ય અને કંઈક ખેદથી આ નાટક જોઈ રહ્યાં. ઓરડીની અંદરથી આવતો મૃદુ અવાજ સર્વે સાંભળી રહ્યાં. આ લીલા જોઇને સર્વે આભાં થયાં. સર્વેના હોસકોસ ઉડી ગયા. કોઇ ધીરેન્દ્રને વંઠેલો કહેવા લાગ્યાં; કોઈ મુંઓ મુંઓ કહીને ગાળો દેવા લાગ્યાં. બિચારી ઉષા તો રાંકડી છે અને આ આવો ક્યાંથી પાકયો એમ કોઇ મનમાં અફસોસ કરવા લાગ્યાં. કેટલાંકના જીવ ઉડી ગયા. અરવિંદલાલ અને તેની પત્ની આભાં જ થયાં અને બોલ્યાં: "આ શું! કેવો જબરો ઢોંગી! છોકરીનો અવતાર બાળ્યો! માણસના ગુણ આપણે શું જાણીએ!"

કેટલાક ઇંગ્રેજી કેળવણીને ગાળો દેવા લાગ્યા: "બળી આ કેળવણી! લોકોને નાસ્તિક અને ઢોંગી કર્યા! ધર્મ કર્મ તો હવે રહ્યું જ નહીં! આચાર વિચાર રહ્યો નહીં! રસોડા સુધાં બધું વિલાયતીજ થઈ ગયું, અને વળી હવે તો લોકો મડમડીઓને પરણતાં શિખ્યા! છોકરાઓ બ્હેકી ગયા! કોઇનું કહ્યું માનવું નહીં, મરજીમાં આવે તેમ ચાલવું, અને ન્યાતજાતને વેગળાં મુકવાં!"

બહાર એકઠાં થએલાં સ્ત્રીપુરૂષોમાં કોલાહલ મચી રહ્યો. "આ શું! આ શું!" ના પોકાર કરતી સુંદરીઓનો તીવ્ર અવાજ ચારે બાજુએ ફેલાઇ રહ્યો. સગાં સંબંધીઓના હૃદયમાં તો લાહ્ય લાગી રહી. "આ શો ગજબ! અરવિંદલાલ અને તેમના કુટુંબને ન્યાત બહાર મુકશે!" એમ સર્વે બોલી ઉઠયાં. બ્રાહ્મણો થોથાં પોથાં બગલમાં મારીને ગચ્છંતી કરવા લાગ્યા. સિંહને જોઇને જેમ અન્ય પ્રાણીઓ પલાયમાન થઇ જાય તેમ ન્યાતીલાઓ ટપોટપ વેરાવા લાગ્યા. યજ્ઞનાં દ્રવ્ય ત્યાં ને ત્યાં રહ્યાં. અગ્નિ દેવતા હવિ વગર હોલાઇ જવા લાગ્યા. દેવીની મૂર્તિ અપૂજ્ય રહી. યજ્ઞમંડપમાં કુતરાં ફરવા લાગ્યાં. સર્વત્ર હાહાકાર થઇ રહ્યો. નોકરો ચાકરો અજાયબ થયા. સર્વે પેલી મડમ

અને ધીરેન્દ્ર તરફ દૃષ્ટિ નાંખવા લાગ્યા. સર્વે માંહ્ય માંહ્ય વાતો કરવા લાગ્યા. એક કાનેથી બીજે કાને વાત જવા લાગી. વાની પેઠે વાત આખા મનહરપુરમાં ઉડી રહી. જ્યાં ત્યાં આ ઈંગ્રેજ લલના અને ભ્રષ્ટ થએલા ધીરેન્દ્રના વિચારોને જ મનહરપુરનાં નરનારી સેવવા લાગ્યાં.

બિચારી ઉષાના હૃદયની સ્થિતિ આ વખતે કેવી થઇ રહી હશે ! અધિક હોંસ, અધિક ઉમંગ અને ઉલ્લાસથી ઉત્સવમાં ભાગ લેવા તત્પર થઇ રહેલી સુશીલ બાળાની હોંસ પૂરી પડી નહીં. જ્ઞાતિભોજનમાં પહેરી ઓઢીને મ્હાલવાનો ઓરીયો તેને તે દિવસે વીત્યો નહીં. ન્યાતનું રાંધેલું ધાન્ય ચુલા ઉપર જ રહ્યું. પતિદેવે પુરેપુરો વેશ ભજવ્યો, સઘળું ધુળધાણી કરી મુક્યું, એમ જાણી ઉષાના મનમાં પતિપ્રતિષ્ટા કમી થઇ ગઇ. પતિ તરફ તિરસ્કાર દર્શાવવાને તેનું મન ખેંચાયું, પણ, પતિ તે પતિ એ વિચારે બિચારી મનમાં ને મનમાં બળતી, કપાળે હાથ દેતી, વ્હીલું મોઢું કરતી, નશીબને વખોડતી, એક પલંગ ઉપર જઇને પડી, રડી, કકળી, છાની રહી, અને નિદ્રાદેવીને વશ થઇ ગઇ. બિચારી પતિપરાયણા હિંદુ નારી બીજું શું કરે !

આ બધી વિધિ ધીરેન્દ્રને મન તો યોગ્ય જ હતી. ઘણા દિવસના વ્યસનથી અને ઇંગ્રેજ લલનાઓની સંગતિથી તેનું હૃદય નિષ્ઠુર અને કઠોર બની ગયું હતું. પ્રપંચમાં તે પુરો હતો અને લોકલાજથી તે જરાયે ડરતો નહોતો. તેણે શરમ કે આબરૂને તો કોરાણે મુક્યાં હતાં. આવી રીતે આડે માર્ગે ચાલવામાં તે હોંશિયારી માનતો અને પોતાને સુધરેલો ગણતો. ન્યાતજાતનો ભેદ નહીં રાખનારા સુધારકોમાં ખપવાનો તે ડોળ ઘાલતો અને તેમ કરીને પોતાનું કામ કહાડી લેતો. અરવિંદલાલની લક્ષ્મી ભોગવવાને તેણે ધર્મચુસ્તપણાનો ડોળ ઘાલ્યો હતો પણ પેલી ઇંગ્રેજ લલનાના આવવાથી તેનું સઘળું પોકળ ઉઘાડું પડી ગયું. પણ તેને તેની જરાકે દરકાર નહોતી. તે હવે પોતાના ખરા સ્વરૂપમાં પ્રકાશવા લાગ્યો.

આ બધું જોઇને બિચારી ઉષા તો ઘણું શરમાવા લાગી. તેના હૃદયમાં આત્મપ્રતિષ્ઠાનું જે સામાન્ય ભાન હતું તેથી તેને લાગ્યું કે આવા સ્થાનમાં ઘરનાં બહારનાં સર્વ મનુષ્યોની સમક્ષ પોતાનું

મુખ બતાવવું તેના જેવી લજ્જા હાનિ તો બીજી કોઇજ હોઇ ન શકે ! તેથી તેણે એક દિવસ ધીરેન્દ્રને એ શબ્દો કહેવાનો ઇરાદો કર્યો.

એક વખત તેણે ધીરેન્દ્રને એકાંતમાં બોલાવ્યો, અને બે હાથ જોડી, પગે લાગી, રડી, કકળી, સમ સોગન ખાઇ, વિનંતિ કરીને તે બોલીઃ "ચાલો હવે આપણે પાછાં મુંબઇ જઇએ."

ધીરેન્દ્રે એકદમ ઠાવકું મોં કરી ગંભીરતાથી જવાબ આપ્યોઃ "હું તો કયારનોયે કહું છું, પણ તને પીયેરમાંથી નીકળવું ગમતું નથી."

"ઠીક; ત્યારે હવે ચાલો, આપણે કાલેજ જતાં રહીએ."

"કાલે તો નહીં. હવે આમે ને તેમે બે દિવસ સબુર કર. મારે બધાના હિસાબ કિતાબ ચુકવવાના છે."

"આમ હંમેશાં તમારા જેવાએ સાસરે પડી રહેવું એ ઠીક નહીં. માન મરતબો સચવાય નહીં.

"હા, એ ખરૂં છે. પણ હું જઇશ તો અહીં અંધારૂં ભાંત થઇ રહેશે."

"બાપા બધુંયે કરી લેશે."

"ગાંડી રે ગાંડી. તેમનાથી થાય એવું હોય તો મને બધું સોંપે શું કરવા !"

"એ તો એ નવરા નહોતા માટે. હવે તો એ નવરા છે."

"એ વળી કયે દહાડે કામમાં હોય છે ? હું તો એમને રોજ નવરાજ દેખું છું. પણ એમ કહે કે મોટાં કામ ઉપાડવાની ગતાગમ નહીં માટે."

"ગતાગમ તો બધાયે છે."

"હેં, હેં, હેં, શેની હોય ! ગામડામાં પડી રહે તેને ગતાગમ શેની હોય ! અમે તો મુંબઇ જેવા શહેરમાં રહેલા અને એવાં ઘણાંએ કામ જોયેલાં, એટલે અમારે મન તો એનો હિસાબ નહીં."

"પણ હવે તમે મુંબઈ આવશો તો બાપા તમને આવવા દેશે?"

"તારા બાપાના આગ્રહથી તો હું અહીં પડી રહ્યો છું, બાકી તો હું કયારનોયે ચાલ્યો ગયો હઉં. કાલેજ તારા બાપા કહેતા હતા કે હમણાં મુંબઇ જવાનો વિચાર કરશો નહીં."

ધીરેન્દ્ર પુરેપુરૂં જુઠ્ઠું બોલ્યો. દરેક પ્રકારના ડોળ પ્રપંચ અને

ઢોંગ કરતાં એને આવડતા હતા. એક પછી એક બ્હાનું કહાડીને સાસરે પડી રહી તાકડધિન્ના કરવાનો તેણે મનથી નિશ્ચય કર્યો હતો. તેનું કહેવું સાંભળીને ઉષા તો સ્તબ્ધ જ થઈ ગઈ. બિચારી ભોળી ઉષા મનમાં બડબડવા લાગી: "આટલું બધું થયું તોયે હજી બાપા શું જોઇને આગ્રહ કરતા હશે!"

ઉષાના મનમાં અનેક વિચાર આવ્યા અને તે પાછા મનમાંને મનમાં શમી ગયા. તે બિચારી કોને કહે? તેના મનમાં લાગ્યું કે પોતાનો પતિ આમ હમેશાં સાસરે પડી રહે એ પણ ઠીક નહીં. પીયેર પક્ષમાંથી પોતાના પતિ પ્રત્યેનો આદર હમેશના સહવાસથી થોડો થોડો ઘટતો જ જાય માટે અહીં વધારે રહેવું નહીં એમ તે મનમાં વિચાર કરવા લાગી. પણ એનું કહેવું કોણ સાંભળે? આખરે તેણે ખૂબ કાલાવાલા કરીને કહ્યું:

"મુંબઇ ના જવું હોય તો વીરપુર જાવ; અને ત્યાં પણ જવાનો વિચાર ન હોય તો તમે સુખેથી અહીં નિર્લજ થઇને પડી રહો, હું તો મારે જઇશ. તમે તો હવે શરમ બરમ બધું વેગળું મુકી દીધું છે."

એ સાંભળીને ધીરેન્દ્રનો મિજાજ હાથ રહ્યો નહીં. તે ઘણો ગુસ્સે થયો. તેની આંખો લાલચોળ થઈ ગઈ. તે ક્રોધ કરીને બોલ્યો:

"શું કંઈ મને ખાવા મળતું નથી કે હું અહીં પડી રહીશ? તારા બાપા લાંબા થઇને પગે લાગશે તોયે હું હવે રહેનાર નથી. આ તો વળી રાખવો અને પાછાં મહેણાં મારવાં. ચાલ હું તો બ્હાણું વાવાની પણ રાહ જોવાનો નથી. હમણાં ને હમણાં જ ચાલ્યો જઉં છું."

ગુસ્સામાં ને ગુસ્સામાં ધીરેન્દ્ર પોતાનો સામાન એકઠો કરીને મુંબઈ જવાની તૈયારી કરવા માંડી. બધાં સાસરીયાં ઉપર ઉપરથી રહો, રહો, કહેવા લાગ્યાં, પણ મનમાં તો સમજ્યાં કે "બાપા હવે બહુ થયું, સિધાવો તો ઘણું સારૂં."

અરવિંદલાલ અને તેનાં પત્ની પણ હવે ધીરેન્દ્રથી થાકયાં હતાં. તે પણ લોકલાજને લીધે બે ચાર વખત રહો, રહો, કહીને વેગળાં ખસી ગયાં. સામાન બંધાઈ રહ્યો. વાહનની તજવીજ કરવામાં આવી અને ધીરેન્દ્ર તથા ઉષા મુંબઈ જવાને નીકળ્યાં.

મુંબઈ પહોંચ્યા પછી સુશીલ ઉષા કોઇ દિવસ મનથી, વિચારથી, કે આચરણથી પણ અભાવ બતાવ્યા વગર સઘળા ગૃહ-

કાર્યમાં લક્ષ આપવા લાગી. જાણે કંઇ બન્યું જ નથી એમ તે વર્તવા લાગી. તેનામાં લેશ માત્ર પણ આળસ, અભિમાન, અપ્રસન્નતા, કે અસંતોષ જણાતો નહીં. ઉત્સાહ અને આનંદપૂર્વક તે ઘરનું કામકાજ કરવા લાગી. રાંધવામાં, પીરસવામાં, ગૃહવ્યવસ્થામાં અને બીજાં સામાન્ય કાર્યોમાં તે પુરેપુરૂં ધ્યાન આપવા લાગી.

આટલું છતાં પણ તે ધીરેન્દ્રને મન ગમાર જ રહી. તેમાંય વળી સાસરેથી પરાણે પરાણે પાછા આવવાનું થયેલું હોવાથી ધીરેન્દ્રે તેની રીસ ઉમા ઉપર કહાડવા માંડી. નબળો ધણી બૈયર ઉપર શૂરો એ કહેવત પ્રમાણે તેણે વર્તવા માંડ્યું. સહેજ બાબતમાં ખોટું લગાડીને તેણે ઉમાને પજવવા માંડી. ઉમા મુંગે મોઢે સઘળું સહન કરવા લાગી. જ્યાં દેવ રૂઠ્યો ત્યાં એ બિચારી શું કરે! સારૂં કરવા જાય પણ ધીરેન્દ્રને કુડું પડે. સંસારમાં દુઃખ ભોગવવાને જ તે સરજાયલી હતી. તે ભોગવ્યે જ એનો છુટકો હતો.

આટલા દુઃખમાં જાણે કે પાછી કંઈ ઉણપ હોય તેમ ધીરેન્દ્ર તેને તરછોડીને મિસ રોઝને ઘેર રહેવા લાગ્યો. તેનાં કારણ બે હતાં. એક તો એને માથે દેવું પુષ્કળ થઈ ગયું હતું અને તેથી લેહેણદારો આવી આવીને તેનો જીવ ખાતા હતા; અને બીજું એ હતું કે તેની રૂપલાલસા વધ્યે જતી હતી.

ધીરેન્દ્ર મિસ રોઝને ઘેર રહેવા લાગ્યો પણ તે તો પૈસાની જ સગી હતી. જે તે બાબતમાં પૈસા લાવો એમ તે કહ્યા કરતી હતી. ધીરેન્દ્રની પાસે એક કોડી પણ ન મળે! આખરે તેણે એક દિવસ ધીરેન્દ્રને કહ્યું:

"આજે હું તમારી સાથે બોલવાની નથી. તમે તમારે ઘેર પાછા જાવ."

"એમ કેમ?"

"એમ કેમ તે તમારે હાથે એક પાઈ પણ છુટતી નથી. મારે તો સઘળી સગાઈ પૈસાથી છે."

"મારી પ્રીતિને શું તું ભુલી જાય છે?"

"એવી પ્રીતિ શા કામની? તમારી પ્રીતિ પણ સાચી નથી. હું તેનાથી પણ રાજી નથી."

"તને મારામાં વિશ્વાસ નથી?"

"ના નથી; તમે વચનના પણ જુઠા છો."

"કાલે હું બતાવીશ કે વચનનો હું સાચો છું કે જુઠો. મેં દેશથી પૈસા મંગાવ્યા છે તે કાલે આવશે." ધીરેન્દ્ર હડાહડ જુઠું જ બોલ્યો.

"જાવ, જાવ, કપટી. તમે કંજુસના કાકા છો. પોતાની પાસે પૈસા ન હોય તો બૈરીના દાગીના ઉતારીને આપીએ. વચનથી જુદા ન પડીએ."

ધીરેન્દ્ર મિસ રોઝની સામે જોઈ રહ્યો, અને માથું ખંજવાળવા લાગ્યો. શો ઉત્તર આપવો તે એને સુઝયું નહીં. એટલામાં પાછી મિસ રોઝ બોલી ઉઠીઃ

"હું કહું છું કે તો કે વચમાંથી એ પીડાને કહાડી નાંખીએ!"

"હા, હા, હવે તેમ જ કરીએ." ધીરેન્દ્ર કંઈક હિંમત આણી કંઈક રાજી થઈને બોલ્યો.

"જાવ ત્યારે ઘેર જાવ અને કંઈક યુક્તિ રચીને મને બોલાવો. એને હું આમ ઉરાડી દઉં."

"ઠીક, ઠીક." એમ કહીને ધીરેન્દ્ર પોતાને ઘેર ગયો.

ધીરેન્દ્ર ઘેર આવ્યો. જુવે છે તો ઘરનાં બધાં બારણાં બંધ. તપાસ કરીને જુવે છે તો એક એકાંત ઓરડીમાં ઉષા સુતેલી છે. તેને તાવ આવેલો છે. તેને જોઇને ધીરેન્દ્રે મનમાં વિચાર કર્યોઃ "હાં, આ લાગ ઠીક છે."

તે ઉષાની પાસે ગયો અને પુછવા લાગ્યોઃ "અરે તું કેમ સુતી છે?"

"મને તાવ આવ્યો છે." ઉષાએ જવાબ આપ્યો.

ધીરેન્દ્રે આટલું જોયું અને મનમાં વિચાર કર્યોઃ "ઠીક થયું. ભાવતું તું ને વૈદે કહ્યું. સદાએ સુતેલી જ રહે તો ઠીક. વચમાંથી એક પાપ જાય."

ઉષાને તે કહેવા લાગ્યોઃ "તું માંદી છે? હાય, હાય, તને જો કંઇક થશે તો મારી શી વલે થશે! તારે બદલે મને તાવ આવ્યો હોત તો ઠીક થાત. ચાલ દાકતરને બોલાવું, તને સારી દવા આપે અને તને ઝટ મટી જાય. તને કંઈ થાય તો મારી શી વલે થાય!" એમ કહીને ધીરેન્દ્ર પોકે પોક મુકીને જુઠું જુઠું રોવા લાગ્યો.

"તમે રૂવો છો શું કરવા ? મને મટી જશે. તમે દાકતરને બોલાવો." ભોળી ઉષાએ કહ્યું.

"હા, હું દાકતરને બોલાવીને આવું છું." એમ કહીને ધીરેન્દ્ર પાછો મિસ રોઝને ઘેર ગયો.

મિસ રોઝે દાકતરનો વેશ લીધો. તેને તેડીને ધીરેન્દ્ર પોતાને ઘેર આવ્યો. બંનેએ મળીને ઉષાને દવાને બદલે ઝેર આપ્યું. મિસ રોઝ પાછી ગઈ. થોડીવાર પછી ઉષાનો જીવ ગભરાવા લાગ્યો; તે બેભાન થઈ; અને પછી એ ત્રણ કલાકમાં તેનો પ્રાણ નીકળી ગયો. "ઓ મારા બાપ રે, મરી ગયો રે," એમ કહીને ધીરેન્દ્ર ખોટું ખોટું રોવા લાગ્યો. આડોશી પાડોશી ધાઈ આવ્યાં. જુવે છે તો ઉષા મરી ગયેલી. ધીરેન્દ્રનાં સગાં વ્હાલાં અને ન્યાતજાતનાં માણસોને બોલાવવામાં આવ્યાં અને તે બિચારી ઉષાના શબને સ્મશાનમાં લઇ ગયાં.

સૌના ગયા પછી ધીરેન્દ્ર એકલો પડયો. તે પોતાની મેડીએ જઇને દિવાનખાનામાં બેઠો. મનમાં તેણે વિચાર કર્યો: "ભલું થયું ભાગી જંજાળ, હવે સુખે ભજીશું શ્રી ગોપાળ."

એમ મનમાં વિચાર કરતે કરતે તેણે એક કબાટની કુંચીઓ શોધવા માંડી. તે કુંચીઓ ઉષા પાસે રહેતી હતી અને તે તેને કદિ મળતી નહીં. ધીરેન્દ્રને વ્યસનમાંથી અટકાવવાને ઉષાએ આ ઉપાય રચ્યો હતો. ધીરેન્દ્રે હવે તે કુંચીઓ આખા ઘરમાં ફરીને શોધી કહાડી. તેણે પેલું કબાટ ઉઘાડયું અને તેમાંથી વિલાયતી દારૂની એક સુંદર બાટલી બહાર કહાડી. એક સુંદર ફેશનેબલ ગ્લાસ લઇને તે ટકોટક ભર્યો અને તે મુખેથી બોલ્યો: "આ ગોપાળને હવે સુખેથી ભજીશું."

એમ બોલીને ધીરેન્દ્ર પેલો આખો ગ્લાસ ગટગટાવી ગયો. પછી તેણે એક બીજું કબાટ ઉઘાડયું. તે કબાટમાં ઉષા પોતાના બધા દાગીના મુકતી હતી. ધીરેન્દ્રે બધા દાગીના એક પછી એક બહાર કહાડયા અને તેને એક નાની 'બૅગ'માં મુકયા. જે દાગીના ઉષા રોજ પહેરતી તેને જોઇને પણ નિષ્ઠુર ધીરેન્દ્રનું હૃદય જરાયે પીગળ્યું નહીં. તેને ઉષા જરાયે સાંભરી નહીં. તેની આંખમાંથી એક પણ આંસુ પડયું નહીં. તેને જરાક પણ લાગણી થઈ આવી

નહીં. જે સુશીલ પત્નીની સાથે તેણે આખો જન્મારો કહાડયો તેને એક ક્ષણુ વારમાં તે વિસરી ગયો. જાણે કે તે હતી જ નહીં તેમ તે હવે વર્તી રહ્યો. કાળા માથાનો માનવી કેટલી નિર્દયતાએ પહોંચે છે તેનો પુરેપુરો દાખલો ધીરેન્દ્ર આપી રહ્યો.

પેલી દાગીનાની 'બેગ' લઇને ધીરેન્દ્ર હવે પાછો મિસ રોઝને ઘેર ગયો. તેને જોઇને મિસ રોઝ બોલી: "કેમ હવે બેડો પાર કની ?"

"હા, હવે બેડો પાર." કંઇક મલકાતે મોંઢે ધીરેન્દ્રે જવાબ આપ્યો.

"ત્યારે હવે લાવો બધા દાગીના."

"લે, આ રહ્યા." એમ કહીને ધીરેન્દ્રે એક પછી એક બધા દાગીના મિસ રોઝને આપ્યા.

મિસ રોઝ ખુશી થઈ. તે તો પૈસાની જ સગી હતી. તેણે હવે મનમાં વિચાર કર્યો:

"આ સાળો દારૂડીયો છે. એની પાસે હવે એક પાઇ પણ રહી નથી. એને થોડો દારૂ પાઇને એક ખાડામાં નાંખી દઉં. છો સાળો મરી જતો."

ધીરેન્દ્રને તે કહેવા લાગી: "આજે તો આપણે ખુશીનો દિવસ છે. આજે તો મોજ કરીએ."

"હા, આપણી વચમાંથી સાલ ગયું. હવે નિરાંતે મોજ કરીએ." ધીરેન્દ્રે જવાબ આપ્યો.

ધીરેન્દ્રનો જવાબ સાંભળીને મિસ રોઝ એક દારૂની બાટલી લઈ આવી અને બોલી: "લ્યો. આ તમારે માટે દસ રૂપિઆની બાટલી આણી મુકી છે."

"અરે, એટલા બધા રૂપિઆ શા માટે ખરચ્યા ?"

"તમારે માટે તો હું સો રૂપિઆ પણ ખરચી નાંખું."

"વાહવાહ, તારો પ્રેમ."

"લ્યો, હવે ખૂબ મોજ કરો." એમ કહીને મિસ રોઝે ધીરેન્દ્રને પુષ્કળ દારૂ પાયો.

દારૂ પીતે પીતે ધીરેન્દ્ર દારૂડીયાની માફક તરફડીયાં ખાતો ખાતો કહેવા લાગ્યો: "વેરી ગુડ્ વાઇન્, વેરી ગુડ્ વાઇન્."

"મારા સમ બીજો લ્યો, આટલો લ્યો." મિસ રોઝ હજી પણ આગ્રહ કરવા લાગી.

ધીરેન્દ્રે આજે પુષ્કળ દારૂ પીધો. તેને કંઈ ભાનસાન રહ્યું નહીં. મિસ રોઝ તેને બહાર ફરવાને લઈ ગઈ અને તેને એક કાદવ કીચડવાળા ખાડામાં નાંખી દીધો. પછી તે પોતાને ઘેર ચાલતી થઈ.

એ ખાડામાં ધીરેન્દ્ર આખી રાત પડી રહ્યો. તેને કંઈ ભાનસાન હતું નહીં. તે ખાડામાં તે બેભાન અવસ્થામાં આમ તેમ તરફડીયાં મારતો અને જરાક શુદ્ધિમાં આવ ત્યારે તેમાંથી બહાર નીકળવાને તે પ્રયાસ કરતો. પણ તે ખાડો ઘણો ઉંડો હતો અને તેમાં કાદવ પુષ્કળ હોવાથી તે બહાર નીકળી શકતો નહીં. આખી રાત ટાઢે ધ્રુજતો તે એ ખાડામાં પડી રહ્યો. તેનાં કપડાં અને આખું શરીર કાદવવાળાં થયાં.

સવારનો પહોર થયો ત્યારે તેને પુરેપુરી શુદ્ધિ આવી. તે આમતેમ જોવા લાગ્યો. પોતાનાં કપડાં શરીર વગેરે તરફ તેણે નજર કરી. તેને વિચાર આવ્યો: "અરેરે, હું અહીં કયાંથી? આખી રાત ટાઢે ધ્રુજતો હું ખાડામાં પડી રહ્યો! કોણ જાણે કોણે મને અહીં નાંખ્યો! ચાલ મારી મિસ રોઝને ઘેર જઉં."

જેમ તેમ કરીને ધીરેન્દ્ર પેલા ખાડામાંથી બહાર નીકળ્યો. તેનું આખું શરીર અને કપડાં કાદવવાળાં હતાં. તેવી જ હાલતમાં તે મિસ રોઝને ઘેર પાછો ગયો. મિસ રોઝ પૈસાની સગી હતી. ધીરેન્દ્રને પાછો આવેલો જોઇને તે એકદમ બોલી ઉઠી: "પાછા મારે ઘેર શું કરવાને આવ્યા? જાવ, તમારે ઘેર."

ધીરેન્દ્ર સાંભળી રહ્યો. તે ઝંખવાણો પડી ગયો. મનમાં તે નવાઈ પામ્યો. તેને પોતાની સ્થિતિનું ભાન થયું.

એટલામાં પાછી મિસ રોઝ બોલી ઉઠી: "તમારે રોજ દારૂ પીવા જોઇએ, એવા પૈસા હું કયાંથી લાવું? જાવ તમારે ઘેર."

ધીરેન્દ્ર પાછો ફર્યો અને પોતાને ઘેર જવાને નીકળ્યો. તેને રીસ તો ઘણીએ ચહડી પણ શું કરે! રસ્તામાં તે મનમાં બડબડયો: "રાંડે મને ખરાબ કર્યો. મારા પૈસા, દાગીના, સર્વસ્વ લુંટી લીધું અને હવે મને ઘરમાંથી કહાડી મુકયો."

ધીરેન્દ્ર પોતાને ઘેર ગયો. ઘર આગળ જતાં ઉષા તેને યાદ આવી. ઘર સામે તેણે સ્થિર દૃષ્ટિએ નજર કરી અને "અરેરે, મારી ઉષા!" એમ બોલીને તે પોક મુકીને રડયો.

તે કલ્પાંત કરવા લાગ્યો અને ઉષાના ગુણને સંભારવા લાગ્યોઃ "મારી ગુણીયલ ઉષા ! હું તને હવે ક્યાં નિરખીશ ! તારી વાત કેવી મધુરી હતી ! તારાં વેણુ કેવાં મીઠાં હતાં ! તારી શિખામણ સાચી અને હેતાળી હતી: તારાં નેણુ કેવાં નિર્મળ હતાં ! તારા સાચા બોલ હું શા શા સંભારૂં !" એમ કલ્પાંત કરતો ધીરેન્દ્ર એક જગ્યાએ બેશી પડ્યો અને મસ્તક ઉંધું ઘાલીને આક્રંદ કરવા લાગ્યો.

થોડી વાર પછી તે ઉઠ્યો. તેને કંઇ ચેન પડ્યું નહીં. તે આખા ઘરમાં એક ગાંડા માણસની માફક ફરવા લાગ્યો. સર્વત્ર તેને સુનું સુનું લાગવા માંડ્યું. પાછી ઉષા તેને સાંભરી. તે પોતાની જાતને ધિકકારવા લાગ્યો. તે મનમાં બડબડ્યોઃ "વ્હાલી ઉષા ! મેં તારી શિખામણ માની નહીં. હુ વ્યસનમાં અને વ્યભિચારમાં ગુમાનો ગાંડો અને ગમાર બન્યો. તારા વગર હવે જીવતર અકારૂં થઈ પડ્યું છે. મુજને ધિક્કાર છે. આ પાપીને, આ વિશ્વાસઘાતીને હજાર વાર ધિક્કાર છે. હું જીવતે રૌ રૌ નર્કમાં પડ્યો મને ધિક્કાર છે."

સઘળું ઘર તેને સુનું દીસવા લાગ્યું. દ્વાર અને માળ સૌએ સુનાં દેખાવા લાગ્યાં. ધીરેન્દ્ર બહુ અકળાયો અને પાછો બોલી ઉઠ્યોઃ "હવે હું શું કરૂં? ક્યાં જઉં ? મને કંઈ સુઝ પડતી નથી. હુ અપાર દુઃખ ભોગવી રહ્યો છું ! ઓ મારી ઉષા !" એમ બોલીને ધીરેન્દ્ર પોકે પોક મુકીને રોયો.

આમ કેટલાક દિવસ ચાલ્યા ગયા. ધીરેન્દ્ર મનમાં ઘણુંએ પસ્તાવા લાગ્યો. ઉષાને સંભારી સંભારીને તે હૈયાફાટ રોવા લાગ્યો. તેની સ્થિતિ કંગાલ બની ગઈ. પાસે પૈસો નહીં, ઘરમાં સ્ત્રી નહીં, સગાં સ્નેહી કોઇ પાસે આવે નહીં, જ્ઞાતીલાઓ તેને વ્યસની ગણી તિરસ્કારે, અને સમાજ તેના તરફ શંકાની નજરથી જુવે. તે અતોભ્રષ્ટ તતોભ્રષ્ટ થઈ રહ્યો. તે ભૂખે મર્યો, અને કપડાં લત્તાં વગર ભિખારી જેવા વેશ ફર્યો.

વાંચનાર ! વીરપુરના કારભારીનો દિકરો, લાખો રૂપિઆનો ધણી, જમીન જાગીરનો માલીક, સાહ્યબીમાં ઉછરેલો, અને સત્તાના તોરમાં તણાયલો ધીરેન્દ્ર આખરે ખુવાર થઇ ગયો. અન્નને ને દાંતને વેર થયું. માથે દેવાનો પાર રહ્યો નહીં લહેણદારોએ તગાદો કરવા માંડ્યો. કચેરીએ ચડવાનો અને જેલમાં પડવાનો તેને સમય આવ્યો.

કેદખાનામાં પડ્યો પડ્યો ધીરેન્દ્ર અફસોસ કરીને પોતાના મનમાં કહેવા લાગ્યોઃ "અફસોસ ! સ્ત્રી ગઈ, ધન ગયું, હું હાલ બેહાલ થયો

ગયો. મેં મારી સ્ત્રીની શિખામણ માની નહીં. હાય, આ દારૂ અને રંડીબાજીમાં હું ખુવાર થઈ ગયો. રંભા જેવી સ્ત્રીને ત્યજી હું પરસ્ત્રીના સંગમાં તણાયો. ધિક્કાર છે મને! ધિક્કાર છે દારૂ પિનારાઓને! ધિક્કાર છે એ દારૂને! ધિક્કાર છે એ કુલટા મિસ રોઝને! અને એની સોબત કરનાર મને હજાર વાર ધિક્કાર છે! કોઈ પરસ્ત્રીનો સંગ કરશો નહીં. કોઈ દારૂ પીશો નહીં. એ નરકનાં દ્વાર છે. જમને ઘેર જલદી પહોંચવાના જ એ માર્ગ છે. આ રાંડયા પછી ડહાપણ આવ્યું. પણ હવે શા કામનું? હવે મને સમજાયું કે આ સંસાર, આ મોજમઝા સૌએ મિથ્યા છે. એક પ્રભુનું નામ જ સાચું છે. પણ હવે વખત ગયો. ગયેલો વખત પાછો આવતો નથી; મનુષ્યને કરેલાં કર્મનું ફળ ભોગવવું જ પડે છે. હાય, ધિક્કાર છે મને! હવે હું શું કરૂં! હાય દારૂ, હાય રંડીબાજી, તમે મારૂં નખોદ વાળ્યું."

વ્યસન અને વ્યભિચારને લીધે આવી કંગાલ અવસ્થા ભોગવીને ધીરેન્દ્ર આખરે કેટલેક દિવસે કુતરાને મોતે મરી ગયો.

વ્યસન અને વ્યભિચાર કરનારના હાલ એવા જ હોય!

---

## પ્રકરણ ૧૨ મું.

### જ્ઞાનોપદેશ.

હૃષીકેશચંદ્રને ગિરિરાજ ઉપર એક એકાંત પર્ણકુટીમાં મુકામ આપવામાં આવ્યો હતો. તે પર્ણકુટી આશ્રમના મુખ્ય ભાગથી દૂર આવેલી હતી. તેની આસપાસ મોટાં મોટાં ઉંચાં વૃક્ષોની ઘટાઓ હતી. આજુબાજુએ આવેલો પ્રદેશ ઘણો રળિયામણો હતો. પ્રભાતના પહોરમાં સુવાસિત ફૂલોનાં ઝાડને અથડાઈને ત્યાં ઠંડો પવન આવતો અને આખા પ્રદેશને સુગંધમય કરી મુકતો નાના પ્રકારની વનસ્પતિ તેમજ લીલોતરી અહીં તહીં ખીલી રહી હતી અને ભૂમિને આચ્છાદિત કરી તેની શોભામાં વૃદ્ધિ કરતી હતી. ભૂભામિનીએ લીલોતરી રૂપી લીલા રંગની સાડી શરીરે ધારણ કરી હતી અને તેમાં વિચિત્ર રંગનાં લાલ પીળાં શ્વેત ગુલાબી અને કેસરીયા રંગનાં ફુલરૂપી મનોહર બુટ્ટાઓ અહીં તહીં દશ્યમાન થતા હતા. કોકિલા ત્યાં કુ કુ' કરતી. મોર મધુર ટહુકા નાંખતો. બપૈયા પીઉ પીઉ કરતા. મેના પોપટ અને

બીજાં તરેહ તરેહનાં પક્ષીઓ ચારે બાજુથી મધુર સ્વરે ગાન કરતાં અને ભ્રમરો ઘોર નાદે ગુંજતા દૃષ્ટિએ આવતા.

આવા રમણીય સ્થાનમાં રહી હૃષીકેશચંદ્રને સૃષ્ટિસૌંદર્ય નિહાળવાની તક મળી. તે નિહાળતાં તેની ધાર્મિક વૃત્તિ જાગૃત થઈ, તેની આંતર્દૃષ્ટિ ઉઘડી, અને જગત્, ઇશ્વર, માયા વગેરે સંબંધી અનેક પ્રશ્નોએ તેના મગજને હલાવી મુક્યું. તે સમયમાં તેણે ભગવદ્‌ગીતા વાંચવા માંડી. ભગવદ્‌ગીતા હિંદુ ધર્મનું રહસ્ય સમજાવે છે. તે ખરા વેદાન્ત ધર્મને સુંદર રીતે પ્રતિપાદન કરે છે. આર્યોનો આત્મા વિષેનો અનુભવ તેમાં દર્શાવેલો છે. તેમાં વર્ણવેલો ધર્મ એક વ્યક્તિ, પ્રજા કે દેશનો નથી, પણ તે જાતિ અને દેશકાલાદિથી અબાધિત નિત્ય નિરંજન આત્માનો છે. આત્માનું તે ગાન છે. આત્માનો તે અનુભવ છે. તે સર્વ સામાન્ય છે. ગીતાના સિદ્ધાંતો દેશકાલાદિથી અબાધિત છે, તેથી તે વિશાળ, સર્વસામાન્ય, નિત્ય અને સત્ય છે. તે ત્રિકાલાબાધિત છે. આવા વિશાળ અને ઉદાત્ત સિદ્ધાંતોને હૃષીકેશચંદ્ર વાંચવા લાગ્યો, વિચારવા લાગ્યો, અને મનમાં ઠસાવવા લાગ્યો.

શ્રીમદ્ ભગવદ્‌ગીતા વાંચતે વાંચતે હૃષીકેશચંદ્રના મનમાં વિશાળ કુરૂક્ષેત્રનું ચિત્ર ચિતરાઇ રહ્યું. અર્જુન અને કૃષ્ણ તેની માનસિક દૃષ્ટિ આગળ ખડા થયા. ખેદયુક્ત અર્જુન યુદ્ધમાં ઉભેલો છે અને શ્રીકૃષ્ણ તેને આત્માનું ખરૂં સ્વરૂપ સમજાવી સ્વધર્મમાં પ્રેરે છે: શ્રીમદ્ ભગવદ્‌ગીતા આત્માનું શુદ્ધ સ્વરૂપ સમજાવનાર, સ્વધર્મમાં યોજનાર, અને મોક્ષના દ્વારમાં લઈ જનાર એક સ્વર્ગીય ગાન છે, એવી એવી અનેક બાબતો તેના હૃદયપટ ઉપર કોતરાઈ રહી. ગીતાનું તે દરેકે દરેક પ્રકરણ વાંચવા લાગ્યો. તેના વાંચનમાં આર્યપ્રજાનું અગાધ જ્ઞાન, આધ્યાત્મિક પ્રકાશ અને અદ્‌ભુત અનુભવ તેની નજરે આવવા લાગ્યાં. ભગવદ્‌ગીતાને તે અત્યંત પ્રેમથી ચ્હાવા લાગ્યો. તેને મન તે સર્વ શાસ્ત્રોનું શાસ્ત્ર બની રહ્યું. રણભૂમિના અસંખ્ય પોકારોની વચમાં અત્યંત શાન્તિને અનુભવનાર પરમાત્મા શ્રીકૃષ્ણે ખેદયુક્ત જીવાત્મા અર્જુન પ્રત્યે આપેલા રસમય આત્મબોધનું તે પ્રેમથી પાન કરવા લાગ્યો અને સંસાર રૂપી રણભૂમિ ઉપર સ્વધર્મમાં પ્રવૃત્ત થવા આત્માના અંતઃપ્રદેશમાં પેશીને પોકારતો જાણે કે તે શંખનાદ હોય તેમ તે તેનાથી જાગૃત થયો. ' કર્મ કર્મને માટેજ કરવાનાં

છે, તે ફલની ઇચ્છાથી કરવાનાં નથી,' અને योगः कर्मसु कौशलम् વગેરે ગીતાનાં અગાધ સત્યોમાં ઉંડું તત્ત્વ સમાયલું છે અને તે આ લોક અને પરલોક બંનેના સુખનાં સાધન છે એમ તેનો દૃઢ નિશ્ચય થયો, અને એ સત્યોની અસર તેના હૃદયપટ ઉપર એવી તો પ્રબળ થઇ કે લોકકલ્યાણુ એ પોતાનુંજ કલ્યાણુ છે એમ તે માનવા લાગ્યો. ગીતાના રહસ્યોમાં આર્યજીવનની ઉચ્ચ ભાવનાઓ તેને જણાઇ. ગીતાએ તેને પુરૂષાતન સમર્પ્યું અને તેના હૃદયમાં આર્ય તત્વજ્ઞાન માટે પક્ષપાત ઉત્પન્ન થયો. પ્રથમ જે વિચારોનું તુમુલ યુદ્ધ તેના હૃદયમાં મચી રહ્યું હતું તેમાંથી તે મુક્ત થયો અને એક પ્રકારની આધ્યાત્મિક શાંતિ, બળ અને સ્વાતંત્ર્યને તે ભોગવવા લાગ્યો.

આ પ્રમાણે હૃષીકેશચંદ્ર ગીતાદિના વાંચનમાં કાળ નિર્ગમન કરતો હતો અને શાંતિને ભોગવતો હતો; પણ હજી પણ તેની શાંતિ અપૂર્ણ હતી. તેનામાં અનુભવની ખામી હતી. માત્ર પુસ્તક વાંચનથી તે ખામી દૂર થઇ શકે તેમ ન હતું. આપણાં શાસ્ત્રો કહે છે કે ગુરૂ વગર જ્ઞાન નથી એથી કરીને હૃષીકેશચંદ્ર એક મહા સમર્થ ગુરૂને મળવાની ઉત્કૃષ્ટ ઇચ્છા મનમાં ધરી રહ્યો હતો.

એક દિવસ તે સવારમાં વ્હેલો ઉઠ્યો, અને પોતાની પર્ણકુટી-ની આસપાસ આવી રહેલી વૃક્ષોની ઘટાઓમાં આમ તેમ ફરવા લાગ્યો. તેનું મગજ અનેક વિચારોમાં લીન થઇ રહેલું હતું. તેના હાથમાં એક પુસ્તક હતું, તે પુસ્તકને વાંચતો તે આમ તેમ ફરતો હતો. એકદમ તેના મનમાં વિચાર આવ્યો અને તે મુખથી બોલી ઉઠયોઃ "ઇશ્વર પુસ્તકોમાં જણાતો નથી." એમ કહેતે કહેતે હૃષીકેશચંદ્રે પુસ્તક ફેંકી દીધું. ગુરૂની આવશ્યકતા તેને સમજાઇ. અખિલ ભારતવર્ષ ઉપર તે દૃષ્ટિ ફેરવવા લાગ્યો. સર્વત્ર તેને ડોળ અને દંભ જણાવા લાગ્યા. તેનું ચિત્ત આશા અને નિરાશાની વચમાં અથડાઈ રહ્યું. અગમ્યગુરૂ તરફ તેની દૃષ્ટિ વળી; તેમના વિષે તે વિચાર કરવા લાગ્યો. સવારનો સમય તેણે આવી અવસ્થામાં પસાર કર્યો. મધ્યાન્હ થયો પણ તેના તેજ વિચારો હૃષીકેશચંદ્રના મગજમાં ઘોળાયા કર્યા. સાયંકાળનો સમય થયો ત્યારે પાછો તે પોતાની પર્ણ-કુટીમાંથી બહાર આવ્યો અને તેની આસપાસ આવી રહેલી વૃક્ષોની ઘટાઓમાં આમતેમ આંટા મારવા લાગ્યો.

સમય સાયંકાળનો વીતી ગયો. ચંદ્રમાનું શીતળ અજવાળું વૃક્ષો ઉપર પડી તેમાં પાંદડાંની ઘટાને ભેદી જાણે કે ડોકીયાં કરતું હોય તેમ અહીં તહીં પડતું દેખાવા લાગ્યું. ચંદ્રના પ્રકાશથી ઉત્પન્ન થએલી વૃક્ષોની છાયામાં હૃષીકેશચંદ્ર ઉભો હતો. તેના મુખ ઉપર તીવ્ર વેદના અને શંકાનાં ચિન્હ દેખાતાં હતાં. એ વેદના શેની હશે? સત્ય ખોળવાની તેને ઉત્કટ ઇચ્છા હતી. એ વખતે ગિરિરાજ ઉપર આવેલાં મંદિરો અને દેવાલયોમાંથી ઘંટનાદ આવતો હતો અને તેને સાંભળીને હૃષીકેશચંદ્રના અંતરાત્મામાં કંઇક ભક્તિભાવ ઉત્પન્ન થતો હતો, પણ તેનું ચિત્ત અગમ્યગુરૂને પુરેપુરા સમજવાને મથતું હતું. એ પુરૂષ કોણ હશે? એમ વારંવાર તે પોતાના મનમાં પુછતો હતો. શ્રદ્ધા અને અશ્રદ્ધા વચ્ચે તેનું હૃદય અથડાતું હતું. સર્વત્ર વ્યાપી રહેલા દંભથી તેની અગમ્યગુરૂ પ્રત્યેની શ્રદ્ધા ડગમગતી હતી. કેટલાક પુરૂષો અગમ્યગુરૂની પ્રશંસા કરતા, કેટલાક તેમને રૂષિ ગણતા, કેટલાક તેમને ઇશ્વરના અવતાર માનતા, કેટલાક તેમની પાસેથી અલૌકિક અને અગાધ સત્યો સાંભળ્યાનો પુરાવો આપતા, અને કેટલાક તેમના ઉચ્ચ ચારિત્ર્યના પ્રભાવથી નીતિપંથે પરવરેલા પ્રત્યક્ષ નજરે આવતા. એ સર્વ વિચારો હૃષીકેશચંદ્રના મગજમાં તરી આવ્યા અને તે એકદમ આશ્ચર્યથી બોલી ઉઠ્યો: "અલૌકિક પુરૂષ!" હૃષીકેશચંદ્ર અગમ્યગુરૂને કળી શક્યો નહીં.

એટલામાં એક મનુષ્યને તેણે સામેથી આવતો જોયો. તેનું આખું શરીર ઉઘાડું હતું; માત્ર કેડથી જંઘાસુધી એક ધોતીયું તેણે વીંટેલું હતું; પણ તેનો દેખાવ ભવ્ય હતો. તેના મુખ ઉપર અત્યંત શાંતિ છવાઈ રહી હતી. અલૌકિક હાસ્ય તેના હોઠ ઉપર રમી રહ્યું હતું. ગિરિરાજ ઉપર વેણીમાધવનું ભવ્ય મંદિર હતું તે મંદિરની પાસે થઇને બેદરકારીથી પગલાં ભરતો ભરતો, આકાશ તરફ જોતો, તે ધીમે ધીમે ચાલતો હતો. તેના બે હાથ વડે તે તાળી પાડતો હતો અને હરિનું નામ ઉચ્ચારતો હતો. પોતાનું ભાન તે ભૂલી ગયો હોય એમ જોનારને લાગતું હતું, પણ તેના મુખ ઉપર આનંદનો ઓઘ છવાઈ રહેલો જણાતો હતો. હરિના નામોચ્ચારણથી તેનું હૃદય ઉછળી રહ્યું હતું અને અત્યંત પ્રેમથી મસ્ત બની ગિરિરાજ ઉપર તે આમતેમ ફરી રહ્યો હતો.

સમય સાયંકાળનો વીતી ગયો હતો. ગિરિરાજ ઉપર સર્વત્ર શાંતિ વ્યાપી રહી હતી. વેણીમાધવના દેવાલયમાંથી ઘંટ, મૃદંગ અને હરિના

નામોચ્ચારણનો અવાજ આવ્યા કરતો હતો. હૃષીકેશચંદ્રે તે પુરૂષ તરફ દ્રષ્ટિ કરી. એ કોણ હશે ? અગમ્યગુરૂના વિચિત્ર દેખાવથી હૃષીકેશચંદ્ર તેમને ઓળખી શક્યો નહીં. તે પુરૂષ પાસે આવ્યો. હૃષીકેશચંદ્રે અગમ્યગુરૂને ઓળખ્યા. તેને નવાઈ લાગી. તેમના પોશાકને તે રાજાઓ, મહારાજાઓ, ધર્મગુરૂઓ, અને ઉપદેશકોના ઠાઠમાઠ અને ડોળ દમામવાળા પોશાક સાથે સરખાવવા લાગ્યો. એક બાજુએ અગમ્યગુરૂનું ઉઘાડું શરીર, માત્ર કેડે વીંટેલું ધોતીયું, સાદાઈ, અને સાદી રીતભાત હૃષીકેશચંદ્રના મગજમાં ખડાં થયાં અને બીજી બાજુએ ધર્મગુરૂઓ અને સુધારાના શિખર ઉપર ચઢેલા, કોટ, પાટલુન, નેકટાઈ હૅટ પહેરીને ફરનાર ઈંગ્રેજી પાઠશાળાઓના વિદ્યાગુરૂઓના પોશાક, ઠાઠ, અને રીતભાત તેના મનમાં તરી આવ્યાં, અને હૃષીકેશચંદ્ર જરા શંકાની નજરથી બોલી ઉઠયોઃ ' આતે મહાપુરૂષ હોય શકે !' પણ હૃષીકેશચંદ્ર હજીપણ પરમાત્માના પરમ ભક્ત અગમ્યગુરૂને બરાબર સમજી શક્યો નહોતો. સમાજના નિયમો અને કૃત્રિમ રીતભાત ઈશ્વરના ભક્તોની આડે આવતાં નથી. કૃત્રિમ ભક્તોને માટે જ કૃત્રિમ નિયમો હોય છે.

આ વખતે વેણીમાધવના મંદિરમાં આરતી થઈ રહી હતી અને હરિના નામોચ્ચારણનો ધ્વનિ અત્યંત ગાજી રહ્યો હતો. મંદિરની બહાર શીતળ વાયુ મંદ મંદ વાતો હતો અને ધુપ તથા સુવાસિત પુષ્પોની સુગંધ પ્રસારતો હતો. અગમ્યગુરૂ પ્રભુપ્રેમમાં મસ્ત બની ધ્યાનમાં ને ધ્યાનમાં અહીં તહીં વિચરી રહ્યા હતા. તેમની આંખો અરધી મીચેલી હતી તે આકાશ તરફ જોતા હતા અને બેદરકારીથી અહીં તહીં ડગલાં ભરતા હતા. તેમના જીવનમાં આવી આનંદપૂર્ણ ક્ષણો ઘણીએ વાર આવતી, અને ઘણીએ વાર તે આવી આનંદમય અલૌકિક અવસ્થાને ભોગવતા. એવી વખતે તેમના હૃદયમાં અત્યંત શાંતિ વ્યાપી રહેતી અને તે ભાવસમાધિમાં આવી જઈ આ જગતનું ભાન ભૂલી પ્રભુદર્શનમાં લીન થઈ અહીં તહીં વિચરતા.

અગમ્યગુરૂ ફરતા ફરતા હૃષીકેશચંદ્રની પાસે આવ્યા. હૃષીકેશચંદ્ર તેમને નિહાળી રહ્યો. તેમના હૃદયના ભાવ તે સમજી શક્યો નહીં. અગમ્યગુરૂ ઘણા ઉલ્લાસમાં આવી ગયા. તે હૃષીકેશચંદ્રની સામે તાકીને જોવા લાગ્યા; પછી એકદમ તે તેની પાસે ગયા અને તેનો હાથ પકડીને બાગમાં ઘણે દૂર આવેલી વૃક્ષોની એક ઘટામાં તેને લઈ ગયા અને તેને છાનેમાને કહેવા લાગ્યાઃ “ આ સઘળું જે દેખાય છે

તે બ્રહ્મ છે; જીવ બ્રહ્મ છે."

હૃષીકેશચંદ્ર આશ્ચર્ય પામ્યો. અગમ્યગુરૂના કહેવાનો શો અર્થ હશે તે એ સમજી શક્યો નહીં. બંને એક શીલા ઉપર બેઠા. અગમ્યગુરૂ પાછા બોલ્યા:

" તું જીવ નથી પણ શિવ છે "

હજીપણ હૃષીકેશચંદ્ર અગમ્યગુરૂના કહેવાનો મર્મ સમજી શક્યો નહીં. તે હસ્યો અને આશ્ચર્યથી તેમની સામે જોઈ રહ્યો. તેમના મુખ ઉપર અલૌકિક પ્રભા છવાઈ રહેલી તેણે જોઇ. તે ઉંડા વિચારમાં પડ્યો. અગમ્યગુરૂનું મગજ ખશી ગયું હશે ? એવો પ્રશ્ન સહજ તેના મનમાં ઉઠ્યો.

અગમ્યગુરૂ મનમાં સમજી ગયા. હૃષીકેશચંદ્રની શંકા દૂર કરવાનો અને તેને તેના ખરા સ્વરૂપનું ભાન પ્રત્યક્ષ કરાવવાનો હવે સમય આવ્યો છે એમ જાણીને તે ઉભા થયા. જરા આઘા જઇને આકાશ તરફ તે જોઇ રહ્યા અને પ્રભુનું નામ ઉચ્ચારીને પાછા મસ્ત બન્યા. બંને એકાંત સ્થળમાં હતા. પ્રદેશ નિર્જન હતો. અપૂર્વ શાંતિ સર્વત્ર વ્યાપી રહી હતી. અગમ્યગુરૂ ભાવસમાધિમાં આવી જવાની તૈયારીમાં હતા. એકદમ તે પાછા ફર્યા, હૃષીકેશચંદ્રની પાસે ગયા, અને નીચા નમીને તેમણે તેનો હાથ ઝાલ્યો, અને તેને ખેંચીને તેને ઉઠાડ્યો અને છાતી સરસી છાતી રાખીને ઘણા જોરથી ભેટી પડ્યા. હૃષી-કેશચંદ્ર તે સ્થળ, બાગ, વૃક્ષોની ઘટા, સમસ્ત ગિરિરાજ, અને અગમ્યગુરૂ સર્વનું ભાન ભૂલવા લાગ્યો. તેની આંતર્દષ્ટિ ઉઘડી. અગમ્યગુરૂના પવિત્ર સ્પર્શથી આ જગતનું ભાન તે ભૂલી ગયો. કોઈ નવીનજ સૃષ્ટિમાં તે વિચરવા લાગ્યો, અને સર્વત્ર પરબ્રહ્મને અનુભવવા લાગ્યો. તે ભાવસમાધિમાં આવી ગયો. આવી સ્થિતિ માત્ર એક પળ વારજ રહી.

આ અલૌકિક અનુભવથી હૃષીકેશચંદ્રના હૃદયમાં પરમાનંદ વ્યાપી રહ્યો. તેના હૃદયને કંઇક સામર્થ્ય મળ્યું હોય એમ એને લાગ્યું. આ પ્રમાણે અગમ્યગુરૂએ બતાવી આપ્યું કે તેમનામાં આધ્યાત્મિક શક્તિ છે અને તે હૃષીકેશચંદ્રમાં આધ્યાત્મિક શક્તિ ઉત્પન્ન કરી શકશે. વળી તેમણે દર્શાવી આપ્યું કે અત્યંત ધાર્મિકતાની ઉચ્ચ દશા સમાધિ છે, તેમનું ચિત્ત ઘણું ખરૂં સમાધિમાંજ રહે છે, અને તે પોતાના માત્ર પવિત્ર સ્પર્શથીજ બીજાને સમાધિ લેવરાવી શકે

છે. ખરી ધાર્મિકતા અને પવિત્રતાનો પ્રભાવ કેવો છે અને ખરી આધ્યાત્મિકતાનું લક્ષણ શું છે તે અગમ્યગુરૂએ હૃષીકેશચંદ્રને પ્રત્યક્ષ કરાવ્યું.

હૃષીકેશચંદ્ર અત્યંત નવાઈ પામ્યો અને ઘણા આશ્ચર્યથી તે અગમ્યગુરૂની સામે જોઇ રહ્યો. તે મનમાં બોલ્યોઃ "અહો! ખરી પવિત્રતાનો માત્ર સ્પર્શજ કેટલું કરી શકે છે!" હૃષીકેશચંદ્ર ઉંડા વિચારમાં પડ્યોઃ "આ પુરૂષ કોણ હશે!" પાશ્ચાત્ય વિદ્યાનો અભ્યાસી હજીપણ કંઇ કળી શક્યો નહીં. ફરીથી તે મનમાં બોલ્યોઃ "નવાઇ જેવો પુરૂષ! એણે એકદમ બળાત્કારે મને સમાધિ ચઢાવી દીધી! કેવી અપૂર્વ શક્તિ!"

હૃષીકેશચંદ્ર વિચારમાં ગરક થઇ ગયો. અગમ્યગુરૂ હસતે વદને તેના તરફ જોઇ રહ્યા. એ સમયના તેમના પવિત્ર ભાવોથી ઉભરાઇ જતા ચહેરાને જોઇને હૃષીકેશચંદ્ર એકદમ વિચારમાંથી જાગ્યો. એકદમ તે અગમ્યગુરૂને ચરણે નમી પડ્યો. અગમ્યગુરૂએ તેને માથે હાથ મૂકીને ઉંડા અંતઃકરણથી આશીર્વાદ આપ્યો. સંધ્યાકાળ વીતી ગઇ હતી. રાત પડી હતી. બંને એકલા હતા. આસપાસ સર્વત્ર શાંતિ વ્યાપી રહી હતી. માત્ર જરા દૂર વહેતી પવિત્ર સુવર્ણાના જળનો ખળખળાટ થતો અવાજ જરા જરા સંભળાતો હતો. આકાશમાં તારાઓનો ઝાંખો પ્રકાશ દેખાતો હતો. અગમ્યગુરૂના મુખ ઉપર હાસ્યયુક્ત અલૌકિક તેજ છવાઇ રહ્યું હતું. હૃષીકેશચંદ્ર આશ્ચર્યમાં ડુબી ગયો હતો. તે ક્ષણ તેને માટે અલૌકિક આનંદથી ભરપુર હતી. પોતાની તર્કશક્તિ વડે પરમાત્માની અનંતતા અને દયાળુતાનો યથાર્થ ખ્યાલ તેના મનમાં આવી શકતો ન હતો, પણ અગમ્યગુરૂના પવિત્ર હાથનો સ્પર્શ થયા પછી તે પરમાત્માની અનંતતા અને દયાળુતા અનુભવી શક્યો અને શ્રેષ્ઠ ગુરૂ જીવભાવને ટાળી સર્વાત્મ ભાવને કેવી રીતે પ્રગટાવી શકે છે તે એ સમજી શક્યો. એટલામાં અગમ્યગુરૂ બોલ્યાઃ "ચાલ બચ્ચા." એમ કહી ને અગમ્યગુરૂએ હૃષીકેશચંદ્રનો હાથ પકડ્યો અને તેને લઇને તે આશ્રમ તરફ જવા લાગ્યા. જે પવિત્ર વૃક્ષ નીચે બેશીને તેમણે અનેક સિદ્ધિઓ સાધી હતી તેની આગળ તેને લઇ આવ્યા અને ત્યાં બેશીને મૃત્યુ, ભય, અશાંતિ વગેરેનો પરાજય કરી શકાય એવી અનેક ક્રિયાઓનો અગમ્યગુરૂએ

હૃષીકેશચંદ્રને બોધ કર્યો અને જીવ અને બ્રહ્મ વિષેની ચર્ચામાં બંને ઉંડા ઉતર્યા.

આખરે અગમ્યગુરૂ બોલ્યાઃ "આત્મા સર્વ શક્તિમાન છે, તેમાં અગાધ શક્તિઓ ભરેલી છે, આત્માનો વિકાસ કરો અને એ શક્તિઓ તમારામાં આપોઆપ ખીલી નીકળશે." એવી એવી વાતોને અગમ્યગુરૂ હૃષીકેશચંદ્રના હૃદયમાં ઠસાવવા લાગ્યા અને તેને માનવ-શક્તિઓનું ભાન કરાવવા લાગ્યા. આવી આવી વાતોથી હૃષીકેશચંદ્રને પોતાની શક્તિનું ભાન થયું અને તેને ઉત્સાહ અને બળ મળ્યાં.

અગમ્યગુરૂના ઉપદેશથી ઉત્સાહ અને બળને પ્રાપ્ત કરી રહેલો હૃષીકેશચંદ્ર હવે હીંમત આણીને અગમ્યગુરૂને અનેક પ્રશ્નો પુછવા લાગ્યો. અગમ્યગુરૂ તેની શંકાઓનું સમાધાન ધીમે ધીમે સાદી અને સરળ ભાષા બોલીને કરવા લાગ્યા. તેમની શ્રદ્ધા, ભાવ, અને અટગ નિશ્ચય જોઇને હૃષીકેશચંદ્ર આશ્ચર્ય પામ્યો. તેમના અનુભવો સાંભળીને તે ચકિત થયો. તેમની ભક્તિ અને વૈરાગ્યથી તે અંજાઇ ગયો. જાણે કે કૈલાસમાંથી સાક્ષાત્ શિવજી ઉતરી આવ્યા હોય તેવો તેને ભાસ થયો. તેનું હૃદય પીગળ્યું અને ઘણી નમ્રતાથી હૃષીકેશચંદ્ર બોલી ઉઠયોઃ

"પ્રભુનાં દર્શન કરવાં એ એક મારા જીવનની અભિલાષા છે."

"એ તમારી અભિલાષા અહીં પૂર્ણ થશે. મનુષ્યની આધ્યાત્મિક અભિલાષાઓને પરિપૂર્ણ કરવાને જ સાધુ સંતોનું જીવન છે. એમાંજ એમના જીવનની ઉપયોગિતા છે."

"આ ભવસાગર તરવાને સૌથી સહેલો ઉપાય કયો છે?"

"ઇશ્વરભક્તિ."

"ઇશ્વર કેવો છે?"

"સગુન અને નિર્ગુણ."

"ભક્તિ સગુણની થાય કે નિર્ગુણની?"

"બંનેની. શાસ્ત્રોમાં સગુણ અને નિર્ગુણ બંનેની ઉપાસના કહેલી છે."

"જે ગુણરહિત છે અને જેના વિષે શ્રુતિ કહે છે यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सहः જે મન, બુદ્ધિ, અને વાણીથી પર છે એવા નિર્ગુણ ઇશ્વરની ઉપાસના શી રીતે થઇ શકે?"

"શ્રુતિ કહે છેઃ नायमात्मा प्रवचनेन लभ्यो न मेधया न बहुना

श्रुतेन । यमेवैष वृणुते तं हि तनुते तनुं स्वां ॥ જેના ઉપર પ્રભુની કૃપા થાય છે તેને તે પોતાનું સ્વરૂપ પ્રગટ કરે છે. જગતના પદાર્થો જેવો તે જ્ઞેય પદાર્થ નથી."

"મહારાજ, दृश्यते त्वग्र्यया बुद्धया सुक्ष्मया सुक्ष्मदर्शिभिः । એ શ્રુતિવાક્યથી બ્રહ્મ જ્ઞેય છે એમ સિદ્ધ થાય છે. એક શ્રુતિ એને અજ્ઞેય કહે છે અને બીજી તેને જ્ઞેય કહે છે; બેમાં વિરોધ ભાસે છે."

"માયા વડે કરીને જે જે ગુણોને બ્રહ્મમાં કલ્પવામાં આવે છે તે તે ગુણોથી તે રહિત છે એવો બોધ તેજ એનું જ્ઞાન છે. વાસ્તવિક રીતે બ્રહ્મ જ્ઞેય પદાર્થ નથી અને બંને શ્રુતિઓમાં વિરોધ નથી. બ્રહ્મજ્ઞાનમાં સ્થિત રહેવું એજ બ્રહ્મની ઉપાસના છે."

"પ્રભુકૃપા અને પ્રભુપ્રાપ્તિ માટે સાધન સામગ્રી શી શી જોઈએ ?"

"શમ દમાદિ ષટ્ સંપત્તિને પ્રાપ્ત કરી ઇંદ્રિયનિગ્રહ બરાબર કરવાથી પ્રભુપ્રાપ્તિ થાય છે. ભાઈ, આ મનમાં મોટી મોટી શક્તિઓ ભરેલી છે, તેમને પ્રગટ કરવાથી મનુષ્ય અદ્‌ભુત કામો કરી શકે છે. વિશ્વામિત્રે એ મનની શક્તિથી નવી સૃષ્ટિ રચી હતી. એ મનને વશ કર્યું હોય અને તેની શક્તિઓને ખીલવવાની કળા જાણી હોય તો અદ્‌ભુત કાર્યો થઇ શકે છે. આપણું શાસ્ત્ર એટલાજ માટે બોધ કરે છે કે मनो एव मनुष्याणां कारणं बंधमोक्षयोः ।"

"આ મન પ્રમાદિ, બળવત્ અને દૃઢ છે. તેને રોકવું એ વાયુને રોકવા જેવું અશક્ય છે."

"ગીતામાં શ્રી કૃષ્ણને અર્જુને એજ પ્રશ્ન પુછેલો છે, અને શ્રી કૃષ્ણે તેનો જવાબ આપેલો છે કે અભ્યાસ અને વૈરાગ્ય વડે કરીને તે શક્ય છે. ઈશ્વરથી વિમુખતા એજ દુઃખનું મૂળ છે. આ મનુષ્યજન્મ માત્ર ખાનપાનાદિને માટે નથી. દેહમાં આત્મભાવ રાખીને મનુષ્ય દુઃખ પામે છે. વાસ્તવિક રીતે જોતાં દેહ અને આત્મા જુદા છે. સઘળું દ્રવ્ય, સત્તા, ભોગ સૌ અહીં રહેવાનાં છે. માત્ર એકલો ધર્મજ મનુષ્યની સાથે જવાનો છે. એ ધર્મનું પાલન કરે અને અભ્યાસ તથા વૈરાગ્યથી ઇંદ્રિયનિગ્રહ કરે તો પ્રભુપ્રાપ્તિ થયા વગર રહે જ નહીં.

"के शत्रवोऽजितेंद्रियाणि मित्राणि तानि जितानि यानि । ઇંદ્રિયો મહાન શત્રુ છે. તેમને જો બરાબર વશ કરવામાં આવે તો તે આપણા

મિત્રો થઈને રહે છે. આંખથી સમ વિષમ ભૂમિ માલમ પડે છે, સૃષ્ટિનું સૌંદર્ય તેથી નિહાળાય છે, અને પ્રભુની મૂર્તિનું દર્શન પણ તેથી થાય છે, પણ એ જ ઇંદ્રિયોને જો કુમાર્ગે વાળીએ તો તે કોઈ તરફ કુદૃષ્ટિ કરે છે. આપણી વાણી વેદાધ્યયન કરવામાં અને માતા પિતા ગુરૂ પરમેશ્વર વગેરેની ભક્તિ કરવામાં વાપરીએ તો તે મિત્ર થઈને આપણને સુખ આપે છે, પણ જો એને ગાલીપ્રદાન કરવામાં કે નિંદા કરવામાં વાપરીએ તો તે મહાન અનર્થકર નીવડે છે. ઈંદ્રિયો શત્રુ છે પણ જો તેમને વશ કરવામાં આવે તો એની એજ મિત્ર બની રહે છે, મોટાં મોટાં કાર્યો કરવામાં સાધનભૂત થાય છે અને મનુષ્યને સુખસંપત્તિ ભોગવાવે છે. તે જ પ્રમાણે આપણું મન આપણો શત્રુ તેમ જ મિત્ર બની રહે છે. તેને જો બરાબર વશ કરી એકાગ્રતાને પ્રાપ્ત કરવામાં આવે તો તેમાંથી અનેક શક્તિઓ પ્રાપ્ત થાય છે. વરાળને એન્જીનમાં ભરીને તેને વશ કરીને કામ લેવામાં આવે છે તો તે અદ્ભૂત કામો કરે છે. તેવી જ રીતે મનનું પણ છે."

"આ સંસારના પદાર્થોમાં આસક્તિ રાખવાથી કામ, ક્રોધ, મદ, મોહ, લોભ વગેરે ઉત્પન્ન થાય છે. એ સર્વે દુઃખનું મૂળ છે. મનુષ્યને માથે આધ્યાત્મિક, આધિદૈવિક અને આધિભૌતિક એ ત્રણ પ્રકારનાં દુઃખ રહેલાં છે. એ દુઃખોને ટાળવાને મનુષ્ય પ્રયાસ કરે છે, પણ તેમનો ક્ષણિક નાશ થાય છે, તેમનો આત્યંતિક નાશ થતો નથી. પ્રભુના દર્શનથી તેમનો આત્યંતિક નાશ થઇ શકે છે."

"શું સર્વે એ સંસારનો ત્યાગ કરવો?"

"ના, નહીં જ; પણ ફલની ઈચ્છા રાખ્યા વગર સંસારનાં કાર્યો કરવાં અને ફલ પ્રભુને સમર્પણ કરવાં. ચિત્તનો નિરોધ અભ્યાસ અને યોગ વડે થઈ શકે છે. તેથી પણ જો ન બને તો પ્રભુનું શરણ લેવું અને એથી ચિત્ત વશ થશે અને ભવસાગર તરાશે. શ્રીકૃષ્ણચંદ્ર ગીતામાં કહે છે–

तेषां समुद्धर्ताऽहं मृत्युसंसारसागरात् ।"

"કયા આશ્રમને તમે શ્રેષ્ઠ માનો છો?"

"સંન્યાસ વગર મોક્ષ નથી તેથી અમે સંન્યાસને શ્રેષ્ઠ ગણીએ છીએ. પણ ગૃહસ્થાશ્રમમાં દાન અને યજ્ઞ કરી ચિત્તશુદ્ધિ પ્રાપ્ત

કર્યા વગર સંન્યાસ નિષ્ફળ નીવડે છે અને મનુષ્ય અતો ભ્રષ્ટ તતો ભ્રષ્ટ બની રહે છે, માટે અમે ગૃહસ્થાશ્રમની પ્રથમ આવશ્યકતા અને મહત્તા ગણીએ છીએ."

હૃષીકેશચંદ્રને ઘણું આશ્ચર્ય લાગ્યું. મહા તપસ્વી અને પરમ વૈરાગી અગમ્યગુરૂ ગૃહસ્થાશ્રમને અતિ મહત્ત્વનો ગણે છે એ જોઇને એને ઘણી નવાઇ લાગી. એટલામાં પાછા અગમ્યગુરૂ બોલી ઉઠયા: "આ કળિયુગમાં સંન્યાસ લેવો કઠણ છે. કળિયુગમાં સંન્યાસીઓ ડોળી ઢોંગી અને પેટભરા નજરે આવે છે. સાચો સંન્યાસ ભાગ્યેજ જોવામાં આવે છે. વળી ગૃહસ્થાશ્રમ ન હોય તો આ જગતનો વ્યવહાર ચાલે નહીં, માટે અમે ગૃહસ્થાશ્રમને અતિ મહત્ત્વનો ગણીએ છીએ."

અગમ્યગુરૂ દરેક આશ્રમને શ્રેષ્ઠ ગણતા. જેવો અધિકારી તેવી તેની આગળ તે વાત કરતા. બ્રહ્મચારીના મનમાં તે બ્રહ્મચર્યાશ્રમની શ્રેષ્ઠતા ઠસાવતા અને ગૃહસ્થાશ્રમી આગળ ગૃહસ્થાશ્રમની શ્રેષ્ઠતા તે પ્રતિપાદન કરતા. તેમને મન દરેક આશ્રમની ઉપયોગિતા અને મહત્તા હતી, પણ ગૃહસ્થાશ્રમનું પાલન કર્યા વગર જગતનાં કાર્યો સધાતાં નથી અને સંન્યાસ હિતકર નિવડતો નથી એમ જાણીને અગમ્યગુરૂ હૃષીકેશચંદ્રના મનમાં ગૃહસ્થાશ્રમની મહત્તા ઠસાવવા લાગ્યા. તે પાછા ફરીથી બોલી ઉઠયા:

"જન્મથી જ જે તીવ્ર વૈરાગી હોય તે એકદમ સંન્યાસ ગ્રહણ કરી શકે પણ બધા મનુષ્યો એવા સંસ્કારી હોતા નથી; માટે ગૃહસ્થાશ્રમનું પાલન કર્યા પછી સંન્યાસ લેવો એ વધારે ઉચિત છે. ઢોંગી સાધુ બની સંન્યાસને લાંછન લગાડવું તેના કરતાં પવિત્ર ગૃહસ્થાશ્રમી થવું હજાર દરજ્જે વધારે સારૂં છે. વળી ગૃહસ્થાશ્રમનું પાલન થાય તો જ બીજા ત્રણ આશ્રમોનું પોષણ થાય. માટે ગૃહસ્થાશ્રમની આવશ્યકતા અને મહત્તા છે."

હૃષીકેશચંદ્ર સાંભળી રહ્યો. તે ઉંડા વિચારમાં પડયો. ગિરિરાજ ઉપર આવ્યા પછી સંન્યાસને તે વધારે શ્રેષ્ઠ ગણતો, પણ દેશદાઝ અને સ્વદેશહિતનાં કાર્યો કરવાની ઉત્કટ ઇચ્છા તેને ગૃહસ્થાશ્રમી થવાને પ્રેરતાં અને તેનું મન સંન્યાસી અને ગૃહસ્થાશ્રમીના ધર્મોની તુલના કરવામાં ગુંચવાઇ રહેતું. તેના મનની વાત જાણે અગમ્યગુરૂ જાણી ગયા હોય તેમ તે બોલ્યા:

"ભાઇ, સૌ સૌના આશ્રમમાં શ્રેષ્ઠ છે. ગૃહસ્થાશ્રમી જો પોતાના ધર્મોને બરાબર પાળે તો તે સંન્યાસી કરતાં જરાક પણ ઉતરતો નથી. પોતપોતાના ધર્મોને બરાબર પાળનાર સંન્યાસી અને ગૃહસ્થાશ્રમી બંને બરાબર છે. કોઇ કોઇનાથી ઉતરતું નથી. શ્રેષ્ઠતા સ્વધર્મના પાલનમાં રહેલી છે. સ્વધર્મને નહીં પાળનાર સંન્યાસી પણ ગૃહસ્થાશ્રમીથી ઉતરતો છે. સંન્યાસ વગર મોક્ષ નથી માટે સંન્યાસને અમે શ્રેષ્ઠ ગણીએ છીએ; પણ ગૃહસ્થાશ્રમ બીજા ત્રણે આશ્રમોનું પોષણ કરે છે માટે અમે તેની મહત્તા સ્વીકારીએ છીએ. ગૃહસ્થાશ્રમ ન હોય તો બીજા ત્રણે આશ્રમો નભી શકે નહીં." એટલું બોલીને અગમ્યગુરૂ ચુપ રહ્યા અને કંઇક વિચારમાં લીન થઇને આશ્રમ તરફ ચાલતા થયા.

સંન્યાસી થવું કે ગૃહસ્થાશ્રમી થવું એ બે વિચારોની વચમાં હૃષીકેશચંદ્રનું ચિત્ત હવે અથડાવા લાગ્યું. તે પોતાની પર્ણકુટીમાં પાછો ગયો અને એના એજ વિચારમાં ગ્રસ્ત થઇ રહ્યો.

ભોજન તૈયાર હતું પણ હૃષીકેશચંદ્રે જમવાની પણ દરકાર કરી નહીં. તેનું હૃદય સત્યશોધનમાં ગરક થઇ રહ્યું. તેના ચિત્તમાં અનેક વિચારોનું તુમુલ યુદ્ધ ચાલી રહ્યું. તેનો જ્ઞાનાગ્નિ પ્રદીપ્ત થઇ રહ્યો. બાહ્ય જગતનું ભાન તે ભૂલી ગયો. સંસારની સર્વ વાસનાઓ તેના જ્ઞાનાગ્નિએ બાળીને ભસ્મ કરી નાંખી.

આ જગત તેને શૂન્યવત્ ભાસવા લાગ્યું. બહારથી, અંદરથી, અને ચારે બાજુથી તે તેને ઝાંઝવાના જળ સમાન લાગ્યું. જગત મિથ્યા છે, અને તેમાં કંઇ સાર નથી એમ તેનું મન તેને કહેવા લાગ્યું કોઇ પારમાર્થિક વસ્તુને પ્રાપ્ત કર્યા વગર જીવને શાંતિ મળનાર નથી, અને તેણે એ વસ્તુની પ્રાપ્તિ માટે ભગીરથ પ્રયત્ન કરવો જોઇએ એમ તેનો અંતરાત્મા પોકારી રહ્યો. રાત ઘણી જવાથી તે સુઇ ગયો.

સવારમાં વ્હેલો હૃષીકેશચંદ્ર ઉઠયો. પર્ણકુટીમાંથી તે બહાર નીકળ્યો અને આશ્રમમાં જ્યાં વિશુદ્ધાનંદ અને સદાનંદ વગેરે શિષ્યો બેઠા હતા ત્યાં આવી પહોંચ્યો. તેના મુખ ઉપર તીવ્ર જીજ્ઞાસાનાં ચિન્હ છવાઇ રહ્યાં હતાં. નવા અતિથિના ભવ્ય દેખાવ અને સભ્યતાથી સર્વે આશ્ચર્ય પામ્યા અને ઘણા આદરભાવથી તેનો સત્કાર કરવા લાગ્યા. ગમે તે પ્રકારે તેની સેવા કરવાને તે સર્વે તૈયાર હતા. વિશુદ્ધાનંદ એક બાજુએ બેશીને ઋગ્વેદસંહિતાનો

પાઠ કરતો હતો. તે જુના વિચારનો હતો અને જુના ધર્મચુસ્ત સંન્યાસી તરીકે પોતાનું જીવન ગાળતો. એના મગજમાં હજી પાશ્ચાત્ય કેળવણી કે સુધારો પેઠો ન હતો. તેનો દેખાવ ભવ્ય હતો. તે બહાર બેઠો હોય તો કોઈ એને "નમો નારાયણ!" કહ્યા વગર જાય નહીં. કનકપુરના ઘણાખરા માણસોને તે ઓળખતો, તેમનો ઇતિહાસ જાણતો, તેમને સારે માર્ગે દોરતો. અને તેમના ઉપર પોતાનો કાબુ જમાવતો. તે ઇંગ્રેજી ભણ્યો ન હતો પણ હિંદી વર્તમાનપત્રો દ્વારા દેશદેશની ખબરો જાણતો અને કેળવણી, સાહિત્ય, ઉદ્યોગ, અને રાજ્યપ્રકરણ વગેરે વિષયોમાં પણ માથું મારતો. તેનામાં પ્રાચીન વિદ્યા અને અર્વાચીન વિદ્યાના કેટલાક શુભ સંસ્કારોનો સુયોગ હતો. તે ઘણુંખરૂં પોતાનો સમય શાસ્ત્રાધ્યયનમાં ગાળતો. તેને વેદાધ્યયન કરતો જોઇને હૃષીકેશચંદ્રને વિચાર આવ્યો અને તેણે તેને કહ્યું:

"હવે એકાંતમાં રહીને વેદાધ્યયન કરી બેશી રહેવાનો સમય ગયો છે."

"તમે ઇંગ્રેજી ભણેલાઓ ધર્મચુસ્ત સંન્યાસીઓ, સાધુઓ, અને બ્રાહ્મણોને અંધશ્રદ્ધાળુ અને આપખુદીયા કહો છો. સંસ્કૃત વિદ્યાને તમે અર્થ વગર ગણો છો. હાલના સમાજસુધારકો તેમને ભારતવર્ષનું સત્યાનાશ વાળનારા ગણે છે, અને જડમૂળથી તેમનો નાશ કરવાને પ્રયત્ન કરે છે. પણ બાપા, તમે કોઇપણ વિષયની બંને બાજુ જોતા નથી. તમે પોપટ જેવા છો; તમને ભણાવ્યું હોય તેટલું જ તમે બોલો છો. તમારામાં નૈસર્ગિક શક્તિ નથી કોઇપણ વિષયની જાતે કિંમત આંકવાની તમને દરકાર નથી. પાશ્ચાત્યો કહે અને કરે તે બધું તમે ખરૂં જ માની લ્યો છો. અંધશ્રદ્ધાળુ તમે કે અમે?

"અમે સંન્યાસીઓ અને બ્રાહ્મણોને તમે અજ્ઞાની ગણો છો કારણ કે અમે તમારી કોલેજોમાં ભણ્યા નથી. પણ તમારી કોલેજો આજકાલના છે; તેમની કેળવણી નથી રાષ્ટ્રીય કે નથી આદર્શવાળી. તેનો વિસ્તાર પણ હજી પુરેપુરો થયો નથી. તમારી ઇંગ્રેજી વિદ્યા વગર શું અમારે નથી ચાલતું? એ વિદ્યા વગર આપણા બાપદાદાઓએ અપૂર્વ આર્ય સંસ્કૃતિને જન્મ આપ્યો, તને વધારી સંસ્કૃત ભાષા સ્થળે સ્થળે લઇ જઇ સુવિચારોને પ્રસારી દેશને એકતા આપી; ઠેર ઠેર શાસ્ત્રોના બોધ કરી આર્ય પ્રજાનાં આદર્શો સતેજ રાખ્યાં;

સંસ્કારી કેળવણીથી લોકોને સંસ્કારી કર્યા; પ્રાચીન ઉચ્ચ ભાવનાઓ સાચવી રાખી; અને આ બધું સ્વાર્થ માટે નહીં, દ્રવ્ય માટે નહીં, કે કીર્તિ માટે નહીં, પણ માત્ર પરોપકારવૃત્તિથી જ. ઉચ્ચ વર્ગનો આવો ઉત્તમ આત્મત્યાગ તમે કયા દેશમાં જોયો છે? આજે પણ એજ સંન્યાસીઓ અને બ્રાહ્મણો પ્રાચીન વિદ્યા માટે સર્વસ્વને છોડી મહત્ પ્રયાસ કરી રહ્યા છે." બહુજ ગંભીરપણે વિશુદ્ધાનંદે જવાબ આપ્યો.

હૃષીકેશચંદ્ર સાંભળી રહ્યો. તે વિચારમાં પડ્યો. આખરે પાછો તે બોલ્યોઃ "એ મહત્ પ્રયાસને માટે તેમને ધન્યવાદ આપું છું. પણ સાચી સાધુતા અને ખરૂં બ્રાહ્મણત્વ આત્મભાવ પ્રગટાવવામાં અને દીન દુઃખીઓના દુઃખે દુઃખી થવામાં જ રહેલાં છે. વેદાધ્યયન કે પ્રભુપૂજામાં ઘડી બે ઘડી ગાળવી અને પછી આખો દિવસ આળસમાં પડયા રહેવું કે દુઃખીઓનાં દુઃખ તરફ ઉદાસીનતા દર્શાવવી એ તો વેદાધ્યયન અને પ્રભુપુજાની મશ્કરી છે."

"ભાઈ! પૃથ્વી, પાષાણ, વૃક્ષ, તૃણ, પ્રાણી, મનુષ્ય સર્વમાં એક જ આત્મા વ્યાપી રહેલો છે. સૌના સુખે સુખી થવું અને દુઃખે દુઃખી થવું સર્વથા ઇષ્ટ છે. જગત પરમાત્માનું વિરાટ સ્વરૂપ છે. જનસેવા વગર પ્રભુસેવા અધૂરી જ છે. પણ સાથે સાથે જાણવું જોઈએ કે પ્રભુભક્તિના રંગથી રંગાયા વગરની જનસેવા પણ પરમ કલ્યાણની સાધક નથી."

હૃષીકેશચંદ્ર સાંભળી રહ્યો. સ્વદેશપ્રીતિ અને વૈરાગ્ય બંને વચ્ચે તેનું ચિત્ત અથડાઈ રહ્યું. સાધુજીવન, પ્રભુપૂજા, અને એકાંતવાસની સર્વોપરિતાને તે માન્ય કરતો પણ જનસેવા—ભૂતદયા વિનાના જીવનને તે શુષ્ક જ ગણતો. ભારતવર્ષની ગરીબાઈ અને અજ્ઞાન જોઈને તેનું હૃદય દ્રવી રહ્યું હતું. આથી કરીને ભારતવર્ષમાં સ્થળે સ્થળે રખડી, જનસમૂહની સ્થિતિનો અભ્યાસ કરી, માતૃભૂમિના પુનરોદ્ધારની યોજના ઘડનારને તે મહા તપસ્વી અને સર્વશ્રેષ્ઠ સંન્યાસી માનતો. તેથી તે આવેશમાં આવી જઈને બોલી ઉઠયોઃ

"માનવ શરીર એ પ્રભુનું શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ મંદિર છે. મંદિરમાં શિવલિંગની પૂજા કરવાથી શિવ પ્રસન્ન થશે તેના કરતાં મનુષ્યસેવા દ્વારા શિવની સેવા કરવાથી શિવજી વધારે પ્રસન્ન થશે. લોકોને

માટે તમને લાગણી હોય, પ્રાચીન ઋષિઓ અને દેવોના કરોડો વંશજો જંગલી જેવા બની રહેલા છે એ જોઇને તમને ખેદ થતો હોય, ઘણાં વરસથી હજારો મનુષ્યો ભૂખમરો વેઠી રહેલાં છે અને આજે પણ ઘણાં ક્ષુધાથી પીડાય છે એ જોઇને તમારો જીવ બળતો હોય, હજારો ભારતવાસીઓ અજ્ઞાનમાં ડુબી રહેલા છે એ જોઇને તમારૂં હૃદય દુઃખી થતું હોય અને તેમને મદદ કરવાને તમે ઉંચા નીચા થઈ રહ્યા હો તો જ તમે ખરા સાધુ છો, નહીં તો નહીં. તમારૂં વેદાધ્યયન છોડી દો, તમારાં પાઠપૂજાને તિલાંજલિ આપો અને જેને એક વાર પણ ખાવાને અન્ન મળતું નથી તેને અન્ન પહોંચાડો." ઘણા જુસ્સાથી હૃષીકેશચંદ્રે કહ્યું.

આ વખતે અખિલ ભારતવર્ષની ગરીબાઇ હૃષીકેશચંદ્રના મનમાં તરી આવી. જે દેશ એક વાર અન્ય દેશોને અનાજ પુરૂં પાડનો હતો તે દેશનાં છોકરાં એક વાર પણ પુરૂં અન્ન પામે નહીં એ વિચારથી તેનું હૃદય ચિરાયું. દેશમાં પ્રવર્તી રહેલાં બાળલગ્ન, વિધવાદુઃખ, શારીરિક નિર્બળતા, અને અનાથતા તેના મસ્તકને ભમાવવા લાગ્યાં. સ્ત્રીઓની પરાધીનતા અને અજ્ઞાન તેના ચિત્તને વિંધવા લાગ્યાં. ભારતમાં પ્રવર્તી રહેલી અનેક કુરૂઢિઓ અને તેનો ભોગ થઇ પડતી ભારતીય પ્રજાની દીન દશાનો ચિતાર તેના હૃદયને હલાવવા લાગ્યો. મોક્ષ મેળવવાને એક સ્થળે બેશી રહું તેના કરતાં સ્થળે સ્થળે ફરી મારા દેશબાંધવોનાં દુઃખ ટાળું અને તેમ કરવામાં મારા દેહનો પણ ભોગ આપું તો કેવું સારૂં, એવા એવા અનેક વિચારોમાં તે લીન થઇ ગયો.

એટલામાં પાછો વિશુદ્ધાનંદ બોલી ઉઠયોઃ "ભારતવર્ષનો ઉદય થવો કે ન થવો એ પ્રજાના અદૃષ્ટ અને ઈશ્વરેચ્છાને આધીન છે. જો પ્રભુની ઇચ્છા હોય તો ભારતવર્ષને ફરીથી સમૃદ્ધિવાન કરી મુકે. જગતનું ભલું કરનાર તમે કોણ? ભલું અને ભુંડું કરવાને એકલો પ્રભુ જ સમર્થ છે. જેવું પ્રજાનું ક્રિયમાણ તેવો તેનો ઉદય. પ્રાચીન સમયમાં ભારતવર્ષનું ધ્યેય ધર્મ હતો. એ ધર્મ વડે જ હિંદ જગતમાં સર્વોપરિ સ્થાન ભોગવી રહ્યું હતું. આજે ભારતવર્ષમાં અનેક મનુષ્યો સ્વદેશાભિમાનનો ઝુંડો હાથમાં લઇને ફરતા જણાય છે. અનેક મનુષ્યો સ્વદેશસેવા, દેશભક્તિ વગેરેની વાતો કરતા માલમ પડે છે. કેટલાક

સભાઓ, પરિષદો અને કોંગ્રેસોમાં વાક્ચાતુર્યથી ભારે ગર્જનાઓ કરી ક્ષણ વાર લોકપ્રીતિ પ્રાપ્ત કરતા નજરે પડે છે. પણ એ સેવાનો મિથ્યા ડોળ છે. એવા ડોળથી ભારતવર્ષનું કલ્યાણ સધાવાનું નથી."

હૃષીકેશચંદ્ર વચમાં બોલી ઉઠ્યો: "ધર્મનો ઉપદેશ કરવાને તમે બહાર કેમ આવતા નથી?"

"તમે એમ ધારો છો કે મનુષ્ય મનુષ્યને શરીરથી જ મદદ કરી શકે છે? શરીરની મદદ વગર પણ એક મન અનેક મનુષ્યોનાં મનને ગમે તેટલે છેટેથી પણ સહાય આપી શકે છે. માત્ર તમારામાં પવિત્રતા અને ઉત્કટ લાગણી જોઈએ. એ હોય તો પછી તમારે ભાષણો કરવાની જરૂર નથી. તમારું મુખ જ તમારો ભાવ પ્રદર્શિત કરશે. તમે એક ગુફામાં ભરાઈ રહેશો તો પણ તમારા પ્રબળ વિચારો પથ્થરની દિવાલોને પણ તોડીને બહાર પ્રસરશે. ભાઈ, ક્યાં છે ખરી લાગણી, અને સર્વોત્તમ ભાવ! પ્રાપ્ત પણ ઉત્કટ વિચાર, ખરી લાગણી, અને પવિત્ર હેતુની સત્તા અલૌકિક છે. સાધુઓ જગત માટે તીવ્ર લાગણી ધરાવે છે અને એક સ્થળે બેઠે બેઠે સર્વોત્તમભાવ પ્રગટાવે છે."

"શું આવા સાધુઓથી જ ભારતવર્ષનો ઉદય થશે?"

"હા; સાધુઓ સંસારીઓના ઉપદેશક અને પ્રેરક છે. તેઓ જાતે સ્થૂલ કાર્ય કરશે કે નહીં કરે પણ વિચાર દ્વારા સંસારીઓ પાસે અદ્ભુત કાર્યો કરાવશે. આત્મચિંતનથી સાધુઓ ઘણુંજ માનસિક બળ પ્રાપ્ત કરે છે અને બીજાઓને કાર્ય કરવાને વધારે બળવાન અને વધારે ઉત્સાહી બનાવી મુકે છે. પ્રાચીન ઋષિઓ, મુનિઓ અને યોગીઓ એજ આત્મચિંતનનો આશ્રય લેતા અને તેમાંથી પુષ્કળ માનસિક બળને પ્રાપ્ત કરતા. આત્મચિંતનથી તેમની બુદ્ધિનો પ્રકાશ વધતો અને તેને લીધે જ તેઓ જગતને આંજી નાંખે એવાં અદ્ભુત કાર્યો કરતા અને બીજા પાસે કરાવતા."

હૃષીકેશચંદ્ર સાંભળી રહ્યો. તે સાધુઓના જીવનરહસ્યને બરાબર કળી શક્યો નહીં, એટલામાં પાછો વિશુદ્ધાનંદ બોલી ઉઠ્યો:

"તમે સ્થૂળ બળની હિમાયત કરો છો; સાધુઓ આધ્યાત્મિક બળ ઉપર વધારે જોર દે છે. આધ્યાત્મિક બળની સત્તા અલૌકિક છે. તે સ્થૂળ બળ કરતાં વધારે પ્રબળ છે. બુદ્ધે સંન્યાસનો બોધ કર્યો અને બે સૈકામાં જ ભારતવર્ષ એક મહારાજ્ય બની રહ્યું. એક વાર

ફરીથી એ શક્તિને અને એ સંન્યાસને ભારતવાસીઓની નસોમાં વ્યાપી રહેવા દો અને તેની નવીન જાગૃત થયેલી આધ્યાત્મિક શક્તિ આગળ પૃથ્વી ઉપરની કોઇ પણ સત્તા ટકી શકશે નહીં. હિંદનું જીવન આધ્યાત્મિક છે. તેના ખરા જીવનમાં તેને જીવવા દો. તેની ખરી સ્થિતિ અને ખરા સ્વરૂપના ભાનથી તેને પ્રેરીત થવા દો; તેમાં જ તેનો ઉદ્ધાર છે."

હૃષીકેશચંદ્રે જવાબ આપ્યો: "હિંદનાં પ્રાચીન તત્વજ્ઞાન અને આચાર વિચારની મહત્તા હું પુરેપુરી સમજું છું. પણ દેશકાળ હવે બદલાયા છે. આપણી સામે પાશ્ચાત્ય સંસ્કૃતિ આવીને ઉભી છે. યુરોપાદિ દેશોની વિદ્યા અને કેળવણી લીધા વગર હવે આપણે ચાલવાનું નથી. તેમની સાથે સંસર્ગ રાખ્યા વગર આપણો છુટકો જ નથી. કુવામાંના દેડકાની પેઠે આપણે કદિ બહાર જ ન કળ્યા નથી. માત્ર હિંદ જ આખું જગત છે એમ આપણે હવે સમજવાનું નથી. માળા લઇને પવિત્ર જાન્હવીને કિનારે બેસી રહેવાથી હવે આપણો દહાડો વળનાર નથી. આપણે પરદેશગમન કરવું પડશે. બીજી પ્રજાઓ જોડે ભળવું પડશે. વિચારોની આપ લે કરવી પડશે. જેમ જેમ આપણે હિંદની બહાર વધારે જઇશું અને જગતની પ્રજાઓમાં વધારે ફરીશું તેમ તેમ આપણને અને આપણા દેશને વધારે ફાયદો થતો જશે. ગયાં હજારો વર્ષોમાં હિંદુ પ્રજાએ જો તેમ કર્યું હોત તો તેની આવી દુર્દશા થઇ ન હોત!'

વિશુદ્ધાનંદ જરા વિચારમાં પડ્યો. ક્ષણ વાર પછી તે બોલ્યો: "યુરોપાદિ દેશો ઇંદ્રિયસુખના ગુલામ છે. ઇંદ્રિયસુખમાંજ તે સઘળા સુખને લાવી મુકે છે. પણ એ ઇંદ્રિયસુખ ક્ષણિક છે. એ સુખને અંતે તો દુ:ખ જ રહેલુ છે. પાશ્ચાત્ય સુધારાનો ભપકો અને તેની ભૌતિક શક્તિ આટલી બધી છે છતાં પણ હું કહું છું કે તે મિથ્યા છે. તે ખોટો ડોળ છે. જો યુરોપ પોતાના ભૌતિક આદર્શને બદલશે નહીં અને આધ્યાત્મિકતાને ગ્રહણ કરશે નહીં, તો એ ભૌતિક શક્તિઓનું મોટું મથક યુરોપ થોડાંક વર્ષમાં ધુળધાણી થઇ રહેશે. માટે ઇંદ્રિયસુખની આસક્તિ ત્યજી સત્ય સુખના પ્રેમી થવું એ વધારે શ્રેયસ્કર છે."

"સાધુઓના આવા બોધથી આજે ભારતવર્ષમાં હજારો મનુષ્યો ઇંદ્રિયસુખ ત્યજવાનો અને સત્વ ગુણ ધારણ કરવાનો ડોળ કરીને તમોગુણને ધારણ કરી પ્રમાદી અને આળસુ બની રહેલા છે."

"તેમને ધર્મના સત્ય સ્વરૂપનો બોધ કરો અને તેઓ ઝટ ઉદ્યમ કરતા થશે. મારી ખાત્રી છે કે હિંદની દુર્દશા તે । ૠષિમુનિ પ્રણિત પવિત્ર અને ઉદાર ધર્મને લીધે થયેલી નથી, પણ ધર્મના ખરા સ્વરૂપને ભૂલી જવાથી જ થયેલી છે. આપણો યશસ્વી ભૂતકાળ ધર્મને લીધે જ યશસ્વી હતો. આપણા પૂર્વજો કેવા ભાગ્યશાળી હતા? તેમણે રચેલાં ઉપનિષદો, મહાભારત, રામાયણ વગેરે ગ્રંથો કેવું ભવ્ય જ્ઞાન અને સામર્થ્ય આપણને આપે છે? કેવો ઉન્નત અને ભવ્ય આદર્શ તે આપણી આગળ ધરે છે? હિંદુ પ્રજાને તે સારી પેઠે વાંચવા દો, તેમનો બોધ જીવનમાં ઉતારવા દો. એ બોધથી ઘડાયેલું ચારિત્ર્ય તેમને કર્તવ્યપરાયણ અને ઉદ્યમી બનાવશે અને તેમની પાસે અદ્‌ભુત કાર્યો કરાવશે. હિંદુ પ્રજાની પડતી હિંદુ ધર્મના પાલનથી નથી, પણ તેના પાલનના અભાવથી છે. ધર્મ મનુષ્યોનો સાચો સાથી છે. તે બળ, સામર્થ્ય, અને ઉંચી ભાવનાઓનો પ્રેરક છે."

"તમે એક સ્થળે બેઠા રહો છો અને ભૂતકાળનાં ગુણગાન ગાયા કરો છો, પણ એથી કંઇ કાર્ય સરે નહીં. ભારતવર્ષમાં હજારો મનુષ્યો ભૂખમરાથી પીડાય છે. તેમને પણ તમે ધર્મનો બોધ કરો છો. પણ ભૂખ્યા માણસને તો પહેલો રોટલો જોઇએ અને પછી ધર્મ. પવિત્રતાના જુસ્સાથી પ્રેરાયલા, પ્રભુમાં અત્યંત શ્રદ્ધાથી બલિષ્ઠ થયેલા, અને ગરીબ, દીન, અને દુઃખી મનુષ્યોને માટે દયાની લાગણીથી સિંહ સમાન સામર્થ્યને પ્રાપ્ત કરી રહેલા એક લાખ મનુષ્યોએ ભારતવર્ષમાં એક છેડાથી બીજા છેડા સુધી વિચરવું જોઇએ અને ગરિબોને આર્થિક ઉન્નતિનાં સાધન મેળવી આપવાં જોઇએ."

વિશુદ્ધાનંદ સાંભળી રહ્યો. ક્ષણવાર તે ચુપ રહ્યો. પછી પાછો વિચાર કરીને તે બોલ્યો:

"ભાઈ, તમે કહો છો તેવાં મનુષ્યોને ઉત્પન્ન કરવાને જ અમે મથીએ છીએ. ફેર માત્ર એટલો જ છે કે તમે વ્યાવહારિક દૃષ્ટિએ તેમ કરવા મથો છો અને અમે શાસ્ત્રની દૃષ્ટિએ તેમ કરવા પ્રયત્ન કરીએ છીએ. ભૂતકાળના અમે યશ ગાઈએ છીએ તેનું કારણ એ છે કે ભૂતકાળમાંથી જ ભવિષ્યકાળ ઘડાશે, માટે અમારાથી બને તેટલી દૂર દૃષ્ટિ આપણા યશસ્વી ભૂતકાળ ઉપર અમે નાંખીએ છીએ. કારણકે તેમાં જીવનને ટકાવનારાં નિત્ય સત્યોના પ્રવાહો વહી રહેલા છે: એ

સત્યોનું પુષ્કળ પાન અમે કરીએ છીએ, આપણું હિંદુ જીવન કયાં કયાં તત્ત્વોનું બનેલું છે તેનો અભ્યાસ અમે કરીએ છીએ, આપણા પૂર્વજો કેવા પુરૂષાર્થી અને યશસ્વી હતા તેનું પુરેપુરૂં ભાન મનમાં ઠસાવીએ છીએ, અને પ્રાચીન ગૌરવનું ભાન હૃદયમાં જાગૃત રાખી આપણા પવિત્ર ભારતવર્ષને વધારે કીર્તિવંત, વધારે ભવ્ય અને વધારે ઉજ્જ્વલ બનાવવાનો અમે પ્રયાસ કરીએ છીએ. આપણી પવિત્ર દંતકથાઓ, આપણી ધર્મભાવનાઓ, અને આપણાં પ્રાચીન ઉપનિષદોનાં નિત્ય સત્યો ઉપર ભાવી હિંદની ઇમારત ચણવાને અમે મથીએ છીએ. ઉપનિષદોનાં એ અલૌકિક સત્યોનો અમે સૌને બોધ કરીએ છીએ. એ ઉપનિષદો અગાધ બળની ખાણ છે. તેના દરેક દરેક પૃષ્ઠમાં અખૂટ સામર્થ્યનો ભંડાર ભરેલો છે. તેના દરેક શબ્દમાંથી સામર્થ્યનો ધ્વનિ નીકળી રહ્યો છે. સામર્થ્ય, સામર્થ્ય, અને સામર્થ્યનો જ બોધ આપણાં ઉપનિષદો સૌને કરી રહેલાં છે. આખા જગતને બળવાન બનાવી મુકે એવું અદ્‌ભુત સામર્થ્ય તેમાં રહેલું છે. તેમના વાંચનથી અખિલ ભારત ઉત્સાહમય, સુદૃઢ અને બળવાન બની જશે. ભારતની સઘળી જાતિઓમાં જે કોઈ નિર્બળ હશે, દુઃખી હશે, બીજાની સત્તા તળે ચગદાઈ જતા હશે તે સર્વે તેથી જાગૃત થશે અને બળવાન, સ્વાવલંબી બની સ્વતંત્ર થવાને પ્રયાસ કરશે, અને પ્રેમાળ બની દીન દુખીઓનાં દુખ ટાળવાને તત્પર થશે. શારીરિક બળ, માનસિક બળ, અને આધ્યાત્મિક બળ એજ ઉપનિષદોનો મહામંત્ર છે. એ મહામંત્રનો જાપ ભારતવાસીઓને જપવા દ્યો અને તે ચેતનમય અને ઉત્સાહમય બની પોતાનો ઉદ્ધાર પોતાની મેળે જ કરી લેશે. પ્રાચીન સમયમાં જ્યારે ભારતવર્ષમાં ધર્મ અને તત્વજ્ઞાન પૂર્ણ કળાએ પ્રહોંચ્યાં હતાં તે સમયે ભારતવર્ષની જાહોજલાલી કેવી હતી તેનો વિચાર કરો. પછી તમને સમજાશે કે ધર્મથી હાનિ છે કે લાભ છે.”

હૃષીકેશચંદ્ર સાંભળી રહ્યો. તેની ઐતિહાસિક દૃષ્ટિ ઉઘડી અને તેમાં તે પ્રાચીન ભારતવર્ષની જાહોજલાલી નિહાળી રહ્યો. તે મનમાં બોલ્યોઃ “ઉપનિષદોના સમયમાં આર્યપ્રજા ઉત્સાહી અને બળવાન બની ઉદયને શિખરે પહોંચી રહી હતી; એ સમયમાં જનક જેવા રાજાઓથી દેશ વિભૂષિત હતો; વશિષ્ટ, વિશ્વામિત્ર અને અગસ્ત્ય જેવા રૂષિઓ અને ગાર્ગી જેવી પંડિતાઓથી તે અલંકૃત હતો. તે સમયમાં પ્રજા

બળવાન, સમૃદ્ધિવાન, અને ઉત્સાહી હતી; તે ધન ધાન્યાદિથી સંતુષ્ટ થઇ પોતાનો સમય અધ્યાત્મ ચિંતનમાં વ્યતીત કરતી હતી.

"પણ, અફસોસ! અત્યારે ભારતવર્ષમાં ધર્મ અને તત્વ-જ્ઞાન ભૂલાયાં છે. એ ઉપનિષદોનાં સત્યોમાં પ્રજાને શ્રદ્ધા નથી. આજે ક્યાં છે ભારતવર્ષમાં એ ઉપનિષદોનું વાંચન! ક્યાં છે તેનાં અગાધ અને બળવાન સત્યોનું પાલન? ક્યાં છે સત્ય, બ્રહ્મચર્ય, અને અહિંસા? ઉપનિષદોના રહસ્યમાં સુખ અને શાંતિનું મૂળ રહેલું છે, તેમાં અગાધ સામર્થ્ય ભરેલું છે, પણ ક્યાં છે તેનો યથાવિધિ અભ્યાસ? ક્યાં છે એ ધર્મશ્રદ્ધા? પરિણામ એ આવ્યું છે કે ધર્મના લોપથી ભારતવર્ષમાં સુખ અને શાંતિનો હ્રાસ થતો જાય છે."

હૃષીકેશચંદ્રની વિચારમાળા ચાલી રહી. વિશુદ્ધાનંદના કહેવામાં તેને ઉંડું સત્ય લાગ્યું. વિચારમાં ને વિચારમાં તે થોડો સમય સ્તબ્ધ બનીને બેશી રહ્યો. તેનો વિચાર એક દિશામાંથી બીજી દીશામાં ફર્યો અને થોડીવાર પછી તે બોલી ઉઠ્યો: "વિશુદ્ધાનંદ, તમે કહ્યું તે ખરૂં છે, પણ એક વાતથી મારૂં મગજ ભમી જાય છે. આપણાં ઉપનિષદોમાં અગાધ સામર્થ્ય ભરેલું છે એ વાત ખરી: પણ તમે સંન્યાસીઓ ગરીબ અને તવંગર સર્વેને એકજ પ્રકારનો બોધ આપી રહેલા છો. બંનેને તમે જગતના મિથ્યાપણાની વાતો કરો છો. જેને ખાવાને અન્ન નથી, જેના પેટમાં ઉંડા ખાડા પડેલા હોય તેને બ્રહ્મ અને માયાની વાતો રૂચે શી રીતે? જ્યાં અન્નની જરૂર છે ત્યાં તમે ધર્મના ઉપદેશ કરો છો. જે ભૂખ્યો હશે તેને ઉપનિષદોનાં સત્યો પણ રૂચશે શી રીતે? તેને તો પ્રથમ અન્ન આપો. તમારા મોક્ષને પણ બાજુ ઉપર મુકી દ્યો. ગરીબ, નિરાધાર, રોગી વગેરે તરફ તમારૂં કર્તવ્ય બજાવો. તમારે પ્રભુનો સાક્ષાત્કાર તમારા પોતાનાજ આત્મામાં કરવાનો નથી, પણ તે ગરીબ અને નિરાધાર મનુષ્યોરૂપી પ્રભુના વિરાટસ્વરૂપમાં કરવાનો છે. તમારા ધર્મને માટે, તમારા દેશને માટે, તમારા દેશી બાંધવોને માટે, તમારે હવે એકાંત વાસમાંથી બહાર નીકળવાનું છે અને હજારો નિરાશ્રિત મનુષ્યોને અન્નવસ્ત્ર ભેગા કરવાના છે. આજે ભારતવર્ષ ભૂખ્યું છે. તેને પ્રથમ અન્નની જરૂર છે. ભારતવર્ષના સંન્યાસીઓ અને ધર્મપ્રવર્તકો ધર્મનો બોધ કરવામાં અને પોતાનો મોક્ષ સાધવામાં ગરીબ અને નિરાધાર

પ્રત્યેની ફરજ ભૂલ્યા છે અને તેથીજ આજે ભારતવર્ષ ભૂખમરાથી પીડાઇ રહ્યું છે."

બોલતે બોલતે હૃષીકેશચંદ્રનું હૈયું ભરાઇ આવ્યું. સ્વદેશપ્રેમીની આંખોમાંથી અશ્રુ વહેવા લાગ્યાં. તેના મનમાં અનેક લાગણીઓએ વાસ કર્યો અને તેનું મુખ ગ્લાનિથી છવાઇ રહ્યું. તે પાછો બોલ્યો: "આપણા દેશમાં કોઇપણ મનુષ્ય ગરીબો, દુઃખીઓ, અને અધમોનો વિચાર કરતો જ નથી. તેવા મનુષ્યો તરફ સહાનુભૂતિ દર્શાવનાર અને તેમનાં સુખદુઃખમાં ભાગ લેનાર એક પણ મનુષ્ય આપણા દેશમાં ક્યાં છે? દેશમાં મનુષ્યપ્રેમ કે સર્વાત્મભાવ રહ્યો જ નથી. આપણો ધર્મ સ્પર્શાસ્પર્શ અને ભક્ષ્યાભક્ષ્યમાં જ આવી રહેલો છે."

હૃષીકેશચંદ્રનું મુખ વધારે લેવાઇ ગયું. પાસે બેઠેલા સંન્યાસીઓની દૃષ્ટિ તે ઉપર પડી અને તેમનાં ચિત્ત પણ ગળગળાં થઇ ગયાં. એટલામાં સદાનંદ બોલી ઉઠ્યો: "હૃષીકેશચંદ્રનું હૃદય કેવું વિશાળ છે! ગરીબોને માટે તેમને કેવી લાગણી છે? તેમના હૃદયમાં દેશદાઝ છે. તેમની બુદ્ધિને માટે મને માન છે તેના કરતાં તેમનાં વિશાળ હૃદયને માટે મને વધારે માન છે. આપણું વેદાન્ત કહે છે કે જગતમાં એક જ આત્મા સર્વમાં વ્યાપી રહેલો છે. એનો એજ આત્મા રાજા તરીકે મહેલમાં વસે છે અને એનો એજ આત્મા મહોલ્લામાં ભિખારી તરીકે ભીખ માગી રહેલો છે. ખરો જ્ઞાની તો એ જ છે કે જે એ મહા સત્યને અનુભવી સર્વ તરફ પ્રેમભાવ પ્રગટાવે છે અને સર્વના દુઃખે દુઃખી થાય છે."

સર્વે હૃષીકેશચંદ્રના મ્લાન મુખ તરફ જોઇ રહ્યા. એટલામાં તે પાછો બોલી ઉઠ્યો: "આપણું વેદાન્ત કહે છે કે ઉંચામાં ઉંચી નીતિને પ્રાપ્ત કરો અને સર્વત્ર બ્રહ્મભાવને પ્રગટાવો. તમે બ્રહ્મની વાતો કર્યા કરો છો, પણ એ બ્રહ્મને તમે ક્યાં શોધવા જશો? તે પ્રાણી પદાર્થ સર્વમાં રહેલો છે. જગતમાં વિરાટ સ્વરૂપે વ્યાપી રહેલા બ્રહ્મનો અનાદર કરીને જે તેને અન્ય સ્થળે શોધે છે તે ખરો વેદાન્તી નથી. જગત એજ બ્રહ્મ છે, માટે એ જગત રૂપી બ્રહ્મને ઉપાસો. મનુષ્યસેવાદ્વારા પ્રભુની સેવા કરવી એજ ઉત્તમ પ્રભુસેવા છે. તમે મોક્ષની વાતો કરો છો પણ ક્યાં છે તમારામાં ઉત્તમ સ્વાર્થત્યાગ, ઉત્તમ વૈરાગ્ય, કર્તવ્યપરાયણતા અને સ્વદેશપ્રીતિ? પ્રભુ માત્ર

મંદિરોમાં નથી પણ તે સર્વત્ર રહેલો છે. મંદિરોમાં પ્રભુને પૂજવાથી પ્રભુ ખુશી થાય છે તેના કરતાં તે લુલાં, લંગડાં, પાંગળાં અને નિરાધારની સેવા કરવાથી વધારે ખુશી થશે. ભારતવર્ષનાં કરોડો મનુષ્યો ભૂખે મરે છે તે તમે જુવો છો? તેમનાં પેટ માત્ર ધાર્મિક બોધથી ભરાશે નહીં. તેમને સર્વથી પહેલી અન્નની જરૂર છે. તમે એમ ધારો છો કે ઇશ્વરી જ્ઞાન શુષ્ક છે અને તેને શુષ્ક માર્ગે જ મેળવવાનું છે? તેને મેળવતાં શું હૃદયની મૃદુ લાગણીઓનો નાશ કરી નાંખવાનો છે? જો એમજ હોય તો મારે કહેવું જોઇએ કે તમે વેદાન્તનો ખરો મર્મ સમજ્યા જ નથી. કહો તમે બીજાનું શું ભલું કર્યું છે? ઉઠો, તમે બીજાઓને માટે જ તમારૂં જીવન નિષ્કામ ભાવે અર્પણ કરી દ્યો: તમારા ચારિત્ર્ય, ધાર્મિકતા, અને તપોમય જીવનથી ધનવાનોના હૃદયમાં ગરીબો પ્રત્યેની ફરજોનું ભાન કરાવો અને ગરીબો તથા દુઃખીઓની સેવા કરવા માટે તેમની પાસેથી સાધનો પ્રાપ્ત કરો. પવિત્ર અને સ્વદેશપ્રેમી ગૃહસ્થાશ્રમીઓને ઉત્પન્ન કરો. તમારાં શરીરોને બીજાઓની સેવા કરતે કરતે પડવા દ્યો. એમ કરશો ત્યારેજ હું જાણીશ કે તમે ખરેખરા બ્રહ્મજ્ઞાની છો."

સર્વ સંન્યાસીઓ હૃષીકેશચંદ્રની સામે જોઈ રહ્યા. તેનામાં કંઈક નવીનતા છે એમ સર્વેને લાગ્યું. તેની નિડરતા જોઈને સર્વે ચકિત થયા. તેની સ્વદેશપ્રીતિથી સૌના હૃદયમાં એક પ્રકારનો નવો પ્રકાશ રેડાયો. સૌને પોતાના કર્તવ્યનું કંઇક ભાન થયું. સર્વે માંહે માંહે વાતો કરવા લાગ્યા. સદાનંદ આખરે બોલ્યો:

"આપણા નવા અતિથિ ઘણા બુદ્ધિશાળી છે. વેદાન્તનાં સત્યો ઉપર તે નવીન પ્રકાશ પાડે છે. તેમની ઉંચી ભાવનાઓથી ને ઉંચા પ્રકારની સ્વદેશપ્રીતિનો રસ ગિરિરાજ ઉપરના સાધુઓનાં હૃદયમાં રેડશે. તેમના તરફ ગુરૂમહારાજનો પક્ષપાત વધશે અને તે કોઇ દિવસ આ મઠનો ઉદ્ધાર કરશે."

બીજો એક સંન્યાસી નિર્મલાનંદ વચમાં બોલી ઉઠયો:

"આપણા ગુરૂમહારાજના ઉપદેશની સાથે તેમની ભાવનાઓની એકવાક્યતા કરવી મુસ્કેલ છે. આપણા ગુરૂમહારાજ આપણને ભક્તિ, જ્ઞાન, યોગ અને સાધનાઓ વડે ઇશ્વરનો સાક્ષાત્કાર કરવાનો બોધ આપે છે, અને આપણા નવા અતિથિ ગરીબોની સેવા કરવાનું કહે

છે; પણ એ તો મનને અંતર્મુખ કરવાને બદલે વધારે બહિર્મુખ કરી મુકશે. ”

એક ત્રીજો સંન્યાસી બ્રહ્માનંદ કે જે જરા વધારે અનુભવી હતો તેણે કહ્યું:

“ આપણા ગુરૂમહારાજના ઉપદેશને અને તેમના અગાધ ચારિત્ર્યને તમે બરાબર સમજતા નથી. મહાપુરૂષોનાં વિશાળ હૃદયને સમજવાને પણ વિલક્ષણ બુદ્ધિની જરૂર છે. એ વિલક્ષણ બુદ્ધિ આપણા નવા અતિથિમાં છે. તે ગુરૂમહારાજના ચારિત્ર્યને બરાબર સમજશે અને તેના ઉપર નવો પ્રકાશ પાડશે. આપણા ગુરૂમહારાજનો આદેશ સમજવાને વેદાન્ત ધર્મનું બંધારણ અને તેમાં રહેલાં ગુહ્ય તત્ત્વો સમજવાની જરૂર છે. વેદાન્તધર્મનું આદર્શ નિત્ય, શુદ્ધ, બુદ્ધ, મુક્ત, નિર્વિકારિ બ્રહ્મ છે. આ બ્રહ્મનો સાક્ષાત્કાર કરવો એ તેનું લક્ષ્ય છે. વેદાન્ત કહે છે કે દરેક જીવ બ્રહ્મસ્વરૂપ છે અને તે વ્હેલો અથવા મોડો આ બ્રહ્મપદને પહોંચશે. બ્રહ્મનિષ્ઠ જીવન એજ ખરૂં જીવન છે: એ જીવન જગતનો બહિષ્કાર કરવામાં જ સમાયલું નથી, પણ બ્રહ્મપદનો સાક્ષાત્કાર કરી જગત અને બ્રહ્મનું તાદાત્મ્ય અનુભવવામાં જ તે સમાયલું છે. દેવતાઓ, મનુષ્યો, કીટ, પતંગ, વગેરે સર્વની પાછળ સત્તા અને સાક્ષીરૂપે બ્રહ્મ રહેલો છે. सर्वं खलु इदं ब्रह्म. આખું જગત બ્રહ્મરૂપ છે. એ આ મહાન તત્વજ્ઞાનનું મહાન સત્ય છે. રામ, કૃષ્ણ, બુદ્ધ, મહંમદ, ક્રાઇસ્ટ સર્વે એકજ બ્રહ્મનાં સ્વરૂપ છે. દરેક દેશ, કાળ અને જનસ્વભાવને અનુસરીને તે જુદી જુદી જગ્યાએ અને જુદાં જુદાં સ્વરૂપે પ્રગટ થયેલું છે, પણ તે સર્વે એકજ બ્રહ્મનાં સ્વરૂપ છે; તેમને જે ભજે છે તે બ્રહ્મપદનેજ પામે છે. એથી કરીને દરેક ધર્મ સત્ય છે; પરબ્રહ્મને પહોંચવાના તે જુદા જુદા માર્ગ છે. એથી હિંદુ ધર્મ, સર્વ દેવતાઓને નમવાનું બોધે છે. કોઇપણ ધર્મનો તે તિરસ્કાર કરતો નથી. હિંદુ ધર્મનું અને હિંદુ જાતિનું એ એક સ્વાભાવિક લક્ષણ છે. ધર્મ કોઇ સંસ્થા નથી, તે માત્ર કોઈ બાહ્ય ક્રિયા નથી. પણ તે આત્માનો સાક્ષાત્કાર છે, તે આત્માનુભવ છે. જેણે આત્માને ઓળખ્યો છે તેજ ખરો ધર્મિષ્ઠ છે. વેદાન્તનાં આવાં ઉદાર તત્વો ગુરૂમહારાજે પોતાની આધ્યાત્મિક દૃષ્ટિથી અનુભવ્યાં છે અને એ ઉદાર તત્વોને ફેલાવવાનું કામ તેમણે પોતાના શિષ્યોને સોંપેલું છે.

વેદાન્તધર્મનો ઉપદેશ જ્યારે આ પ્રમાણે વિશાળ દષ્ટિએ થશે ત્યારે સર્વ ધર્મની સત્યતા અને એકતા અનુભવાશે, સર્વ ધર્મના અનુયાયીઓ એક બીજાની સાથે હળીમળીને ચાલશે, ખરો ભ્રાતૃભાવ પ્રસરશે, સ્વધર્મનો મિથ્યા પક્ષપાત દૂર થશે અને માનવજાતિનું શ્રેય સધાશે, એમ આપણા ગુરૂમહરાજે પોતાના જીવનથી અને બોધથી બતાવી આપ્યું છે. ધર્મના સંકુચિત અર્થને દૂર કરો અને વિશાળ દષ્ટિએ તેનો વિચાર કરો. તેમનો સંન્યાસ કેવા પ્રકારનો છે અને શા માટે છે તે ધ્યાનમાં લ્યો. ઇશ્વર પ્રત્યે તેમને એટલો બધો પ્રેમ થઈ ગયો કે દરેક પુરૂષ, સ્ત્રી, પ્રાણી, પદાર્થમાં તે ઇશ્વરનું જ સ્વરૂપ જોવા લાગ્યા. એથી સંસારનો ત્યાગ થયો. પણ તેમનો સંન્યાસ માત્ર જંગલમાં જઇને મોક્ષ મેળવવાનો ન હતો. તેમનો પ્રેમ અમુક વસ્તુ કે વ્યક્તિને માટે ન હતો, અમુક જાત કે સમાજ તરફ તે વહેતો ન હતો, પણ ભારતવર્ષના અને સમસ્ત માનવજાતિના ઉદ્ધાર માટે તે વહી રહ્યો હતો. એ ઉદ્ધાર કરવાને તે કેટલા તત્પર છે અને કેટલો શ્રમ વેઠે છે, એ સર્વ એમના જીવન ઉપરથી જણાઇ આવે છે. માનવજાતિ પ્રત્યે એમનો અમાનુષી પ્રેમ એમના બોધમાં ક્ષણે ક્ષણે જણાઇ આવે છે. કોઈ પણ મનુષ્યનો ઉદ્ધાર થતો હોય, કોઇનું ભલું થતું હોય, તો આ દેહ હજાર વાર મૃત્યુ પામે અને હજાર વાર જન્મે તો પણ શું, એમ ગુરૂમહારાજનું જીવન કહી રહ્યું છે. ખરો ધર્મ માત્ર બાહ્ય ક્રિયાઓ કરવામાંજ નથી, પણ ઇંદ્રિયોનું દમન કરી ચિત્તશુદ્ધિ પ્રાપ્ત કરવામાં, કામ ક્રોધાદિનો ત્યાગ કરી આત્માને ઓળખવામાં, અને આત્મા સાથે જગતનું તાદાત્મ્ય સાધવામાં તથા અનુભવવામાં છે. જગતનું કલ્યાણ કરતે કરતે મોક્ષ પ્રાપ્ત કરવો એજ એમના બોધનો મુખ્ય સાર છે. ”

સર્વે સાંભળી રહ્યા અને એક બીજાની સામે જોવા લાગ્યા. એટલામાં પાછો બ્રહ્માનંદ બોલી ઉઠયોઃ “ ગુરૂમહારાજનો બોધ અનેક રૂપે વહે છે. જેવો જેનો અધિકાર તેવો તેને બોધ ગુરૂમહારાજ આપે છે. પણ તે બોધની અનેક રૂપતામાં પણ એકવાકયતા રહેલી છે. સૌને એ સમજાવું કઠણ છે. આપણા નવા અતિથિના અધિકાર પ્રમાણે તે તેમને બોધ આપશે અને એમના મનની શુભેચ્છાઓ સાથે પણ તેની એક-વાકયતા થશે. એમાં શંકા કરવાનું કારણ નથી. આપણા નવા અતિથિનો

ગુરૂમહારાજ સાથેનો સમાગમ પૂર્વ અને પશ્ચિમનાં આદર્શોનો સુસંયોગ થશે. ભારતવર્ષના સંન્યાસીઓના જીવનમાં તે નવીન ભાત પાડશે અને તેના ભાવી ઉત્કર્ષની તેમાં રૂપરેખા અંકાશે. ગૃહસ્થાશ્રમીઓને તે માર્ગદર્શક નીવડશે અને તે ધર્મ અને સ્વદેશપ્રીતિને એકમેક કરી નાંખશે. ”

બ્રહ્માનંદ બોલતો બંધ થયો. બીજા સંન્યાસીઓ આશ્ચર્યથી પાછા હૃષીકેશચંદ્રની સામે જોઇ રહ્યા. તેનું અગાધ હૃદય તે કળી શક્યા નહીં. તેનો ઉચ્ચ અધિકાર જોઇને તે ચકિત થયા. હૃષીકેશચંદ્ર સર્વેના મનની વાત સમજી ગયો. નવા અતિથિના વિચારો જાણવાને સર્વે આતુર બન્યા. સૌની જીજ્ઞાસા તૃપ્ત કરવાને હૃષીકેશચંદ્ર બોલ્યો :

“ હવે યુગ બદલાયો છે. નવા યુગમાં નવા સંન્યાસીઓ ઉત્પન્ન થશે. તે ઇંગ્રેજી ભણશે, વિજ્ઞાનને શિખશે, જીવનમાં પ્રાચીન અને અર્વાચીન વિદ્યાઓ અને આદર્શોનો સુયોગ સાધશે, આપણા પ્રાચીન સનાતન ધર્મ ઉપર નવીન પ્રકાશ પાડશે, ધર્મમાં લોકસેવાનું તત્વ ઉમેરશે, સ્વદેશપ્રીતિને ખીલવશે, પૂર્વ અને પશ્ચિમનું શ્રેષ્ઠ હશે તે લેશે, અને દેશકાળને અનુસરતો યુગધર્મ પ્રજાને પુરો પાડશે. ધર્મમાં વૈરાગ્ય અને સેવાનું તત્વ ઉમેરશે, અને સ્વદેશપ્રીતિ અને સનાતન ધર્મના સત્યોની એકવાક્યતા કરી મુકશે. નવા યુગના નવા આચાર્યો થશે અને તે દેવ મંદિરોને સ્થાને જ્ઞાનમંદિરો સ્થાપશે, દેવસેવાને બદલે લોકસેવા કરશે, સ્વદેશપ્રીતિને હૈયંડે ધરશે, દેશકાર્યને આગળ ધપાવશે, શાસ્ત્રાધ્યયન જોડે વ્યાવહારિક કેળવણી લેશે, દેશની આર્થિક સ્થિતિ સુધારશે, અને નવો બ્રાહ્મણવર્ગ ઉત્પન્ન કરી હિંદુ સમાજની નવીન રચના રચશે, અને દેશની ધાર્મિક, સામાજીક, અને રાજકીય સ્થિતિ સુધારવાના પ્રયાસ આદરશે.

“ હિંદુ ગ્રેજ્યુએટ પ્રાચીન બ્રાહ્મણનો અવતાર છે અને તે ભારતવર્ષનો ભાવી બ્રાહ્મણ બનશે. તે સંન્યાસીઓને પડખે ચાલશે. તેમનો સંન્યાસ તે મનમાં ધારણ કરશે. તેમની આધ્યાત્મિકતાને તે હૃદયમાં રાખશે. બાહ્ય સંન્યાસને તે ગ્રહણ કરશે કે નહીં કરે, પણ અંતઃસંન્યાસને તે ધારણ કરશે. તે નિઃસ્વાર્થી બનશે, સમાજનો ઉદ્ધાર ચ્હાશે, ભારતમાતાની ભક્તિમાં તલ્લીન રહેશે, લોકો

ધિક્કારશે ત્યારે હસશે, ભારે વિપત્તિમાં પણ આશાવંત રહેશે, અને પોતે પોતાની જાતને ભારતવર્ષનો ઉદ્ધારક માનશે. તે આપણી પ્રાચીન સંસ્કૃતિનો પૂજક થશે. પાશ્ચાત્ય કેળવણીના પૂજકો તેના જન્મસિદ્ધ પ્રાચીન સંસ્કારોને ભૂંસી નાંખવાને ગમે તેટલા પ્રયાસ કરશે પણ તે સદાએ આર્ય જ રહેશે. ભારતના યશસ્વી ભૂતકાળનું સ્મરણ તે ચિત્તમાં સદા તાજું રાખશે અને પ્રાચીન પૂર્વજોના શાશ્વત સિદ્ધાંતોને પોતાનામાં સાચવી રાખશે પણ કુરૂઢિઓનો તે ઉચ્છેદક થશે.

"પાશ્ચાત્ય કેળવણીના પૂજકો તેને ગમે તેટલો પશ્ચિમના સંસ્કારોથી તરબોળ કરી નાંખશે અને યુરોપીય સાહિત્ય તેનામાં ગમે તેટલાં યુરોપીય તત્વો ભરશે પણ તે તો સદાએ હિંદુ જ રહેશે. પૂર્વ અને પશ્ચિમમાં જે જે સારૂં હશે તે તે ગ્રહણ કરશે અને વ્હેમ અને કુરિવાજનો નાશ કરશે. સારાસારનો વિવેક તે વાપરશે. જે શ્રદ્ધાએ પ્રાચીન રૂષિમુનિઓના હૃદયમાં રહી આપણી અપૂર્વ સંસ્કૃતિને જન્મ આપ્યો અને બ્રાહ્મણોની બુદ્ધિમાં પ્રવેશી દુઃખના દિવસોમાં પ્રાચીન સંસ્કૃતિનું રક્ષણ કર્યું, તે શ્રદ્ધા તેનામાં જાગૃત થશે. ભાવી યુગનો તે રૂષિ થશે અને તેનાથી જ આપણી સંસ્કૃતિ અને દેશનો પુનરૂદ્ધાર થશે."

આમ સર્વે વાતો કરતા હતા એટલામાં એક સંન્યાસીએ આવીને કહ્યું: "ચાલો, ગુરૂમહારાજ મોક્ષમંદિરમાં પધાર્યા છે."

વિશુદ્ધાનંદ અને સદાનંદ ઉઠ્યા અને મોક્ષમંદિર તરફ જવા લાગ્યા. તેમની સાથે હૃષીકેશચંદ્ર પણ ગયો. એ વખતે મઠમાં કેટલાક સંન્યાસીઓ સ્નાન કરતા હતા. કેટલાક સંધ્યા કરતા હતા. કેટલાક ન્હાઇને કપડાં ધોતા હતા. કેટલાક હાથમાં માળા લઈ જપ કરતા બેઠા હતા. તેમનાં ભસ્મચર્ચિત શરીર ભવ્ય અને તેજસ્વી જણાતાં હતાં. કેટલાક સાધુઓ પંચાગ્નિ તાપતા હતા. આ વખતે અગમ્યગુરૂ મોક્ષમંદિરમાં મૃગચર્મ ઉપર ધ્યાન ધરીને બેઠા હતા.

વિશુદ્ધાનંદ જરા આગળ ગયો અને થોડીવારમાં ઉતાવળો ઉતાવળો પાછો આવ્યો અને હૃષીકેશચંદ્રને કહેવા લાગ્યો: ' ભાઈ, ચાલો હવે, ગુરૂમહારાજ ધ્યાનમાં બેઠા છે. તે ધ્યાનમાંથી ઉઠશે એટલે તમને ઉપદેશ આપશે."

બંને જણા મોક્ષમંદિરમાં ગયા. મંદિરની જગ્યા સ્વચ્છ અને રમણીય હતી. આઘે આવેલી સુવર્ણા નદીનો પ્રવાહ મંદિરમાં બેઠે બેઠે

દૃષ્ટિગોચર થતો હતો. મંદિરના બગીચામાં અનેક પ્રકારનાં સુવાસિત ફુલઝાડ ઉગી રહેલાં હતાં. તેમાં થઇને આવતો સુગંધિદાર વાયુ ચારે તરફ પ્રસરતો હતો અને સૌના ચિત્તને પ્રસન્ન કરતો હતો. જ્યાં ત્યાં તુલસીનાં વન અને બિલ્વવૃક્ષ દૃષ્ટિગોચર થતાં હતાં. ઠેક ઠેકાણે સાધુઓની ભગવી લંગોટીઓ અને વસ્ત્રો સુકવેલાં નજરે પડતાં હતાં. એ સઘળો દેખાવ જોઇને હૃષીકેશચંદ્રને મોક્ષમંદિરની શોભા અપૂર્વ લાગી. બંને જણા ગુરૂમહારાજ પાસે આવી પહોંચ્યા.

ગુરૂમહારાજ ધ્યાનમાં બેઠા હતા. આઘે ઉભા રહીને વિશુદ્ધાનંદે કહ્યું: "જરા ઉભા રહો, ગુરૂમહારાજ ધ્યાનમાંથી ઉઠશે ત્યારે તમારી સાથે વાત કરશે."

એટલામાં અનેક પુરૂષો ત્યાં દર્શન માટે આવવા લાગ્યા. તેમાં કેટલાક વૃદ્ધ, કેટલાક રોગી, અને કેટલાક દુઃખી હતા. એ સર્વને બતાવતો વિશુદ્ધાનંદ બોલ્યો: "ભાઇ, અહીં ઘણા મનુષ્યો આવે છે અને પોતપોતાનાં દુઃખ રડે છે. ગુરૂમહારાજ સર્વને યોગ્ય ઉપાય બતાવીને આશ્વાસન આપે છે."

હૃષીકેશચંદ્ર સાંભળી રહ્યો. તેના મનમાં તે વિચાર કરવા લાગ્યો: "મને લાગે છે કે આ અગમ્યગુરૂ હજારો મનુષ્યોના વિશ્વાસનું સ્થાન છે. હજારો મનુષ્યો અહીં આવીને તેમનો આશ્રય લે છે. અગમ્યગુરૂ તેમના મનનું સમાધાન કરે છે અને તેમને યોગ્ય મદદ આપે છે. આ કંઇ ઓછો પરમાર્થ છે? યોગવસિષ્ઠમાં ખરૂં જ કહ્યું છે:—

येन केन प्रकारेण यस्य कस्यापि देहिन।
संतोषं जनयेत् राम तदेवेश्वर पूजनम् ॥

"કોઇપણ પ્રકારે અન્યના મનમાં સંતોષ ઉપજાવવો એજ ઇશ્વરનું પૂજન છે. ભારતવર્ષ! ભારતવર્ષ! આ મહામંત્રને તું ક્યારે સમજીશ? તારા સાચા સાધુઓ અને યોગીઓ, એજ ઉપદેશને કથી રહેલા છે. આર્યાવર્ત! મંદિરોમાં મૂર્તિઓને પૂજવાનું છોડી મનુષ્યરૂપી જીવતા દેવોને પૂજવાનું તું ક્યારે શિખીશ?"

આમ હૃષીકેશચંદ્રના મનમાં વિચારપરંપરા ચાલી રહી હતી એટલામાં વિશુદ્ધાનંદે બૂમ પાડી: "ભાઇ, હૃષીકેશચંદ્ર, ચાલો, ગુરૂમહારાજ ધ્યાનમાંથી ઉઠયા છે. ચાલો આપણે તેમની પાસે વ્હેલા જઇએ, નહીં તો પછી ત્યાં માણસોની ગરદી થઇ જશે."

બંને જણા અગમ્યગુરૂની છેક નજીક ગયા. હૃષીકેશચંદ્ર પ્રણામ કરીને તેમની સામે બેઠો. ગુરૂએ તેને આશિર્વાદ આપ્યો. અગમ્યગુરૂ તેની મુખમુદ્રા તરફ એક વાર ફરી જોઇ રહ્યા અને ફરી પાછા તેના શરીરના અવયવો તરફ જોવા લાગ્યા. વિશુદ્ધાનંદે તેના કાનમાં કહ્યું કે ગુરૂમહારાજ હજી એકવાર તેના શરીરની પરીક્ષા કરશે અને પછી ઉપદેશ આપશે.

આમ વાત ચાલતી હતી એટલામાં મઠના બધા સંન્યાસીઓ ત્યાં આવ્યા. કોઇના હાથમાં મૃદંગ, કોઇના હાથમાં કરતાલ, કોઇના હાથમાં મંજીરા અને કોઇના હાથમાં તંબુરો હતો. સર્વે આવીને ગુરૂમહારાજની સામે બેઠા. મઠના બીજા માણસો પણ તેમાં ભેગા મળ્યા. ભજનની રમઝટ ચાલી રહી. સર્વે આસપાસનું ભાન ભૂલી ગયા અને ભજનમાં લીન થયા. અગમ્યગુરૂને ભાવસમાધિ આવી ગઇ.

સમાધિમાંથી જાગૃત થયા પછી અગમ્યગુરૂએ હૃષીકેશચંદ્રની સામે જોયું અને હસતાં હસતાં બોલ્યાઃ " બચ્ચા તું આવ્યો, ભલે આવ્યો, તારા આવવાની હું રાહ જોતો હતો. "

હૃષીકેશચંદ્રે હાથ જોડી નીચા નમીને પ્રણામ કર્યા. અગમ્યગુરૂએ તેને માથે હાથ મુકયો, આશિર્વાદ આપ્યો અને તેનો હાથ પકડીને જે સ્થળમાં બેશીને તેમણે સાધના સાધી હતી તે સ્થળમાં તેને લઇ ગયા. સર્વે આશ્ચર્યથી તે બંનેની પાછળ જોઈ રહ્યા. કેટલાક શિષ્યો તેમની પાછળ ગયા.

મોક્ષમંદિરથી થોડે દૂર એક બિલ્વવૃક્ષ હતું. તે બીજાં વૃક્ષોની ઘટાઓથી આચ્છાદિત થએલું હતું. ત્યાં બેશીને અગમ્યગુરૂએ યોગ સમાધિ વગેરે સિદ્ધ કર્યાં હતાં. તે સ્થાનમાં બંને જણા આવ્યા અને પેલા બિલ્વવૃક્ષની નીચે બેઠા. ત્યાં સર્વત્ર શાંતિ વ્યાપી રહી હતી. આખી ભૂમિમાં પવિત્રતા પ્રસરી રહી હોય એવો હૃષીકેશચંદ્રને પ્રત્યક્ષ અનુભવ થયો. તેને રામાયણ અને મહાભારતમાં વર્ણવેલાં નૈમિષાદિ પવિત્ર અરણ્યો કે જ્યાં બેશીને રૂષિઓ ઇશ્વર અને માયાનો વિચાર કરતા હતા તે યાદ આવ્યાં.

એટલામાં એક સંન્યાસીએ ન્હાવાનું પાણી આણ્યું. બંને જણા ન્હાયા અને શરીરને ભસ્મથી ચર્ચિત કરીને પેલા બિલ્વવૃક્ષની નીચે જઇને બેઠા. અગમ્યગુરૂએ હૃષીકેશચંદ્રને મંત્રોપદેશ કર્યો અને

કહ્યું: "બચ્ચા, આ મંત્રનો જાપ તારા મનમાં જપ્યા કરજે અને તેના શબ્દે શબ્દનો અર્થ હૃદયમાં ઉતારી તારૂં વર્તન તેવું કરી મુકજે."

અગમ્યગુરૂ મંત્ર બોલવા લાગ્યા અને હૃષીકેશચંદ્ર તેનો શબ્દે શબ્દને હૃદયમાં ઉતારવા લાગ્યો. મંત્રના શબ્દો ખાલી શબ્દો હોતા નથી. તે આધ્યાત્મિક શક્તિઓથી ભરેલા ધ્વનિઓ છે. તેનો જાપ જપનારના હૃદયમાં તે આધ્યાત્મિક શક્તિ ઉત્પન્ન કરે છે. દરેક શબ્દ ચેતન અને પ્રેરણાથી ભરેલો હોય છે. તેને સાંભળતાં અને હૃદયમાં ઉતારતાં હૃષીકેશચંદ્ર ઘણા ઉલ્લાસમાં આવી ગયો; તેના હૃદયમાં નવીન ચેતન અને ઉત્સાહ રેડાયાં. તેના આખા શરીરમાં એ મંત્રની અસર વ્યાપી રહી. જાણે કે તેણે નવીન બળ પ્રાપ્ત કર્યું હોય તેમ તેનું શરીર દૃઢ અને સશક્ત દેખાવા લાગ્યું અને તેના મનમાં અપૂર્વ આનંદ વ્યાપી રહ્યો.

હૃષીકેશચંદ્ર અગમ્યગુરૂને ચરણે નમી પડયો. અગમ્યગુરૂએ તેને માથે હાથ મુકયો અને આશિર્વાદ આપ્યો: "બચ્ચા, હવે જા, અને આ જગતનું કલ્યાણ કર."

હૃષીકેશચંદ્ર ચમકયો. તે ધારતો હતો કે અગમ્યગુરૂ તેને દિક્ષા આપશે અને સમાધિનો આનંદ અનુભવાવશે; પણ અગમ્યગુરૂના અગાધ હૃદયને અને ઉદાત્ત સિદ્ધાંતોને તે બરાબર સમજી શકયો નહોતો. અગમ્યગુરૂનો પ્રેમ અલૌકિક હતો. તેમનો પ્રેમ અને હૃદયની વિશાળતા જોઇને હૃષીકેશચંદ્ર આશ્ચર્ય પામ્યો. તે કંઈ બોલી શકયો નહીં. તે પ્રેમને વર્ણવવાને તેની પાસે શબ્દો નહોતા. અગમ્યગુરૂના પ્રેમને તે વશ થઇ ગયો. ફરીથી એકવાર તે અગમ્યગુરૂને ચરણે નમ્યો. અગમ્યગુરૂએ ફરીથી તેને માથે હાથ મુકયો અને આશિર્વાદ આપ્યો. હૃષીકેશચંદ્રના હૃદયમાં અપૂર્વ શાંતિ વ્યાપી રહી અને તે ઘણા આનંદમાં આવી ગયો અને તેમના પ્રકાશિત મુખકમલ તરફ જોઇ રહ્યો.

અગમ્યગુરૂ બોલ્યા: "બચ્ચા, આજે મેં તને એક અમુલ્ય ખજાનો આપ્યો છે. તે સાચવી રાખજે અને તારા ઉપર પ્રભુકૃપાનો વરસાદ વરસશે. આ જીવનમાં જ તુ મુક્તિને મેળવીશ."

હૃષીકેશચંદ્રનું હૃદય આભારની લાગણીથી ઉભરાઇ રહ્યું. બે હાથ જોડીને તે બોલ્યો: "મહારાજ, આ ઉપકારનો બદલો હું કયે ભવ

વાળીશ ? પણ મહારાજ, મને દિક્ષા આપો અને સમાધિનો આનંદ અનુભવાવો. ઇશ્વરનો સાક્ષાત્કાર કરવાને હું અહીં આવ્યો છું."

અગમ્યગુરૂ ખડખડ હસ્યા અને બોલ્યાઃ "બચ્ચા સાંભળ. આ કળિયુગમાં સંન્યાસ લેવો ઘણો કઠણ છે. વળી આ જગતમાં કરોડો મનુષ્યો વિવિધ પ્રકારનાં દુઃખોથી પીડાઇ રહેલાં છે; તેમને પીડાતાં મુકીને તું સમાધિમાં પડી રહીશ ?"

સર્વે શિષ્યો એ સાંભળીને ચકિત થયા. સર્વે આશ્ચર્યમાં પડ્યા. સૌને ગુરૂમહારાજનો બોધ આજે જુદો જ લાગ્યો.

હૃષીકેશચંદ્રને અગમ્યગુરૂના શબ્દો વેદવાકય જેવા લાગ્યા. તે તેમના મુખ સામે જોઇ રહ્યો. તેમના મુખ ઉપર અપૂર્વ પ્રેમની પ્રભા પથરાઇ રહેલી તેની દષ્ટિએ આવી. હૃષીકેશચંદ્ર મનમાં બોલ્યોઃ "અહો, અગમ્યગુરૂના હૃદયમાંથી અગાધ પ્રેમનો ઝરો માનવજાતિ પ્રત્યે વહી રહ્યો છે."

એટલામાં પાછા અગમ્યગુરૂ બોલ્યાઃ "બચ્ચા સાંભળ. દરેક પ્રાણીમાં પ્રભુનો વાસ છે. આખું જગત પ્રભુનું વિરાટ સ્વરૂપ છે. જગતમાં પ્રભુ જુદાં જુદાં મનુષ્યોરૂપે પ્રગટ થઇ રહેલો છે. એ મનુષ્યોમાં રહેલા પ્રભુની સેવા કરવી એ જ પ્રભુની સેવા છે. મનુષ્ય, પ્રાણી, પશુ, પક્ષી, જીવજંતુ વગેરે દરેક સજીવ વસ્તુમાં પ્રભુનો વાસ છે. તેમની સાથે એકાત્મભાવ પ્રગટાવી ઇશ્વરનો સાક્ષાત્કાર કર. એ સર્વેના દુઃખે દુઃખી થવું એ મહાન તપ છે અને એ દુ:ખ ટાળવાને સર્વસ્વનો ભોગ આપવો એ મહાન ત્યાગ છે, અને એ સર્વ પ્રત્યે માનુષી પ્રેમ પ્રગટાવી એ પ્રેમમાં ડુબી જવું એ મોટામાં મોટી સમાધિ છે."

હૃષીકેશચંદ્ર વિચારમાં પડયો. અગમ્યગુરૂના અગાધ હૃદયને તે નિહાળી રહ્યો. તેમાંથી માનવજાતિ પ્રત્યે વહેતા પ્રેમના ઝરાને તે આશ્ચર્યથી જોઇ રહ્યો.

એટલામાં પાછા અગમ્યગુરૂ બોલ્યાઃ "જગતની સેવા કરવાના પ્રકાર અનેક છે."

હૃષીકેશચંદ્ર વચમાં બોલી ઉઠયોઃ "મહારાજ, સેવાનો સાથી શ્રેષ્ઠ પ્રકાર કયો છે ?"

અગમ્યગુરૂ ગંભીર મુખમુદ્રા કરીને બોલ્યાઃ "માનવજાતિને આધ્યાત્મિક વિદ્યાનું દાન કરવું અને તેને પ્રભુને પંથે ચ્હડાવવી એ

તેની સૌથી શ્રેષ્ટમાં શ્રેષ્ઠ સેવા છે. ગરીબ અને દુઃખીઓને અન્નવસ્ત્ર આપવાં એ માર્ગ ઉત્તમ છે, અને માનવજાતિને વ્યાવહારિક વિદ્યા આપવી અને તેને વ્યાવહારિક સુખનાં સાધન પુરાં પાડવાં એ વળી વધારે ઉત્તમ છે; પણ બ્રહ્મવિદ્યાનું દાન સૌથી શ્રેષ્ઠ દાન છે, અને અજ્ઞાનમાં મૂઢ થઈ રહેલી માનવજાતિને તેના બ્રહ્મસ્વરૂપનું ભાન કરાવવું એ તેની શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ સેવા છે. પણ આ સેવા કરવામાં જ્ઞાની પુરૂષે વિવેક વાપરવાનો છે. તેણે દેશકાળ અને વસ્તુસ્થિતિને ધ્યાનમાં લેવાનાં છે. જેને જેની જરૂર હોય તેને તે આપવું એ તેની શ્રેષ્ઠ સેવા છે. ભૂખ્યાને ધર્મબોધ મિથ્યા છે માટે તેને અન્ન પુરૂં પાડવાને જ્ઞાનીએ તત્પર થવું એ જ તેની શ્રેષ્ઠ સેવા છે. બચ્ચા, સમય બદલાયો છે, માટે વિવેક વાપરીને જગતની સેવા કરવાને તત્પર થા. જીજ્ઞાસુઓને આધ્યાત્મિક વિદ્યાનું દાન કર, માંદાની માવજત કર, ભૂખ્યાને અન્ન પુરૂં પાડ, તરસ્યાને પાણી પા, લુલાં લંગડાંની સેવા કર, દુઃખીને દિલાસો આપ, અને અશિક્ષિતને શિક્ષિત બનાવ. વૈરાગ્ય અને સેવા એ તારા જીવનનું ધ્યેય રાખ. આ ઉત્તમમાં ઉત્તમ સંન્યાસ છે. જ્ઞાનીઓ સર્વદા બીજાના હિતમાં જ રમમાણ થાય છે. ગીતા કહે છે, सर्वभूतहिते रताः ।"

અગમ્યગુરૂનો બોધ સાંભળીને હૃષીકેશચંદ્રના હૃદયમાં અલૌકિક આનંદ વ્યાપી રહ્યો. દૈવી પ્રેમમાં તે મસ્ત બની ગયો. આખું જગત તેને કંઇક નવીન સ્વરૂપમાં જ ભાસવા લાગ્યું. ફળ, ફુલ, વૃક્ષ, પક્ષી, નદી, સરોવર, પર્વત, પાષાણ અને સૌ ઉપર આવી રહેલું આસમાની આકાશ, તેને દિવ્ય પ્રેમ અને દિવ્ય પ્રકાશથી ભરપૂર જણાવા લાગ્યાં. તેનો આનંદ ઉભરાઇ રહ્યો. જ્યાં જ્યાં તેની દૃષ્ટિ પડી ત્યાં ત્યાં તેને પ્રભુનો વાસ દેખાયો. તે આ જગતનું ભાન ભૂલ્યો. પ્રભુપ્રેમમાં તે મસ્ત બન્યો અને સર્વત્ર પ્રભુને જ જોવા લાગ્યો.

થોડીવાર પછી તેને આ જગતનો વિચાર આવ્યો. અખિલ ભારતવર્ષ તેની દૃષ્ટિ આગળ ખડું થયું. તે મનમાં બોલ્યો: "આ ભારતવાસીઓ, આપણે સ્વદેશપ્રીતિ, દેશસેવા, અને લોકસેવાની મોટી મોટી વાતો કરીએ છીએ પણ ક્યાં છે આપણામાં આ સાધુઓ જેવું વિશાળ હૃદય? ક્યાં છે એમની નમ્રતા અને ક્યાં છે એમનું તપોમય જીવન? ક્યાં છે એમની પવિત્રતા અને સાધુતા? જ્યાંસુધી ભગવાન બુદ્ધનું વિશાળ હૃદય આપણામાં આવશે નહીં, જ્યાંસુધી ભગવાન કૃષ્ણનો ઉપદેશ બરાબર મનમાં ઠસશે

નહીં, ત્યાંસુધી ભારતવાસીઓનું એકે કાર્ય સરનાર નથી. ક્યાં છે આપણામાં એ સાધુઓનો સંયમ અને આજ્ઞાંકિતપણું? અને ક્યાં છે એ સાધુઓનું ભવ્ય ચારિત્ર્ય? આપણામાં ચારિત્ર્યની ખામી છે. ભારતના દેશનાયકો! ક્યાં છે તમારામાં ભારતવાસીઓની શ્રદ્ધા? જ્યાંસુધી તમારામાં ઉંડી ધાર્મિકતા આવશે નહીં ત્યાંસુધી આર્યપ્રજા તમારામાં શ્રદ્ધા રાખશે નહીં."

હૃષીકેશચંદ્ર ઉંડા વિચારમાં પડી ગયો. તેની સ્વદેશપ્રીતિ જાગૃત થઈ. દેશસેવા, લોકસેવા, અને જનકલ્યાણની ભાવનાઓથી તેનું હૃદય ઓતપ્રોત થઇ રહ્યું. થોડીવાર પછી એ બોલ્યો:

"મહારાજ, લોકસેવા કરવાને આ દેહ તૈયાર છે; પણ હું એક પામર જીવ છું, મારી શક્તિ થોડી છે, અને લોકસેવાનું કાર્ય કઠણ છે. એમાં પ્રભુકૃપા અને ગુરૂકૃપાની જરૂર છે. એ ગુરૂકૃપા મેળવવાને પણ હું અહીં આવ્યો છું."

અગમ્યગુરૂએ જવાબ આપ્યો: "બચ્ચા, આપણું વેદાન્ત કહે છે કે આ મનુષ્યનો જીવ પામર જીવ નથી પણ શિવ છે. બચ્ચા, તું પ્રભુનું બાળક છે, તું દેવ છે, તું સિંહ છે; તારામાં અગાધ શક્તિઓ ભરેલી છે. તારા આત્મામાં શ્રદ્ધા રાખ અને તે શક્તિઓ તારામાં પ્રગટ થશે અને તું અદ્ભુત કાર્યો કરવાને શક્તિવાન થઇશ. એ આત્મશ્રદ્ધા આજે ભારતમાંથી નાશ પામી છે. લોકો નાસ્તિક અને નિર્માલ્ય બન્યા છે. એ શ્રદ્ધાને ઉત્પન્ન કરવાને જ આ લોકમાં મારો અવતાર છે."

હૃષીકેશચંદ્ર સાંભળી રહ્યો. ઇશ્વરનો સાક્ષાત્કાર કરી જગતનું કલ્યાણ કરવાને સજ્જ થવું એવો તેનો વિચાર હતો. તે બોલ્યો:

"પણ મહારાજ, પ્રભુની મરજી વગર આ જગતમાં એક પાંદડું પણ હાલી શકતું નથી. માટે પ્રભુની અને ગુરૂની કૃપા હોય તો જ લોકસેવા પણ સિદ્ધ થાય. માટે પ્રથમ મને પ્રભુનાં દર્શન કરાવો અને પછી મને લોકસેવા કરવાની આજ્ઞા કરો."

"બચ્ચા, પ્રભુકૃપા એ તો મુખ્ય વસ્તુ છે. પ્રભુની મરજી વગર જગતમાં એકે કાર્ય બનતું નથી એ વાત સાચી છે. લોકસેવા કરનાર હું કે તું કોણ છીએ? પ્રભુની ઇચ્છા હશે તો લોકકલ્યાણ માટે અનેક મહાપુરૂષોને તે ઉત્પન્ન કરશે. તે મારા વગર કે તારા વગર અટકીને બેઠો નથી. પણ ભાઇ, પ્રભુની કૃપા તો સર્વત્ર વહી

રહેલી છે. પ્રભુ સર્વદા લોકકલ્યાણને સાધી રહેલો છે, તેની ઇચ્છાને અનુસરીને તેમાં આપણે તો માત્ર નિમિત્ત જ થવાનું છે."

"પ્રભુની ઇચ્છા શી રીતે જણાય ?"

"શાસ્ત્રોના મનનથી. આપણાં શાસ્ત્રો કહે છે કે મનુષ્યે શાસ્ત્રના શ્રવણ, મનન, નિદિધ્યાસન અને યોગથી મન, બુદ્ધિ, અને કાયાને પવિત્ર કરી જગતનું ઐહિક અને પારમાર્થિક હિત સાધવાને કમ્મર કશીને સજ્જ થવું."

"શાસ્ત્રોના મનન અને પાલન વગર જગતનું ઐહિક હિત શું ન સધાય ?"

"અલબત્ત, ન સધાય. મનુષ્ય પામર છે. તે રાગદ્વેષથી ભરેલો છે. તેની દૃષ્ટિ સ્વાર્થી અને સંકુચિત છે. શાસ્ત્ર ત્રિકાલાબાધિત છે અને રાગદ્વેષથી રહિત છે. શાસ્ત્રની દૃષ્ટિએ જોનાર મનુષ્ય જ રાગદ્વેષથી મુક્ત થાય છે. તેની દૃષ્ટિ નિઃસ્વાર્થી અને વિશાળ બને છે અને તે દીર્ઘદર્શી બની ત્રણે કાળમાં દૃષ્ટિ નાંખી શકે છે. તેથી કરીને તેના કાર્યની સિદ્ધિ નિત્ય, સત્ય, અને અવિકારી બની રહે છે. શાસ્ત્રની દૃષ્ટિએ જ પ્રાપ્ત કરેલું સુખ અક્ષય્ય નીવડે છે."

સર્વે શિષ્યો એક બીજાની સામે જોઇ રહ્યા. શાસ્ત્રાધ્યયનની જરૂર ગુરૂમહારાજ સ્વીકારે છે એ જોઇને વિશુદ્ધાનંદ રાજી થયો અને તે હસતે મુખે હૃષીકેશચંદ્રની સામે જોવા લાગ્યો. તેને ઘણા ઉંડા વિચારમાં પડેલો જોઇને પાછા અગમ્યગુરૂ કહેવા લાગ્યા:

"આજે અખિલ વિશ્વમાં અશાંતિ વ્યાપી રહેલી છે. વેદાન્તના બોધથી અખિલ વિશ્વમાં શાંતિ વ્યાપી રહેશે. ભાઈ, દરેક મનુષ્ય સુખની ઇચ્છા કરે છે. પણ શાંતિ વગર સુખ નથી, અને રાગદ્વેષથી મુક્ત થયા વગર શાંતિ મળી શકતી નથી. રાગદ્વેષ સર્વ દુઃખનું મૂળ છે. આપણું વેદાન્ત રાગદ્વેષને ટાળશે અને ભારતવર્ષમાં તો શું પણ અખિલ વિશ્વમાં શાંતિ અને સુખનો વાસ કરાવશે. વેદાન્ત ભાવી યુગનો સર્વસામાન્ય ધર્મ બની રહેશે. એના સિદ્ધાંતોના પાલનથી પ્રજાઓ સાશ્વત સુખની ભોક્તા થશે. એ ધર્મનો પ્રચાર કરવો અને એ દ્વારા જગતનું ઐહિક અને પારમાર્થિક હિત સાધવું એ વિદ્વાનોનું કર્તવ્ય છે."

"મહારાજ, વેદાન્ત તો બ્રહ્મ સત્યં અને જગત મિથ્યા એવો બોધ કરે છે અને તેને અનુસરનાર મનુષ્ય આળસુ અને નિરૂદ્યમી

બની રહે છે. વેદાન્તનો બોધ પ્રજાઓને આળસુ અને નિરૂદ્યમી બનાવી મુકશે."

"વેદાન્તનું ઉપરચોટીયા જ્ઞાન મેળવીને મનુષ્યો આળસુ અને નિરૂદ્યમી થઈ રહે છે પણ તેનાં સત્યોનું ઉંડું જ્ઞાન પ્રાપ્ત કરનાર મનુષ્ય નીતિવાન, શ્રદ્ધાવાન, અને સામર્થ્યવાન નીવડે છે. ખરો વેદાન્તી સદાએ કાર્ય કરવાને તત્પર રહે છે. તે કર્તવ્યપરાયણ થાય છે અને તેનો નિશ્ચય વજ્રલેપ જેવો સ્થિર અને અડગ બને છે. ભાઇ, આ જગતમાં મનુષ્યને અગાધ બળ આપનાર અને કર્તવ્યમાં પ્રેરનાર વેદાન્ત જેવું એક સાધન શ્રેષ્ઠ નથી."

"વેદાન્તના બોધ વગર પણ આજે ઘણી પ્રજાઓ શારીરિક બળને પ્રાપ્ત કરી ઉદ્યમી બની રહેલી છે."

"ભાઇ, આધ્યાત્મિક બળ આગળ શારીરિક બળનું કંઇ લેખું નથી. વળી આધુનિક પ્રજાઓએ પ્રાપ્ત કરેલું શારીરિક બળ દારૂડીયાના બળ જેવું છે. સત્તાબળ, દ્રવ્યબળ, કે સંઘબળ સર્વ ક્ષણિક છે. તે અલ્પ સમયમાં નાશ પામશે અને પ્રજાઓ અસ્તવ્યસ્ત થઇ રહેશે. વળી તેમનો ઉદ્યમ સ્વાર્થ અને રાગદ્વેષથી ભરપૂર છે અને તેથી તે ચિરસુખદાયી નથી. એ પ્રજાઓ પણ વેદાન્તના બોધને ગ્રહણ કરશે ત્યારે તેમનો ઉદ્ધાર થશે."

હૃષીકેશચંદ્ર કંઈ પણ ઉત્તર આપ્યા વગર આશ્ચર્યથી અગમ્યગુરૂની સામે જોઇ રહ્યો. અગમ્યગુરૂના મુખ ઉપર દિવ્ય પ્રભા પથરાઈ રહી. આધ્યાત્મિક તેજ તેમના દરેકે દરેક અવયવમાંથી સ્ફુરવા લાગ્યું.

અગમ્યગુરૂનો ત્યાગ, પવિત્રતા, ચારિત્ર્ય, અને અડગ નિશ્ચય જોઇને હૃષીકેશચંદ્ર ચકિત થયો. આવું અડગ અને વજ્ર જેવું ચારિત્ર્ય પોતાના શિષ્યમાં લાવવાને અગમ્યગુરૂ અનેક યુક્તિઓ કરી રહ્યા હતા. માત્ર ધર્મનો ઉપદેશ કરીને જ તે અટકતા નહોતા, પણ તે ઉપદેશ પ્રમાણે તેનું વર્તન કરવાને અને તે વર્તન ટકાવી રાખવાને તે એક પ્રકારનો આધ્યાત્મિક જુસ્સો અને બળ તેનામાં ઉત્પન્ન કરતા. અગમ્યગુરૂનું જીવન, તેમના બોધનો પ્રવાહ, અનાયાસેજ તેમનું સમાધિમાં આવી જવું, એમનો ત્યાગ, અને વૈરાગ્ય, એ સર્વે હૃષીકેશચંદ્રના અંતઃકરણ ઉપર ઉંડી છાપ પાડી

રહ્યાં. એ સર્વેને જોઇને હૃષીકેશચંદ્ર નવાઇ પામતો પામતો મનમાં બોલી ઉઠયો:

"અગમ્યગુરુનું શરીર કૃશ છે, પણ તેમનામાં કેવો જુસ્સો, બળ અને અડગ નિશ્ચય વ્યાપી રહેલાં છે! કેવી અલૌકિક શાંતિએ તેમના હૃદયમાં વાસ કરેલો છે! કેવા અક્ષય્ય સુખના તે ભોક્તા છે! વેદાન્તની સત્યતાનો તે પુરાવો છે."

એટલામાં પાછા અગમ્યગુરુ બોલી ઉઠયા: "બચ્ચા, વેદાન્ત નિરૂદ્યમી થઇને બેસી રહેવાનો બોધ કરતું નથી. તે તો એક ક્ષણ પણ નકામી નહીં ગાળવાનો બોધ કરે છે. તેનો બોધ પુરૂષાર્થને જાગૃત કરે છે. એટલું જ છે કે વેદાન્ત રાગદ્વેષથી રહિત થઇને જગતનાં કાર્યો કરવાનું કહે છે. તેના બોધથી પ્રેરાઇને પ્રાચીન ભારતવર્ષમાં અનેક સ્ત્રીપુરૂષોએ અદ્‌ભુત કાર્યો કરેલાં છે. બચ્ચા, એમ સમજ કે સર્વે મનુષ્યો વેદાન્તના સિદ્ધાંત પ્રમાણે જીવન ગાળી રહેલાં છે. તેથી શું જગતના વ્યવહારને બાધ આવશે? શું મનુષ્યો ઐહિક પ્રવૃત્તિઓ કરતા અટકશે? બિલકુલ નહીં. આધ્યાત્મિક જીવનનો પ્રારંભ શાથી છે? નિષ્કામ કર્મયોગથી. આ જગતમાં તમારે સઘળાં કાર્યો કરવાનાં છે, પણ તે ફળની ઇચ્છા રાખ્યા વગર કરવાનાં છે. ફળ પ્રભુને સોંપી દ્યો. આવા આદર્શથી શું મનુષ્ય નિરૂદ્યમી થશે? બિલકુલ નહીં. જગતમાં સઘળાં મનુષ્યો સ્વાર્થમય જીવન ગાળે છે, તેમને વેદાન્ત સ્વાર્થત્યાગી બનાવશે અને તે પ્રભુ પ્રીત્યર્થ કાર્ય કરશે.

"જગતમાં કાર્ય કારણનો મહાન નિયમ પ્રવર્તે છે તેથી નિષ્કામ કર્મથી પણ મનુષ્યો શુભ ફળને પ્રાપ્ત કરશે અને જડવાદથી જગતમાં પ્રસરી રહેતાં દુઃખ, અસંતોષ અને અશાંતિનો નાશ થશે અને પૃથ્વી ઉપર સત્ય અને શાંતિ પ્રસરી રહેશે. આવી સ્થિતિ મનુષ્યની સામાજીક પ્રવૃત્તિઓની આડે આવશે નહીં, પણ ઉલટી તે માનવ જાતિમાં સહકાર અને સંપ વધારશે અને ઈર્ષ્યા લોભ અને અધમ સ્વાર્થનો ક્ષય થશે. પૂર્વે ભારતવર્ષમાં વેદાન્તનો બોધ ગ્રહીને જનક અને અજાતશત્રુ જેવા રાજાઓએ અને યાજ્ઞવલ્ક્ય જેવા બ્રાહ્મણોએ જેવાં ઉચ્ચ પ્રવૃત્તિમય જીવન ગાળ્યાં છે તેવાં કોઇએ ભાગ્યે જ ગાળ્યાં હશે. આજે જગતમાં પુષ્કળ પ્રવૃત્તિ ચાલી રહી છે, પણ તે પ્રવૃત્તિ કેવળ પોતાના સ્વાર્થને માટે જ છે. એવી પ્રવૃત્તિથી પ્રજાઓમાં કલહાં ઝેર અને વેર વધશે અને સૌના સુખનો નાશ થશે. વેદાન્ત નિરૂદ્યમી થઇ બેશી રહેવાનો બોધ કરતું નથી. તે તો ઉલટું કહે છે

કે એક ક્ષણ પણ નકામી ન ગાળો, સદાએ પ્રવૃત્તિ કરતા રહો, પણ તે પ્રવૃત્તિ નિઃસ્વાર્થમય અને ઉચ્ચ પ્રકારની હોવી જોઇએ."

હૃષીકેશચંદ્ર સાંભળી રહ્યો. આધુનિક પાશ્ચાત્ય વિચારો અને વેદાન્તના ધ્યેયની વચમાં તેનું ચિત્ત અથડાવા લાગ્યું. અગમ્યગુરૂની વિલક્ષણ બુદ્ધિ અને અગાધ હૃદયને તે કળી શકયો નહીં. તેના મનમાં તેમને માટે ઘણો ભાવ ઉત્પન્ન થયો અને ફરીથી એક વાર તેમનાં ચરણ કમળમાં મસ્તક નમાવવાનું તેમને મન થયું. તે ઘુંટણીએ પડયો અને બે હાથ જોડી શિષ નમાવીને બોલ્યોઃ "મહારાજ, ક્ષમા કરો, હું આપના અગાધ હૃદયને કળી શકતો નથી."

અગમ્યગુરૂ ધ્યાનમાં બેઠા. સઘળા શિષ્યો વેરાવા લાગ્યા અને હૃષીકેશચંદ્ર પોતાને મુકામે ગયો.

## પ્રકરણ ૧૩ મું.

## સમાધિનો આનંદ.

નિર્વિકલ્પ સમાધિ! બ્રહ્માનંદની લહરી! આત્માના ઉંડા પ્રદેશમાં ઉતરવું! ત્યાંજ સ્થિત થવું! ત્યાં જ રમમાણ થવું! આત્માનંદ–બ્રહ્માનંદમાં લીન થવું! સર્વ કામનો ત્યાગ કરી ઇંદ્રિયાતીત થઇ નિસ્ત્રૈગુણ્ય બની સત્–ચિત્–આનંદમય થવું! આત્મા વડેજ આત્મામાં સંતુષ્ટ થઇ જ્ઞાનોત્સેકવડે અજ્ઞાનરૂપી તમે-ગ્રંથીઓને તોડી નાંખી સ્વતંત્ર થવું અને આત્મામાં જ લીન થવું, એ જ પરાગતિ, એ જ સમાધ!

એ સમાધિમાં પરમ શાંતિ અનુભવાય છે. તેમાં જગતના પદાર્થોનું ભાન ભૂલાય છે, એમાં આત્મા સાથે એકતા લાગી રહે છે; મન, બુદ્ધિ, ચિત્, અહંકાર, શરીર સર્વમાં બ્રહ્મ વિચારનો એક પ્રવાહ, એક ધારા, વ્યાપી રહે છે; અને સ્વાર્થ, અહંતા, મમતા વગેરેનો નાશ થઇ જીવાત્મા हरिरेव जगद् जगदेव हरिःએમ ઉચ્ચારતો સમષ્ટિરૂપ બ્રહ્મમાં લીન થઇ જાય છે. એ સમાધિમાંજ પરમાનંદની અવાધ છે.

નિર્વિકલ્પ સમાધિનો જેણે એક વાર પણ અનુભવ લીધો છે એવા જ પુરૂષો જગતના ગુરૂઓ કે આચાર્યો થવાને સમર્થ બન્યા છે. આ સમાધિમાંથી તેઓએ અગાધ બળ મેળવ્યું છે. એથી જ કરીને તેમનો બોધ સચોટ અને વધારે અસરકારક નીવડયો છે. તેઓ અજેય બન્યા છે. સમાધિનો અનુભવ થયા પછી તેમને ઝાડ,

પાન, પથ્થર, પ્રાણી, સર્વ વિદ્યા, સર્વ કલા, સમસ્ત જગત, પર-બ્રહ્મના જુદા જુદા આવિર્ભાવ જ લાગ્યા છે, તેઓએ સર્વત્ર બ્રહ્મ જ જોયું છે. "સર્વ કળા બ્રહ્મ છે; વિજ્ઞાન શાસ્ત્ર બ્રહ્મ છે; સર્વ યશ, સર્વ સૌંદર્ય, સર્વ ઐશ્વર્ય બ્રહ્મ છે."

અગમ્યગુરૂ આવી સમાધિના ભોકતા હતા. તેમની સમાધિ અનેક રૂપે ભાસતી. આ જગતનું કંઇક ભાન ક્વચિત્ તેમને રહેતું. ક્વચિત્ તે સઘળું ભાન ભૂલી જતા અને પરબ્રહ્મમાં લીન થઇ જતા. કેટલીક વખત માત્ર ભાવ સમાધિ જ તેમને પ્રાપ્ત થતી. કોઇ વખત અમુક લાગણી કે ઉર્મિ રૂપે જ તે પ્રકટ થતી. ક્વચિત્ તે દેવતાઓ જોડે વાર્તાલાપ કરતા જણાતા. તેમની સમાધિ-ભાવ જોઇને શિષ્યો ચકિત થતા.

અગમ્યગુરૂની સમાધિ જોઇને હૃષીકેશચંદ્ર પણ ઘણું આશ્ચર્ય પામતો. તેણે એકવાર એ સમાધિનો અનુભવ સહેજસાજ ચાખ્યો હતો. તેનો આનંદ તેને અલૌકિક લાગ્યો હતો. હવે તેના મનમાં વારંવાર થઇ આવતું કે એવી સ્થિતિને પ્રાપ્ત કરવી એજ જીવનનું ખરૂં કર્તવ્ય છે. તેની તીવ્ર ઇચ્છા હતી કે તેણે સમાધિનો આનંદ મેળવવો જ જોઇએ. ખરેખર જેણે એકવાર એ સમાધિના નિરતિશય આનંદમાં ડુબકી મારી છે તેને તેમાંથી બહાર નીકળવાનું મન થતું જ નથી.

આત્માનું શ્રવણ, મનન, નિદિધ્યાસન અને દર્શન એજ પરમ કર્તવ્ય છે. આત્મામય બની જવું એજ પરાગતિ છે. સ્વાનુભવ-આત્માનુભવ-આત્મદર્શન એજ મહાફલપ્રાપ્તિ છે. સ્વાનુભવ વગર માત્ર શ્રવણ નકામું છે. સ્વાનુભવ એજ બ્રહ્માનંદના અસ્તિત્વની ખાત્રી છે. અગમ્યગુરૂના માફક તેણે સમાધિસ્થ થવું જોઇએ. જે જે આધ્યાત્મિક અનુભવો અગમ્યગુરૂએ પ્રાપ્ત કર્યા છે તે સર્વ તેણે પ્રાપ્ત કરવા જોઇએ. તેણે નિર્વિકલ્પ સમાધિનો આનંદ પુરેપુરો ચાખવો જ જોઇએ. આવા આવા વિચારોથી હૃષીકેશચંદ્રનું હૃદય હવે ઓતપ્રોત થઇ રહ્યું.

અગમ્યગુરૂ પાસે હવે હૃષીકેશચંદ્રને છેલ્લામાં છેલ્લું જે માગવાનું હતું તે આ જ હતું. નિર્વિકલ્પ સમાધિ પ્રાપ્ત કરવી એ કંઇ સહેલી વાત નહોતી. અનેક કષ્ટમય તપને તાપી અનેક શ્રમ વેઠીને અગમ્યગુરૂએ તે પ્રાપ્ત કરી હતી. પોતાના ગુરૂ પાસે જાણે કે કંઈ

વસ્તુ માગતો હોય તેમ નિર્વિકલ્પ સમાધિ હૃષીકેશચંદ્ર માગતો હતો. જ્યારથી અદ્વૈતવાદમાં તેણે પ્રવેશ કર્યો ત્યારથી તે આ સમાધિની માગણી કરી રહ્યો હતો. બ્રહ્મભાવને પ્રાપ્ત કરાય, આત્મદર્શન વડે કરીને જીવભાવ તદ્દન નષ્ટ થઈ જાય, તુચ્છ અહંભાવ જે આ સર્વ બંધનનો હેતુ છે તેમાંથી ઐહિક પદાર્થ વિષયક ભાવનો ક્ષય થાય અને મન-વાણી-અતીત આત્મ પ્રદેશમાં તેનો લય થાય એવી પ્રાર્થના હૃષીકેશચંદ્ર અગમ્યગુરૂને કરી રહ્યો હતો.

ચિત્શક્તિરૂપી અગાધ મહાસાગરમાં ડુબકી મારી તેનો અમૂલ્ય ખજાનો પોતાનો કરી લેવો એમ તેનો નિશ્ચય હતો. ઉપનિષદોનાં રહસ્યોનો સાચો અનુભવ કરી, બ્રહ્મ હોય તો તેનું જાતેજ દર્શન કરી, તેનો સાક્ષાત્કાર કરી, પછી જ જગતને કહેવું, 'अहं ब्रह्मास्मि, शिवोहम् शिवोहम्। નહીં તો કહેવું જ નહીં, એમ હૃષીકેશચંદ્ર મનમાં નિશ્ચય કરી રહ્યો.

એક દિવસ હૃષીકેશચંદ્ર અગમ્યગુરૂની પાસે આવ્યો અને હાથ જોડીને બોલ્યોઃ "મહારાજ, મને નિર્વિકલ્પ સમાધિ પ્રાપ્ત કરાવો."

સઘળા શિષ્યો ચકિત થયા. હૃષીકેશચંદ્રની માગણી ઘણી જ અશકય અને ભયંકર સૌને જણાવવા લાગી; પણ તેઓ હજી હૃષીકેશચંદ્રની આધ્યાત્મિક શક્તિ અને અધિકારને સમજી શકયા નહોતા. જે ઉચ્ચ પ્રદેશમાં તેનો અંતરાત્મા ઉડી રહ્યો હતો ત્યાં સુધી તેમના આત્મ ઓ પ્હોંચી શક્યા નહોતા.

અગમ્યગુરૂ એકદમ આવેશમાં આવી ગયા અને તેમણે જવાબ આપ્યોઃ

"જગતમાં આધિ વ્યાધિ અને ઉપાધિથી અસંખ્ય મનુષ્યો પીડાઇ રહ્યાં છે, અને શું તું સમાધિમાં પડી રહીશ? તારા જેવો બીજો સ્વાર્થી કોણ?"

અગમ્યગુરૂનું વચન સાંભળીને હૃષીકેશચંદ્ર શરમાઇ ગયો. તેનું મુખ લેવાઇ ગયું. ઘણી નમ્રતાથી તે બોલ્યોઃ "મહારાજ, વેદ ઉપનિષદાદિ પવિત્ર ગ્રંથોએ જેનો મહિમા ગાયો છે, જેને તેઓએ અનેક રીતે વર્ણવ્યો છે, અને જેની પ્રાપ્તિ માટે તે અનેક પોકાર કરી રહ્યાં છે તે મોક્ષને હું માગું છું."

"મારા દિકરા, જગતનું દુઃખ ટાળવાને તારા મોક્ષનો પણ ત્યાગ કર. હજારો મનુષ્યો દુઃખથી પીડાય અને શું આપણે એક ખુણે બેશી રહીને મોક્ષ સાધવો?"

" મહારાજ, પાંચ છ દિવસ સુધી સમાધિમાં રહું અને પછી ઉત્થાનને પામું એવી મારી ઈચ્છા છે."

" એકવાર તું એમાં પડીશ એટલે જેમ કમળમાં ભ્રમર બીડાઈ રહે છે તેમ તું તેમાં બીડાઈ રહીશ."

" શુકદેવજી જેમ સમાધિમાં રહેતા અને ઉત્થાનને પામતા તેમ હું ઉત્થાનને પામીશ."

" તારાથી તે નહીં બને. તારો આત્મા તેમાં પુરાઈ રહેશે અને તારાથી એ આનંદનો ત્યાગ થશે નહીં. સર્વત્ર આત્મભાવ પ્રગટાવી નિષ્કામપણે ગરીબોનું દુઃખ ટાળવામાં જે નિરતિશય આનંદને તું ભોગવીશ તેની આગળ સમાધિનો આનંદ પણ તુચ્છ છે. શંકરાચાર્ય જેવા જગતના મહાપુરૂષોએ પણ જગતનું કલ્યાણ કરવાને પોતાના મોક્ષને બાજુ ઉપર મુકયો છે. તેમનો દાખલો તું લે. તને સહેજ સમાધિનો આનંદ ચખાડયો તેથી તું લલચાયો છે પણ એ તારી લાલચ ખોટી છે. સર્વાત્મભાવને પ્રગટાવ અને ગરીબોનું કલ્યાણ કર; પછી સમાધિ તને આપોઆપ પ્રાપ્ત થશે. વૈરાગ્ય અને સેવા તારૂં ધ્યેય રાખ.

' મહારાજ, મનુષ્યે મુક્તિને માટે પ્રયાસ ન કરવો ?"

" અવશ્ય કરવો. પણ મારા દિકરા, આવી રીતે પોતાનો જ સ્વાર્થ સાધવાની હલકી ઇચ્છા કરીશ નહીં. તું મહાપુરૂષ છે. તારામાં આધ્યાત્મિક શક્તિઓએ વાસ કરેલો છે. આવા એકમાર્ગી આદર્શથી તું કેવી રીતે સંતુષ્ટ થઈશ ? તારો વિશાળ અને ઉદાર આત્મા જ એની સામે પોકાર કરી મુકશે. તારાથી એક ખુંણે બેશી રહેવાશે નહીં. તારી પ્રકૃતિને વશ તારે થવું જ પડશે. ભગવદ્‌વાકય છે કે प्रकृतिंयान्ति भूतानि निग्रहः किं करिष्यति ।"

" મહારાજ, હું તો એક પામર જીવ છું. આપ મારી પ્રશંસા કરો છો એ આપની મારા પ્રત્યે દયા છે."

" હું તારી પ્રશંસા કરતો નથી, હું તને તારી શક્તિઓનું ભાન કરાવું છું. આ જગતમાં એવા ઘણાએ મનુષ્યો છે કે જેમને પોતાની શક્તિઓનું ભાન નથી, તે ભાન જો તેમને થાય તો તે જગતમાં અદ્‌ભુત કામો કરી મૂકે."

" આપ તે ભાન મને કરાવશો તો આપનો મોટો ઉપકાર થશે."

"આપણાં શાસ્ત્રો કહે છે કે મનુષ્ય મનુષ્ય નથી પણ દેવ છે. તે પરમાત્માનો અંશ છે, તેના આત્મામાં અગાધ શક્તિઓ ભરેલી છે. એ શક્તિઓનું ભાન નહીં હોવાથી તે પોતે પોતાને અલ્પજ્ઞ, અશક્ત, અને દુ:ખી માની બેઠેલો છે. વાસ્તવિક રીતે એને આ સંસારમાં કંઇ દુ:ખ છે જ નહીં. જે પોતે પરમાત્મા સ્વરૂપ છે તેને દુ:ખ ક્યાંથી હોય ? મનુષ્ય નિજ સ્વરૂપને ઓળખે અને આત્મામાં રહેલી શક્તિઓને ખીલવે તો તે સર્વજ્ઞ અને સર્વ શક્તિમાન બની રહે. સઘળી શક્તિઓ, પવિત્રતા, મહત્તા, સઘળું આત્મામાંજ રહેલું છે. આત્માનો વિકાસ કરી તે શક્તિઓને ખીલવવી એટલું જ મનુષ્યને કરવાનું છે."

"મહારાજ, તે શી રીતે થાય ?"

"સાત્વિક વૃત્તિની વૃદ્ધિ થવાથી તે આપો આપ જ થવા માંડે છે. સઘળા વ્હેમોને તજી દઇને મનુષ્ય अहं ब्रह्मास्मि એવું જ્ઞાન પ્રાપ્ત કરીને સ્વાવલંબી બને છે ત્યારે તે કેટલું બધું સામર્થ્ય પ્રાપ્ત કરી રહે છે ! એવો મનુષ્ય પોતાના આત્માની શક્તિ ઉપર જ આધાર રાખે છે. એ આત્મા અજર, અમર, અનાદિ અને અનંત છે. તેને શસ્ત્રો છેદી શકતાં નથી, અને અગ્નિ તેને બાળી શક્તો નથી. એની મહત્તા આગળ સૂર્ય, ચંદ્ર અને તારામંડળો સમુદ્રમાં ટીપા સમાન છે. એ કીર્તિવંત આત્માના અસ્તિત્વ અને સર્વ શક્તિમત્તામાં આપણે શ્રદ્ધા રાખવી જોઇએ. એ શ્રદ્ધા વડેજ તમે જેવા ધારશો તેવા થઇ શકશો. સઘળું સામર્થ્ય તમારામાં છે. તમે પોતાને નબળા ધારશો તો નબળા થશો અને સામર્થ્યવાન ધારશો તો સામર્થ્યવાન થશો. આપણે વાસ્તવમાં સર્વ સામર્થ્યવાન, સર્વ સત્તાવાન, અને સર્વજ્ઞ છીએ. આપણે એ સામર્થ્યને શા માટે પ્રગટાવી શકતા નથી ? કારણ કે તેમાં આપણને શ્રદ્ધા નથી. તેમાં શ્રદ્ધા રાખો અને સઘળું આપોઆપ આવી મળશે."

"મને આત્માની સર્વશક્તિમત્તામાં શ્રદ્ધા છે."

"ત્યારે એ શ્રદ્ધાને પ્રાણી માત્રમાં ઉત્પન્ન કરી અજ્ઞાનરૂપી અંધકારમાં ડુબી રહેલાં અને આધિ વ્યાધિ અને ઉપાધિથી પીડાઇ રહેલાં અસંખ્ય મનુષ્યોને અખંડ સુખ અને સામર્થ્યના ભોક્તા બનાવવા એના જેવું ઉત્તમ કાર્ય બીજું કયું છે ? મારૂં આદર્શ સર્વમયતા છે. સર્વાત્મભાવ મારૂં ધ્યેય છે. સમાધિમાં હું પરમાત્માને નિરંજન નિરાકાર પરબ્રહ્મરૂપે અનુભવી આનંદ મેળવું છું, પણ તેટલાથી

મને સંતોષ નથી. માનુષી સંબંધથી જોડાયલાં તેનાં આ જુદાં જુદાં માનુષી સ્વરૂપોમાં પણ હું તેને અનુભવવાને મથું છું. સર્વમાં જ્યારે તેને હું અનુભવીશ ત્યારે મારા આનંદનો પાર રહેશે નહીં. તું પણ તે પ્રમાણે જ કર. બીજાના દુઃખથી અત્યંત દુઃખી થા અને મોક્ષને પણ વેગળો કરી દુઃખી મનુષ્યની વારે ધા. જગતનું ભલું કરવાને હું મારા મોક્ષનો પણ અનાદર કરૂં છું. જો મારાથી કોઇપણ જીવનો ઉદ્ધાર થતો હોય તો હું અનેક જન્મ લેવાને તૈયાર છું."

વેદાન્તનાં સત્યો ફેલાવવાને અને જનસમૂહનું કલ્યાણ કરવાને મોક્ષને પણ દૂર કરવો પડે તો પણ શું! અનેક જન્મ લેવા પડે તો પણ શું! એમ અગમ્યગુરૂ પોતાના બોધથી અને આચરણથી સૌને કહી રહ્યા હતા. જ્યારે લાખો મનુષ્યો પરમ સત્યથી વિમુખ થયા છે અને લાખો અજ્ઞાનને લીધે સંસારનાં બંધનોમાં સપડાય છે ત્યારે બહેતર છે કે મોક્ષની કે સમાધિની પણ દરકાર કર્યા વગર સંસારનાં બંધનમાંથી તેમને છોડાવવા એમ અગમ્યગુરૂનું જીવન કહી રહ્યું હતું. આસપાસની દુઃખી સ્થિતિ જોવા છતાં જે મનુષ્યો મોક્ષ કે સમાધિમાં આનંદ મેળવવા મથે છે તેઓ સ્વાર્થી છે એમ એમનું ચારિત્ર્ય સૌને દર્શાવી રહ્યું હતું. જનહિત સાધતાં સાધતાં અને અખિલ વિશ્વનું કલ્યાણ કરતાં કરતાં જ મોક્ષના અધિકારી થવું અને નિષ્કામપણે જગતનું હિત કરતે કરતે મોક્ષને પ્રાપ્ત કરવો એમ તે બોધ સૌને આપી રહ્યા હતા, અને જનકલ્યાણ કરવામાં અનેક જન્મ વીતી જાય અથવા દેહનો પણ ભોગ અપાય તો પણ શું એવો તેમનો અડગ નિશ્ચય હતો.

હૃષીકેશચંદ્ર તેમના અડગ નિશ્ચયથી ચકિત થયો. તેમનું વિશાળ હૃદય જોઇને તે આશ્ચર્ય પામ્યો. પોતાની માગણી અયોગ્ય છે એમ તેને ભાન થયું. તે અગમ્યગુરૂના કહેવાનો ભાવાર્થ મનમાં સમજી ગયો. સમાધિના આનંદની લાલચમાં તે લપટાયો તેથી તેને ખેદ થયો. અગમ્યગુરૂએ તેની પરીક્ષા કરી હતી. તે મનમાં જાણતા હતા કે હૃષીકેશચંદ્ર બીજાને માટે લાગણીવાળો છે. તેમની ખાત્રી હતી કે તે અખિલ વિશ્વની મુક્તિ માટે પ્રયાસ કરશે. તેમની ઇચ્છા હતી કે હૃષીકેશચંદ્રે ઉચ્ચ આત્માનુભવ પ્રાપ્ત કરી તેનો લાભ સર્વ જગતને આપવો અને નહીં કે સમાધિમાં રહી પોતે એકલાએજ તેનો સ્વાદ ચાખ્યા કરવો. હૃષીકેશચંદ્રને આશ્ચર્ય પામતો જોઇને પાછા અગમ્યગુરૂ બોલ્યા:

"બચ્ચા, ગ્રીષ્મ રૂતુમાં જેમ વડનું ઝાડ અનેકને આશ્રય આપે છે તેમ તું અનેક પીડિત જનોને આશ્રય અને આશ્વાસન આપ. જેમ

એક સુંદર ફુવારો પોતાની જળધારાઓને આસપાસ પ્રસરાવી મુકે છે તેમ તું પરમ સત્યનો પ્રવાહ સમસ્ત જગતના કલ્યાણને માટે વહેવરાવી મુક. તારામાં વિત્તિપણું નથી પણ લોકકલ્યાણ કરવાની વાસના છે. તારામાં દેશદાઝ છે. તે તને પરાણે પરાણે તે રસ્તે જ લઇ જશે. તું તારી પ્રકૃતિની સામે થઇ શકીશ નહીં."

હૃષીકેશચંદ્ર વળી વધારે આશ્ચર્યમાં ગરક થઇ ગયો. મોહમાં ગરક થઈ ગએલો અર્જુન જેમ શ્રી કૃષ્ણની સામે હાથ જોડીને ઉભો રહ્યો હતો તેમ તે અગમ્યગુરૂની સામે હાથ જોડીને ઉભો રહ્યો તે દિઙ્‌મૂઢ બની રહ્યો. શું બોલવું તે એને સુઝયું નહીં. આખરે તે બોલ્યોઃ

"મહારાજ, આપના મહાસાગર જેવા વિશાળ હૃદયને હું કળી શકતો નથી. આપના ઉંડા અને સર્વસ્પર્શી બોધને હું યથાર્થ ગ્રહી શકતો નથી. હું પામર છું. શાસ્ત્રોના વિશાળ ક્ષેત્રમાં મારી બુદ્ધિ ખુંપી શકતી નથી. આપના જેવા મહાત્માઓનાં બોધ અને ચારિત્ર્ય મન બુદ્ધિ અને વાણીથી પર છે. તે હૃદયમાં ઝટ ઉતરી શકતાં નથી. હું આપનો દાસાનુદાસ છું. હું આપને શરણે આવ્યો છું. આ ભવસાગર તરવાનો મને માર્ગ બતાવો. આપ જેમ કહેશો તેમ કરવાને હું તૈયાર છું."

અગમ્યગુરૂએ જવાબ આપ્યોઃ "ભાઈ, બે પ્રકારના મહાપુરૂષો આ જગતમાં અવતાર લે છે. પહેલા પ્રકારના મહાપુરૂષો બ્રહ્માનંદમાં જ મગ્ન થઇ તેમાં ને તેમાં જ સ્થિત રહે છે. સર્વ જગતનું ભાન તેઓ ભૂલી જાય છે. તેમનો સ્વાનુભવ એની મેળે જ જગતમાં ધીમે ધીમે પ્રસરે છે. બીજા પ્રકારના મહાપુરૂષો બ્રહ્મભાવને પામી જગતમાં વિચરે છે. તે બીજાને પરમ સત્યનો સ્વાદ ચખાડે છે. તેમનો બ્રહ્માનંદ ભૂતદયામાં બદલાઇ જાય છે. તેઓ જીવનમુક્તની દશાને ભોગવે છે. જગતમાં કંઇ કાર્ય કરવાને તે આવેલા હોય છે. તે કાર્ય કર્યા પછી તે પાછા બ્રહ્માનંદમાં લીન થઇ જાય છે. આવા બીજા પ્રકારનો મહાપુરૂષ થવાને તું યોગ્ય છે. માટે વડના ઝાડની માફક અનેક પીડિતજનોને આશ્રય આપ અને તેમનાં દુઃખ ટાળવાને તત્પર થા. એ કાર્યને તું સિદ્ધ કરીશ એટલે તારો આત્મા આપોઆપ જ બ્રહ્માનંદમાં લીન થશે."

"જેવી ગુરૂમહારાજની આજ્ઞા." એમ કહી બે હાથ જોડીને હૃષીકેશચંદ્ર ઉભો રહ્યો અને થોડી વાર પછી પોતાની પર્ણકુટી તરફ ચાલતો થયો.

# પ્રકરણ ૧૪ મું.

## વાદવિવાદ.

બપોરે જમી પરવારીને હૃષીકેશચંદ્ર બેઠો હતો એટલામાં તેણે વેગળેથી એક પુરૂષને આવતો જોયો. તે પુરૂષ છેક પાસે આવ્યો. હૃષીકેશચંદ્ર તેને ઓળખ્યો. તે તેનો મિત્ર દીનબંધુ હતો. તેને ઓળખતાં જ હૃષીકેશચંદ્ર બોલી ઉઠયોઃ "દીનબંધુ, તું અહીં કયાંથી?"

"ભાઇ, તમારી ભાળ કહાડવાને આવ્યો છું"

"હું કયાં જતો રહેવાનો હતો?"

"મળ્યે બહુ દહાડા થયા તેથી મનમાં થયું કે તપાસ કરૂં."

"માતા પિતા તો ખુશીમાં છે ને?"

"હા, ખુશીમાં છે. પણ તમને મળવાને બહુ ઝંખના કર્યા કરે છે."

"હું કંઇ નાનો કીકલો છું કે મારે માટે ઝંખના કરવી પડે!"

"ભાઇ, એ તો માબાપનો જીવ છે. તમે તમારા મનથી મોટા પણ માબાપને મન તો નાના કીકલા!"

"પણ એટલા બધા અધીરા શામાટે થવું જોઇએ?"

"માબાપનો જીવ તો એવો અધીરો જ હોય! પાળી પોષીને મોટાં કરેલાં છોકરાંને વેગળા કરવાં એ એમને ઘણું કઠણ લાગે છે."

"ઇંગ્રેજો પોતાનાં છોકરાંને હજારો ગાઉ દૂર મોકલે છે. શું તેમનો પ્રેમ ઓછો હશે?"

"પુત્રના ભવિષ્યના વિચાર આગળ તેમનો પ્રેમ દબાઈ જાય એટલે દરજ્જે ઓછો જ."

"આપણાં માબાપ આટલાં બધાં અધીરાં થાય છે તેને હું તો મનની નબળાઇ કહું છું."

"ભાઈ, તમે પરણ્યા નથી. તમને સંસારનો અનુભવ શો છે? એક વાર પરણો અને પુત્રનું મુખ જુવો પછી કહેજો કે માબાપ અધીરાં કેમ થાય છે? એ પુત્રવત્સલતા કંઇ આણી આવતી નથી. એ તો સ્વાભાવિક છે."

હૃષીકેશચંદ્ર સાંભળી રહ્યો. દીનબંધુ ચુપ થઈ ગયો. થોડી વાર પછી તે પાછો બોલ્યોઃ "ભાઇ, એ તો બધું ઠીક છે, પણ હવે પાછા ઘેર ચાલો. તમારાં માતુશ્રીએ અને પિતાએ તમને ઘેર તેડાવ્યા છે."

"કંઈ કામ છે કે અમસ્તો જ ?"

"તમને જોયે બહુ દિવસ થયા છે માટે."

"માત્ર મને જોયાથી જ એ રાજી થશે ?"

"હા, માત્ર જોયાથી જ. એમને બીજું કંઈ જોઇતું નથી."

"મને ઘેર બેસાડી મુકશે તેના કરતાં હું બહાર ફરીશ અને કંઇ કામ કરીશ તો તેથી એ વધારે રાજી નહીં થાય ?"

"ના, નહીં થાય. એમને તો તમારી જાત કરતાં દુનિયામાં બીજી એકે વસ્તુ વધારે વ્હાલી નથી."

"દુનિયામાં હું નામના કરૂં તો તે પણ તેમને વ્હાલી નથી ?"

"તમે નામના કરો તો તે તેમને ગમે. પણ ભાઇ, લોકો તો કહે છે કે તમે વેદીયા ઢોર છો, તમે વંઠી ગયા છો, તમારે નોકરી ચાકરી કરવી નથી અને મોટી મોટી વાતો કરી આમ તેમ ફરવું છે. ભાઇ, એમાં તમે શું રળ્યા અને તમારાં માબાપ પણ શું રળ્યા! આવી વાતોથી તમારાં માબાપનું મન દુઃખાય છે અને એ મોટી મુંઝવણમાં પડી જાય છે. તમે કંઇ સારી નોકરી ચાકરી કરો, પરણો, અને માબાપને સુખ આપો, ત્યારે જ માબાપને સંતોષ થાય અને જગતમાં તમારી વાહવાહ થાય."

"જુના વિચારના લોકો ભલે મને વંઠી ગયેલો કહે, અને માબાપ ભલે મનમાં એમ ધારે કે તેમને પુત્રનું સુખ નથી. એમના એ વિચાર કોઇ દિવસ બદલાશે. જગતનાં મોટાં કાર્યો કરવાને માટે મનુષ્યને નાનાં કાર્યોનો ભોગ આપવો પડે છે. એ ભોગ મેં આપ્યો છે. મારાં કાર્યો જગતની દૃષ્ટિએ આવશે ત્યારે એનું એ જ જગત મારી પ્રશંસા કરશે અને માતાપિતા વધારે રાજી થશે."

"પણ હાલમાં તો એ બિચારાં નિસાસા મુકીને દહાડા કહાડે છે."

"એમને કંઇ દુઃખ છે ?"

"દુઃખ માત્ર એટલું જ કે તમે તેમની પાસે નથી."

"દીનબંધુ, ભારતવર્ષમાં સ્ત્રીઓએ દેશકાર્ય માટે અનેક પ્રકારના ભોગ આપ્યા છે. ક્ષત્રાણીઓએ સ્વદેશકાર્ય માટે પોતાના પુત્રોને વેગળા કર્યા છે અને દેશકાર્યના યજ્ઞમાં હોમ્યા છે. પારકા પુત્રને બચાવવા પોતાના પુત્રનો ભોગ આપવા તૈયાર થનાર સતી

કુંતીએ કેટલા વિશાળ અંતઃકરણની, કેટલા દઢ દીલની, કેટલી પરાર્થે હોમાવાની ઉંચ વૃત્તિ દર્શાવી છે! વિમળાની વ્હારે ધાવાને રજા લેવા આવનાર શૂરવીર રાજસિંહને એટલી પણ વારને માટે ઠપકો દેનાર માતાએ કેવી દઢતા વીરતા ટેક અને પુત્રભોગ દાખવ્યાં છે! ભાઈ, સ્વદેશકાર્યના યજ્ઞમાં કુટુંબસ્નેહને પણ હોમવો પડે છે. સ્વદેશકાર્ય કરનાર કુટુંબને વળગીને બેશી રહી શકતા નથી. માતાપિતા મારે માટે ઝંખના કરે છે એ એમનો નિઃસ્વાર્થ પ્રેમ છે, પણ સ્વદેશકાર્યના યજ્ઞમાં એ પ્રેમની પણ આહુતિ અપાવી જોઇએ."

દીનબંધુ વિચારમાં પડ્યો. શો ઉત્તર આપવો તે એને સુઝ્યું નહીં. તે આમતેમ જોવા લાગ્યો. હૃષીકેશચંદ્ર સાથે વાદવિવાદમાં ફાવી શકશે નહીં એમ ધારીને તે થોડી વાર રહીને એકદમ કહેવા લાગ્યો: "ભાઇ, બધી વાત હવે પડતી મુકીને ઘેર ચાલો."

"મારે હમણાં ઘેર આવવું નથી. મારે ઈશ્વરને ખોળવો છે અને મારી માતૃભૂમિની સેવા કરવી છે. આ ભારત ભૂખ્યું છે. એને એક વાર પણ અન્નના સાંસા છે. એને પહેરવાને વસ્ત્ર નથી. એવી વખતે શું આપણે આપણા ભોગવિલાસનો જ વિચાર કરવો? હાય, મારા દેશી બાંધવોની આ દશા! એમનું દુઃખ મારાથી જોઇ શકાતું નથી. મારા દેશી ભાઈઓ અને બ્હેનો દુઃખી હોય અને શું મારે ઘેર પડી રહેવું? કદિ નહીં, કદિ નહીં."

"ભાઇ, તમે કંઇ નિશ્ચય ઉપર કેમ આવતા નથી? તમારા ભવિષ્યને માટે જો તમે વધારે કાળજી રાખશો તો જગતમાં તમે એક વધારે નામાંકિત અને પૈસાદાર મનુષ્ય થશો."

"ધન, વૈભવ અને સત્તા નરકનાં દ્વારો છે. ગરીબનો પૈસા હરી લઇને મારે પૈસાદાર થવું નથી. અમલની કેફ ચ્હડાવીને મારે અમલદાર બનવું નથી. પાપી પેટભરા બનીને મારે બડેજાવ મહેરબાન થવું નથી. કાળાં ધોળાં કરી કરીને મારે કોટ્યાધીશ કહેવડાવવું નથી. આ આપણા ભારતનાં સંતાનો અનેક દુઃખથી પીડાય છે. જો સર્વસ્વનો ત્યાગ કરીને તેમની વારે ધાવાને આપણે તૈયાર ન થઇએ તો ધૂળ પડી આપણી વિદ્યામાં અને ધિક્કાર છે આપણા જીવતરને!"

"તમે આમ તેમ ફરતા ફરો છો અને કંઇ કરતા નથી. જગત તમને હસે છે અને વળી વધારે હસશે. સૌએ કહે છે કે તમે ભણ્યા

પણ ગણ્યા નથી. તમે બી. એ. થયા પણ વ્યવહારમાં તો તમે બાળક જેવા છો. સારી નોકરી મેળવવાનો પ્રયાસ કરો અને જગતમાં ધન સંપત્તિ ભોગવો."

"જગતમાં રચી પચી રહેલા પ્રપંચી માણસો ભલે મારી નિંદા કરે કે સ્તુતિ કરે, મને તેની દરકાર નથી. ધીર પુરૂષો ન્યાયના પંથમાંથી કદિ ચળતા નથી. મને આ સંસાર નિરસ લાગે છે. જ્યાં જોઉં છું ત્યાં ખટપટ, પ્રપંચ, અને દંભ મારી નજરે આવે છે. આ સંસારની સમૃદ્ધિ મને ગમતી નથી. મનુષ્ય મોટો ધનવાન થાય છે કે મોટો ચક્રવર્તી રાજા થાય છે, પણ આખરે કાળ તેને ઝડપે છે અને સઘળી સમૃદ્ધિ અહીંને અહીં જ પડી રહે છે. એવી ક્ષણિક સમૃદ્ધિ મારે જોઇતી નથી."

"આવા કાયરતાના શબ્દો શું બોલો છો ? નોકરીને માટે પ્રયાસ કરો અને સારે હોદ્દે ચ્હડો."

"મારે નથી જોઇતો સારો હોદ્દો. આ જગત પ્રપંચથી ભરેલું છે. મોટા એટલા ખોટા જ છે. મોટો હોદ્દો મોટાને જ હજો. મારે એ પાપને પગથીએ ચ્હડવું નથી."

હૃષીકેશચંદ્ર થોડીવાર ચુપ રહ્યો. તે ઊંડા વિચારમાં પડ્યો. તેને નીચેની લીંટીઓ સાંભરી આવી. મનમાંને મનમાં તે ગાવા લાગ્યો:

નહીં સંસારમાં કંઇ સાર, જગત જાણે શું એ એ એ.<br>
કપટની આ સહુ બાજી, દુ:ખદ છે અંતમાં એ એ.—નહીં.<br>
કાળાં કર્મ કરી કરી, બનતા કોટયાધીશ,<br>
અન્યાયો બહુએ કરે, જે કહેવાય ન્યાયાધીશ;<br>
કપટનો છે ખજાનો આ, જગત જંજાળ મોટી એ.—નહીં.<br>
પાપી પાગલ ને વળી, પાજી અહીં પૂજાય,<br>
સાચા સજ્જનનું અહીં, કામ લગાર ન થાય:<br>
જુઠાણું સૌ ભર્યું જગમાં, આખર પસ્તાવાનું એ એ.—નહીં.

થોડીવાર પછી જાણે ઊંડા વિચારમાંથી જાગ્યો હોય તેમ તે દીનબંધુને પાછો કહેવા લાગ્યો: "ભાઇ, પેટ તો કુતરાં બિલાડાંએ ભરે છે, પણ ધન્ય છે એ પુરૂષને કે જે દેશોદયના યજ્ઞમાં સર્વસ્વને હોમે છે. દેશભક્ત સંન્યાસીનું પવિત્ર અને સ્વતંત્ર જીવન સારૂં કે સંસારીની છળકપટ અને પ્રપંચથી ભરેલી જીંદગી સારી ? જગતમાં

મનુષ્યો સ્વાર્થી બની, ઉંધાં છતાં કરી, પાપથી પોતાનાં પેટ ભરે છે. ધિક્કાર છે તેમને! ધન્ય છે સ્વદેશભક્તને, ધન્ય છે ત્યાગીને, કે જે પરમાર્થનાં કામ કરીને નિર્વિકારી સત્યને શોધે છે."

' પણ આ ગિરિરાજ ઉપર રહીને શું કરશો ?"

"આ ગિરિરાજની ભૂમિ અલૌકિક છે. અનેક મહર્ષિઓ અહીંઆં તપ તપ્યા છે. તેમની ભસ્મ હજી આ ભૂમિમાં પડી છે. તેમના શબ્દોને હજી આ તરૂઓએ સાચવી રાખ્યા છે. તેમની તપશ્ચર્યાનો પ્રભાવ અને પવિત્રતા અહીં પ્રસરી રહ્યાં છે. તેમની તપોમયતાની પ્રેરણા અમારાં જીવનને ઘડે છે. યુગના યુગ વહી જશે પણ ગિરિરાજ ભૂલાશે નહીં. ગિરિરાજ અનેક યુગને વિસરાવશે. અહીં જ્ઞાન અનેક શાખાઓમાં વહી રહ્યું છે. અહીં પવિત્રતા સર્વત્ર વ્યાપી રહી છે. વિવિધ પ્રકારની વિદ્યા અહીંથી જ જગતમાં ફેલાશે. પવિત્રતાના શાંત પ્રવાહ અહીંથી જ જગતમાં રેલાશે. અહીં જે જ્ઞાન પ્રગટે છે તે શાંતિ આપે છે કારણ કે તેને તપોમયતા સ્પર્શી રહેલી છે. જગતમાં જ્યાં જ્યાં સદ્‌વિદ્યા, પ્રભુમયતા કે તપોમયતા નજરે આવશે ત્યાં ત્યાં ગિરિરાજનો જ પ્રભાવ આલેખાશે. ગિરિરાજના જ્ઞાનમાં શક્તિ છે, ગિરિરાજના જ્ઞાનમાં શાંતિ છે, અને ગિરિરાજના જ્ઞાનમાં પરમ સુખ વસેલું છે. એ ગિરિરાજ ઉપર પવિત્ર સંન્યાસીઓની વચમાં રહી જીવનને પવિત્ર બનાવીશ અને ઇશ્વરને ખોળીશ, મારા આત્મામાં શાંતિ અને પવિત્રતા ભરીશ, અને શક્તિમત્ જ્ઞાનને લઈ શક્તિવાન બનીશ. મારી માતૃભૂમિની સેવા કરીશ, અને પ્રાણીમાત્રનો ઉદ્ધાર કરવામાં મારા દેહનું બલિદાન આપીશ."

"પણ ગિરિરાજ ઉપર રહ્યા વગર તે શું ન બને?"

"ગિરિરાજ ઉપર રહ્યા વગર સાધુસમાગમ થાય નહીં અને સાધુ સમાગમ વગર ચારિત્ર્ય ઘડાય નહીં."

"તમારી કૉલેજો ચારિત્ર્યને ઘડતી નથી?"

"કૉલેજમાં ઘડાયલું ચારિત્ર્ય ચારિત્ર્ય નથી. એ તો માત્ર ચારિત્ર્યની વિડંબના છે. ત્યાં હિંદુ વિદ્યાર્થી અસ્વાભાવિક જીવન જીવે છે. તેનું ગૃહજીવન અને કૉલેજજીવન જુદાં છે. એવા અસ્વાભાવિક જીવનથી ચારિત્ર્ય ઘડાય નહીં."

"એ કૉલેજોએ જ રાનડે, ગોખલે, વિવેકાનંદ, રામતીર્થ વગેરેને ઉત્પન્ન કર્યા છે."

"તેમને ઉત્પન્ન કરનાર કૉલેજની કેળવણી નથી પણ સાધુ-સમાગમ છે. સાધુસમાગમ વગર મનુષ્યમાં સાત્વિકતા, પવિત્રતા, પ્રભુભક્તિ અને સાચી સ્વદેશપ્રીતિ આવી શકતાં નથી. એથી સંન્યાસીઓ તરફ મને પક્ષપાત છે. વળી તે આપણી પ્રાચીન સંસ્કૃતિના રક્ષક છે. તેમને માત્ર જોવાથી જ મને ભારતના પ્રાચીન ગૌરવનું ભાન થાય છે."

"પણ તેને માટે જગતમાં આજ સ્થાન છે?"

"આવું પ્રભાવશાળી સ્થાન બીજું મને બતાવીશ?"

દીનબંધુ વિચારમાં પડયો. ભારતવર્ષના સંન્યાસીઓ તરફ તેણે પોતાની માનસિક દૃષ્ટિ ફેરવી અને મનમાં જરા તિરસ્કાર આણીને તે બોલી ઉઠયો :

"આજે ભારતના સંન્યાસીઓ નિરૂદ્યમી, ઢોંગી અને પેટભરા બની ગયા છે. તમે તેમને પૂજ્ય ગણો છો?"

"હું બધાને પૂજ્ય ગણતો નથી; પણ જે આજે પોતાના દૃઢ વૈરાગ્ય, ઉચ્ચ ચારિત્ર્ય, અને ઉંડા શાસ્ત્રજ્ઞાનથી આપણી જુની પુરાણી જર્જરિત ભારતભૂમિનો ઉદ્ધાર કરવાને મથી રહેલા છે, તેમને મારા અંતઃકરણથી નમસ્કાર છે. પાશ્ચાત્યોના આંધળા અનુકરણથી અને બીજી અનેકવિધ ધાર્મિક અને વ્યાવહારિક દુર્દશાઓથી અધોગતિના છેક ઉંડા ખાડામાં ભારતવર્ષને જઈ પડતું બચાવવાનું અસાધારણ કાર્ય કરનારા પરમ પૂજ્ય મહાન વીરાત્મા સ્વામી દયાનંદ સરસ્વતી, વિવેકાનંદ વગેરે શું વંદનીય નથી? એવા મહાન સંન્યાસીઓથી જ ભારતનો ઉદ્ધાર છે. ઈંગ્રેજી કેળવણીથી લાખો હિંદુઓ ખ્રિસ્તી બનતા હતા તે વેળાએ અદ્ભુત સંન્યાસીઓએ ભારતની જે સેવા બજાવી છે તે અપૂર્વ છે. તેનો નાશ થતો અટકાવવા પાછળ તેમણે જે શ્રમ વેઠયો છે તથા ઉમદા કાર્ય કરનારા બહાદૂર સંન્યાસીઓ અને ગૃહસ્થાશ્રમીઓ ઉત્પન્ન કરી, ગુરૂકુલો, મહાવિદ્યાલયો, અનાથાશ્રમો વગેરે સ્થાપી ભારતવાસીઓનાં સાંસારિક અને આર્થિક દુઃખો ટાળવાને તેમણે જે જે પ્રયાસ આદરેલા છે તે પ્રશંસનીય છે. એવા મહાત્માઓનો મહિમા મુખે વર્ણવી શકાય તેમ નથી. ધન્ય છે તે મહાન સંન્યાસીઓને! એવા સંન્યાસીઓ ભારતના ઉદ્ધારક છે. તેમના વડે જ ભારતનો ઉદ્ધાર થશે."

"મને આવી વૈરાગ્યની વાતોમાં વિશ્વાસ નથી. અખિલ વિશ્વ જ્યારે સુધારામાં પ્રગતિ કરી રહેલું છે ત્યારે તમે પ્રાચીન સમયમાં પાછા જવાની વાતો કરો છો."

"તમે સુધારો કોને કહો છો? યાંત્રિક શક્તિઓનું દેશમાં દાખલ થવું, રેલ્વે તાર અને એવાં અનેક ઐહિક સુખનાં સાધનો સ્થળે સ્થળે સ્થાપિત કરવાં, અને વિજ્ઞાનશાસ્ત્રના બળથી દેશનું પશુબળ વધારવું એનું નામ સુધારો નથી. એ તો મોટાઓની મોજ છે, ધનાઢયોના વિલાસ છે, અને રાજાઓ અને પ્રજાઓના મદનું નબળા અને નિર્ધનને કચરવાનું સાધન છે. બિચારા ગરીબોનો એમાં મરો છે. એથી ધનવાન વધારે ધનવાન બને છે અને નિર્ધન વધારે નિર્ધન થાય છે. એ સુધારાથી આજે જગતમાં બાહ્ય ટાપટીપ અને ડોળ વધ્યાં છે, પ્રજાઓ મદ રાગદ્વેષ, સ્વાર્થ અને અહંકારથી ઘેરાઇ છે, અને ઉચ્છૃંખલ બની સ્વતંત્રતાને નામે સ્વચ્છંદને આચરી રહી છે. એ સ્વચ્છંદથી પ્રજાઓ માંહ્યમાંહ્ય લઢશે અને પોતે જ પોતાનો અંત આણશે. ખરો સુધારો તો એજ છે કે જે માનવ જાતિમાં નીતિ, પ્રભુભક્તિ અને સર્વ પ્રતિ સમાનભાવ પ્રગટાવે છે, અને સર્વ સામાન્ય સુખને પ્રસરાવી દરેક મનુષ્યને શાન્તિનો ભોક્તા બનાવી પ્રભુપંથે દોરી તેને ઇશ્વરનો સાક્ષાત્કાર કરાવે છે. ખરો સુધારો તો એ જ છે કે જે મનુષ્યને જડ વિચારોથી દૂર કરી ઉચ્ચ ઇશ્વરી જ્ઞાન પ્રાપ્ત કરવા તરફ પ્રેરે છે, અને તેનો જીવાત્મા જે દિવ્ય શક્તિથી છુટો પડી ગયો છે તેમાં અંતે મળી જવાને તેને દોરે છે. મનુષ્યમાંથી પશુ-સ્વભાવને દૂર કરી તેને ઉચ્ચ જીવનનો સ્વાદ ચખાડવો, आत्मवत् सर्व भूतेषु એ સત્ય સુખના સુંદર ઝરાના આનંદનો પ્રવાહ સર્વત્ર પ્રસરાવવો, નીતિને રસ્તે મનુષ્યને પ્રવાસ કરાવી તેની પાસે પ્રેમ દયા અને દાનની લ્હાણી કરાવવી, અને ઇર્ષ્યા, લોભ તથા સ્વાર્થને ત્યજી ભ્રાતૃભાવ, શાંતિ અને સ્નેહના વિચાર મનુષ્યના હૃદયમંદિરમાં સ્થાપિત કરી શુદ્ધ પવિત્ર ચારિત્ર્યની સુંદર ભાવનાઓ મનુષ્યમાં સર્વદા સચેત જાગૃત રખાવવી એ સુધારાનું પ્રથમ કર્તવ્ય છે. આજકાલના સુધારાએ એમાંનું શું કર્યુ છે? તેણે તો પશુવૃત્તિઓને વધારી છે. જેમ જેમ મનુષ્યમાં પશુવૃત્તિઓ વધારે હોય છે તેમ તેમ તે વિષયવાસનાને વધારે ચ્હાય છે. એ પશુવૃત્તિઓનો નાશ નહીં કરનાર પણ ઉલટી તેને બ્હેકાવનાર સુધારો ધારો જ નથી."

"આવા આવા વિચારોથી આર્ય પ્રજા પ્રગતિ કરતી અટકશે અને વધારે આળસુ અને જડ બનશે."

"આજ કાલના સુધારાથી જગત ઉંચે ચ્હડે છે કે અધોગતિને પ્રાપ્ત કરતું જાય છે?"

"વિજ્ઞાનશાસ્ત્રના બળથી પ્રજાઓ ઉન્નતિને શિખરે ડોલે છે."

"દીનબંધુ, ઉજળું એટલું દુધ ન જાણીશ. ડુંગરા દૂરથી રળીયામણા દીસે છે. બાહ્ય ભપકાથી મોહિત થઇશ નહીં. જગત-નિયંતા પ્રભુના નિયમોને તું હજી જાણતો નથી. કોઇ પણ મનુષ્ય અથવા પ્રજાના ઉદયનો આધાર તેના પવિત્ર સંસ્કારો ઉપર રહેલો છે. જેટલે દરજ્જે તેનામાં ધર્મ અને નીતિ હશે તેટલે દરજ્જે તેનો ઉદય થશે. સુખના શિખર ઉપર જવાને ઇચ્છનાર મનુષ્ય અથવા પ્રજાએ જેમ બને તેમ ઇંદ્રિય સુખથી વિમુખ બની, શમ દમાદિનું સેવન કરી, આધ્યાત્મિક બળની વૃદ્ધિ કરવી જોઈએ; જગતનાં મહાન સત્યોને નિઃસ્વાર્થપણે અને ગંભીરપણે જીવનની રગેરગમાં ઉતારવાં જોઇએ; અને એવા પવિત્ર અને ઉત્કૃષ્ઠ જીવનમાંથી અદ્‌ભુત કાર્યો ઉદ્‌ભવશે અને અદ્‌ભુત ઉન્નતિ અને સુખ વહેશે. એ સુખ જ સત્ય અને અક્ષય્ય છે.

"પ્રાચીન કાળના રૂષિઓ અને યોગીઓનાં જીવન એ સિદ્ધાંતનાં દૃષ્ટાંતો છે. અર્વાચીન સમયમાં પણ કાર્લાઇલ, એમર્સન અને મેથ્યુ આર્નોલ્ડ જેવા પુરૂષોનાં ચરિત્રો એ સત્યને જ પ્રતિપાદન કરી રહ્યાં હતાં. તેમના પછી ફ્રેડરીક હેરીસન, ટેનીસન, અને સ્ટેડ જેવા મહાન પુરૂષોએ ઇંગ્લાંડ અને અમેરિકામાં એના એજ તત્ત્વનો બોધ કરી અનેક પોકારોથી પાશ્ચાત્ય પ્રજાઓને સમજાવ્યું છે કે ઉદર-નિર્વાહને અર્થે તેમણે યોજેલાં વ્યાઘ્રાદિ પશુઓના જેવાં સાધનો તુચ્છ અને નીતિથી વિરૂદ્ધ છે. ઇંગ્લાંડના વડા પ્રધાન ગ્લાડસ્ટને પોતાના ધાર્મિક જીવન અને નૈતિક પ્રોત્સાહનથી પ્રજાના હૃદયમાં ઉચ્ચ ભાવનાઓ જાગૃત કરી મુકી હતી. જગત એક પવિત્ર અને નીતિમય મંદિર છે એમ તેણે સર્વને સમજાવ્યું હતું. સત્ય અને પ્રમાણિકપણાનો દૃઢ આગ્રહ અને જુસ્સો પ્રજાના હૃદયમાં તેણે રેડયો હતો. હાલમાં તે હયાત નથી પણ તેનામાંથી ઉતરી આવેલા પવિત્ર સંસ્કારો કેટલાક ઇંગ્રેજોના જીવનને હજી પણ અલંકૃત કરી રહેલા છે. તે વડે જ તેમનો ઉદય છે. એ પવિત્ર સંસ્કારો તેમના હૃદયમાં

ટકી રહેશે ત્યાં સુધી તેમનો અસ્ત થનાર નથી. પ્રખ્યાત રોમન રાજા માર્કસ ઑરેલીયસ જેનું નામ વિશ્વમાં એક તત્વવેત્તા તરીકે પ્રસિદ્ધ છે અને જે રાજમહેલનો વૈભવ ત્યજી વિદ્યાર્થી તરીકે એકાંતવાસમાં રહેવાનું વધારે પસંદ કરતો હતો તેનો મધુર અવાજ આપણા કાનમાં આવીને કહે છે કે ભાઇઓ! હાથ અને પગની માફક એકબીજાને મદદ કરવાને આપણે સરજાયલા છીએ. મનુષ્યે મનુષ્યની સામે થવું એ કુદરતથી વિરૂદ્ધ છે. એ મહાપુરૂષનાં વચનો આત્મસંયમ અને સાદું જીવન હાલના જમાનાના વધતા જતા વૈભવ અને દાદને ટપકા રૂપ છે. હાલનો મુડીવાદ વિનાશકારક છે. હાલની દુઃખદ હડતાલો એ મુડીવાદનાં જ પરિણામ છે. હાલના વિજ્ઞાનશાસ્ત્રના બળથી મેળવેલું સુખ ખરૂં સુખ નથી અને તે ઝાઝી વાર ટકશે નહીં. હાલના સુધારાનું ધ્યેય લક્ષ્મી અને સત્તા છે. માનવજાતિનું ધ્યેય તે હોઇ શકે નહીં. એનાથી સર્વને સુખ અને સંતોષ મળે નહીં. એટલા માટે જ આપણા ઋષિમુનિઓએ માનવ જાતિમાં સર્વ સામાન્ય સુખ પ્રસરાવવાને સંસ્કૃતિનો આદર્શ મોક્ષ રાખ્યો છે કે જેથી સર્વને સુખ અને શાંતિ પ્રાપ્ત થાય."

"ભાઇ, તમારા વિચારો છેક જ બદલાઇ ગયા છે. તમે હવે દુનિયાના માણસ રહ્યા નથી. તમારા ધ્યેયમાં મસ્ત બની તમે આમ તેમ રખડયા કરો છો તેથી શું વળ્યું?"

"આ સંસારનો એકે પદાર્થ મને ગમતો નથી. સંસારમાં હું જરાયે સુખ જોતો નથી."

"ભાઇ, નોકરી કરો અને સારે હોદ્દે ચ્હડો અને પછી જોઇ લ્યો કે સંસારમાં સુખ છે કે નહીં."

"મારે સારો હોદ્દો જોઇતો નથી. તમે પરીક્ષાઓ પાસ કરીને બહુ તો મોટા જડજ થશો અને તમારૂં પેટ ભરશો. બીજું તમે શું કરશો? આખરે એ હોદ્દો પણ નાશ પામશે, અને તમને કાળ ઝડપશે. જગતમાં સૌએ પોતાનું પેટ તો ભરે છે, પણ ધન્ય છે એ પુરૂષને કે જે સ્વાર્થને ત્યજી બીજાઓનું કલ્યાણ કરે છે અને પોતાના દેશને માટે સર્વસ્વને હોમી દે છે."

"ભાઇ, હવે એ બધી વાતને જવા દ્યો અને પાછા ઘેર ચાલો."

"આ ગિરિરાજની ભૂમિ ઘણી પવિત્ર છે. આ તપોભૂમિમાં તપસ્વીઓ તપ તપ્યા છે. તેમનાં તપથી પવિત્ર થયેલી આ ભૂમિની

પવિત્રતાનો પ્રભાવ અમર છે. લાખો વર્ષ વહી જશે પણ અહીંની પવિત્રતા ભુસાવાની નથી. અહીં પગસંચાર કરનારના હૃદયમાં તે પવિત્રતાનો વાસ કરાવશે અને તેને ઈશ્વર સાક્ષાત્કાર સહજ પ્રાપ્ત થશે. અત્યારે પણ અગમ્યગુરૂ જેવા મહા સમર્થ તપસ્વી અહીં વસી રહેલા છે તેથી આ ભૂમિમાંથી ખસવું મને જરાયે ગમતું નથી."

"ભાઇ, વધારે શું કહું, પાછા ચાલો."

"અગમ્યગુરૂ વગર મને હવે ચેન પડતું નથી."

"તમારી હઠ છોડી દો."

"હું હઠ કરતો નથી. મહાજનો ગયા છે તે પન્થે જ જઉં છું."

"આપણે એવા સાધુઓની પ્રીતિ શા કામની?"

"એમાંજ હું અલૌકિક આનંદને ભોગવું છું."

"એથી ઘણું વિપરીત થશે."

"ભાઈ, એથી જ મારા મનના અભિલાષ પુરા થશે."

"તમારો આખો ભવ બગડશે, અને તમારી આબરૂ ઘટશે."

"એથી જ મારી આબરૂ અને કીર્તિ વધશે."

"સંસારમાં સુખ, સંપત્તિ, ધન, આબરૂ, વૈભવ વગેરે હોય. એ સાધુઓની સંગત શા કામની? સંસારમાં રહીને વિધવિધ ભોગને ભોગવો."

"મને આ જગતની રીત ગમતી નથી. સંસારના ભોગ મને ઝેર સમાન લાગે છે. આ ગિરિરાજ ઉપર રહીને હું કંઈ કંઇ લ્હાવા લઈશ."

"તમે હવે હઠે ભરાયા છો."

"દીનબંધુ, તું વિચાર કરીશ તો તને સમજાશે કે આ મારી હઠ નથી. આપણા ઋષિમુનિઓ વનવાસને ભોગવતા અને જીવનનો અમૂલ્ય સમય પ્રભુચિંતનમાં ગાળતા. એથી જ જગતનું કલ્યાણ છે. એ વાતને તું કેમ ભૂલી જાય છે?"

"પણ ભાઈ હવે જમાનો બદલાયો છે."

"જમાનો બદલાયો નથી, પણ તમારાં ચિત્ત બદલાયાં છે. જગતમાં પ્રપંચ, સ્વાર્થ, અને મિથ્યા ડોળ વધ્યા છે અને મનુષ્યોએ પ્રભુને વિસારે પાડી દીધો છે. મોહમયી મદિરાને પીને આખું જગત ઉન્મત્ત બની ગયું છે. પણ એક દિવસ એવો આવશે કે જ્યારે સૌએ

પસ્તાશે અને આ મારૂં તારૂં છોડીને સૌએ પ્રભુને પંથે પરવરશે. ત્યારે જ આ પૃથ્વી ઉપર સ્વર્ગનું સુખ ભોગવાશે. આજે તમે જેને સુખ કહો છો તે ખરૂં સુખ નથી. ધન, વૈભવ, પુત્ર, કલત્રાદિમાં તમે સુખનો સમાવેશ કરી દ્યો છે, પણ ખરી રીતે તે સુખનાં સાધન નથી. ખરૂં સુખ તો પવિત્રતા અને પ્રભુતામાં છે. ખરૂં સુખ પ્રભુભક્તિ અને આત્મચિંતનમાં છે. આધુનિક જમાનાના બાહ્ય ભપકાથી અંજાઇ રહેલું જગત એ બાહ્ય ભપકામાં જ સુખ જોઇ રહ્યું છે. આજે તે આડે માર્ગે વહ્યે જાય છે. જ્યારે સમસ્ત જગતમાં પ્રભુને પંથે પરવરશે ત્યારે જ તેના ખરા ઉદયનો પ્રારંભ થશે અને ત્યારે જ તેનું શ્રેય થશે અને કલ્યાણ સધાશે."

"ભાઇ, તમે જુના જમાનાની વાતો કરો છો."

"એ જુના જમાનાને વિસરીને તમે કદિએ તમારૂં શ્રેય સાધી શકવાના નથી. જે પ્રજા ભૂતકાળના ઇતિહાસને ભૂલી ગઇ છે તે કદિ ઉદયને શિખરે ચડતી નથી. પવિત્રતા, સાધુતા, પ્રભુમયતા, અને તપોમયતાનાં જ્વલંત દૃષ્ટાંતો તમને જુના જમાના વગર બીજે કહીં મળનાર નથી, અને એ પવિત્રતા, સાધુતા, અને પ્રભુમયતા વગર જગતનો ઉદ્ધાર કદિએ થનાર નથી. પાશ્ચાત્ય સંસ્કૃતિની એક મોટી ભૂલ છે કે તેણે માનવ જીવનમાંથી ધર્મનાં ઉંચાં તત્વોને ખસેડી નાંખ્યાં છે, અને તેથી પ્રજાઓ મગરૂર અને સ્વાર્થી બની વરૂની માફક એક-બીજાના ઉપર તલપી રહી છે. ધર્મ વગર તેમનો ઉદ્ધાર નથી."

આમ વાતો કરતા બંને મિત્રો બેઠા હતા એટલામાં વિશુદ્ધાનંદ, સદાનંદ વગેરે સંન્યાસીઓ ત્યાં આવી પહોંચ્યા. સમય સવારનો હતો. સર્વે સુવર્ણા ઉપર સ્નાન કરવાને માટે જતા હતા. તેમણે હૃષીકેશ-ચંદ્રને પોતાની સાથે લીધો. દીનબંધુ પણ તેમની સાથે ગયો. સર્વે સુવર્ણાના તીર ઉપર આવી પહોંચ્યા. આસપાસ દૃષ્ટિ નાંખી લાંબો હાથ કરીને બતાવતો વિશુદ્ધાનંદ બોલી ઉઠયોઃ "જુઓ, આ અમારા ગિરિરાજની શોભા, અને આ અમારી સુવર્ણાનું સૃષ્ટિસૌંદર્ય! સ્વર્ગને પણ ભૂલાવે એવી આ ભૂમિ સુંદર અને પવિત્ર છે. ગુજરાતમાં સૃષ્ટિ-સૌંદર્ય નથી એમ ફરિયાદ કરનારે માત્ર આ ગિરિરાજની પરિક્રમા કરવી અને આ સુવર્ણાનો તટ નીહાળવો એટલે એને એની ભૂલ સમજાશે. જુવો આ ખળખળ વહી જતી સુવર્ણા! અમારે મન

એ પતિતપાવની ગણાય છે. સંસારીઓ નર્મદાને પતિતપાવની ગણે છે. અમે એટલે સુધી દૂર જવાને બદલે આ સુવર્ણાનું માહાત્મ્ય સમજી એના પુણ્ય સલિલમાં સ્નાન કરી પાવન થઇએ છીએ. તમારી દૃષ્ટિ ગમે ત્યાં નાંખો, સર્વત્ર તમને સૌંદર્ય પથરાયલું જ જણાશે."

હૃષીકેશચંદ્રે બારીકીથી નજર આમતેમ ફેરવવા માંડી. સુવર્ણાના તટ ઉપર અને આસપાસ તેને અવનવાં દૃશ્યો માલમ પડવા લાગ્યાં. એક પાસ પહાડને પણ શરમાવે એવી ઉંચી ભેખડો નજરે આવતી તો બીજી પાસ ચાલતે ચાલતે પગલાં ઉંડાં પડી રહે એવી પથરાયલી રેતીનો સપાટ પટ દૃષ્ટિગોચર થતો. વસંતમાં હોળી ખેલતી કોઇ યુવતિ મુઠીએ મુઠીએ રંગ ઉરાડે, ધક્કામુક્કી કરે, ઘડીકમાં કોઇની ખાગી ખળાય અને ઘડીકમાં તેના લાગમાંથી સટકી જાય તેમ આ સુવર્ણાનું પાણી સ્વતંત્રપણે વિહાર કરતું, અમર્યાદિત હલનચલન-પૂર્વક વિખરાતું અને સંકોચવાળી જગ્યામાં સમાઇ પૂર્ણ જોસથી આગળ વહેતું, હસતું, નાચતું, કુદતું, જાણે તટ પાસે આવેલા સ્થિર પહાડોને ચીડવતું હોય તેમ અનેક ભાવોને પ્રગટ કરતું, સ્ત્રીના મનોહર હાવભાવ અને ચાંચલ્યને ધારણ કરતું આગળ વહ્યે જતું હતું. સુવર્ણામાં વચમાં વચમાં કોઇ નાની ટેકરીઓ હતી. તેની આસપાસ જળ ફરી વળતું અને ગાંભીર્યને ધારણ કરી ક્ષણવાર સમાધિની દશા ભોગવતું. ઘડીકમાં જાણે જળદેવીઓ નદીની રેતીમાં ખેલીને પગલાં પાડતી હોય તેમ પટ ઉપર પથરાયલી રેતી ઉપર પથરાતું અને સ્વ-ચ્છંદે વિહાર કરી જાણે થાકી ગયેલી જળદેવીઓ પોતાને સ્થાને પાછી જતી હોય તેમ મુખ્ય પ્રવાહમાં ભળી જતું. ઘડીકમાં તે નદીના કંકર સાથે અથડાતું અને તેમના ઉપર ચ્હડેલા મેલને ધોઇ નાંખી તેમને સ્ફટિક જેવા ચકચકિત બનાવી મૂકતું અને પ્રેક્ષકના હૃદયમાં સુવર્ણાના કંકર એટલા શંકર હોય એવો ભાસ ઉત્પન્ન કરતું.

હૃષીકેશચંદ્રની દૃષ્ટિ એ કંકરો ઉપર ક્ષણવાર ઠરી. નદીના પટ ઉપર પથરાયલી રેતીમાં સ્ફટિકને પણ શરમાવે એવા ઉજળા ગોળ પથરાઓ અહીં તહીં વિખરાયલા પડેલા તેની નજરે આવ્યા. કાશી તેને યાદ આવ્યું. ત્યાં રસ્તામાં અહીં તહીં પડેલાં શિવલિંગ તેની સ્મૃતિમાં તરી આવ્યાં. નદીનું સૌંદર્ય, તેનાથી ઉત્પન્ન થયેલી કાશીની સ્મૃતિ, અને એ બંનેથી પેદા થયેલી ધર્મભાવના અને

ભક્તિભાવની વચમાં અથડાતો તેનો આત્મા ક્ષણવાર સંકલ્પવિકલ્પને ભુલી સ્થિર થઇ રહ્યો. હૃષીકેશચંદ્ર ઉંડા વિચારમાં પડયો. તેનું હૃદય ભકિતપૂર્ણ બન્યું અને ઘણા ઉલ્લાસથી તે નદી ઉપરના સૃષ્ટિ-સૌંદર્યને નિહાળી રહ્યો. તે બોલ્યો: "વિશુદ્ધાનંદ, વિશુદ્ધાનંદ, નદી પર્વત કે સુંદર અરણ્યની ઘટામાં જ આપણા પ્રાચીન ઋષિમુનિઓએ પોતાનાં નિવાસસ્થાન પસંદ કર્યાં હતાં, તેનું કારણ એજ છે કે એ સ્થળોનાં સૌંદર્ય, પવિત્રતા અને એકાંતતા એમની શાંતિ અને આનંદમાં સહાયરૂપ બની રહેતાં. આવાં સ્થળો આપણને જગતનું ભાન ભુલાવે છે અને પોતાના સૃષ્ટિસૌંદર્યથી હૃદયમાં ભકિતભાવને પ્રેરે છે. અહીં આવનાર મનુષ્ય સંસારની ચિંતાઓને ભુલી શાંતિને અનુભવે છે."

સર્વે કંઇ બોલ્યા ચાલ્યા વગર જરા આગળ ચાલ્યા, નદીની રેતીમાં ઉતર્યા, અને જળપ્રવાહ પાસે ગયા. એક સુંદર કંકર હૃષીકેશચંદ્રના ચિત્તને આકર્ષી રહ્યો. તેને તેણે હાથમાં લીધો. હીરા અને માણેક જેવું તેજ જાણે તેમાં નિહાળતો હોય તેમ તે તેને આમ તેમ ફેરવીને જોવા લાગ્યો. તે એટલો બધો લીસો હતો કે તેને પોતાના ગાલે અડકાડવાનું તેને મન થયું. તેમ કરીને તેણે કોઇ અદ્‌ભુત સ્પર્શનો આનંદ અનુભવ્યો. તેને તેમ કરતો જોઇને વિશુદ્ધાનંદ જરા આગળ આવ્યા અને પોતાના અંચળાના ખીસ્સામાંથી એક સુંદર શિવલિંગ બહાર કહાડીને હૃષીકેશચંદ્રને બતાવવા લાગ્યો.

"હૃષીકેશભાઇ, જુવો આ શિવલિંગ ! એ પણ આ સુવર્ણના કંકરોમાંનો એક કંકર જ છે. પ્રભુની અલૌકિક લીલાના બળે અહીંના બધા કંકરો શંકરના લિંગ જેવા ગોળ ઘડાય છે અને સુંવાળા રેશમ જેવા થઇ અત્યંત મોહક બને છે."

હૃષીકેશચંદ્રે એ શિવલિંગને હાથમાં લીધું અને તેના સૌંદર્ય, તેજ, અને સુંવાળાશથી તે ચકિત થયો. તે બોલ્યો: "જડ જગત હીરા અને માણેક શિવાય બીજા પથ્થરોમાં સૌંદર્ય નિહાળી શકતું નથી. તેને તેની ભૂલ આ સુવર્ણા નદીના કંકરો બતાવે છે."

"હા, મહારાજ. જગત હીરા માણેકને તેજસ્વી, સુંદર અને અમૂલ્ય ગણે છે, પણ અમે સાધુઓ આવા શિવલિંગને અત્યંત મનોહર અને અમૂલ્ય ગણીએ છીએ. કોઇ હજાર રૂપિઆ આપે તોપણ આ શિવલિંગ હું તેને ન આપું."

વિશુદ્ધાનંદનો વૈરાગ્ય અને શિવલિંગ તરફનો પક્ષપાત જોઇને હૃષીકેશચંદ્ર આશ્ચર્ય પામ્યો. તે એક વાર ફરીથી નદીના વિશાળ તટ ઉપર દૃષ્ટિ નાંખી રહ્યો અને તેના કંકરોને નિહાળીને મનમાં રાજી થવા લાગ્યો. ભારતના ભવ્ય પ્રાચીન ધર્મની ઉચ્ચ ભાવનાઓ સ્થૂળ સ્વરૂપને ધારણ કરીને ગોળાકાર કંકરોમાં સમાઇ રહી હોય તેવો તેને ભાસ થયો અને વિશુદ્ધાનંદ એ ભાવનામય કંકરને શિવલિંગ રૂપે પોતાની પાસે રાખી પોતાને અત્યંત ધર્મિષ્ઠ, ભાવિક અને ભક્તિપૂર્ણ સમજતો હોય એવો પ્રત્યક્ષ અનુભવ તેને થયો. એટલામાં વિશુદ્ધાનંદ બોલી ઉઠયોઃ

"પારસમણિના સ્પર્શથી જેમ લોઢું સુવર્ણ બની જાય છે તેમ આ શિવલિંગ પાસે રાખવાથી અમે શ્રદ્ધાવાન, ભક્તિવાન અને બળવાન બનીએ છીએ. એનો સ્પર્શ અમને કોઈ અમૂલ્ય માત્રાની ગરજ સારે છે."

એમ બોલતો બોલતો વિશુદ્ધાનંદ ટટાર થઇને છાતી કહાડીને ચાલવા લાગ્યો.

હૃષીકેશચંદ્રે તેનું ધાર્મિક બળ પ્રત્યક્ષ અનુભવ્યું અને તેના કથનનું સત્ય તેના મનમાં તનમાં અને રૂંવે રૂંવે વ્યાપી રહ્યું. તે ઉંડા વિચારમાં પડયો. મૂર્તિપૂજાનું સ્વરૂપ અને હિંદુ જીવન ઉપર તેની પ્રબળ અસર વિષે તે મનમાં વિચાર કરવા લાગ્યો અને આખરે બોલ્યોઃ "ઇંગ્રેજી ભણેલાઓ અને સમાજસુધારકો મૂર્તિપૂજાને ભલે વખોડે, પણ મૂર્તિપૂજાએ હિંદુ જીવનમાં મોટો અગત્યનો ભાગ ભજવ્યો છે. એ મૂર્તિપૂજાથી ભારતવર્ષમાં અનેક સંતો પાકયા છે. નરસિંહ મહેતો, મિરાંબાઈ તુકારામ. રામદાસ વગેરે અનેક ભક્તો એ મૂર્તિપૂજામાંથી જ ભક્તિ, સામર્થ્ય અને મુક્તિને મેળવી ગયા છે."

સર્વેએ નદીમાં સ્નાન કર્યું અને પાછા આશ્રમ તરફ જવા લાગ્યા. હૃષીકેશચંદ્ર પણ તેમની સાથે જ ગયો. તેના મનમાં હજી અનેક વિચાર ઘોળાયા કરતા હતા. તેના હૃદયમાં હજી અનેક શંકાઓ ઉઠતી હતી. તે અગમ્યગુરૂ પાસે ગયો, અને તેમને અનેક પ્રશ્નો પુછવા લાગ્યો. અગમ્યગુરૂના અગાધ ચારિત્ર્યબળ અને વિલક્ષણ બુદ્ધિથી તે અંજાતો પણ તેના મનનું પુરેપુરૂં સમાધાન થતું નહીં. તે અનેક શંકાઓ કરતો અને અગમ્યગુરૂને કોઇવાર ગભરાવી નાંખતો

પણ એ મહાસમર્થ ગુરૂ શાંત ચિત્તથી સઘળું સાંભળતા અને તેને યોગ્ય ઉત્તર આપી તેના મનનું સમાધાન કરતા.

જેમ જેમ હૃષીકેશચંદ્ર વેદાન્તનાં અગાધ સત્યોમાં ઉંડો ઉતરતો ગયો તેમ તેમ તેની શંકાઓ વધતી ગઈ. પાશ્ચાત્ય વિદ્યાનો પ્રભાવ કેવો છે! મનુષ્યના હૃદયમાં તે કેવા કેવા તર્કોને ઉત્પન્ન કરે છે! કેવી નાસ્તિકતાને તે પ્રગટાવે છે! મનમાં અસંખ્ય શંકાઓ ઉઠવાથી એકવાર ષીકેશચંદ્ર ઘણો ગભરાયો અને મનમાં બોલ્યોઃ "આ બધું ઈંગ્રેજી હું ભૂલી જઉં તો કેવું સારૂં!"

અગમ્યગુરૂ અને હૃષીકેશચંદ્રનો મેળાપ હિંદના પ્રાચીન અને અર્વાચીન વિચારોનો સંયોગ હતો. એ મેળાપમાં પ્રાચીન અને અર્વાચીન જીવન પ્રવાહો સાથે સાથે વહેવા લાગ્યા. અગમ્યગુરૂ અને હૃષીકેશચંદ્રના વાદવિવાદમાં બન્ને પ્રવાહોનાં સામાન્ય શ્રેષ્ઠ તત્વો એકઠાં થવા લાગ્યાં અને ભાવિ આર્યજીવન ઘડાવા લાગ્યું તથા હિંદના પ્રાચીન ગૌરવ ઉપર અર્વાચીન વિચારોની ઇમારત ચણાવા લાગી. હૃષીકેશચંદ્રનું હૃદય સંસ્કારી હતું પણ આધુનિક વિચારોનું સામ્રાજ્ય તેમાં પ્રવર્તી રહ્યું હતું. અગમ્યગુરૂ પ્રાચીન ગૌરવની સાક્ષાત્ મૂર્તિ હતા, અને હૃષીકેશચંદ્ર આર્યસમાજ, બ્રહ્મસમાજ, સંસાર સુધારો અને પાશ્ચાત્ય સમાજશાસ્ત્રની ભાવનાઓથી ભરપુર હતો. બંને આર્ય સંસ્કૃતિના પૂજક હતા, પણ ધ્યેય પ્રતિ જવાની બંનેની દિશાઓ જુદી હતી. અગમ્યગુરૂ શુદ્ધ સનાતન ધર્મનું ખરૂં સ્વરૂપ દર્શાવી રહ્યા હતા. પ્રાચીન હિંદનું આધ્યાત્મિક જીવન, તેની ભાવનાઓ, તેની સાધુતા અને ધાર્મિક અનુભવોને તે પ્રત્યક્ષ કરાવી રહ્યા હતા. પ્રભુભક્તિ અને આત્મદર્શન વિષે બોધ કરતાં અત્યંત ભાવથી તે આવેશમાં આવી જતા અને તેમનો આત્મા પરમાત્મામાં તદાકાર થઈ જતો. તે સમાધિમાં લીન થઈ જતા અને આસપાસનું ભાન ભૂલી જતા. એ સ્થિતિમાં તે ધર્મનાં કેટલાંક ગુહ્ય અને અગમ્ય તત્વોને ઉચ્ચારતા અને શ્રોતાજનોને વિસ્મય પમાડતા.

આવા પવિત્ર મહાત્માના દર્શન માત્રથી જ સામાના હૃદયમાં પવિત્રતાનો વાસ થતો, દુષ્ટોની દુષ્ટતાનો ત્યાગ થતો, અને નાસ્તિકો આસ્તિક થઇ જતા. મદ્યપાન અને વ્યભિચારમાં ગરક થઈ ગયેલા ઘણા નાસ્તિક પુરૂષો તેમનો સાચો ભાવ, ભક્તિ અને અસાધારણ જીવન જોઈને

એકદમ સદ્દગુણી બની જતા. નાસ્તિકતા અને અશ્રદ્ધા સામે પોકાર કરવાને તેમનું જીવન હતું. હિંદુ ધર્મનો પુનરોદ્ધાર કરી, હિંદુઓના ધાર્મિક જીવનની ઇમારતના ખવાઇ ગયેલા પાયાની મરામત કરી તે પાયા ઉપર વેદનાં સત્યોથી એક ભાવી ઇમારત, વધારે ભવ્ય અને સુંદર, ચણવાને તેમનો અવતાર હતો. સમસ્ત ભારત-વાસીઓનું જીવન એક છે, તે વેદનાં સત્યો ઉપર રચાયલું છે, વેદરૂપી માળાનો દરેક ભારતવાસી એક મણકો છે, એમ ભારતના સમષ્ટિ જીવનની સ્થાપના કરવાને અને તેમાં રહેલી ધાર્મિક એકતા દર્શા-વવાને આ મહાપુરૂષ અવતર્યા હતા. પાશ્ચાત્ય પ્રજાઓનું અનુકરણ કરવા સામે તેમનું જીવન સખત પોકાર કરી રહ્યું હતું. માત્ર બોધથી જ નહીં પણ પોતાના ઉત્તમ ચારિત્ર્ય અને અનુભવથી તે ધર્મનાં સત્યો સૌના મનમાં ઠસાવી રહ્યા હતા. હિંદુ ધર્મમાં પેશી ગયેલા લોકાચાર, વ્હેમ, અને દંભ સામે તે ખરૂં સત્ય સમજાવી રહ્યા હતા. વેદનાં સત્યોનું ખરાપણું, તેમની ઉપયોગિતા, અને શક્યતા તે પોતાના જીવનથી સિદ્ધ કરી રહ્યા હતા.

અગમ્યગુરૂનો બોધ સમજવાને હિંદુ ધર્મનું બંધારણ અને તેમાં રહેલાં ગુહ્ય તત્વો સમજવાની જરૂર છે. વેદાન્ત ધર્મનું આદર્શ નિત્ય, શુદ્ધ, બુદ્ધ, મુકત, નિર્વિકારિ બ્રહ્મ છે. એ બ્રહ્મનો સાક્ષાત્કાર કરવો એ તેનું લક્ષ્ય છે. વેદાન્ત કહે છે કે આ સઘળું બ્રહ્મ છે; જે દશ્ય છે અને જે અદશ્ય છે, તે બ્રહ્મ છે. જે જ્ઞાત છે અને જે અજ્ઞાત છે, સ્વર્ગ મૃત્યુલોક, વેદ અને જે વેદ નથી તે પણ, જે આદિ છે અને જે અનાદિ છે, એ સઘળું બ્રહ્મ છે. અખિલ વિશ્વ બ્રહ્મ છે. સત્ય બ્રહ્મ છે. આ જગતમાં બ્રહ્મ સિવાય બીજું કંઇ છેજ નહીં. દેવતાઓ, મનુષ્યો, કીટ, પતંગ, વગેરે સર્વની પાછળ બ્રહ્મ સત્તા અને સાક્ષીરૂપે રહેલું છે. सर्वं खलु इदं ब्रह्म. આખું જગત બ્રહ્મ રૂપ છે. જે આ અનુભવે છે તે પરમ સુખને પામે છે. તે શોકને તરી જાય છે. તે મોહને તરી જાય છે. ઇશ્વરના જુદા જુદા અવતારો એકજ બ્રહ્મનાં સ્વરૂપ છે. દરેક દેશ, કાળ, અને જન સ્વભાવને અનુ-સરીને તે જુદી જુદી જગ્યાએ જુદા જુદા સ્વરૂપે પ્રગટ થયેલું છે. તે સૌ એક જ બ્રહ્મનાં રૂપ છે. તેમને જે ભજે છે તે ઇંદ્રિયોની મોહજાળમાંથી છુટીને બ્રહ્મપદને પામે છે.

બ્રહ્મજ્ઞાની સર્વત્ર બ્રહ્મ સિવાય બીજું કંઇ જોતો નથી. કોઇને તે નિંદતો નથી. તે કોઇને દુઃખ દેતો નથી. બ્રહ્મને જાણનાર આ જગતના તુચ્છ પદાર્થો અને વાસનાઓથી ઉંચે ને ઉંચે ઉડે છે. સરોવરના જળની સપાટી ઉપર જેમ એક કમળ સંપૂર્ણ વિકાસને પામી સંપૂર્ણપણે ખીલી પોતાની સહસ્ર પાંખડીઓ આસપાસ પ્રસરાવી તેમાંથી નીકળતી સુવાસથી સર્વ પ્રદેશને સુવાસિત કરી મુકે છે તેમ બ્રહ્મજ્ઞાની આ જગત રૂપી સરોવરની સપાટી ઉપર નિર્લેપ રહી પોતાના હૃદયરૂપી કમળમાંથી અગાધ પ્રેમ પ્રસરાવી જગતને ચકિત કરી મુકે છે. જેણે આત્માને ઓળખ્યો છે તે જ ખરો ધર્માંધ છે. વેદાન્તનાં આવાં ઉદાર તત્વોનો અગમ્યગુરૂ બોધ કરતા. વેદાન્તધર્મનો ઉપદેશ જ્યારે આ પ્રમાણે થશે ત્યારે સર્વ ધર્મની સત્યતા અને એકતા અનુભવાશે, સર્વ ધર્મના અનુયાયીઓ એક બીજાની સાથે હળીમળીને ચાલશે, ખરો ભ્રાતૃભાવ પ્રસરશે, સ્વધર્મનો મિથ્યા પક્ષપાત દૂર થશે, અને પૃથ્વી ઉપર સુખ શાંતિનો વાસ થશે, એમ અગમ્યગુરૂ પોતાના જીવનથી અને બોધથી સૌને સમજાવી રહ્યા હતા.

આવા મહાસમર્થ ગુરૂની પાસે હૃષીકેશચંદ્ર આવ્યો હતો. તેની બુદ્ધિ અનેક તર્કવિતર્ક કરતી હતી. તેના મનમાં અનેક સવાલ ઉઠતા હતા. અગમ્યગુરૂની આસપાસ વીંટળાઇને સર્વે શિષ્યો બેઠા હતા; અનેક સિદ્ધાંતોની ચર્ચા અહીં ચાલી રહી હતી. હૃષીકેશચંદ્રનો અશાંત આત્મા તેમાંથી કંઇ બોધ ગ્રહણ કરતો, પણ તેના મનમાં તર્કનું સામ્રાજ્ય પ્રસરી રહ્યું હતું. તે મનમાં બોલ્યો: " અંધશ્રદ્ધા શા કામની? મનનું સમાધાન પ્રથમ થવું જોઇએ. દરેક સત્યને જાતે અનુભવવું જોઇએ. જ્યારે આમ થાય ત્યારે જ તેમાં આત્માનો પૂર્ણ પ્રકાશ પડી શકે. મનને દબાવવાથી કે તેની પાસે અમુક વાત પરાણે ગ્રહણ કરાવવાથી તેનું સમાધાન થતું નથી."

હૃષીકેશચંદ્ર ઉંડા વિચારમાં પડ્યો. તેનું મન અનેક જાતના તર્કોથી ભરપૂર બની રહ્યું હતું. મનની અસ્થિરતા અને અજેયતાનો તેને કંઇક અનુભવ થવા લાગ્યો. વળી મનમાં ને મનમાં તે બોલ્યો: " શ્રી કૃષ્ણે ગીતામાં ખરૂં કહ્યું છે કે મન ઘણું પ્રમાદિ, બળવાન, અને દ્દઢ છે. તેનો નિગ્રહ વાયુના નિગ્રહ જેવો દુષ્કર છે. મન ચંચળ અને અસ્થિર છે. તેની સ્થિતિ વાનર જેવી છે. જેમ વાંદરૂં એક

ડાળીએથી કુદીને બીજી ડાળે જઇને બેસે છે તેમ આ ચંચળ મન એક વિષય ઉપરથી બીજા વિષય ઉપર ઝટ ચાલ્યું જાય છે. તેને પરાણે દબાવવાથી ક્ષણ વાર તે દબાય છે, ક્ષણ વાર તે સંતોષ પામે છે; પણ પાછું તે પોતાની મૂળ સ્થિતિએ આવીને ઉભું રહે છે. તેને સંતોષવાનો એક જ માર્ગ છે. માનસિક શક્તિઓનો સંપૂર્ણ વિકાસ થવા દેવો, તેમને પુરેપુરી ખીલવવી, તે જે શંકાઓ કરે તે કરવા દેવી, તેને દબાવવી નહીં, પણ સત્ય જ્ઞાન વડે તેને નિર્મૂળ કરવી. એજ મનનું સમાધાન કરવાનો અને તેને શાંત પાડવાનો ખરો ઉપાય છે. આ પ્રમાણે સંસ્કારી થયેલું મન બુદ્ધિ અને આત્માની સાથે એકતાને પામશે અને મનુષ્યને આધ્યાત્મિક બનાવવામાં સહાયભૂત થઇ રહેશે."

આવા આવા અનેક વિચારોથી હૃષીકેશચંદ્રનું મગજ ઓતપ્રોત થઇ રહ્યું હતું. એથી કરીને તે અનેક તર્ક ઉઠાવવા લાગ્યો અને દરેકે દરેક સત્યને સાબિત કરવાને પુષ્કળ વાદવિવાદ કરવા લાગ્યો, અને તેના મનનું સમાધાન થાય નહીં ત્યાંસુધી કોઇપણ સત્યને કબુલ નહીં કરવું એવો તે આગ્રહ ધરવા લાગ્યો.

તેનો આગ્રહ, વિવાદ કરવાની શકિત, અને અડગ નિશ્ચય જોઇને સર્વે આશ્ચર્ય પામ્યા. અગમ્યગુરૂ તે જોઇને રાજી થયા. તે મનમાં કંઇક હસ્યા અને બોલ્યા: "બચ્ચા, દરેક સત્યને તપાસી જો, દરેક સત્યને અનુભવી જો. આપણા ઋષિમુનિઓએ દરેક સત્યનો જાતે અનુભવ કર્યો છે અને પછીથી અખિલ વિશ્વ આગળ તેમને ધર્યા છે, અને સમસ્ત જગતને છાતી ઠોકીને કહ્યું છે કે એ સત્યોની પરીક્ષા સ્વાનુભવથી કરી જુવો."

હૃષીકેશચંદ્ર સાંભળી રહ્યો. થોડીવાર પછી તે પાછો અનેક સવાલો પુછવા લાગ્યો. સર્વ શિષ્યો સાંભળી રહ્યા. અગમ્યગુરૂ અને હૃષીકેશચંદ્રનો મેળાપ પ્રાચીન અને અર્વાચીન વિચારોનો સુસંયોગ હતો. બંનેમાં જે શ્રેષ્ઠ હતું તે એમના વાદવિવાદમાં નીકળી આવતું. કેવળ પ્રવૃત્તિ અહિતકર છે અને તે અધમતાએ પહોંચાડે છે તેમજ કેવળ નિવૃત્તિ સંસારમાં અશક્ય અને અનર્થકર છે, માટે સંસારીઓએ બંનેનો સુસંયોગ કરી જીવનને વહેવરાવવું, એ ઘોષણાને તેમનો વાદવિવાદ સર્વત્ર પ્રસરાવી રહ્યો હતો. ઇંદ્રિયસુખને ત્યજો, ઇંદ્રિયોને વશ કરો. જેણે ઇંદ્રિયોને જીતી તેણે સર્વ જીત્યું, એ સિદ્ધાંતની તે

સિંહ ગર્જના હતો. બ્રહ્મચર્યના પ્રભાવનો તે જયઘોષ હતો. વૈરાગ્ય અને ઇંદ્રિયદમનનું તે સૂચન હતું. માનવસ્નેહ અને સ્વદેશપ્રીતિનું તે ઉચ્ચતર સ્વરૂપ પ્રગટ કરતો હતો. સ્વાશ્રય અને અડગ શ્રદ્ધાનો તે ઉત્તમ બોધ હતો. કામવાસનાનો તે કટ્ટો શત્રુ હતો. સદ્પ્રવૃત્તિ અને નિવૃત્તિના સુસંયોગનો તે સાધક હતો. પ્રભુપરાયણતા અને સ્વાર્થત્યાગનો તે ઉત્તમ ઉપદેશ હતો.

હૃષીકેશચંદ્ર અને અગમ્યગુરૂના સમાગમથી ગિરિરાજ ઉપર એક નવીન પ્રકારનો સંન્યાસી વર્ગ ઉભો થયો. તેમના વાદવિવાદથી સંન્યાસીઓના હૃદયમાં નવો રસ રેડાયો અને તેમની પ્રવૃત્તિઓના માર્ગ અંકાયા. અગમ્યગુરૂ જુના વિચારના હતા પણ દેશકાળને અનુસરીને તેમણે તેમના વિચારોમાં ઘટતો ફેરફાર કર્યો હતો. એથી કરીને તેમનું જીવન પ્રાચીન અને અર્વાચીન વિચારોનું મિશ્રણ કરી હિંદનું ભાવિ કેવે માર્ગે ઘડવું તેની યુકિત હતું. સંસારમાં એક પ્રવાસી તરીકે જીવન ગાળનારની તે સર્વોત્તમ કથા હતી. પાષાણના દેવો કરતાં મનુષ્ય દેવતાઓને વધારે ભજનાર, અરે, તેમને માટે પ્રાણ અર્પનાર મહાન પ્રભુભકતની તે ભકિત હતું. ધર્મના સત્ય સવરૂપનો તે પાઠ હતું. ધર્મપ્રવર્તકોને તે કર્તવ્યનો ઉપદેશ હતું. સંસારનું મિથ્યાપણું તે દર્શાવી રહ્યું હતું. સર્વ ધર્મની એકતાનું તે સૂચન હતું. માનવસ્નેહનો તે ઉત્તમ નમુનો હતું. દીન, દુઃખી અને નિરાધારનું તે બેલી હતું. ક્રિશ્ચિયનોને ક્રાઇસ્ટના તે અનુયાયી જણાતા, બૌદ્ધોને તે બુદ્ધ દેખાતા, બ્રહ્મસમાજીઓને તે બ્રહ્મસમાજી દિસતા, આર્યસમાજીઓને મન તે આર્ય ધર્મરક્ષક મનાતા, સંસારસુધારકો તરફ તે સહાનુભૂતિ દર્શાવતા, મૂર્તિપૂજકોને તે મૂર્તિપૂજક ભાસતા, ભક્તને તેમનું ભક્ત હૃદય ભક્તિમાં ડુબાડતું, જ્ઞાનીને તે અદ્વૈતવાદના નેતા જણાતા, અને સ્વદેશાભિમાની પુરૂષને તે સ્વદેશપ્રેમના અપ્રતિમ ઝરો દિસતા. આ પ્રમાણે એમનું જીવન સર્વ પ્રવૃત્તિઓમાં વહેતું છતાં પણ તે સર્વથી નિર્લેપ રહી પ્રભુભક્તિમાં લીન રહેતા અને એક વેદાંતી તરીકે સચ્ચિદાનંદ સ્વરૂપનો પૂર્ણ આનંદ ભોગવતા.

એક વાર વાદવિવાદ કરતે કરતે હૃષીકેશચંદ્ર પુછવા લાગ્યો: "મહારાજ ! આપ તો પ્રાચીન સંસ્કૃતિના પૂજક છો. આપ એમ ધારો છો કે આપણી પ્રાચીન સંસ્કૃતિથી જ ભારતનો ઉદ્ધાર થશે?"

અગમ્યગુરૂએ બહુ ગંભીરપણે જવાબ આપ્યો: "ભારતનો તો શું પણ અખિલ વિશ્વનો ઉદ્ધાર તેથી જ છે."

"વિશ્વ પાસેથી ભારતને કંઇપણ શિખવાનું કે મેળવવાનું નથી ?"

"મેળવવાનું ઘણુંએ છે. પણ પાસે જે હોય તેને શું તેણે ખોવું જોઇએ ? જ્ઞાનની અવધિ નથી. તેના પ્રકાર વિવિધ છે. ભારતને અન્ય દેશો પાસેથી ઘણુંએ શિખવાનું છે તેમ તેણે અન્ય દેશોને ઘણું શિખવવાનું છે. આપણા પ્રાચીન ઋષિમુનિઓએ જે પારમાર્થિક જ્ઞાન મેળવ્યું છે, તેના જેવું પારમાર્થિક જ્ઞાન તને જગતમાં કહીંએ જડશે નહીં. ભારતવર્ષ સકળ ધર્મની જનની છે. સઘળા ધર્મોનો જન્મ અહીં જ છે. ધર્મપ્રવર્તકો, પેગંબરો વગેરે અહીંથી જ પ્રેરણા પામ્યા છે. એ પારમાર્થિક જ્ઞાન વગર આજે અખિલ વિશ્વની સંસ્કૃતિઓ અપૂર્ણ રહી છે. અન્ય પ્રજાઓ ભારતવર્ષના પારમાર્થિક જ્ઞાન માટે તલસી રહી છે. એ જ્ઞાન તેમને આપો. જગતનો ઉદ્ધાર તેથી થશે અને તમને જગતમાં ઉચ્ચ સ્થાન મળશે. તમે સદાએ અન્ય પ્રજાઓના શિષ્યો જ થઇને રહેશો ? તમારે તમારૂં પારમાર્થિક જ્ઞાન તેમને આપવાનું છે અને તેમના ગુરુ થવાનું છે. એ પારમાર્થિક જ્ઞાનનો ફેલાવો કરવાને જ ભારતવર્ષનું વિશ્વમાં અસ્તિત્વ છે. એ કાર્યને તમે સાધો અને સઘળું જગત તમને ચ્હાશે, અને તમારી સાથે મૈત્રી રાખશે. અન્ય દેશો પાસેથી આપણે વિજ્ઞાન, કળા, હુનર શિખવાનાં છે, પણ આપણું પ્રાચીન જ્ઞાન આપણે છોડી દેવાનું નથી. તે વગર આપણો ઉદ્ધાર નથી. તે જ્ઞાનનો લોપ થશે તો ભારતમાંથી બ્રહ્મચર્ય, સત્ય અને નીતિનો નાશ થશે, ભારત છિન્નભિન્ન થઇ રહેશે, અને જગતમાં ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કરી શકશે નહીં. બ્રહ્મચર્ય, સત્ય અને નીતિ ઉપર પ્રજાઓના ઉદયનો આધાર છે. પારમાર્થિક જ્ઞાન વગર અને ધર્મ ઉપર શ્રદ્ધા વગર આજે ભારતવર્ષમાંથી બ્રહ્મચર્ય, સત્ય અને નીતિનો લોપ થયો છે અને આર્યપ્રજા નિ:સત્વ અને નિર્માલ્ય બની રહી છે. પાશ્ચાત્યોનું ખોટું અનુકરણ કરીને આર્યપ્રજા ભોગવિલાસ અને મોજશોખમાં પડી અનેક આધિ વ્યાધિ અને ઉપાધિમાં ગરક થઈ રહી છે. વિષયવાસનાને તૃપ્ત કરવી એજ આજે તેના જીવનનું ધ્યેય છે. તેણે ઇંદ્રિયોને બ્હેકાવી છે. પ્રજામાં

સંયમ હવે રહ્યો નથી. જે ભૂમિ એકવાર બ્રહ્મચર્ય અને સંયમને માટે અખિલ વિશ્વમાં પ્રસિદ્ધ હતી તેણે આજે સંયમને ખોયો છે. જે ભૂમિએ બ્રહ્મચર્ય અને સંયમથી પરશુરામ, અર્જુન, ભીમ, પ્રતાપ, શિવાજી વગેરે વીરપુરુષોને ઉત્પન્ન કર્યા તે ભૂમિમાં આજે વેંતીયાં મનુષ્યો નજરે આવે છે. જે ભૂમિમાં ગુણવાન્, ચારિત્ર્યવાન્, વિદ્યાવાન્, બળવાન અને પ્રભાવશાળી પુરૂષો અહીં તહીં નજરે આવતા તે ભૂમિમાં આજે આદર્શરહિત, નિર્માલ્ય અને નિઃસત્વ મનુષ્યો નજરે આવે છે. સંયમ વગર સંતતિ વધતી જાય છે અને ભારતવર્ષ વધારે દારિદ્રયમાં ડુબતું જાય છે. પારમાર્થિક જ્ઞાન વગર બ્રહ્મચર્ય અને સત્ય ટકશે નહીં અને આર્ય પ્રજાનો ઉદય થશે નહીં."

હૃષીકેશચંદ્ર સાંભળી રહ્યો. અગમ્યગુરૂના બોધ ઉપર તે ઉંડો વિચાર કરવા લાગ્યો. મનમાં ને મનમાં તે બોલ્યોઃ "નૈતિક અને આધ્યાત્મિક શ્રેષ્ઠતા આર્યશાસ્ત્રોનું આદર્શ છે. વિશ્વની સર્વ પ્રજાઓએ માન્ય કરેલું છે કે એથી ઉચ્ચતર આદર્શ બીજું કોઈ પણ હોઈ ન શકે. ભારતવર્ષ ! ભારતવર્ષ ! આજે તું ક્યા આદર્શને અનુસરી રહ્યું છે ? મનુષ્ય તેની તે જ સ્થિતિમાં સર્વદા રહી શકતો નથી. તે ઉર્ધ્વગતિએ ચ્હડે છે અથવા તો અધોગતિને પ્રાપ્ત કરે છે. ગમે તો તે સત્ય, ભક્તિ, જ્ઞાન વગેરેને વધારીને દેવ સમાન બનવા યત્ન કરે છે અથવા તો તે સ્વાર્થ, લોભ, મોહાદિને વશ થઈ અધમતાને પ્રાપ્ત કરતો જાય છે. ભારતવર્ષ ! ભારતવર્ષ ! તું ઉચ્ચ સ્થિતિએ ચ્હડે છે કે અધમતામાં નીચે ઉતરે છે !"

હૃષીકેશચંદ્ર વિચારમાં ડુબી ગયો. અખિલ ભારતવર્ષ ઉપર તેણે દષ્ટિ નાંખવા માંડી. સર્વત્ર તેને અસત્ય, સ્વાર્થ અને ઝેર વેર જણાવા લાગ્યાં. એ ટાળવાના ઉપાયોને તે મનમાં શોધવા લાગ્યો. એટલામાં જાણે એના મનની વાત અગમ્યગુરુ જાણી ગયા હોય તેમ તે બોલી ઉઠયાઃ

"આર્ય પ્રજાનું સ્વાભાવિક જીવન ધર્મ છે. તેની નસે નસમાં ધર્મ ઉતરી આવેલો છે. ધર્મ તેની રગે રગમાં વ્યાપી રહેલો છે. ધર્મ તેનો પ્રાણ અને આત્મા છે. ધર્મમાં તેની એકતા છે. ધર્મ તેનું ખરૂં ધ્યેય છે. આપણા પૂર્વજોનું ધ્યેય ધર્મ હતો. તેમણે ધર્મથી જ પ્રજાનો સૂક્ષ્મ અને સ્થૂલ દેહ ઘડયો છે. ધર્મને તેમણે જીવનના

ધ્યેય તરીકે સ્વીકાર્યો હતો. એ ધર્મરુપી સરિતા આપણા જીવનમાં વહી રહી છે. એ ધ્યેયને હવે બદલવું મુશ્કેલ છે. શું તમે ગંગાના પ્રવાહનો માર્ગ બદલી શકશો? પાશ્ચાત્ય વિદ્યાથી આજે આર્યો શણગારેલાં ખાલી ખોખાં જેવા બની રહ્યા છે. તેમનામાં પ્રાણ નથી, આત્મા નથી. ધર્મ આર્યોનો પ્રાણ છે, આત્મા છે. એ ધર્મને પુનઃ જાગૃત કરો, આર્યોનાં હૃદયમાં ધર્મરુપી પ્રાણને ભરો, તેમાં આત્માનો વાસ કરાવો, અને પારમાર્થિક જ્ઞાન રૂપી સત્વને તેમાં પ્રેરો. તેથી આર્ય પ્રજા ઉન્નતિને પંથે સ્હડશે. આર્ય જીવન રુપી સરિતા કયાં વહે છે તે જાણ્યા વગર તેની ઉન્નતિના પ્રયાસ મિથ્યા છે. પ્રાચીન આધ્યાત્મિકતાને આર્યજીવનમાં પુરેપુરી વહેવરાવો. જ્યારે આર્યો પોતાનું સ્વાભાવિક જીવન જીવશે ત્યારે તેમને સ્વકર્તવ્યનું ભાન થશે અને આર્યપ્રજા જગતને આંજી નાંખે એવાં અદ્‌ભુત કાર્યો કરશે. આધ્યાત્મિકતાથી તે ખરી પવિત્રતામાં રહેલું શૂરત્વ દાખવશે. ધર્મના ખરા સ્વરૂપને સમજીને તે ખરી સ્વદેશપ્રીતિ જગવશે અને પારમાર્થિક જ્ઞાનથી ઉદ્‌ભવતી સહજ પ્રેમવૃત્તિથી, અને તે વૃત્તિથી ઉછળતી અને સર્વદા જાગૃત રહેતી અખિલ વિશ્વનું કલ્યાણ કરવાની દૃઢ ઇચ્છાથી ભારતવર્ષમાં ભ્રાતૃત્વ અને એકતા તે સ્થાપશે અને તેના કલ્યાણના માર્ગ યોજશે. તેનું ધાર્મિક જીવન આર્થિક, સામાજીક, અને રાજકીય પ્રવૃત્તિઓમાં વહેશે, તે નિરૂદ્યમી મટી ઉદ્યમી થશે, અને નવીન ભાવીને ઘડશે. એને એનું ધાર્મિક સ્વાભાવિક જીવન જીવવા દો. આજે એ અસ્વાભાવિક જીવન જીવી રહી છે."

હૃષીકેશચંદ્ર પાછો સાંભળી રહ્યો. શો જવાબ આપવો તે એને સુઝયું નહીં. અગમ્યગુરૂના તેજમાં તે અંજાઇ રહ્યો. તેમના પ્રભાવથી તે આશ્ચર્ય પામ્યો. તેમની પવિત્રતા અને અલૌકિક જીવનથી તે મુગ્ધ બની રહ્યો. એ પવિત્ર અને અદ્‌ભુત જીવનને જોઇને તે સ્વાભાવિક રીતે આત્માના ઉચ્ચ પ્રદેશમાં ઘસડાઇ જવા લાગ્યો અને તેની આસપાસનું સઘળું વાતાવરણ પવિત્ર બની રહ્યું. પવિત્ર મંડપમાં સ્થાપિત થયેલી પવિત્રતાની મૂર્તિ જે સ્વાર્થત્યાગ, વૈરાગ્ય, અને આધ્યાત્મિક વિદ્યાથી અલંકૃત થયેલી હતી અને જેના ઉપર આત્માની જ્યોતિનો પ્રકાશ સર્વદા ઝળહળી રહ્યો હતો, જેની સંનિધિમાં અશુદ્ધ વિચાર એની મેળે જ નષ્ટ થતા હતા અને હૃદય

શુદ્ધ સાત્વિક ઉન્નતિએ સ્થિત થતું હતું, એવી ભવ્ય મૂર્તિની આગળ તે જાણે કે ઉભો હોય તેવો તેને ભાસ થવા લાગ્યો. માનવજીવનમાં કેવી અલૌકિક શક્તિઓ રહેલી છે અને તે કેળવાય તો તેની સત્તા કેટલે સુધી પહોંચે છે તેનો આબેહુબ ચિતાર અગમ્યગુરૂ આપી રહેલા હતા. આર્ય જીવન શું શું કરી શકે, આર્ય જીવનની મહત્તા અને તેમાં રહેલી ગુહ્ય શક્તિઓ કેવી અને કેટલી છે તેનું ભાન તે સર્વને કરાવી રહ્યા હતા. પવિત્ર ગુરુઓની આવશ્યકતા, પ્રાચીન ભાવનાઓનું ગૌરવ તથા શ્રેષ્ઠ બળ અને ફળનો તે સર્વોત્કૃષ્ટ નમુનો આપી રહ્યા હતા. હિંદના અગ્રગણ્ય પુરુષો કેવા ચારિત્ર્યશીલ જોઇએ, ખરેખરા દેશભક્તે શું શું કરવું જોઇએ, તેનાં માપ, દિશા અને સીમા તે દર્શાવી રહ્યા હતા. ભારતવર્ષનું જીવન ધર્મ છે, ધર્મ તેનું લક્ષ્ય છે, ધર્મ તેનો હેતુ છે, ધર્મ તેનો નેતા છે, તેનું સાધન ધર્મ છે, અને તેના કલ્યાણનો ઉપાય પણ ધર્મ છે, એ સૂત્રનો તે સંદેશો હતા.

હૃષીકેશચંદ્ર અગમ્યગુરૂ સામે જોઈ રહ્યો. તેમનું પ્રભાવશાળી જીવન, ભવ્ય ચારિત્ર્ય, ઉચ્ચ વિચાર અને અલૌકિક આત્મદર્શન જોઈને તે સ્તબ્ધ બની ગયો. તે કંઈ બોલી શકયો નહીં. કંઈ વિચાર પણ તે કરી શકયો નહીં. આશ્ચર્યમાં તે ગરક થઈ ગયો. તેને હર્ષથી રોમાંચ થયો. તેની કાયા થરથર ધ્રુજવા લાગી. શ્રી કૃષ્ણના પ્રભાવ જોઈને જેમ અર્જુન દિગ્મુઢ બની વિસ્મય પામતો બે હાથ જોડીને તેમની સામે જોઈ રહ્યો હતો તેમ હૃષીકેશચંદ્ર અગમ્યગુરૂનો પ્રભાવ જોઇને બે હાથ જોડીને તેમની સામે આશ્ચર્યથી જોતો ઉભો રહ્યો. આખરે તે બોલ્યોઃ

"મહારાજ, આપનાં જ્ઞાન, વિદ્યા અને શક્તિ અલૌકિક છે. આપની દષ્ટિ દીર્ઘ છે. આપની પારમાર્થિક દષ્ટિ ઉઘડી ગઈ છે. તે દષ્ટિને લીધે આપ ભૂત વર્તમાન અને ભવિષ્યમાં જોઈ શકો છો. આપ વાસનારહિત છો તેથી દરેક વસ્તુનો વાસ્તવિક વિચાર કરી શકો છો. માનવજાતિના અને ખાસ કરીને ભારતવર્ષના ઉદ્ધારના માર્ગોની આપે જે રૂપરેખા આંકી છે તે યથાર્થ છે. અમે પામર જીવો અહંતા, રાગદ્વેષ અને મમતાથી રંગાયલા છીએ. આપ તેથી રહિત છો તેથી આપ સત્યવસ્તુને જોઈ શકો છો."

અગમ્યગુરૂએ હૃષીકેશચંદ્રને માથે હાથ મુકયો અને તેને આશિર્વાદ આપ્યો. હૃષીકેશચંદ્ર ફરી પાછો કહેવા લાગ્યોઃ "મહારાજ, આ ઉપકારનો બદલો હું કયે ભવ વાળીશ!"

"મારે કંઇ બદલો જોઇતો નથી. જગતનું કલ્યાણ કરો એજ બદલો." અગમ્યગુરૂએ કહ્યું.

"મહારાજ, આપની આજ્ઞા માથે ચ્હડાવું છું." હૃષીકેશચંદ્રે ધીમેથી જવાબ આપ્યો.

હજી પણ હૃષીકેશચંદ્રની શંકાઓનું સમાધાન થયું નહોતું તેથી તે ફરી પાછો પ્રશ્ન પુછવા લાગ્યોઃ

"મહારાજ, આ કાળ વિજ્ઞાનનો છે. વિજ્ઞાનથી જ સર્વ પ્રજાઓ પોતાનો ઉદય કરી રહી છે. વિજ્ઞાનથી વિદ્યા, કળા, હુન્નર, પ્રાપ્ત કરીને જગતમાં તેઓ ઉચ્ચ પદે ચ્હડી રહી છે. એ વિજ્ઞાન વગર ભારતનો ઉદય શી રીતે થશે?"

"અલબત્ત, વિજ્ઞાન વગર ભારતની આર્થિક સ્થિતિ સુધરશે નહીં. આપણા આર્થિક ઉદયને માટે આપણે બીજી પ્રજાઓ પાસેથી હુન્નરકળા શિખવાનાં છે. તે આપણે શિખ્યા નહીં, આપણે બહાર ગયા નહીં, જગત શું કરે છે તે આપણે જોયું નહીં, અને કુવામાંના દેડકાની પેઠે હિંદમાંજ પડી રહ્યા તેથી આપણી પડતી થઇ. આર્થિક ઉદય માટે આપણે હિંદની બહાર જવાનું છે, પરદેશીઓ સાથે ભળવાનું છે, અને તેમનાં વિજ્ઞાન કળા હુન્નર શિખવાનાં છે. આપણા પ્રાચીન ગૌરવનો ગર્વ ધરી આપણે નિરૂદ્યમી થઇને બેસી રહેવાનું નથી. આજે ઘણા હિંદુઓ સત્ત્વગુણને નામે તમોગુણમાં પડી રહેલા છે. તે યશસ્વી ભૂતકાળની વાતો કરે છે અને કંઇ જ કરતા નથી. તેમણે આપણાં શાસ્ત્રો કહે છે તેમ ફલની ઇચ્છા વગર કર્મ કરવાનાં છે, અને વિહિત માર્ગે ભારતની ઉન્નતિ સાધવાની છે. પણ એટલું યાદ રાખજો કે જેમ પ્રજાઓના આર્થિક ઉદયને માટે વિજ્ઞાનની જરૂર છે તેમ તે ઉદયને ટકાવવાને પારમાર્થિક જ્ઞાનની પણ જરૂર છે. બંનેનો સુસંયોગ પ્રજાઓ સાધશે ત્યારે જ જગતમાં ખરો સુધારો વ્યાપશે અને પ્રજાઓ ખરા સુખને પ્રાપ્ત કરશે. બેમાંનું એક જ્ઞાન બીજા વગર અધુરૂં છે. જેમ વસુ વગર નર પશુ છે તેમ પારમાર્થિક જ્ઞાન વગર પણ તે પશુ છે. એ પારમાર્થિક જ્ઞાન આર્યોએ જગતને

પુરું પાડવાનું છે. એ વિષયમાં આર્યોએ જગતના ગુરુ થવાનું છે. એ કામ આર્યો કરશે ત્યારે તે જગતમાં મહત્તા અને શ્રેષ્ઠતા ભોગવશે."

"મહારાજ, આપ પ્રાચીન સંસ્કૃતિના જ પૂજક છો."

"પણ હું અર્વાચીન સંસ્કૃતિનો ઉચ્છેદક નથી. હું એક પગ ભુતકાળમાં મુકીને ઉભો છું અને બીજો પગ ઉંચો કરીને ભાવી નવીન યુગમાં ઉડવા તૈયાર થઇ રહ્યો છું. અમારા જેવા સાધુઓને માટે આપણું પ્રાચીન જ્ઞાન બસ છે, પણ ગૃહસ્થાશ્રમીઓને માટે તે બસ નથી. તમારા જેવા સંસારીઓ માટે પારમાર્થિક અને વ્યાવહારિક બંને જ્ઞાનની જરૂર છે. તમારામાં તે બંને હોય તોજ તમારો ઉદય થાય. એથીજ કરીને હું સૌને એક જ પ્રકારનો બોધ આપતો નથી. દરેકને તેના અધિકાર પ્રમાણે બોધ આપું છું. આપણા સંન્યાસીઓએ એક મોટી ભૂલ કરી છે. તેમણે અધિકાર જોયા વગર સૌને એક જ પ્રકારનો બોધ આપ્યો છે. સૌનેએ તમણે ब्रह्म सत्यं जगन्मिथ्या કહ્યું છે. એથી કરીને આર્ય પ્રજામાં આજે એક પ્રકારની જડતા વ્યાપી ગઇ છે. સર્વને માટે એક જ બોધ ન હોય. દરેકનું ઇષ્ટ તેનું તે જ ન હોય. સંન્યાસીઓ અને ગૃહસ્થાશ્રમીઓના ધર્મ જુદા છે. તેમને તે પ્રમાણે બોધ આપવો જોઇએ. તેમ થાય તો સર્વનું કલ્યાણ થાય. ભારતવર્ષમાં સર્વે એક જ ઇષ્ટને—મોક્ષને અનુસર્યા તેથી ભારતની પડતી થઈ. સર્વ અતોભ્રષ્ટ તતોભ્રષ્ટ થયા. ગૃહસ્થાશ્રમીઓ અને સંન્યાસીઓ એકજ માર્ગે વળ્યા તેથી દેશની ખરાબી થઈ. જે સંન્યાસીઓનું ધ્યેય છે તે ગૃહસ્થાશ્રમીનું ધ્યેય હોવું ન જોઇએ. જ્યાંસુધી બ્રહ્મજ્ઞાન ન થાય ત્યાંસુધી ગૃહસ્થાશ્રમીએ જગતને સત્ય માની ધન ઉપાર્જીત કરવાને અને દેશની આર્થિક સ્થિતિ સુધારવાને તનતોડ મહેનત કરવી જોઇએ. બ્રાહ્મણોએ ગમે ત્યાંથી પણ વિદ્યા લાવી દેશમાં ભરવી જોઇએ અને પોતાના જીવનમાં પ્રાચીન અને અર્વાચીન બંને વિદ્યાનો સુયોગ સાધવો જોઇએ. ક્ષત્રીઓએ યુદ્ધકળાનું જ્ઞાન જ્યાંથી ત્યાંથી મેળવવું જોઇએ. વૈશ્યોએ વેપારની વૃદ્ધિ કરવાને દેશાટન કરવું જોઇએ. સ્વધર્મમાંથી ચ્યુત થયા વગર ત્રણે વર્ણોએ પોતપોતાની ફરજો બજાવવી જોઇએ અને દેશની આબાદીમાં આત્મભોગ આપવો જોઇએ. એમ થશે ત્યારે ભારત ભૂતકાળ કરતાં પણ વધારે યશસ્વી થશે!"

"મહારાજ, આપ સંન્યાસી થઇને પ્રવૃત્તિનો બોધ કરી રહ્યા છો!"

"જેવો જેને ઘટે તેવો તેને હું બોધ આપું છું. ગૃહસ્થાશ્રમીઓના અને સંન્યાસીઓના ધર્મ જુદા છે. એકલી નિવૃત્તિ હિતકર નથી તેમ એકલી પ્રવૃત્તિ પણ હિતકારક નથી. મનુષ્યે નિવૃત્તિ અને પ્રવૃત્તિ બંનેનો સુયોગ જીવનમાં સાધવાનો છે. એ સુયોગને સાધનાર મનુષ્ય જ સુખને શિખરે રહે છે. સંન્યાસીએ નિવૃત્તિપરાયણ થઈ સદ્પ્રવૃત્તિ કરવાની છે, ગૃહસ્થાશ્રમીએ પ્રવૃત્તિપરાયણ થઈ થોડો સમય નિવૃત્તિમાં ગાળવાનો છે. તેણે જીવનને પ્રવૃત્તિ નિવૃત્તિમય બનાવવાનું છે. શ્રી કૃષ્ણ પણ ગીતામાં કહે છે:

**कर्मणियोऽकर्म पश्येदकर्मणि च कर्म यः**
**स बुद्धिमान् मनुष्येषु स योगी परमो मतः ॥**

જે પ્રવૃત્તિમાં નિવૃત્તિ જુવે છે અને નિવૃત્તિમાં પ્રવૃત્તિને જુવે છે તે મનુષ્યોમાં બુદ્ધિમાન છે અને તે મોટો યોગી છે, માટે હું નિવૃત્તિમય પ્રવૃત્તિનો બોધ કરૂં છું. જગત અનેક જાતની પ્રવૃત્તિઓ કરી રહ્યું છે. જગતમાં વિધ વિધ પ્રકારનાં જ્ઞાન અને કળાઓ ફેલાઈ રહ્યાં છે. જગતમાં રહેવાને અને ઉદય સાધવાને સંસારીઓએ તો એ સર્વ જ્ઞાન અને કળા હુન્નર પ્રાપ્ત કરવાં જોઇએ. પ્રજાએ જ્યાંથી ત્યાંથી પણ જ્ઞાનને લાવીને દેશમાં ભરવું જોઇએ. તે કળાઓને અને વિજ્ઞાનને અન્ય પ્રજાઓ પાસેથી મેળવો અને તેમને આપણું પારમાર્થિક જ્ઞાન આપો. આપ લે કર્યા વગર તમારી અને તેમની મૈત્રી બંધાશે નહીં. તમે સદાએ તેમની આગળ શિષ્યો તરીકે બેસશો? તેમને તમારૂં પારમાર્થિક જ્ઞાન આપીને તેમના ગુરૂઓ તમે નહીં બનો? અથવા આપ લે કરીને તમે તેમની સાથે સમાનતા નહીં ભોગવો? આજે તમે કંઈ કરતા નથી અને માત્ર તમારા ભૂતકાળના ગુણ તમે ગાયા કરો છો! તમારી સ્થિતિ શબવત્ છે. ભારતવાસીઓ પોતાનો માર્ગ ભૂલ્યા છે, આદર્શ ચુકયા છે, તેમણે ચારિત્ર્યને ખોયું છે, અને તેઓ પોતાના બાપદાદાની મોટાઇની મિથ્યા બડાશો મારે છે. કુવામાંના દેડકા જેવું તે જીવન ગાળી રહ્યા છે. આ સ્થિતિમાંથી જાગૃત થાવ, બહાર નિકળો, દુનિયા કેમ ચાલે છે તે જુવો, અને જ્યાંથી ત્યાંથી જ્ઞાનને લાવી દેશમાં પ્રાચીન અને અર્વાચીન વિદ્યાઓનો સુયોગ કરી ભારતવર્ષને ભૂતકાળના કરતાં પણ વધારે યશસ્વી બનાવો."

હૃષીકેશચંદ્ર તથા બીજા શિષ્યો સાંભળી રહ્યા. સર્વે એક બીજાની સામે જોવા લાગ્યા. અગમ્યગુરૂનો આવો બોધ શિષ્યોએ કદિ સાંભળ્યો નહોતો. તેથી તેઓ પરસ્પર વાતો કરવા લાગ્યા:

"આજે ગુરૂ મહારાજ કંઈક નવો જ ઉપદેશ આપી રહ્યા છે." સદાનંદ બોલી ઉઠયો.

"હૃષીકેશચંદ્ર ઉત્તમ અધિકારી છે. તેમનામાં પ્રાચીન અને અર્વાચીન બંને વિદ્યાઓનો સંયોગ સધાયલો છે. હૃષીકેશચંદ્ર વૈરાગ્યશીલ છે પણ સંન્યાસી નથી. ગૃહસ્થાશ્રમી અને સંન્યાસીના ધર્મ જુદા છે. એ બધાનો વિચાર કરી ભારતવર્ષની ઉન્નતિનો માર્ગ યોગદૃષ્ટિથી નક્કી કરી ગુરૂ મહારાજે આજે આવો બોધ આપ્યો છે. ઉત્તમ અધિકારીને જોઇને ગુરૂ મહારાજનું હૃદય પ્રસન્ન થયું છે અને યોગ્યને યોગ્ય બોધ આપવાનો અવસર આવેલો જાણી તેમણે હૃષીકેશચંદ્ર આગળ પોતાનું હૃદય ખુલ્લું કર્યું છે." વિશુદ્ધાનંદે કહ્યું.

"અત્યાર સુધીમાં એમણે એવો બોધ કોઇનેયે આપ્યો નથી."

"આવો બોધ ઉત્તમ અધિકારીને જ હોય. આવો ઉત્તમ અધિકારી ગિરિરાજ ઉપર કદિ આવ્યો પણ નથી."

"આપણા ગુરૂમહારાજના ઉપદેશનો પ્રવાહ ઘણા કાળથી ગિરિરાજ ઉપર વહી રહ્યો છે. પણ આ અશ્રદ્ધાના દિવસોમાં જીવો તેને ભાગ્યે જ સાંભળે છે, અને સાંભળે છે તો તેને ગ્રહણ કરવાની તેમનામાં બુદ્ધિ નથી. ઉપનિષદ્ કહે છે:

**दृश्यते त्वग्रया बुद्ध्या सुक्ष्मया सुक्ष्मदर्शिभिः**

એમનો બોધ સમજવાને પણ સૂક્ષ્મબુદ્ધિ જોઇએ. તે બધાનામાં ક્યાંથી હોય ?"

"હૃષીકેશચંદ્ર બુદ્ધિશાળી છે. પૂર્વ અને પશ્ચિમ બંનેની વિદ્યાઓના સંયોગથી તેમની બુદ્ધિ વધારે સૂક્ષ્મ થઈ રહેલી છે. આવા સંસ્કારી અને બુદ્ધિશાળી પુરૂષને જોઇને કોનું હૃદય ન ઉછળે ?"

"જેમ વિદ્વાન અને સંસ્કારી પુરૂષને જોઇને વિદ્વાન પુરૂષ રાજી થાય અને તેનું હૃદય ખુલી રહે તેમ હૃષીકેશચંદ્રને જોઇને ગુરૂ મહારાજ અત્યંત રાજી થયા છે અને તેમના હૃદયકમળની સર્વ પાંખડીઓ ખુલી ગઈ છે."

"હૃદયરૂપી કમળની પાંખડીઓ ઉઘડે એટલે એમાંથી જે બોધનો પ્રવાહ વહે તે અલૌકિક જ હોય!"

"જ્યાં ઉપદેશ આપનાર અને લેનાર બંને સંસ્કારી અને બુદ્ધિશાળી હોય ત્યાં જ્ઞાનની લખલુંટ થઇ રહે."

"હૃષીકેશચંદ્રને ગુરૂમહારાજે વધારે ઉત્તમ અધિકારી શાથી ગણ્યા હશે?"

"તેમનામાં પૂર્વ અને પશ્ચિમ બંનેની વિદ્યાઓનો સંયોગ છે માટે."

"આપણા ગુરૂમહારાજ પશ્ચિમના સુધારાને તો નિંદે છે!"

"પણ પશ્ચિમના જ્ઞાનને તે નિંદતા નથી. જ્ઞાન ગમે ત્યાંથી આણ્યું હોય પણ તે પવિત્ર છે. લેનારની બુદ્ધિ સંસ્કારી હોય તો તે તેને સંસ્કારી કરી મુકે છે. હૃષીકેશચંદ્રે સંસ્કૃતવિદ્યાના સ્પર્શથી પાશ્ચાત્ય જ્ઞાનને પણ સંસ્કારી કરી મુક્યું છે અને પારસમણીના સ્પર્શથી જેમ લોઢું સુવર્ણ બની જાય તેમ તે પાશ્ચાત્ય જ્ઞાને સંસ્કારી બની તેમને ઉચ્ચ ભાવનાશીલ બનાવી મુક્યા છે. માટે જ એમનો અધિકાર અહીં ઉચ્ચ ગણાયો છે." વિશુદ્ધાનંદે આગળ આવીને જવાબ આપ્યો.

ગિરિરાજ ઉપરના સંન્યાસીઓનું જ્ઞાન એકતરફી છે. આપણી પ્રાચીન વિદ્યા પશ્ચાત્ય જ્ઞાનરૂપી તર્કની કસોટીએ ચઢશે ત્યારે એ જ્ઞાન વધારે ઉજ્જવળ અને વધારે યશસ્વી થશે અને તેની ખરી કિંમત અંકાશે. પાશ્ચાત્ય જ્ઞાન પ્રાચીન વિદ્યા ઉપર નવું અજવાળું પાડશે" બ્રહ્માનંદ વચ્ચે બોલી ઉઠયો.

"આપણા નવા અતિથિ એ કોડ પુરા પાડશે અને ગિરિરાજ ઉપર પૂર્વ અને પશ્ચિમ બંનેની વિદ્યાઓનો સુયોગ સાધશે." વિશુદ્ધાનંદે પાછો જવાબ આપ્યો.

"એથી જ ગુરૂમહારાજે તમને સૌથી શ્રેષ્ઠ અધિકારી ગણ્યા હશે"

એક જણ બોલી ઉઠયો.

સર્વે શાંત થઇને સાંભળી રહ્યા.

હૃષીકેશચંદ્રને ગુરૂમહારાજે સૌથી શ્રેષ્ઠ અધિકારી ગણ્યો જાણીને કેટલાકના ગર્વને ધક્કો લાગ્યો અને તેની નિશાની તેમનાં મ્લાન મુખ ઉપર જણાવા લાગી. એટલામાં પાછો વિશુદ્ધાનંદ બોલ્યો:

"નૈતિક અને આધ્યાત્મિક પૂર્ણતા આર્ય શાસ્ત્રોનું આદર્શ છે. વિશ્વની સર્વ પ્રજાઓએ માન્ય કરેલું છે કે એથી વધારે ઉંચું આદર્શ બીજું કોઇપણ હોઇ ન શકે. આપણા ગુરૂમહારાજે ભવિષ્ય ભાખ્યું છે કે એ અભિન્ન પૂર્ણતાનાં ભિન્ન ભિન્ન સ્વરૂપ હૃષીકેશચંદ્ર પોતાના જીવનમાં પ્રદર્શિત કરશે. આત્મવિદ્ પુરૂષ કવચિત્ જ્ઞાનમાં જ મસ્ત રહે છે, કવચિત્ તે નિવૃત્તિપરાયણ અને વૈરાગ્યવાન દેખાય છે, કવચિત્ તે જગતનું કલ્યાણ કરવાને સાત્વિક પ્રવૃત્તિમય દીસે છે, કવચિત્ તે અત્યંત ધૈર્ય, ઉત્સાહ અને આત્માનુતભાવ દર્શાવે છે અને કવચિત્ તે શાંત અને નમ્ર ભક્ત રૂપે નજરે પડે છે. પણ સર્વ વિચારનું દોહન કરી શ્રીકૃષ્ણ ભગવદ્ગીતામાં દર્શાવે છે કે પ્રવૃત્તિમાં જે નિવૃત્તિને અનુભવે છે અને નિવૃત્તિમાં પણ જેને પ્રવૃત્તિ ભાસે છે તે સર્વ મનુષ્યોમાં શ્રેષ્ઠ છે, તે યોગી છે, તે સર્વ કાર્યોનો કર્તા છે. એજ સંપૂર્ણ અને શ્રેષ્ઠ આદર્શ છે. હૃષીકેશચંદ્રનું જીવન એ સર્વોત્કૃષ્ટ આદર્શનો આવિર્ભાવ બની રહેશે અને તે ભિન્ન ભિન્ન સ્વરૂપે તેમના જીવનમાં વહી રહેશે. જનક વિદેહીની પેઠે તે સંસારનો ત્યાગ કરશે નહીં, પણ સંસારમાં રહી મહાન્ ત્યાગીનું જીવન ગાળશે અને ખરા આત્મવિદ્ બની લોકકલ્યાણના અનેક માર્ગ યોજશે. માટે જ એ આપણા કરતાં પણ વધારે ઉત્તમ અધિકારી છે."

સર્વે સંન્યાસીઓ પાછા આશ્ચર્યથી સાંભળી રહ્યા અને વિશુદ્ધાનંદની સામે જોઇ રહ્યા. તેના શબ્દો હૃષીકેશચંદ્રને કાને પણ પડ્યા અને તે એકદમ પાસે આવીને બોલી ઉઠ્યો:

"મારાં વખાણ કરીને મને શરમાવશો નહીં. હું તો એક પામર જીવ છું."

"અસત્ય બોલવું એ ગિરિરાજ ઉપરના સાધુઓનો ધર્મ નથી. હું કહું છું તે સાચું જ કહું છું. ગુરૂમહારાજે ભવિષ્ય ભાખ્યું છે અને સર્વેને તમારી યોગ્યતા અને શક્તિનું ભાન કરાવ્યું છે."

"ગુરૂમહારાજની મારા ઉપર કૃપા છે, તેથી એમને એમ લાગે છે."

"મનુષ્યમાં અપૂર્વ ગુણો અને શક્તિ હોય તો જ આવા મહાત્માઓની કૃપા થાય."

" મહાત્માઓ દયાળુ હોય છે. તેમની કૃપાનો વરસાદ ચારે બાજુએ વરશી રહેલો હોય છે. મહાત્માઓ પર્જન્યવત્ હોય છે. જેમ વરસાદ સારી જમીન ઉપર પડે છે અને નઠારી જમીન ઉપર પણ પડે છે તેમ મહાત્માઓની કૃપાવૃષ્ટિ પણ સર્વ ઉપર થાય છે."

" વૃષ્ટિ તો એકની એકજ પણ ફળમાં ફેર પડે છે. જેવો અધિકાર તેવું ફળ. સારી જમીન ઉપર જળ ટકે છે અને નઠારી ઉપર તે ટકતું નથી. તેમ મહાત્માઓની કૃપાવૃષ્ટિ પણ ઉચ્ચ અધિકારીઓ ઉપર જ સદાએ ટકી રહે છે."

હૃષીકેશચંદ્ર સાંભળી રહ્યો. સંન્યાસીઓના મનમાં એનો અધિકાર ઉચ્ચ ગણાયો એ જાણીને એને હર્ષ થયો. એટલામાં વિશુદ્ધાનંદ પાછો બોલી ઉઠયોઃ

" તમારા ગ્રૅજ્યુએટો ગિરિરાજ ઉપર આવશે અને પૂર્વ અને પશ્ચિમની વિદ્યાઓનો સુસંયોગ સાધશે ત્યારે તેમાંથી અદ્દ્ભુત કાર્યો ઉદ્દ્ભવશે અને ભારતવર્ષનું ભાગ્ય સુધરશે."

" એ સુદિવસને લાવવો એ ગિરિરાજ ઉપરના સાધુઓના હાથમાં છે." હૃષીકેશચંદ્રે જવાબ આપ્યો.

" એ લક્ષ્યને સાધવાને ગિરિરાજ ઉપરના સાધુઓ તૈયાર છે."

" પણ તે તૈયારીમાં હૃદયની વિશાળતાની વધારે જરૂર છે. જડવાદી જગત તમારૂં વિરોધી છે. તે તમારી પાસે નહીં આવે, પણ તમારે બહાર નીકળવું જોઇએ અને જગતને સમજાવવું જોઇએ. જેમ બુદ્ધના ઉત્કટ દયાભાવ આગળ તેના વિરોધીઓ પણ નમી ગયા તેમ વિરોધી જગત ગિરિરાજના સાધુઓના વૈરાગ્ય અને હૃદયની વિશાળતા આગળ નમશે અને જગતનું હિત સધાશે." આમ વાતો કરતા કરતા સર્વે ઉઠયા અને પોતપોતાને સ્થાને ચાલ્યા ગયા. હૃષીકેશચંદ્ર પણ પોતાની પર્ણકુટીમાં ગયો.

## પ્રકરણ ૧૫ મું.

## છેવટની માગણી.

**कुलं पवित्रं जननी कृतार्था वसुंधरा पुण्यवती च तेन ।
अपार संवित्सुख सागरो स्मिंल्लीनं परे ब्रह्मणि यस्यचेतः ॥**

"અપાર જ્ઞાન તથા સુખના સાગર સ્વરૂપ આ પરબ્રહ્મને વિષે જેનું ચિત્ત લીન થયું છે, તે જે કુળમાં અવતર્યો છે તે કુળ પવિત્ર છે. જે જનનીને પેટે તે જન્મ્યો છે તે જનની કૃતાર્થ છે. જે ભૂમિ ઉપર તે વસે છે તે ભૂમિ પુણ્યવાન છે."

પોતાની પર્ણકુટીની બહાર એક ખુરશી ઉપર બેઠો બેઠો હૃષીકેશચંદ્ર ઉપરનો શ્લોક બોલતો હતો અને તેના શબ્દે શબ્દનો અર્થ પોતાના મનમાં ઉતારતો હતો. એ શ્લોકના અર્થનું મનન કરતાં એના હૃદયમાં અલૌકિક આનંદ ઉભરાઇ રહ્યો હતો, અને તે આનંદની દિવ્ય પ્રભા તેના મુખ ઉપર છવાઈ રહી હતી.

નિર્વિકલ્પ સમાધિ ! બ્રહ્માનંદની લહરી ! આત્માના ઉંડા પ્રદેશમાં ઉતરવું ! ત્યાંજ સ્થિત થવું ! વગેરે વિચારો હવે હૃષીકેશચંદ્રના મનમાં ઘોળાઈ રહ્યા; સમાધિના આનંદ વગર સઘળું મિથ્યા છે એમ તેનું હૃદય તેને કહેવા લાગ્યું. અગમ્યગુરૂ એવી સમાધિના ભોક્તા છે એમ જાણીને એનું મન વધારે લલચાયું. તે એકદમ ઉઠ્યો અને જ્યાં અગમ્યગુરૂ બેઠા હતા ત્યાં ગયો. તેને ઓચીંતો આવેલો જોઇને અગમ્યગુરૂ બોલી ઉઠયાઃ

"બચ્ચા, આજ ઓચીંતો કેમ આવ્યો ?"

"મહારાજ, મારા મનમાં એક વિચાર ઘોળાયા કરે છે, તેથી મને કંઈ ચેન પડતું નથી."

"તારા મનમાં શું છે તે કહે."

"મહારાજ, જે સમાધિમાં સ્થિત થઇને આપ અખૂટ આનંદનો લ્હાવો લ્યો છો તે મને પ્રાપ્ત કરાવો."

"એમાં પડ્યા પછી બહાર નીકળાશે નહીં. જેમ ભ્રમર કમળની સુવાસમાં ઘેરાઇ જાય છે અને દેહનો અંત લાવે છે તેમ તારૂં

પણ થશે. આત્માની અગાધ શક્તિઓને જીરવવા જેટલું તારા દેહ-માં સામર્થ્ય નથી."

"મહારાજ, બ્રહ્માનંદમાં ગરક થઈ તેમાં જ લીન થઈ જવું એના જેવો બીજો આનંદ કયો છે ? એ આનંદ મને પ્રાપ્ત કરાવો."

હૃષીકેશચંદ્રના શબ્દો સાંભળીને સર્વે આશ્ચર્ય પામ્યા. અગમ્ય-ગુરૂએ ધીમે રહીને ઉત્તર આપ્યો: "બચ્ચા, એક વાર ફરીથી વિચાર કરી જો અને પછી મારી પાસે આવજે."

એ સાંભળીને હૃષીકેશચંદ્ર વિચારમાં પડયો. શો જવાબ આપવો તે એને સુઝયું નહીં. અગમ્યગુરૂ પાછા ફરી બોલ્યા: "અખિલ વિશ્વ આધિ વ્યાધિ અને ઉપાધિમાં પીડાય છે અને તું સમાધિના આનંદમા પડી રહીશ ? આવો એકલપેટો તું થઇશ ?"

હૃષીકેશચંદ્રે નમ્રપણે ઉત્તર આપ્યો:

"મહારાજ, એ જ પરમ પુરૂષાર્થ છે. એમાં જ પરમ શાંતિ અનુભવાય છે. મન–બુદ્ધિ–ચિત્ત–અહંકાર–શરીર સર્વત્ર બ્રહ્મવિચારનો એક પ્રવાહ–એક ધારા વહી રહે છે. પરમાનંદની અવધિ તેમાંજ છે! અહો, તેનો આનંદ! તેની શાંતિ! મહારાજ, એ મને પ્રાપ્ત કરાવો." હૃષીકેશચંદ્ર અધીરો થઈને કહેવા લાગ્યો.

"વેદ ઉપનિષદાદિ પવિત્ર ગ્રંથોએ જેનો મહિમા ગાયો છે, જેને તેમણે અનેક રીતે વર્ણવ્યો છે, અને જેની ઉચ્ચ દશાને તેઓ અનેક રીતે દર્શાવી રહ્યાં છે એવા આત્માનંદની સર્વ શ્રેષ્ઠતા હું સ્વીકારૂં છું. પણ દુઃખમાં ડુબી રહેલાં અનેક મનુષ્યોનો ઉદ્ધાર કરવાનું મુકી દઇ એક ખુણે બેશી સમાધિના આનંદમાં લીન થઇ રહેવું એ બુદ્ધિમાન મનુષ્યને છાજતું નથી." અગમ્યગુરૂએ કહ્યું.

"મહારાજ, તમે જ કહ્યું હતું કે દરેક સત્યને સ્વાનુભવથી તપાસી જો. હવે તે તપાસી જોવાનો વખત આવ્યો છે. મને સમાધિ-નો અનુભવ કરી જોવા દ્યો."

"આસપાસની દુઃખી સ્થિતિ જોવા છતાં જે મનુષ્યો મોક્ષ કે સમાધિમાં જ આનંદ મેળવવા મથે છે તેઓ સ્વાર્થી છે. જેમ એક ફુવારો પોતાની જલધારા બીજાના સુખને માટે આસપાસ પ્રસરાવી મુકે છે તેમ તું પરમસત્યનો પ્રવાહ સમસ્ત જગતના કલ્યાણને માટે વહેવરાવી મુક"

હજી પણ સમાધિની પ્રાપ્તિને જ પરમ સુખનું સાધન માનનાર હૃષીકેશચંદ્ર અગમ્યગુરૂના શબ્દોને સાંભળી રહ્યો. તે પોતાના નિશ્ચયથી ડગ્યો નહીં. હજી પણ તે મનમાં ને મનમાં સમાધિના આનંદને સર્વોત્કૃષ્ટ ગણવા લાગ્યો. આત્માનું દર્શન એજ પરમ કર્તવ્ય, એજ પરાગતિ, એજ મહાફલપ્રાપ્તિ, અને એજ પરમ પુરૂષાર્થ છે, એમ તે મનમાં માનવા લાગ્યો.

અગમ્યગુરૂ તેના મનની વાત સમજી ગયા. પોતાના વ્હાલા શિષ્યને ગુંચવણમાં આવી પડેલો જોઇને પોતે ઉભા થયા અને તેની પાસે આવીને મૃદુ વચનોથી તેને સમજાવવા લાગ્યા:

"ભાઇ, સમાધિ લેવી એ સંસારીઓનાં કામ નથી. એ તો સંન્યાસીઓનાં કામ છે. તારે હજી સંસારમાં પડવાનું છે. તું ના કહીશ પણ તારી પ્રકૃતિને વશ થયા વગર તારો છુટકો જ નથી માટે જ હું કહું છું કે તું એનો છાલ છોડી દે. સમાધિને પ્રાપ્ત કરવી એ ઘણું જ અઘરૂં કામ છે. સમાધિ પ્રાપ્ત થયા પછી તેમાંથી ઉત્થાનને પામવું એ વળી વધારે કઠિન છે. મનુષ્યનું સામાન્ય પામર શરીર આત્માની અગાધ ઉર્મિઓની વિશાળતા અને તીવ્રતા તથા એકાગ્રતાનો અનહદ શ્રમ પોતાનામાં શમાવી રાખવાને શક્તિવાન નથી. આત્માની સર્વગામી શક્તિઓને ધરી રાખવાનું બળ શરીરમાં હોતું નથી, આથી પરિણામ એ આવે છે કે સમાધિનો જુસ્સો સહન ન કરી શકનાર શરીર પંચત્વને પામે છે. સામાન્ય રીતે સમાધિસ્થ મનુષ્ય મૃત્યુને જ વશ થાય છે. માટે તું એનો નાદ છોડી દે."

હૃષીકેશચંદ્રને બહુ સમજાવ્યો ત્યારે એના મનનું સમાધાન થયું. અગમ્યગુરૂએ તેના મસ્તક ઉપર હાથ મુકયો અને આશિર્વાદ આપીને કહ્યું: "બચ્ચા, જા અને જગતનું કલ્યાણ કર. જ્યારે લાખો મનુષ્યો પરમ સત્યથી વિમુખ થયા છે અને લાખો અજ્ઞાનને લીધે સંસારનાં બંધનોમાં અથડાય છે ત્યારે બહેતર છે કે મોક્ષની કે સમાધિની પણ દરકાર કર્યા વગર સંસારનાં બંધનમાંથી તેમને છોડવવા. જગતનું કલ્યાણ કરવામાં મનને એકાગ્ર કર અને એ એકાગ્રતામાં સમાધિનો આનંદ ભોગવ. यत्र यत्र मनो याति तत्र तत्र समाधयः યોગીઓનાં ચિત્ત જ્યાં જ્યાં જાય છે ત્યાં ત્યાં તે સમાધિને ભોગવે છે. એવી સમાધિને પ્રાપ્ત કરીને તું કૃતાર્થ થા. મારો તને આશિર્વાદ છે."

"મહારાજ, હું અલ્પ પ્રાણી છું. મારી શક્તિ થોડી છે. મને આશિર્વાદ આપો કે જગતનું કલ્યાણ કરવાને હું શક્તિવાન થઉં."

"अहं ब्रह्मास्मि એ મહાવાકયને। જાપ સદાએ ચિત્તમાં જપતો રહેજે અને જ્યારે જ્યારે તારામાં નિર્બળતા ઉત્પન્ન થાય ત્યારે ત્યારે अहं ब्रह्मास्मि હું બ્રહ્મ છું, હું સર્વશક્તિમાન છું, હું સર્વજ્ઞ છું, એવી ભાવના મનમાં ઉત્પન્ન કરજે એટલે તું અગાધ બળને પામીશ. મનુષ્યનો આત્મા કોઇ નિર્બળ વસ્તુ નથી. તેમાં ત્રિલોકનું બળ ભરેલું છે. यादृशी भावना सिद्धि र्भवति तादृशी જેવી ભાવના તમે કરો તેવું ફળ તમને મળે. તમે મનમાં ધારો કે તમે સર્વશક્તિમાન છે। અને તમે સર્વશક્તિમાન બની રહેશો. આપણા પ્રાચીન ઋષિઓએ એ મહામંત્રને આપણને વારસામાં આપ્યો છે. ભારતવર્ષ તે મંત્રને ભુલી ગયું છે અને તેને લીધે સિંહનાં બચ્ચાં આજે પોતાને શિયાળ માનીને બેઠાં છે. એ મહામંત્રને તું જપજે અને અગાધ સામર્થ્યને મેળવજે."

આ પ્રમાણે ગુરૂ અને શિષ્ય એક બીજાનું નિરીક્ષણ કરી, એક બીજાના ગુણદોષ સમજી, એક બીજાના મનનું સમાધાન કરી, એક બીજાના વિષે ઉચ્ચ અભિપ્રાય બાંધી, પરસ્પર ગાઢ સંબંધમાં આવી રહ્યા. બંને અગાધ સત્ય અને પ્રેમની સાંકળથી બંધાઇ રહ્યા. આ પ્રમાણે ઉદ્ભવેલા પ્રેમ વડે કરીને બંનેનાં શરીર, મન, આત્મા જાણે કે એક જ હોય, બંનેની ચેષ્ટાઓ, લાગણીઓ અને વિચારો જાણે કે એક જ દિશામાં ચાલી રહ્યાં હોય, અને બંનેનાં ચલન વલન જાણે એક જ થઈ રહ્યાં હોય તેમ સર્વને ભાસ થયો. ગુરૂ શિષ્યનો પ્રેમ જેમ જેમ વધતો ગયો તેમ તેમ બંનેનો અભેદ સંધાતો ગયો, તેમ તેમ શિષ્ય ગુરૂના આત્મામાં સમાઇ જતો ગયો, અને પરમ સત્યના ખરા સ્વરૂપને સમજતો ગયો. અગમ્યગુરૂનું અગાધ ચારિત્ર્ય, વિશાળ હૃદય અને અલૌકિક ભાવ જોઇને હૃષીકેશચંદ્ર ચકિત થયો. તેની માનસિક દૃષ્ટિ આધુનિક કૅાલેજો અને તેના વિદ્યાગુરૂઓ તરફ વળી રહી. કંઇક તિરસ્કાર અને કંઇક ખેદથી તે મનમાં બોલ્યો:

"કયાં છે આપણા વિદ્યાગુરૂઓમાં આવું અગાધ ચારિત્ર્ય, આવું વિશાળ હૃદય, અને આવો અમાનુષી પ્રેમ! કયાં છે તેમનામાં

આવી પવિત્રતા અને ધર્મશ્રદ્ધા ! ક્યાં છે આવું ઉંડું જ્ઞાન! ક્યાં છે આવી પારમાર્થિક વૃત્તિ ! આધુનિક સમયમાં ગુરૂ શિષ્યનો સંબંધ કેવો વિચિત્ર થઇ રહ્યો છે ! કૉલેજના પ્રોફેસરો અને વિદ્યાર્થીઓ વચ્ચે કેવો અભાવ ઉત્પન્ન થતો જાય છે ! કેટલા વિદ્યાગુરૂઓનું ચારિત્ર્ય અનુકરણીય છે ? કેટલા વિદ્યાર્થીઓ ગુરૂઓનું નિરીક્ષણ કરે છે ? કેટલા વિદ્યાગુરૂઓ પોતાના વિદ્યાર્થીઓને સમજવાનો પ્રયાસ આદરે છે ? ગુરૂશિષ્ય વચ્ચે પ્રીતિ ભાગ્યે જ જોવામાં આવે છે, શિષ્યોમાંથી માનની લાગણી ઘટતી જાય છે, અને પેટભરા વિદ્યાગુરૂઓમાંથી માન મેળવવાની પાત્રતા કમી થતી જાય છે. જ્યાંસુધી ગુરૂશિષ્યનું અદ્વૈત ભારતવર્ષમાં સધાશે નહીં ત્યાંસુધી હિંદમાં અપાતી સર્વ વિદ્યા કોઇપણ શ્રેષ્ઠ ફળને પ્રાપ્ત કરશે નહીં.”

થોડી વાર સર્વે શાંત થઇને બેશી રહ્યા. અગમ્યગુરૂના મનમાં અનેક વિચારો ઘોળાઈ રહ્યા. પોતાના શિષ્યના ચારિત્ર્યને કેવી રીતે ઘડવું તે વિષેની અનેક યુક્તિઓ તે મનમાં રચી રહ્યા. એટલામાં હૃષીકેશચંદ્ર પાછો બોલી ઉઠ્યોઃ

“મહારાજ, હું પામર જીવ છું, પરબ્રહ્મ સાથે મારા આત્માનું તાદાત્મ્ય હું કેવી રીતે સાધી શકું ! હું અશક્તિવાન છું. મારૂં ચિત્ત ચંચળ છે અને તેમાં સંસારની અનેક વાસનાઓ ભરેલી છે.” પોતાની શક્તિમાં શંકા કરતો હૃષીકેશચંદ્ર બોલ્યો.

“તારી શક્તિમાં શંકા કરીશ નહીં. શ્રદ્ધા રાખ. શંકા કરવાથી જ મનની નિર્બળતા વધે છે અને ચિત્ત અસ્થિર બની અનેક વિકારોને વશ થાય છે. તારામાં સંસારની વાસનાઓ છે, પણ તે સ્વાર્થી નથી, પારમાર્થિક છે, તેથી તે બાધક નથી. આત્મા ને પરમાત્માના તાદાત્મ્યની તે સાધક છે. સત્ પ્રવૃત્તિઓ કદિ બ્રહ્મજ્ઞાનની આડે આવતી નથી. સ્વાર્થી, પ્રપંચી વૃત્તિઓ તેની બાધક છે. આ જગતને બ્રહ્મ માન અને તેના કલ્યાણના માર્ગ યોજવામાં તેની સાથે એકતા સાધ. એજ આત્મા અને પરમાત્માનું તાદાત્મ્ય છે. જગતમાં જ્યારે આત્મભાવ પ્રગટાવીશ ત્યારે તું अहं ब्रह्मास्मिनो પુરેપુરો સાક્ષાત્કાર કરી રહીશ.

“તારામાં શક્તિ છે, તું નિર્બળ નથી. નાનપણથીજ તારૂં ચિત્ત ઇશ્વર તરફ વળેલું છે. તું સંસારના કોઇપણ પદાર્થને વશ નથી.

વિષય તરફ તને આસક્તિ નથી. તું નિઃસંગ છે. તારા જેવા પુરુષ વિરલ છે. તું ઉચ્ચ અધિકારવાળો યુવાન છે. તું પૂર્વ અને પશ્ચિમની વિદ્યાઓથી અલંકૃત છે. અનેક સદ્‌ગુણોએ તારામાં વાસ કરેલો છે. જગતનાં બંધનોથી તું બંધાવાનો નથી. જગતના તુચ્છ પદાર્થો ઉપર તને મોહ નથી. નર જેવો નર થઇને આવા કાયરતાના શબ્દો શું બોલે છે? હિંમત રાખ, આત્મશ્રદ્ધા રાખ, અને પછી અનુભવી જો કે अहं ब्रह्मास्मि એ મહામંત્રના જાપથી તું કેવા અગાધ સામર્થ્યને પ્રાપ્ત કરે છે. આપણાં શાસ્ત્રોનાં સત્યો માત્ર બુદ્ધિગમ્ય નથી; તે અનુભવગમ્ય છે. આપણા ઋષિ મુનિઓએ છાતી ઠોકીને જાહેર કર્યું છે કે ઉપનિષદોનાં સત્યોને અનુભવો અને જુવો કે તેમાં કેવું અગાધ સામર્થ્ય ભરેલું છે."

"મહારાજ, આપ દયાળુ અને ઉદારચરિત છો તેથી મને ઉચ્ચ અધિકારી ગણો છો. વાસ્તવિક રીતે હું તેવો નથી."

'હું તારાં જુઠાં વખાણ કરતો નથી. હું તને ફરીથી તારી શક્તિઓનું ભાન કરાવું છું. મનુષ્યને પોતાની શક્તિનું પણ ભાન હોવું જોઇએ. એ ભાન વગર મનુષ્ય મનુષ્યત્વને પ્રાપ્ત કરી શકતો નથી."

આમ અનેક ઉચ્ચ અભિપ્રાયો અગમ્યગુરુ દર્શાવતા અને હૃષીકેશચંદ્રની પવિત્રતા, શક્તિ અને સદ્‌ગુણને જાગૃત કરી તેના ચારિત્ર્યને ઘડતા. હૃષીકેશચંદ્રમાં બીજ રૂપે રહેલા સર્વ સંસ્કારોને અગમ્યગુરુ પોતાના બોધથી ખીલવતા અને તમને દૃઢ કરી હૃષીકેશચંદ્રને તેની મહત્તાનું ભાન કરાવતા.

અગમ્યગુરુનો ત્યાગ અને આધ્યાત્મિક ચારિત્ર્ય વજ્ર જેવાં દૃઢ હતાં. એવું દૃઢ ચારિત્ર્ય પોતાના શિષ્યોમાં લાવવાને તે અનેક પ્રયાસ કરતા. તેમનું ચારિત્ર્ય ટકાવી રાખવાને તે તેમનામાં એક પ્રકારનો આધ્યાત્મિક જુસ્સો અને બળ ઉત્પન્ન કરતા. તેમનું જીવન, બોધનો પ્રવાહ, સમાધિ, વગેરે હૃષીકેશચંદ્રના હૃદયપટ ઉપર ઉંડી છાપ પાડતાં. કાન્ચન અને કામિની આખા જગતને આડે માર્ગે દોરનારાં છે, સ્ત્રીમાં સ્ત્રીપણું જોવાનું બંધ થાય, સ્ત્રી અને પુરુષ એક જ છે એમ માન્યતા થાય તો વિષયવાસના નષ્ટ થાય, એવા એવા અનેક સિદ્ધાંતોને તે સૌના મનમાં ઠસાવતા. વિષયવાસના ઉપર જય મેળવી આત્મામાં રહેલી અગાધ શક્તિઓને તે પ્રગટાવી રહ્યા હતા. તેમનો

ત્યાગ જોઇને હૃષીકેશચંદ્ર વિસ્મય પામતો. તે તેમનો મહિમા પુરેપુરો સમજવાને પ્રયાસ કરતો. તે તેમના શબ્દો ઉપર વિચાર કરતો. તે શંકાઓ પણ કરતો. અગમ્યગુરૂ તેનાં વિચારસ્વાતંત્ર્ય અને જાહેર હિંમતનાં વખાણ કરતા, અને તેની શંકાઓને દાબી દેવાને બદલે તેને ઉત્તેજન આપતા. બુદ્ધિના વિકાસ કરતાં હૃદયનો વિકાસ અને શુદ્ધ ચારિત્ર્યને તે વધારે પસંદ કરતા. આધુનિક કેળવણીમાં જેનો અત્યંત અભાવ જોવામાં આવે છે તે ઉગ્ર ચારિત્ર્ય તથા નૈતિક અને આધ્યાત્મિક બળ સૌના હૃદયમાં ઉત્પન્ન કરવાને તેમનો અવતાર હતો. જે અમાનુષી પ્રેમ અને જે આધ્યાત્મિકતાનો પ્રવાહ તે પોતાના જીવનમાં વહેવરાવતા તેનું માપ કહાડવાને હૃષીકેશચંદ્ર અસમર્થ હતો. તે માત્ર વિસ્મય પામીને તેમના જીવનના અદ્‌ભુત બનાવોને નિહાળી રહેતો. શિષ્યના ચારિત્ર્યને ખીલવવાની તેમની શક્તિ અને રીત જોઇને તે આશ્ચર્ય પામતો અને મનમાં વિચાર કરતોઃ

" અફસોસ ! આધુનિક સમયના વિદ્યાગુરૂઓ વિદ્યાર્થીઓના સ્વાભાવિક સંસ્કારોને કેટલે અંશે ખીલવે છે ! અરે ! ખીલવવાને બદલે તેમને તેઓ કચડી જ નાંખે છે. જન્મસિદ્ધ સંસ્કારો ઈશ્વરદત્ત એક પવિત્ર વસ્તુ છે. તેમને દાબી દેવા અને કચડી નાંખવા એ મહા પાપ છે. પોતાના સ્વાભાવિક સંસ્કારોમાં જ બાળક કુદરતી રીતે ખીલે છે, આગળ વધે છે, અને તેમના વિકાસને લીધે જ તે મોટી વયે મહત્ કાર્યો કરી યશને પ્રાપ્ત કરી રહે છે. આ પવિત્ર સંસ્કારોને ખીલવવાનું કાર્ય બાજુએ મુકી જાણ્યે કે અજાણ્યે તેમને નષ્ટ કરવાનું જ કાર્ય હાલની શિક્ષણ પદ્ધતિમાં ચાલી રહ્યું છે એ પરમ શોચનીય છે. "

અગમ્યગુરૂની સંનિધિમાં એક ક્ષણવાર પણ બેસવું એ ધન્ય ઘડી હતી. તેમના જેવા થવું, તેમના જેવા વિચારો કરવા, અને તેમના જેવી ઉચ્ચ ભાવનાઓને હૃદયમાં જાગૃત કરવી એ પરમ ભાગ્ય હતું. ગિરિરાજ ઉપરના એકાંતવાસમાં સર્વત્ર શાંતિ, ધાર્મિકતા, અને પવિત્રતા પ્રસરી રહ્યાં હતાં. અહીં સંસારની તુચ્છ વાસનાઓને દૂર કરી આત્માની જ કથા ચાલી રહી હતી. આત્માનું જ વર્ણન અહીં અપાતું હતું. આત્માની જ વાણી અહીં બોલાતી હતી. આત્માના જ પ્રદેશમાં અહીં ઉડાતું હતું અને આત્માના મહિમાનો ઘોષ અહીં સર્વત્ર

વ્યાપી રહેતો હતો. હૃષીકેશચંદ્ર એ વાતાવરણમાં ન્હાવા અને તરબો-ળાવા લાગ્યો, અને સંસાર તરફ દૃષ્ટિ કરવા લાગ્યો. પ્રપંચી સંસાર-ને તિરસ્કારતો અને અગમ્યગુરૂ સાથે સંસારી મનુષ્યોને સરખાવતો તે મનમાં બોલ્યોઃ

"આ મહાપુરૂષ આગળ સંસારના ધનાઢ્યોનો પણ શો હિસાબ છે ? તેઓ તેમની આગળ આવીને બેસે છે પણ તે તેમનાથી જરાક પણ અંજાતા નથી કે તેમના તેજમાં તણાતા નથી. સંસારીઓને તે વિષયોથી ખવાઇ ગયેલા, જુના પુરાણા, સંસારમાં લુબ્ધ થએલા કીડા-ઓ કહે છે. લોકો તેમને મોટા ભલે ગણે પણ આ મહાપુરૂષ તેમને મોટા ગણતો નથી. તે તેમને હલકા મનના માણસો કહે છે. સંસારના ધનવાનો, સત્તાધીશો અને સ્વાનુભવ વગરના મોટા પંડિતો અહીં તૃણ સમાન લેખાય છે."

હૃષીકેશચંદ્ર ઉંડા વિચારમાં ગરક થઇ ગયો. થોડીવાર પછી તે ઉઠ્યો અને બોલ્યોઃ

"મહારાજ, ગિરિરાજ ઉપર રહ્યે મને ઘણા દિવસ થયા, માટે હવે હું પાછો કનકપુર જવાની રજા માગું છું."

"હા, બચ્ચા, સુખેથી જા." અગમ્યગુરૂએ જરા મોં મલકા-વીને કહ્યું.

અગમ્યગુરૂ મનમાં સમજતા હતા કે ગિરિરાજ છોડીને જવાનું હૃષીકેશચંદ્રને ગમશે નહીં. તે જ્યાં જશે ત્યાંથી પાછો જ આવશે. પોતાના એક બીજા શિષ્યના કાનમાં તે કહેવા લાગ્યાઃ

"એને જ્યાં જવું હોય ત્યાં જવા દો; તે પાછો જ આવશે, તેને બીજે કહીંએ ગમવાનું નથી. મીઠા જળનું માછલું ખારા જળમાં કેમ રહી શકશે ? એને અહીંનો સ્વાદ લાગ્યો છે, તે સ્વાદ એને બીજે કહીંએ મળશે નહીં. જેમ વહાણના કુવા ઉપર માળો બાંધીને રહેનાર કોઇ પક્ષી અન્ય સ્થાન ખોળવાને મહાસાગરમાં અહીં તહીં ભટકે પણ પાછું પોતાને માળે જ આવે, તેમ એ પણ પાછો જ આવશે."

અદ્વૈતવાદ હૃષીકેશચંદ્રને ઘણોજ પ્રિય હતો. અગમ્યગુરૂ અ-દ્વૈતવાદની હાલતી ચાલતી મૂર્તિ હતા. આવા મહાન ગુરૂના ચરણ કમળ આગળ બેશીને અદ્વૈતવાદનું રહસ્ય તે ગ્રહણ કરતો હતો.

કોઇ વખત અગમ્યગુરૂ પોતાના પવિત્ર સ્પર્શથી જ તેના શરીરમાં અને મનમાં વિજળી સમાન બળ ઉત્પન્ન કરતા, કવચિત્ તે પોતાનો હાથ તેને માથે મુકતા, કવચિત્ પોતાનો હાથ તેના હાથ સાથે મિલાવતા અને તેનામાં એવી તો ઈશ્વરી શક્તિ આણી મુકતા કે હૃષીકેશચંદ્રને રોમાંચ થતો અને તેનું આખું શરીર હાલી જતું અને તેને અપૂર્વ આનંદનો ભાસ થતો. અત્યંત પવિત્ર પુરૂષોના સ્પર્શનો પણ પ્રભાવ કેવો હોય છે? કેવું અગાધ સામર્થ્ય તે ઉત્પન્ન કરે છે? પવિત્રતામાં બળ અને શક્તિ કેવાં રહેલાં છે તેનો ખ્યાલ સંસારમાં લુબ્ધ થયેલાં મનુષ્યોને આવવો મુશ્કેલ છે. આવા મહાસમર્થ ગુરૂની પાસેથી ખસવું હૃષીકેશચંદ્રને કેમ ગમે? તેથી કરીને તેણે ધીમે રહીને જવાબ આપ્યોઃ

"આપનાં ચરણકમળની સેવામાંથી ખસવું તેઃ મને ગમતું નથી, પણ માથે લીધેલું એક કાર્ય મને પાછો બોલાવે છે માટે રજા માગું છું."

એમ કહીને હૃષીકેશચંદ્ર અગમ્યગુરૂને ચરણે નમ્યો અને તેમની રજા લઇને ચાલતો થયો અને પોતાની પર્ણકુટીમાં આવ્યો. પર્ણકુટીમાં આવીને તે બેઠો પણ તેનું ચિત્ત અગમ્યગુરૂના વિચારમાંથી ખસ્યું નહીં. તેના મનમાં, અંતઃકરણમાં, અને આત્મામાં અગમ્યગુરૂના વિચારો અને શબ્દો રમી રહેવા લાગ્યા. અગમ્યગુરૂનું જીવન તેને મન એક મનન કરવા જેવો વિષય થઈ રહ્યું હતું. તે વિષય ઘણો જ સૂક્ષ્મ હતો. તે વિષયે તેનું આખું મન હલાવી મુક્યું. તે વિષયને સમજવામાં તેની સમસ્ત બુદ્ધિ રોકાઈ રહી. અગમ્યગુરૂનું સમસ્ત જીવન અને બોધ તથા આધ્યાત્મિક ચેતન, વેદાન્તનાં અગાધ સત્યો અને ઉપનિષદોના ગુહ્ય સિદ્ધાંતોની સત્યતા અને ઉપયોગિતા દર્શાવનાર અને સાબિત કરનાર એક ભવ્ય જીવંત દૃષ્ટાંત હતાં. તેમનું ચારિત્ર્ય હિંદુધર્મના રહસ્યનું રહસ્ય હતું. ઉપનિષદોનાં મહાન સત્યો કે જે આર્યપ્રજાનો એક અમૂલ્ય વારસો અને ખજાનો છે તેમને તે પ્રત્યક્ષ અનુભવમાં મુકી રહ્યું હતું. એ જીવનમાં હૃષીકેશચંદ્ર આર્યાવર્તનું ખરૂં જીવન અને ભાવિ ઉત્કર્ષને જોવા લાગ્યો. તે મનમાં વિચાર કરવા લાગ્યોઃ

"અગમ્યગુરૂનું જીવન બ્રહ્મચર્યના પ્રભાવનો શ્રેષ્ઠ નમુનો છે. વૈરાગ્યની તે પરાકાષ્ટા છે. માનવ સ્નેહ અને સ્વદેશપ્રીતીનું તે ઉચ્ચ-

તર સ્વરૂપ છે. સ્વાશ્રય અને અડગ આત્મશ્રદ્ધાનો તે ઉત્તમ દાખલો છે. પ્રભુપરાયણતા અને સ્વાર્થત્યાગની તે મૂર્તિ છે. આત્મામાં રહેલી શક્તિઓનો તે આવિર્ભાવ છે. હિંદુ પ્રજાએ પોતાનો ઉદય કરવાને કેવા કેવા સદ્‌ગુણોને ધારણ કરવા જોઈએ તેનું તે જ્વલંત દૃષ્ટાંત છે. હિંદના અગ્રગણ્ય પુરૂષો કેવા ચારિત્ર્યશીલ જોઇએ, તથા ખરેખરા દેશભકતે શું શું કરવું જોઇએ તેનાં માપ, સીમા, અને દિશાનો તે નકશો છે."

હૃષીકેશચંદ્ર ઘણા ઉલ્લાસમાં આવી ગયો. તે બેઠો હતો ત્યાંથી ઉભો થયો અને આમ તેમ આંટા મારતો નીચેનો શ્લોક બોલવા લાગ્યો:

**वेदान्त वाक्येषु सदा रमन्तः भिक्षान्नमात्रेण च तुष्टिमन्तः**
**अशोकमन्तः करणैश्चरन्तः कौपीनवंतः खलु भाग्यवन्तः ॥**

"ખરેખર, આ ગિરિરાજ ઉપરના સાધુઓ ભાગ્યશાળી છે. ધન્ય છે તેમને! તેઓ ધારે તો અખિલ વિશ્વનો ઉદ્ધાર કરી શકે. અડગ શ્રદ્ધા, પવિત્રતા અને સરળતા શું ન સાધી શકે?"

સાધુઓનો વિચાર કરતે કરતે તેને અખિલ ભારતવર્ષ સાંભરી આવ્યું. તેની માનસિક દૃષ્ટિ આખા હિંદ ઉપર ફરી વળી અને તે બોલ્યો:

"ભારતવર્ષ! ભારતવર્ષ! તું એમ ધારે છે કે પાશ્ચાત્યોના અધમ અનુકરણથી તું ઉદયને શિખરે ચ્હડી શકીશ? ઉદય તો શૂરાઓનો જ હોય! અડગ શ્રદ્ધા, પવિત્રતા અને તપોમયતા જ્યાં હોય ત્યાં જ ઉદયની ઝાંખી થાય! આજે કયાં છે ભારતવર્ષમાં એ શ્રદ્ધા, એ ધાર્મિકતા, અને એ બ્રહ્મચર્ય! પ્રજા ભોગવિલાસમાં પડી છે. પાશ્ચાત્યોના મોહમાં તે અંજાઇ છે. તે પોતાનું ભાન ભૂલી છે. જે પ્રજામાં અડગ શ્રદ્ધા નથી, પવિત્રતા નથી, બ્રહ્મચર્ય નથી, અને સત્ય નથી, એ પ્રજાનો ઉદય શી રીતે થાય!"

હજી પણ તેનું મન અગમ્યગુરૂના વિચારોમાં જ લીન થઇ રહ્યું. તેમના સમાગમથી તેના વિચારો, ચારિત્ર્ય અને શરીરમાં પણ મોટો ફેરફાર થઈ રહ્યો. અગમ્યગુરૂની અગાધ પવિત્રતા અને બોધની અસર હૃષીકેશચંદ્રના મનમાં અને તનમાં રૂવે રૂવે વ્યાપી રહી હતી. અગમ્ય ગુરૂમાં અદ્વૈતવાદની સાક્ષાત્ મૂર્તિ નિહાળવાથી અને અદ્વૈતવાદનાં અગાધ સત્યોનો અનુભવ પોતે જાતે કરી જોવાથી તેના સ્થૂલ દેહ ઉપર પણ તે અનુભવનાં ચિન્હ દેખાવા લાગ્યાં. તેનો બાહ્ય દેખાવ પ્રભાવશાળી બની રહ્યો. જે નાનપણમાંની અંધશ્રદ્ધા હતી તે

તર્કની કસોટીએ ચઢીને દૃઢ થઈ. એક પ્રકારની અલૌકિક શાંત પ્રભા તેના મુખ ઉપર છવાઇ રહી. તેનું સમસ્ત જીવન ઉત્સાહમય બની રહ્યું. તેનું હૃદય પ્રેમથી ઉભરાઈ રહ્યું. વેદાન્તવાક્યોમાં જ સદા રમમાણ થતું તેનું અંતઃકરણ પરમાનંદથી છલકાઈ રહ્યું. તેમાં અગાધ સામર્થ્યનો વાસ થયો. વેદાંતનો પુરેપુરો જુસ્સો તેનામાં આવી રહ્યો. તેનું વિશાળ લલાટ તેની બુદ્ધિનો પ્રભાવ દર્શાવી રહ્યું. તેનું બહોળું વક્ષઃસ્થળ તેની હિંમત, ધીરજ અને નિડરતા પ્રગટ કરી રહ્યાં. એ બહોળા વક્ષઃસ્થળની અંદર અમાનુષી પ્રેમ, અગાધ ભ્રાતૃભાવ, અને સમસ્ત જગતનું કલ્યાણ કરવાની વૃત્તિ ઢંકાઈ રહ્યાં હતાં. તેનાં વિશાળ નેત્રો તેની દીર્ઘ દૃષ્ટિ અને સૂક્ષ્મ બુદ્ધિ દર્શાવવા લાગ્યાં. તેમાં એક પ્રકારની કોમળતા નજરે આવતી. ક્વચિત્ તે નેત્રો વધારે પ્રકાશિત બની જતાં અને દૃષ્ટાની ચંચળ બુદ્ધિ, અવલોકન શક્તિ અને તીવ્ર લાગણીઓનું ભાન કરાવતાં. જંગલમાં વસનાર સિંહ જેમ અત્યંત સ્વતંત્રતાને ભોગવે અને છુટથી અહીં તહીં ફરે, તેમ હૃષીકેશચંદ્ર પોતાના મનથી અત્યંત સ્વતંત્રતાને ભોગવવા લાગ્યો. તેના બાહ્ય દેખાવમાં સિંહના જેવું સુંદર, ભવ્ય અને સ્વતંત્ર ચલન વલન દેખાઇ આવવા લાગ્યાં. તેનામાં એક પ્રકારનું માનસિક બળ ઉત્પન્ન થયું અને તેને લીધે તેના શરીરમાં એક જાતનું નવીન બળ આવ્યું હોય તેવો તેને ભાસ થવા લાગ્યો. આ પ્રમાણે હૃષીકેશચંદ્રનું મુખ, લલાટ, નેત્રો અને આખું શરીર તેના અગાધ ચરિત્ર્યનું પ્રતિબિંબ બની રહ્યાં. મનમાં અત્યંત બળ અને સ્વતંત્રતાને ભોગવતો તે બોલી ઉઠયો: " મહાપુરૂષોના સમાગમની અસર કેવી અલૌકિક છે !"

---

## પ્રકરણ ૧૬ મું.

---

### મૃણાલિનિ સમાગમ.

બીજે દિવસે ગિરિરાજ ઉપર પોતાની પર્ણકુટીની બહાર એક સાદડી પાથરીને હૃષીકેશચંદ્ર બેઠો હતો. એટલામાં એક માણસે

આવીને એક કાગળ તેના હાથમાં આપ્યો. તે કાગળ કનકપુરથી આવ્યો હતો. તે બિપિનચંદ્રનો હતો. તેમાં કેટલીક બાબતો લખેલી હતી અને છેવટે ઉષાના ગુજરી ગયાની ખબર લખી હતી. હૃષીકેશચંદ્રે તે કાગળ વાંચ્યો.

ઉષા ગુજરી ગયાની ખબર જાણીને તે ઘણો દિલગીર થયો. તેનું હૈયું ભરાઇ આવ્યું. તેની આંખોમાં આંસુ આવી ગયાં. તે મનમાં બડબડયો: "બિચારી રાંકડી ઉષા! આ સંસારનાં સુખ દુઃખ ભોગવીને તું આખરે ચાલી ગઇ! સંસારની લક્ષ્મી અને સત્તા મનુષ્યને સુખી કરતાં હોત તો ઉષા તારા જેવી ભાગ્યશાળી બીજી કોઇ પણ હોત નહીં! પણ પ્રભુની ગતિ ન્યારી છે. જ્યાં લક્ષ્મી છે ત્યાં પ્રેમ નથી, અને જ્યાં પ્રેમ છે ત્યાં લક્ષ્મી નથી. ઉષા! એ પ્રેમ વગરનું શુષ્ક અને દુઃખી જીવન ભોગવીને તું પ્રભુને શરણે ગઇ!"

ઉષાના વિચાર ઉપરથી તે ભારતવર્ષની સ્ત્રીઓની સ્થિતિનો વિચાર કરવા લાગ્યો. સ્વદેશપ્રેમીનું હૃદય ચિરાયું. ભારતવર્ષમાં ઉષા જેવી રાંકડી સ્ત્રીઓ કેટલીએ કચડાઇ જતી હશે એવો તેને વિચાર આવ્યો. તે પુરૂષોને દોષ દેવા લાગ્યો. તેમની સ્વાર્થવૃત્તિ અને વિષય લોલુપતાથી સ્ત્રીઓ પરવશ અને અજ્ઞાન રહે છે એમ ધારીને તે પુરૂષોની નીચવૃત્તને નિંદવા લાગ્યો. તેને ધીરેન્દ્ર સાંભર્યો. તેનું વ્યસન અને વ્યભિચાર તેની દૃષ્ટિ આગળ તરી આવ્યાં. સાથે સાથે વ્યસની પતિના મનનું પણ સમાધાન કરતી અને તેને પુજતી આર્ય મહિલા ઉષાની સહનશીલતા અને સદ્ગુણો તેની નજર આગળ ખડાં થયાં. ભારતવર્ષની સ્ત્રીઓની આવી અવદશા અને પરાધીનતા જોઇને તે અફસોસ કરવા લાગ્યો. તેની આંખમાંથી અશ્રુ ટપકવા લાગ્યાં. તે ધીરેન્દ્રને ધિક્કારવા લાગ્યો. એક બાજુએ તે ઉષાના સદ્ગુણ સંભારવા લાગ્યો. તે ઉષાના સદ્ગુણોને સંભારતો ગયો તેમ તેમ તેને ધીરેન્દ્ર ઉપર વધારે વધારે તિરસ્કાર આવતો ગયો, અને ભારતવર્ષના પુરૂષોની કઠોરતા અને નિર્દયતા ઉપર તેને ધિક્કાર છુટવા લાગ્યો.

ગિરિરાજ ઉપર રહ્યાને હૃષીકેશચંદ્રને ઘણા દિવસ થયા હતા તેથી તેણે હવે કનકપુર પાછા જવાનો વિચાર કર્યો. બપોરે જમી પરવારીને તે નીકળ્યો અને કનકપુર આવી પહોંચ્યો. કનકપુરમાં

વિશ્વવિદ્યાલય સ્થાપવાની યોજના અને તેને અમલમાં મુકવાની તૈયારીમાં તેનું હવે ચિત્ત પરોવાવા લાગ્યું. લગભગ સાયંકાળનો સમય થવા આવ્યો ત્યારે તે બિપિનચંદ્રને બંગલે ગયો.

બિપિનચંદ્ર એક આરામ ખુરશી ઉપર સ્વસ્થ થઇને બેઠો હતો. પાસે જ એક ખુરશી ઉપર મૃણાલિનિ એક રૂમાલ ગુંથતી બેઠી હતી. હૃષીકેશચંદ્રને આવેલો જોઇને બિપિનચંદ્ર ઘણો ખુશી થયો. તેણે તેને પોતાની પાસે એક ખુરશી ઉપર બેસાડયો. તેના ખબર અંતર પુછયા. પછી બિપિનચંદ્ર સ્વાભાવિકપણે મૃણાલિનિને કહેવા લાગ્યો: "મૃણાલિનિ, હૃષીકેશચંદ્રના આવવાથી આપણને ઘણોજ આનંદ થાય છે નહીં વારૂ?"

આવો અચાનક પ્રશ્ન સાંભળીને મૃણાલિનિ જરા ગભરાઇ ગઇ અને જાણે ઉંઘમાંથી જાગી ઉઠી હોય તેમ બાવરી બાવરી આમ તેમ જોવા લાગી. શો ઉત્તર દેવો તે એને સુઝયું નહીં. જેમ તેમ કરીને તે બોલી: "તે સભ્ય ગૃહસ્થ છે. તેમની ભાવનાઓ ઉંચી છે, અને તેમની વાતથી હૃદયને ઉચ્ચ સ્થિતિ પ્રાપ્ત થાય છે."

આમ કહેતાં કહેતાં મૃણાલિનિના હૃદયપટ ઉપર હૃષીકેશચંદ્રની સ્વદેશપ્રીતિ અને વિદ્યા તરી રહ્યાં. તેના સદ્‌ગુણો અને ચારિત્ર્યથી તેનું મન આકર્ષાવા લાગ્યું. તેના ચહેરા ઉપર અનેક ભાવ જણાવા લાગ્યા. તેની છાતી ધડકવા લાગી. શરીર કંપવા લાગ્યું. ભાલ પ્રદેશ ઉપર પરસેવાનાં ટીપાં આવી ગયાં. પોતાની ડોક ઉંચી કરીને હૃષીકેશચંદ્રના સામું જોવા જેટલી પણ શક્તિ તેનામાં રહી નહીં. છેવટે તેણે ઘણા પ્રયાસ કરીને એકવાર તેના સામે જોયું—પણ બંનેની નજર એક સરખી થતાં જ મૃણાલિનિના મનની સ્થિતિ અત્યંત વિલક્ષણ થઇ ગઇ.

એટલામાં બિપિનચંદ્ર પાછો બોલી ઉઠયો: "ગમે તેમ હો પણ મને એમના ઉપર અત્યંત પ્રેમ ઉત્પન્ન થાય છે. મારૂં મન એમના તરફ એટલું બધું કેમ વળે છે તે હું સમજી શકતો નથી. એમનો સ્વભાવ મને ગંભીર લાગે છે, કારણ કે તે મારી સાથે પણ બોલતાં સંકોચ રાખતા હોય એમ જણાય છે."

હૃષીકેશચંદ્રના સ્મરણથી મૃણાલિનિનું હૃદય ઉછાળા મારવા લાગ્યું. રૂમાલ ગુંથવામાં જાણે વધારે લક્ષ આપતી હોય તેમ પોતાનું

ડોકું વધારે નીચું નમાવીને તે ઝડપથી પોતાનું કામ કરવા લાગી. પણ બિપિનચંદ્રને કંઇ પણ જવાબ આપવો જોઇએ તેથી ડોકું ઉંચું કર્યા વગર જ તે બોલી: "હા, તેમનું વર્તન તેવું દેખાય છે ખરૂં; પણ તેમણે તમારી પાસે આટલો સંકોચ શા માટે રાખવો જોઇએ"? આમ બોલતે બોલતે તેના હાથમાંથી રૂમાલ નીચે પડી ગયો.

"પણ આશ્ચર્યની વાત એ છે જે એક દિવસ તેમની સાથે વાત કરી કે બીજે દિવસે વાત કરનાર જાણે એમના ગાઢ પરિચયમ આવ્યો હોય એવો તેને ભાસ થાય છે એ એમનું અત્યંત મિલનસારપણું બતાવે છે."

હજી પણ ડોકું ઉંચું કર્યા વગર જ મૃણાલિનિએ જવાબ આપ્યો: "હા, મને પણ તેમજ લાગે છે."

આમ બોલતે બોલતે વળી ફરીથી મૃણાલિનિના હાથમાંથી રૂમાલ નીચે પડી ગયો. એ જોઇને બિપિનચંદ્ર બોલી ઉઠ્યે: "મૃણાલિનિ, તારા મનમાં કંઇ વિચાર ઘોળાયા કરે છે એમ મને લાગે છે. તારા હાથમાંથી રૂમાલ વારે ઘડીએ કેમ પડી જાય છે? તું ક્યાં જુવે છે?"

એથી મૃણાલિનિ એકદમ સાવધ થઇ ગઇ અને રૂમાલ ઉપાડી લઇને પાછી ફરીથી તે ભરવા લાગી. બિપિનચંદ્રે જરા ઉંડો વિચાર કરીને જોયું હોત તો તે વેળાએ જ મૃણાલિનિના મનની સ્થિતિ તેના લક્ષમા આવી ગઈ હોત; પણ એ સાદા અને ભોળા મનુષ્યને તેમાં કાંઇ વિશેષ માલમ પડ્યું નહીં. તે વિસ્મિત થયો અને વિચાર કરવા લાગ્યો. મૃણાલિનિ નીચી દૃષ્ટિ રાખીને રૂમાલ તથા સોયદોરો હાથમાં પકડવાને પ્રયાસ કરતી હતી પણ તેના હાથ થરથર ધ્રુજવા લાગ્યા. બિપિનચંદ્રના લક્ષમાં પોતાના મનની સ્થિતિનો ખ્યાલ નહીં આવવા દેવાનો તે પ્રયાસ કરવા લાગી.

હૃષીકેશચંદ્ર એ બધું જોયા કરતો હતો. તેના મનમાં કંઈ કંઇ વિચાર આવતા હતા. સ્વદેશપ્રેમ અને વિદ્યાથી અલંકૃત થયલા તેના હૃદયમાં અનેક ચિત્રો ચિતરાતાં અને અનેક દશ્યોના પડદા પડતા અને ઉપડતા. ક્ષણવાર તેણે મૃણાલિનિ સામે જોયું. તે મનમાં બોલ્યો: "આ રત્નને મસ્તક ઉપર ધરવાને કોણ ભાગ્યશાળી થશે?"

એટલામાં મૃણાલિનિ પોતાની ખુરશી ઉપરથી ઉઠી અને એક ખુણામાં ટેબલ ઉપર વર્તમાનપત્રો પડયાં હતાં ત્યાં જઇને બેઠી અને એક વર્તમાનપત્ર લઇને વાંચવા લાગી.

હૃષીકેશચંદ્ર પોતાની ખુરશી ઉપરથી ઉઠયો અને મૃણાલિનિ પાસે ગયો. મૃણાલિનિની ચિત્તવૃત્તિને તે ગમ્યું પણ તેના શરીરને તે ગમ્યું નહીં. તે જરા સ્તબ્ધ બની ગઇ. તે જરા ભયથી કંપવા લાગી. તેનું હૃદય કંપવા લાગ્યું. તેના મનમાં ભીતિ ઉત્પન્ન થઇ. ત્યાંથી ઉઠી જવાનો તેણે પ્રયત્ન કરવા માંડયો. તે ગભરાઇ ગઇ. તે મનમાં કંઇ કંઇ શંકાઓ કરવા લાગી. હૃષીકેશચંદ્રનું આજ પર્યંતનું શુદ્ધ અને પવિત્ર વર્તન તેની નજર આગળ તરી આવ્યું. વળી તેનો તેજસ્વી ચહેરો અને શાંત મુખમુદ્રા તેમાં સાક્ષી પુરવા લાગ્યાં અને આ ક્ષણે પણ તેનું હૃદય પવિત્ર જ છે એમ કહેવા લાગ્યાં.

એટલામાં હૃષીકેશચંદ્ર બોલી ઉઠયો:

" મૃણાલિનિ, ગભરાશો નહીં."

મૃણાલિનિ તેની સામે ટગર ટગર જોઇ રહી. હૃષીકેશચંદ્રના મનમાં શું હશે તેની કલ્પના તે કરી શકી નહીં. એટલામાં પાછો હૃષીકેશચંદ્ર બોલ્યો: " મૃણાલિનિ, ગભરાશો નહીં. મારા તરફથી કોઇ કાળે પણ ધર્મ વિરુદ્ધ આચરણ થવાની ભીતિ રાખશો નહીં. તેવો સમય જ્યારે આવશે ત્યારે મારું કંઇ વિપરીત થવા બેઠું છે એમજ સમજજો."

મૃણાલિનિને કંઇક હિંમત આવી. તેનું ચિત્ત પ્રસન્ન થયું. તેના મુખ ઉપર મૃદુ હાસ્ય રમી રહ્યું. તેના હૃદયમાં શાંતિએ વાસ કર્યો અને તે ગંભીર થઇને તેની સામે જોવા લાગી.

" આજે મારી એક માગણી સ્વીકારશો ? સ્વદેશસેવાના કાર્યમાં તમે મારી જોડે જોડાવ અને આપણી સૂક્ષ્મ વાસનાઓનું લગ્ન થાય એમ હું ઇચ્છું છું. પુરૂષ સ્ત્રી વગર અધુરો છે. એ પૂર્ણતા મને પ્રાપ્ત કરાવશો. આપણી માતૃભૂમિની સ્ત્રીઓનું દુઃખ ટાળવામાં તમારી મદદની જરૂર છે. એ કાર્યમાં પુરૂષ એકલો અસમર્થ છે, કારણ કે તેને માથે ખોટા આરોપનો ભય રહે છે. સ્ત્રી સ્ત્રીઓનું હૃદય સારીપેઠે સમજી શકે અને તેમની પાસે જઇ શકે. માટે મારા કાર્યમાં મદદ કરશો." હૃષીકેશચંદ્રે કહ્યું.

મૃણાલિનિ જરા ચમકી. હૃષીકેશચંદ્રે કહ્યું: "લગ્ન એ શબ્દથી ભડકશો નહીં. મારે મન લગ્ન એ કંઇક જુદી જ વસ્તુ છે."

હૃષીકેશચંદ્રના કહેવાનો મર્મ મૃણાલિનિ સમજી ગઈ. તેનું હૃદય વધારે શાંત થવા લાગ્યું. તેણે ધીમેથી જવાબ આપ્યો:

"હૃષીકેશચંદ્ર, મારા અશિક્ષિત હૃદયથી તમારા સુશિક્ષિત હૃદયને અપવિત્ર કરવું એ મને ઠીક લાગતું નથી. વળી સૂક્ષ્મ વાસનાઓનું લગ્ન સ્થૂલ દેહોના લગ્નમાં જ પરિણમે; અને મારે તો કૌમારવ્રત જ પાળવું છે."

"કુંવારાં રહેવું તે તો કરમાવા જેવું છે."

"પરણીને પસ્તાવા કરતાં સારૂં છે."

"પરણવું એ સ્વર્ગને પગથીએ ચ્હડવા જેવું છે."

"ચ્હડતાં ન આવડ્યું તો નર્કનું દ્વાર ખુલ્લું જ છે."

"તો પછી તમારા જેવું સુવાસિત પુષ્પ એમને એમ કરમાઈ જશે. લગ્નથી તેનો વિકાસ થશે. કોઇ દિવસ મસ્તક ઉપર તે ધરાશે અને પ્રભુતાને પામશે."

"કોઇ સંસ્કારી હૃદય જોડે સંબંધ થાય તો આ સઘળું સધાય, પણ સંસારમાં એવો સંસ્કારી મનુષ્ય કોઇ ભાગ્યે જ નજરે આવે છે."

હૃષીકેશચંદ્ર સાંભળી રહ્યો. મૃણાલિનિ પાછી આગળ બોલવા લાગી:

"ધન, રૂપ, કુળ કે વિદ્યાનું મારે કામ નથી. ઉપાનું દુઃખ જોઈ ધનવાન ઉપર મને તિરસ્કાર આવે છે. અકુલની પરાધીનાવસ્થા જોઈ કુળવાનને હું કલંક લગાડું છું. રૂપ ઉપર મોહ પામવું એ મૂર્ખનું કામ છે. વિદ્યાને હું ચાહું છું, પણ કોઇવાર વિદ્વાનો પણ ભયંકર નીવડે છે."

"મૃણાલિનિ, તમારૂં અગાધ હૃદય પારખવાને હું શક્તિવાન નથી. તમારા મનમાં શું છે તે હું સમજી શકતો નથી."

"ઝુંપડામાં વસતો મહાત્મા મ્હેલમાં રહેનાર અધમ રાજા કરતાં મારે મન વધારે વંદનીય છે. એવા મહાત્માની સૂક્ષ્મ ભાવનાઓ સાથે મારી સૂક્ષ્મ ભાવનાઓનો સંયોગ સાધું અને તેમની સાથે રહીને સ્વદેશકાર્ય કરૂં એવી ઇચ્છા મને કોઇ કોઇ વાર થાય છે. એવા પુરુષો આત્માના વિકાસક છે, શુદ્ધ પ્રેમના પોષક છે, હૃદય ઠરવાના

ઠામ છે, અને તમે કહો છો તેમ સ્વર્ગને પગથીએ ચ્હડાવનારા છે. એવા કોઈ પ્રેમી સંસ્કારી જનને જીવનના સાથી તરીકે સ્વીકારવાની મને કોઇ કોઇ વાર ઇચ્છા થાય છે. સૂક્ષ્મ ભાવનાઓનું લગ્ન એને જ હું લગ્ન કહું છું. સ્થૂલ દેહના લગ્નની મને પરવા નથી. એવા સંસ્કારી પુરૂષને હું પ્રભુ તરીકે પુજું અને તેને હૃદયમાં નિહાળી નિહાળી પ્રેમ-માળથી વધાવું."

એ સાંભળીને હર્ષકેશચંદ્ર વિચારમાં પડયો. શું બોલવું તે એને સુઝયું નહીં. આખરે તે બોલ્યો: "એવા સંસ્કારી પુરૂષો આ જગતમાં મળવા મુસ્કેલ છે."

"ના, મુશ્કેલ નથી. પરમાત્માએ દરેક સ્ત્રીના જન્મ સાથે તેનો સાથી નિર્માણ કરી મુકયો હોય છે. જેની જેવી વાસના અને યોગ્યતા તેને તેવીજ વાસનાવાળો સાથી ઇશ્વર મેળવી આપે છે. માત્ર વાસના શુદ્ધ અને તીવ્ર હોવી જોઇએ, તો જ તેનું ધાર્યું ફળ મળે. यादृशी भावना सिद्धिर्भवति तादृशी."

"ત્યારે શું સ્ત્રીઓ ઉપર ઇશ્વરનો પક્ષપાત હશે કે તેમને માટે સાથી નિર્માણ થાય અને પુરૂપ માટે ન થાય?" હસતે હસતે હર્ષકેશચંદ્રે કહ્યું.

"જે ન્યાય સ્ત્રીને માટે તે જ ન્યાય પુરૂષને માટે."

"એવો કોણ ભાગ્યશાળી હશે કે જે તમારા જીવનના સાથી તરીકે નિર્માણ થયો હશે?"

"તે પુરુષની પાદસેવાથી હું ભાગ્યશાળી થઇશ એમ કહો."

"તે તો અન્યોઅન્ય છે. તમે એકબીજાને ભાગ્યશાળી કરશો એમ કહો."

"વિદ્વાન મનુષ્ય અભણ માનવી ઉપર સરસાઇ ભોગવે છે. મેં કૉલેજનું શિક્ષણ લીધું નથી. તે વિદ્વાન અને હું અભણ, તે ઉચ્ચાભિલાષી અને હું પામર જીવ, માટે જ હું કહું છું કે હું તેમનાથી ભાગ્યશાળી થઇશ."

"શાળાના કે કૉલેજના શિક્ષણવાળીને હું વધારે શિક્ષિત ગણુતો નથી. નેપોલીયન કે સ્કૉટની માતાએ શાળાનું શિક્ષણ કયાં લીધું હતું? છતાં પણ તેઓ મહાન પુરુષોને ઉત્પન્ન કરી શકયાં. તે જ

શિક્ષણ ઉપયોગી છે કે જેના પ્રભાવથી સ્ત્રીઓ સ્વદેશકાર્યમાં વધારે ને વધારે ભાગ લેતી બની મહાન પુરુષોને ઉત્પન્ન કરે છે. તમે જે ગૃહશિક્ષણને પામ્યાં છો તે કૉલેજ કરતાં હજાર દરજ્જે સારૂં છે. તે મહાન પુરુષોને ઉત્પન્ન કરશે અને તેથી જ તેની મહત્તા. આવી એક વિદ્વાન સ્ત્રી દસ ભણેલા પુરુષો કરતાં પણ દેશને વધારે ઉપયોગી છે."

"કારણ ?"

"કારણ કે તે અનેક સત્પુરુષો ઉત્પન્ન કરી શકશે."

"જગતમાં મનુષ્ય જે પ્રાપ્ત કરે છે તે તેની વાસનાનું જ ફળ છે. જેમ વાસના ઉચ્ચ અને પવિત્ર તેમ તેનું ફળ પણ તેવું જ. મહાન પુરુષોને ઉત્પન્ન કરવામાં પ્રબળ ઇચ્છાની જરુર છે. આજ કોઇ એમ ઇચ્છતું નથી કે મારે રામ જેવો પુત્ર જોઇએ. અને તેથી જ ભારતવર્ષમાં રામ જેવા પુત્ર પાકતા નથી. તમારી માતાની દૃઢ શ્રદ્ધા અને પવિત્રતાથી જ તમારા જેવું રત્ન તેમને મળ્યું."

"રત્ન કહો કે ગમે તે કહો, પણ તેની શોભા સુંદર વીંટીમાં જડાયા વગર અધુરી જ રહેશે. એ વીંટીની ગરજ તમે સારશો ? આપણી સૂક્ષ્મ વાસનાઓનું લગ્ન થાય અને તમે મારી સાથે સ્વદેશકાર્યમાં જોડાવ એવી મારી ઇચ્છા છે."

"ઉચ્ચ વાસના, વિદ્યા અને ચાતુર્યથી તમારૂં હૃદય અલંકૃત છે. મારા જેવી પામરના સ્પર્શથી તમારૂં અંતઃકરણ પામર બની જશે."

"પ્રિયંવદા જેવી સન્નારી જેની માતા છે તે પામર છે એમ કેમ કહેવાય ? ગરીબમાં ગરીબની ઝુંપડીમાં પણ એમના જેવી ગૃહિણી હોય તો આનંદ, સુખ, સમૃદ્ધિ, અને પવિત્રતા સહજમાં પ્રાપ્ત થઇ જાય. એ જ સ્થળે વિનય, વિવેક સર્વ ભણાય અને દૃઢ ચારિત્ર્ય બંધાય."

"પણ હું અશિક્ષિત છું."

"પ્રિયંવદાએ તમને વગર કૉલેજે કૉલેજવાળાં કરતાં પણ વધારે શિક્ષિત બનાવ્યા છે. શુદ્ધ સંસ્કારી ગૃહિણીના ગુણોને પ્રાપ્ત કરી રહેલી આ સમાજમાં ઉત્તમ પદે બિરાજે છે. પ્રિયંવદાએ આપેલું

શિક્ષણ મારી વૃત્તિઓને વધારે અનુકૂળ થઇ પડશે એમ મારૂં માનવું છે. સંસ્કારીપણું મારે મન કન્યાની કસોટિ છે. મારા હૃદયને તમારા હૃદયથી અલંકૃત કરી જગતમાં મને પૂર્ણતા પ્રાપ્ત કરાવશો."

"પણ હું કેળવાયલી નથી."

"તમે વગર કૉલેજે કેળવાયલાં છો."

"હું બી. એ. કે એમ. એ થઇ નથી."

"હું બી. એ. કે એમ. એ. થયેલીને જ કેળવાયલી ગણતો નથી. યુનિવર્સીટીની ડીગ્રી કંઇ વિદ્યાનું કે સુસંસ્કારનું માપ નથી."

"આજકાલ ડીગ્રી વગર મનુષ્યની કિંમત અંકાતી નથી."

"જગતની એ મોટી ભૂલ છે. સામાન્ય મનુષ્યો એમ ધારે પણ શાણાઓ એમ ધારતા નથી."

"ઘણા કહે છે કે કૉલેજમાં ગયા વગર જ્ઞાન મળતું નથી."

"સ્ત્રીનું ક્ષેત્ર ગૃહ છે. જે સ્ત્રી ગૃહકાર્યમાં કુશળ છે, સાદી અને કરકસરવાળી છે, કહ્યાગર છે, પતિની આજ્ઞાધારક છે, અને ગૃહિણીના ધર્મ બરાબર પાળે છે તે જ મારે મન કેળવાયલી અને સંસ્કારી છે. કાર્યકુશળતા, સદ્ગુણ, અને સાદાઇ એજ સંસ્કારિતાનાં લક્ષણો છે."

"આધુનિક જગત એ સિદ્ધાંતને સ્વીકારશે ?"

"એ સિદ્ધાંતને નહીં સ્વીકારી, બાહ્ય ભપકા, ટાપટીપ અને વાક્પટુતામાં સંસ્કારિતાનો સમાવેશ કરનારૂં જગત્ સ્વગૃહને સ્મશાનવત્ કરી મુકશે. સંસ્કારી કેળવણી વગર આજ ઘણાએ ઘર સ્મશાનભૂમિ જેવાં બની રહ્યાં છે. એ સંસ્કારિતાને નહીં લાવનારી કેળવણી કેળવણી જ નથી. તમારૂં હૃદય સંસ્કારી છે, તમે સંસ્કારી કેળવણીને પામ્યાં છો, માટે જ મારો આગ્રહ છે કે મારી સાથે જોડાઇને સ્વદેશકાર્યમાં મદદ કરશો. વિચાર કરી જોજો." એમ કહીને હર્ષીકેશચંદ્ર ચાલ્યો ગયો.

મૃણાલિનિ સાંભળી રહી. હર્ષીકેશચંદ્રના દરેક શબ્દને તેણે અમૃતબિંદુ પ્રમાણે હૃદયમાં સંઘરી રાખ્યો. તેના મુખમાંથી નીકળેલા શબ્દો ઉપર વિચાર કરતાં તેના મનમાં આનંદ અને આશ્ચર્ય ઉત્પન્ન થયાં અને તેમની છાયા સ્પષ્ટપણે તેની મુખમુદ્રા ઉપર પ્રસરી રહી.

તે ઉંડા વિચારમાં પડી. શું કરવું તે તેને સુઝયું નહીં. હૃષીકેશચંદ્રની સ્વદેશપ્રીતિ અને સદ્ગુણ તેની માનસિક દૃષ્ટિમાં તરી આવ્યાં અને તે બોલીઃ "સ્વદેશકાર્યમાં જોડાવું એ ઠીક છે; પણ પછી?" એમ વિચાર કરતી તે ઘરમાં ચાલી ગઇ.

---

## પ્રકરણ ૧૭ મું.

---

### યૌવનાવસ્થા.

કેટલાક દિવસ ચાલ્યા ગયા. મૃણાલિનિ ધીમે ધીમે મોટી થવા લાગી. તેના શરીરના અવયવો ધીમે ધીમે વિકાસને પામ્યા. તે ભર જુવાનીમાં આવી. એક વાર સવારમાં બાગમાં ફરતે ફરતે તેની યુવાવસ્થાનું તેને ભાન થયું. ચિત્ત કંઇક ચંચળ બન્યું અને તેમાં કંઇક તર્કવિતર્ક થવા લાગ્યા.

વસન્ત ૠતુનો આવિર્ભાવ દશે દિશામાં થઇ રહેલો હોવાથી સમગ્ર વનપ્રદેશ નિશ્ચળ, સ્તબ્ધ, અને શાંત બની ગયો હોય તેવું તેને ભાન થવા લાગ્યું. સુંદર વનલતાઓ અનેક પુષ્પથી સુશોભિત બની. જાણે કે કોમળ રમણીઓના મુક્તાફળથી અલંકૃત થયેલા સુકોમલ હાથ એક બીજાની સાથે હસ્તમેળાપ કરવાને ઉત્સુક બની સ્વસ્થાનને ત્યજવાને ઉંચા નીચા થતા હોય તેમ પવનની મંદ મંદ લહરીથી ડોલાયમાન થઇ રહી હતી. અનેક વૃક્ષઘટાઓ, લીલાં કચ જેવાં ઝાંખરાનાં જુથ, જાણે કે લાલ અને લલનાઓનાં સંકેતસ્થાન હોય તેમ રમણીયતા અને એકાંતતાનું ભાન કરાવતાં હતાં. અહીં તહીં તરૂવર સુકોમળ પલ્લવ ધારણ કરી રહ્યાં હતાં. વૃક્ષોની ડાળીએ ડાળીએ નવીન અંકુરો અને પુષ્પકળીઓ દૃષ્ટિએ પડતી હતી. ગણગણતા ભમરાઓના ગુંજરવથી અને કોકિલાઓના મધુર ગાનથી સમસ્ત પ્રદેશ શબ્દાયમાન બની રહેલો લાગતો હતો. અહીં તહીં આમ્રવૃક્ષની ઘટાઓ આવી રહેલી હતી. આમ્રવૃક્ષોએ ધારણ કરેલી નવલ મંજરીઓ જાણે કે સ્નેહની સાનો કરતી હોય તેમ દષ્ટાના અંતઃકરણને આકુળવ્યાકુળ કરી નાંખતી હતી.

સમય પ્રાતઃકાળનો હતો. વનદેવતા જાણે કે સોળે શણગારથી સજ્જ થઇને રવિના રંગબેરંગી પ્રકાશમાં તેની સામે ઉભી રહી હોય તેમ સઘળો પ્રદેશ દેખાવા લાગ્યો અને મૃણાલિનિની ચિત્ત-વૃત્તિને ચંચળ કરવા લાગ્યો. સૂર્યનારાયણનાં કિરણો જાણે કે મદન-શર હોય તેમ તેના હૃદયને ભેદવા લાગ્યાં. બાગની શોભા રૂપવતી રમણીની માફક હાવભાવ કરતી જણાવા લાગી. તરત જ મૃણાલિનિની બાહ્ય દૃષ્ટિ અંતર્મુખ થઇ અને હૃદયરૂપી સિંહાસન ઉપર બિરાજતી કોઇ અનિર્વચનીય વસ્તુના વિચારમાં ક્ષણવાર સ્થિરભાવે ચોંટી રહી. ચલિત ચિત્તવૃત્તિને સજાતીય વિચારનો સ્પર્શ થવાથી તેની ચંચળતા વધી. મૃણાલિનિની તરૂણાવસ્થાએ તેમાં ઉમેરો કર્યો. તે બ્હાવરી બની. તેને શું થાય છે તે એ સમજી શકી નહીં.

થોડીવાર થઇ એટલે મૃણાલિનિને પોતાની અવસ્થાનું ભાન થયું. તે એકદમ સાવધાન થઇ ગઇ. તેણે પોતાના ચિત્તને પાછું શાંત અને સ્વસ્થ બનાવવાને પ્રયત્ન કરવા માંડયો. બાગની શોભાથી ઉત્તેજીત થયેલી ચિત્તવૃત્તિને દબાવી તે સ્થાને અન્ય વિચારને સ્થાપિત કરવાને તે મથી. બાલ્યાવસ્થામાં ગૃહણ કરેલા સ્વદેશવિચાર કે આત્મવિચારનું સામ્રાજ્ય હૃદયપટ ઉપર પ્રવર્તાવવા યત્ન આરંભ્યો. સંસ્કૃત વિદ્યાએ અર્પેલી વૈરાગ્યવૃત્તિ એક બાજુએ તેને મૃદુ ઠપકો દેવા લાગી. મહ-ત્વાકાંક્ષા આગળ રતિવિકાર સમર્થ નીવડયો નહીં. મૃણાલિનિએ ચિત્ત ઉપર વિજય મેળવ્યો.

તેની ચિત્તવૃત્તિ દબાઇ, બળી, ઝળી, પણ તે ભસ્મસાત્ થઇ નહીં. મૃણાલિનિ પોતાની યુવાવસ્થાને દોષ દેવા લાગી. ચિત્તને વધારે શાંત કરવાને તે આમતેમ જોવા લાગી. સમગ્ર પ્રદેશ નિશ્ચલ, સ્તબ્ધ અને શાંત બની ગયેલો જણાયો. લતાઓ અને તરૂવરો ઉપર સુકોમલ નવપલ્લવ દેખાવા લાગ્યાં. નવપલ્લવવાળી મંજરી હશી હશીને સ્નેહની સાનો કરવા લાગી. વૃક્ષોની ડાળીએ ડાળીએ નવાં પુષ્પો ખીલેલાં જણાયાં. ભ્રમરોના ગુંજારવથી અને કોકિલાઓના ટહુકારથી આખો મધુર પ્રદેશ ગાજી રહેતો દેખાવા લાગ્યો. હિમાચળના શિખર ઉપરથી ઉતરી આવ્યો હોય તેવો શીતળ પવન સરરર કરતો ઠંડી લહરીઓ વર્ષાવતો વહેવા લાગ્યો. વિવિધ પ્રકારની લતાઓ લાવણ્યમાં

શોભી રહી અને તે આજે પ્રેમલતાઓ બનીને આનંદથી નૃત્ય કરતી હોય તેમ દેખાવા લાગી.

મદનમહારાજ આજે આ બાગમાં મૃણાલિનિનું મન ડગાવવાને, તેની ચિત્તવૃત્તિમાં ક્ષોભ કરવાને, અને તેના મનની ચંચળતાને ઉત્તેજીત કરી તેની પવિત્રતાના ગુમાનનું પાણી ઉતારવાને જાણે આવ્યો હોય તેમ આ વસન્ત સમય સર્વત્ર પ્રદર્શિત થવા લાગ્યો. વસન્તના આ આવિર્ભાવથી મૃણાલિનિની ચિત્તવૃત્તિ કિંચિત્ કંપાયમાન થઇ. તરત જ તેણે મનોવૃત્તિનો વેગ પાછો વાળી લેવાને પરમ યોગીશ્વર શંકરના નામ સ્મરણ રૂપ "શિવ શિવ" શબ્દોના ઉચ્ચારણથી ચલિત ચિત્તવૃત્તિના અબાધિત વેગને પાછો વાળી લીધો. તેણે ચિત્તને પાછું શાંત અને સ્વસ્થ બનાવ્યું અને પોતાના ક્ષણિક ચિત્તવિકારનું કારણ શોધવા માટે ચારે દિશાઓમાં તીક્ષ્ણ દૃષ્ટિ તે ફેંકવા લાગી. સામે જોતાં માલમ પડયું કે પુષ્પથી શોભિત થઇ રહેલી લતાઓ ઉપર બેશીને વસન્તરૂપી મૂર્ખ શિરોમણી મદનરાજ પોતાના તરફ તાકીતાકીને પુષ્પરૂપી ધનુષ્યને ચઢાવી અંકુરરૂપી સુકોમળ પ્રેમબાણ તેના તરફ ધરી રહ્યો છે. મૃણાલિનિની આગળ પાછળનો આખો બાગ સુગંધી પુષ્પ અને ફળથી ઝઝુમી રહ્યો હતો. તેની આસપાસનાં વૃક્ષોની ઘટાઓની શોભા અપાર હતી.

બાગ બંગલાની ચારે બાજુએથી સરખો હતો. એને ચાર દરવાજા હતા. એની ચારે પાસ ફુલનાં કુંડાં મુકવામાં આવ્યાં હતાં, અને મેંદીની એક સરખી હાર કરવામાં આવી હતી. એક પાસ ગુલાબ, મોગરો વગેરે સુગંધી ફુલઝાડ હતાં, અને બીજી પાસ આંબા, દાડમડી, લીંબોઇ વગેરે ઝાડની સુંદર ઘટા હતી. એના ઉપર એક વેલ નાંખવાથી તે તમામ ઝાડોની ઘટામાં છવાઇ ગઇ હતી અને છેક બંગલાના ઉપરના ભાગને પહોંચી ગઇ હતી. બંગલા આગળ એક સુંદર ફુવારો હતો તેમાંથી પાણીની ધારા આશરે બે ચાર હાથ ઉંચે ઉડીને જતી હતી અને તેનું પાણી પાસેના હોજમાં પડતું હતું. પાસે જ બે ઝાડની ડાળીઓ ઉપરથી નીચે લટકતો એક હિંચકો બાંધવામાં આવ્યો હતો અને તેની પાસે ઝાડની છાયામાં એક આરસની શીલા મુકવામાં આવી હતી.

મૃણાલિનિ એકદમ દોડી અને એ હિંચકા ઉપર બેશીને હિંચકા ખાવા લાગી.

આ વખતે સુગંધવાહી વાયુ મંદ મંદ વાવા લાગ્યો અને વૃક્ષો ઉપરથી પુષ્પને વિખેરી મૃણાલિનિના પગ આગળ ફુલની વૃષ્ટિ કરવા લાગ્યો. મૃણાલિનિનું વિનયશીલ અને સંયમી હૃદય વસંતના ઉચ્છૃંખલ વર્તનની વિડંબના કરવા લાગ્યું. તેનું સૌંદર્ય તેની શોભા સાથે સ્પર્ધા કરવા લાગ્યું. અમાનુષી સ્નેહની પ્રભા તેના મુખ ઉપર છવાઇ રહી હતી અને તેને લીધે જાણે કે કોઇ વનદેવી હિંચોળે ચ્હડી હોય એવો ભાસ થવા લાગ્યો. તેના અંતરની વૃત્તિઓ જેમ જેમ બદલાતી ગઇ તેમ તેમ તેના વદનકમળનું સૌન્દર્ય વિવિધ પ્રકારની નવતાને ધારણ કરવા લાગ્યું અને મુખ સૂર્યના પ્રકાશથી કંઇક કંઇક પ્રકાશિત થવાથી તેમાં ચંદ્રમાની અનુપમ કાંતિ જણાવા લાગી. તેના મુખની પ્રભાથી લજ્જા પામતો હોય તેમ નિસ્તેજ બની ગયેલો ચંદ્રમા આકાશમાં છુપાઇ જવા લાગ્યો.

મદનરાજ ઉપર જાણે જય મેળવ્યો હોય તેમ મૃણાલિનિ મનમાં ગર્વ ધરવા લાગી. એકવાર ફરીથી વસંતરૂપી મદનરાજ તેના તરફ પુષ્પરૂપી બાણની વૃષ્ટિ કરવા લાગ્યો. આ વખતે આખી કુદરત તેને સહાયભૂત થઇ રહી. નવપલ્લવોની ઘટાઓમાં તોફાની પવન મદમસ્ત મનુષ્યની માફક સુસવાટ કરીને આમતેમ ભમવા લાગ્યો. સૂર્યનારાયણ આખા બાગમાં પોતાનું તેજ ઝળકાવી રહ્યા. કબુતરોનાં જોડાં પરસ્પર પ્રેમક્રીડા કરતાં નજરે પડવા લાગ્યાં. મીઠી કોયલડીના ટહુકા કાનમાં અથડાવા લાગ્યા.

સામે એક નાની સ્વચ્છ તલાવડી હતી. તેમાં નિર્મળ જળ ભર્યું હતું. સૂર્યના પ્રકાશનું પ્રતિબિંબ તેમાં પડતું હતું અને તેને લીધે બધું પાણી તેજસ્વી હોય તેમ દેખાતું હતું. એ જગામાં કેટલાક હંસ તરી રહ્યા હતા. કિનારા ઉપર બકુલનું ઝાડ હતું અને એ વૃક્ષની નીચે એક સુંદર આરસપહાણની શિલા ગોઠવવામાં આવી હતી. મૃણાલિનિ હિંચકા ઉપરથી ઉતરી અને ચાલી ચાલી પેલી તલાવડી પાસે ગઇ અને બકુલના વૃક્ષ નીચે મુકેલી શિલા ઉપર બેઠી. તેને જોઇને હંસ તેની પાસે આવવા લાગ્યા. તે તેની જોડે હળી ગયેલા હતા, કારણ કે મૃણાલિનિ ઘણુંખરૂં તે તલાવડી પાસે આવતી અને હંસને ખેલાવતી. હંસ પાસે આવ્યા એટલે મૃણામિનિ થોડી પાણીમાં ઉતરી અને હંસને પંપાળવા લાગી. પછી નીચી નમીને હંસની લાંબી

સુંવાળી ડોકને પોતાની કોમળ ડોક ઉપર નાંખીને આલિંગન દેવા લાગી.

આ વખતે આસપાસનો સઘળો પ્રદેશ રમ્ય અને શાંત બની રહ્યો હતો. ભૂમિ, જળ, આકાશ, સૂર્યપ્રકાશ, વૃક્ષછાયા, બાગની શોભા, અને વસંતનાં સૌંદર્ય, જીવન, હલનચલન, હાવભાવ અને કાંતિમાંથી જાણે એક પ્રકારનું દિવ્ય ગાન ઝરતું હોય એમ જણાત હતું. વિશ્વરૂપી વાજીંત્રનાં સૂર્યકિરણ રૂપી તાર ઉપર જાણે સ્વર્ગની સુંદર અપ્સરાઓની ચંપકપુષ્પ જેવી સુંદર આંગળીઓ ફરતી હોય અને તેમાંથી મીઠા સૂર નીકળતા હોય એવો ભાસ મૃણાલિનિને થવા લાગ્યો.

આ વખતે બકુલવૃક્ષ ઉપરથી પુષ્પની વૃષ્ટિ થવા લાગી. કોયલો ટહુકા કરવા લાગી. તલાવડીને સામે કિનારે ટુંકી ટુંકી ઘાસવાળી જમીન ઉપર લાંબી સફેદ ડોકને પાંખમાં ઘાલીને ઉભેલાં બગલાં જણાવા લાગ્યાં. ઉંચે આકાશમાં કેટલાંક પક્ષીઓ ઉડતાં જણાવા લાગ્યાં. પવન સુસવાટ કરીને વાવા લાગ્યો. મૃણાલિનિ પોતાના વસ્ત્રને સંકોરવા લાગી, પણ પવનના સપાટાથી તેનું વક્ષઃસ્થળ ઉઘાડું થઇ રહ્યું. વસંતરૂપી મદનરાજ તેના તરફ તાકી રહ્યો હતો. બકુલના વૃક્ષ ઉપર પુષ્પોની ઘટાઓમાં તે સંતાઇને બેશી રહ્યો હતો. તેની સુંદર પ્રકાશિત પ્રભા સર્વત્ર પથરાઈ રહી હતી. મનમાં આનંદને ધરતો તે પોતાનાં પુષ્પરૂપી બાણને મૃણાલિનિના કોમળ અને બરફ જેવા સફેદ વક્ષઃસ્થળ ઉપર ફેંકવાને લાગ શોધી રહ્યો હતો.

મૃણાલિનિ સમજી ગઇ. તે મનમાં ચેતી ગઈ. તેણે વસ્ત્રને સંકોર્યું. તે પાણીની બહાર નીકળી અને કિનારા ઉપર ભીનાં પગલાં પાડતી ચાલતી થઇ. આ વખતે સૂર્યનો પ્રકાશ તેના શ્રમિત અવયવો ઉપર પડી રહ્યો. તેનું મુખ, હોઠ, ભવાં, કમ્મર, હાથ, અને વક્ષઃસ્થળ સર્વ તેથી વધારે પ્રકાશિત દેખાવા લાગ્યાં. યુવાવસ્થાની તે સાક્ષાત્ મૂર્તિ હોય તેવી તે દેખાવા લાગી; પણ તેનું વક્ષઃસ્થળ વિનય, મર્યાદા, લાજ, શરમથી ભરેલું હતું. વસંતરૂપી મદનરાજ ધૃષ્ટ થઇને તેની સામે ઉભો રહ્યો પણ તે તેનો પરાજ્ય કરી શકયો નહીં. પોતે જ પરાજીત થયો. તેનું બળ મૃણાલિનિની પવિત્રતા અને બ્રહ્મચર્ય આગળ ટકયું નહીં. તેણે પોતાનાં હથિયાર છોડી દીધાં અને મનમાં

મૃણાલિનિ માટે માન ઉત્પન્ન થયું હોય તેમ તેની આગળ પુષ્પની વૃષ્ટિ કરીને તે ચાલતો થયો.

મદન ઉપર જય મેળવી પોતાના મનમાં રાજી થતી અને કંઈક ગર્વને ધરતી મૃણાલિનિ પાછી પેલા હિંચકા પાસે ગઈ, તેના ઉપર બેઠી અને મોટા મોટા હિંચકા ખાવા લાગી. આ વખતે અખિલ વિશ્વ ઉપર તે દૃષ્ટિ નાંખવા લાગી. સર્વત્ર તે પવિત્રતા, વિદ્યા અને બ્રહ્મચર્યનો જય જોવા અને અનુભવવા લાગી. ડોળી, પ્રપંચી, અને મોહમય જગત તેની દૃષ્ટિમાંથી ખશી ગયું અને તેને સ્થાને તે નવી ઉચ્ચ ભાવનામય સૃષ્ટિ જોવા લાગી. પોતાની મનોમય સૃષ્ટિમાં તે રમવા લાગી. અને ઉંચી સંસ્કારી ભાવનાઓમાં ઉડવા લાગી.

એટલામાં કનકપુરના પોલીટીકલ એજંટ મી. જોન્સની દીકરી મિસ જોન્સ ત્યાં આવી. તેની સાથે મૃણાલિનિને મિત્રાચારી હતી. તે આવીને બોલી:

"ગુડ મૉર્નિંગ, મિસ મૃણાલિનિ."

"ગુડ મૉર્નિંગ." મૃણાલિનિએ જવાબ આપ્યો.

"કેમ છો? તમારો અભ્યાસ કેમ ચાલે છે?"

"સારો ચાલે છે. હું હવે ઇંગ્રેજી બરાબર શિખી ગઈ છું. ઇંગ્રેજ લેખકો અને કવિઓના ગ્રંથો હું વાંચું છું અને તેમના વિચારોને મગજમાં ઉતારૂં છું."

"હા, એ ઘણું સારૂં છે. અમારા લેખકો અને કવિઓએ અમારા ઇંગ્લાંડનો મહિમા વધાર્યો છે અને અમારામાં સ્વદેશપ્રીતિ જાગૃત કરી સ્વતંત્રતાનો જુસ્સો રેડ્યો છે. મહાન કવિઓએ જ અમારૂં ચારિત્ર્ય ઘડયું છે. તમે અમને મ્લેચ્છ ગણો છો પણ જે સત્ય-પ્રીતિ, દેશદાઝ, અને ભ્રાતૃભાવ અમારા હૃદયમાં વસેલાં છે તે તમારામાં કયાં છે ?"

"તમે કયા કવિઓને ઘણા સારા ગણો છો?"

"શેક્સપીયર અને ટેનીસન. એ બે કવિઓએ અમારા જીવનમાં ઘણો જ ફેરફાર કર્યો છે. આજે કોઇપણ ઇંગ્રેજ એવો નહીં હોય કે જેણે એ બે કવિઓના ગ્રંથ વાંચ્યા નહીં હોય! એ બે કવિઓ ઇંગ્રેજોનાં હૃદય ઉપર રાજ્ય કરે છે અને તેથી ધીર અને

વીર બની ઇંગ્રેજો અખિલ વિશ્વ ઉપર સામ્રાજ્ય ભોગવે છે."

"અમારા દેશમાં પણ કાળીદાસ અને ભવભૂતિ મહાસમર્થ થઇ ગયા છે. તેમણે આર્ય જીવનમાં અનેક જાતના રસ રેડ્યા છે."

"કાળીદાસ અને ભવભૂતિ હિંદુસ્તાનના કવિઓ છે, પણ અમારો શેકસપીયર તો જગતનો કવિ છે."

આર્યબાળા મૃણાલિનિના ગર્વને આથી કંઇક ધક્કો લાગ્યો. પ્રાચીન કવિઓને માટે તેને ઘણું માન હતું. તે જરા વધારે ગર્વ ધરીને બોલી ઉઠી:

"તમે કાળીદાસ અને ભવભૂતિના ગ્રંથો વાંચ્યા છે? મને લાગે છે કે તેમની ખુબીઓ તમે બરાબર સમજ્યાં નથી. તમે જેટલો શેકસપીયરને સમજો તેટલો કાળીદાસને ન સમજો, અને અમે જેટલો કાળીદાસને સમજીએ એટલો શેકસપીયરને ન સમજીએ."

"મેં તમારા કાળીદાસનું નાટક શકુંતલા વાંચ્યું છે; પણ માત્ર ભાષાંતર. સંસ્કૃતમાં નહીં. એ પણ સમર્થ તો ખરો. આજ અમારા ઇંગ્રેજો કાળીદાસને સમજવાને પ્રયાસ કરે છે. શકુંતલાનું નાટક અમારી રંગભૂમિ ઉપર ભજવાય છે. તેથી અમે એ મહાન કવિના વિચારોને કંઇ કંઇ સમજીએ છીએ. પણ તમે લોકો તમારા કવિઓની કૃત્તિઓ વાંચો છો પણ તે પ્રમાણે તમારા ચારિત્ર્યને ઘડતા નથી. કાળીદાસે શકુંતલાને જેવી સ્વતંત્ર વર્ણવી છે તેવી સ્વતંત્રતા આજે તમારી સ્ત્રીઓમાં ક્યાં છે? એ સમયમાં સ્ત્રીઓ છુટથી ફરતી, વિદ્યાભ્યાસ કરતી, અને નિડરપણે વિચરતી. આજે તમે અહીં-થી ત્યાં જવું હોય તો એકલાં જઇ શકતાં નથી."

"હિંદુસ્તાનમાં પ્રથમ મુસલમાન બાદશાહોનું રાજ્ય હતું તે વખતે સ્ત્રીઓ નિર્ભય નહોતી. ત્યારથી અમારી સ્ત્રીઓમાં એક પ્રકારનો ભય પેશી ગયો છે."

"ઇંગ્રેજી કેળવણીથી અને અમારા લોકોના સહવાસથી તમારો ભય ભાગી જશે અને તમે નિડર બનશો. પણ તમે શરીરનાં પણ નબળાં છો."

"બાળલગ્નને લીધે આજકાલ હિંદુ પ્રજા નબળી થતી ગઇ છે. પણ હવે જમાનો બદલાયો છે અને આર્ય પ્રજા પોતાની નબળાઇને સમજતી થઇ છે."

"અમે મોટી ઉમ્મરનાં થઈએ છીએ ત્યારે જ પરણીએ છીએ, એટલે અમારા વિચાર પુખ્ત થાય છે, શરીરનો બાંધો મજબુત બને છે, અને અમે સંસારનું સુખ સારી રીતે ભોગવી શકીએ છીએ."

"સામાન્ય રીતે તમે કયારે પરણો છો ?"

"વિદ્યાભ્યાસ કરી પરવારીએ અને સમાજમાં બેસવાને લાયક થવાને અમારે અમુક અમુક શિખવું જ પડે છે તે શિખી રહીએ ત્યારે."

"તમે શું શું શિખો છો ?"

"ઇંગ્રેજ ગ્રંથકર્તાઓ અને કવિઓની સારી સારી કૃતિઓનો અમે અભ્યાસ કરીએ છીએ. શિવણ, ગુંથણ, ગાયનકળા, નૃત્યકળા તથા થોડાં થોડાં ઇતિહાસ અને ભૂગોળ અમે શિખીએ છીએ. ધર્મ તથા નીતિનું જ્ઞાન અમે મેળવીએ છીએ અને સાથે સાથે ગૃહવ્યવસ્થા અને કરકસરથી ઘર કેમ ચલાવવું તે અમે શિખીએ છીએ. પછી આજકાલ દેશમાં ચર્ચાતા વિષયોનું કંઇક કંઇક જ્ઞાન લઇએ છીએ. કારણ કે અમારી સમાજમાં અમે જઇએ ત્યારે સૌની વાતચીતમાં અમે ભાગ લઇ શકીએ એટલું તો અમારે અવશ્ય જણાવું જ જોઇએ."

"અમારી સ્ત્રીઓ પણ હવે ભણવા લાગી છે."

"પણ તમારી સ્ત્રીઓ ગમે તેટલું ભણે છે પણ અમારા જેવી થતી નથી. અમે તમારી પેઠે નવરાં બેશી રહેતાં નથી અને કુથલી કરતાં નથી. તમને નવરા બેશી રહેવુ બહુ ગમે છે, જ્યારે અમને કામ વગર ગમતું નથી અમે બેઠાં બેઠાં શિવીએ કે ભરીયે, પણ વખત નકામો ગુમાવીએ નહીં. તમને કામ ગમતું નથી. વળી તમારી ભણેલી સ્ત્રીઓ ઘરકામને વખોડે છે અને સમાજથી અતડી રહે છે. તમે એમ સમજો છો કે બધો સુધારો ઇંગ્રેજોનું અનુકરણ કરવામાં જ આવી રહ્યો છે. એ તમારી ભૂલ છે. તમે અમારી ટાપટીપનું અનુકરણ કરો છો પણ અમારા ગુણોને ગ્રહણ કરતાં નથી." એમાં પણ તમે પ્રમાદ રાખો છો.' હિંદુસ્તાનનાં હવા પાણીનો પણ કંઇક દોષ છે. તે મનુષ્યને આળસુ બનાવે છે.'

"અહીંનાં હવા પાણીનો બીલકુલ દોષ નથી. એ તો તમે ઇંગ્રેજો ખોટું માની બેઠા છો અને અમારા મગજમાં એવું ખોટું ઘુસાડવાને તમે પ્રયત્ન કરી રહ્યાં છો. જે દેશના પ્રાચીન પૂર્વજોએ જગતને

હેરત પમાડે એવાં ઉપનિષદોને રચ્યાં અને વિશ્વને અપૂર્વ તત્વજ્ઞાન આપ્યું, તે દેશનાં હવા પાણી ખોટાં હોય ! આનાં આ જ હવા પાણીમાં રહીને તેમણે યોગ જેવાં કઠિન સાધનાઓને સાધી, અને જગતને આયુર્વેદ, જ્યોતિષ, ગણિત, બીજગણિત વગેરે જ્ઞાનના ભંડારો આપ્યા. બ્હેન, હવા પાણીનો દોષ નથી, પણ આજ કાલ આર્યપ્રજા મોજશોખમાં પડી છે અને સ્વકર્તવ્યને ભુલી છે."

"અમારૂં ખોટું અનુકરણ કરીને તમારી ઘણી સ્ત્રીઓ હવે કુંવારી જ રહેવાનું પસંદ કરે છે, પણ એ મોટી ભૂલ છે. અમારી ઘણી સ્ત્રીઓ કુંવારી રહે છે પણ તે પતિની અછતને લીધે, અને કેટલીકને ધણીને તાબે રહેવું ગમતું નથી. પોતાના ઉચ્ચ આદર્શને વળગી રહીને ન પરણનારી તો અમારામાં પણ કોઇક જ હશે. પણ જો અમે પરણીએ છીએ તો પતિનું ઘર બરાબર માંડીએ છીએ. ઘરમાં બરાબર વ્યવસ્થા રાખીએ છીએ. પતિની આવક જાવકનો હિસાબ રાખીએ છીએ અને ઉદ્યમી બની ઘરનું કામ ઉપાડી લઇએ છીએ. તમારી પેઠે પતિને માથે પડતાં નથી. તમે તો નિરૂદ્યમી બની આખો દિવસ કુથલીમાં ગાળો છો અને પતિના પૈસા ખોટે માર્ગે વાપરી તેને બોજા રૂપ થઇ પડો છો. ઘરકામ ઉપરાંત અમે દેશકાર્યમાં પણ ભાગ લઇએ છીએ."

"હિંદુસ્તાનની સ્ત્રીઓ વિષે તમારો શો અભિપ્રાય છે ?"

"હિંદુસ્તાનની ઘણી સ્ત્રીઓ અભણ, નિરૂદ્યમી, અને અશક્ત છે. તેમને પ્રથમ સશક્ત બનાવો અને ભણાવો. એ ભણશે એટલે કર્તવ્યને સમજશે. જે સ્ત્રીઓ ભણેલી છે તે અમારૂં ખોટું અનુકરણ કરે છે. તેમનો ઘરકામમાં જીવ નથી. મિથ્યા ટાપટીપ અને ડોળમાં તે પોતાનો વખત ગાળે છે. કંઇ સંગીન કાર્ય તે કરતી નથી. અમે તેમ કરતાં નથી. અમે ખોટી ફેશનમાં તણાતાં નથી. અમો ઘરનું કામ બરાબર કરીએ છીએ અને પતિનો પૈસો યોગ્ય રીતે વાપરી તેને તેના કામમાં મદદ કરીએ છીએ. જ્યાંસુધી તમારી સ્ત્રીઓ સુધરશે નહીં ત્યાં સુધી હિંદુસ્તાનનો ઉદય નથી."

"તમે હવે તમારા જીવનમાં શું કરશો ?"

"હું વિદ્યાભ્યાસ પુરો કર્યા પછી પરણીશ."

મૃણાલિનિ ચમકી; તેના મુખ ઉપર આશ્ચર્યનાં ચિન્હ છવાઈ રહ્યાં. તે જાણતી હતી કે મિસ જોન્સ પોતાની પેઠે કુંવારાં જ રહેવાનો વિચાર રાખતી હશે. તેની લાગણીને મિસ જોન્સ સમજી ગઇ અને તે બોલી:

"આશ્ચર્ય પામશો નહીં. મનુષ્ય કુદરતની વિરૂદ્ધ જઈ શકતું નથી. જે કુંવારાં રહે છે તે પાછળથી પસ્તાય છે. પુરૂષને સ્ત્રી વગર ચાલતું નથી અને સ્ત્રીને પુરૂષ વગર ચાલતું નથી. બંને એક બીજા વગર અધુરાં છે. પ્રભુએ લગ્ન માટે જ બંનેને સરજ્યાં છે. હું યોગ્ય પતિની શોધમાં છું. તે મને મળશે ત્યારે હું લગ્ન કરીશ. જેમ કુંવારાં રહેવું ભયંકર છે તેમ ઉતાવળ કરી ગમે તેને પરણવું એ પણ જીંદગીને જોખમમાં નાંખવા જેવું છે."

મૃણાલિનિ સાંભળી રહી. તેના મનમાં અનેક વિચાર આવ્યા. અનેક ઉથલપાથલો તેના હૃદયમાં થઇ રહી. તેની વૃત્તિઓમાં એકાએક ફેરફાર થવા લાગ્યો. મિસ જોન્સ એને કુંવારાં રહેવામાં ટેકો આપશે એમ ધારીને તે એની જોડે વાત કરવા લાગી હતી. તેણે એકદમ પુછ્યું:

"રાણી એલીઝાબેથ કુંવારી રહ હતી અને પ્રખ્યાત નવલકથાકાર મિસ મેરી કૉરેલી પણ કુંવારી રહી હતી."

"એવા દાખલાઓ વિરલ છે. અમારા ઇંગ્લાંડમાં એવા અનેક દાખલાઓ બન્યા છે કે જેમા સ્ત્રીઓ નાઉમેદ થયેલી છે અને કુંવારી રહેલી છે અને કેટલીકને માથે કુટુંબનો ભરણપોષણનો બોજો આવી પડેલો હોવાથી તેમને કુંવારા રહેવું પડેલું છે. મનુષ્યનો પ્રેમ કોઈના ઉપર પણ ઢળ્યા વગર રહેતો નથી."

"પણ એલીઝાબેથ તો પોતાના દેશને વરી હતી, અને મિસ મેરી કૉરેલી જ્ઞાનને વરી હતી."

"ઉચ્ચ આદર્શને વળગી રહી તેને સિદ્ધ કરવાને કુંવારાં રહેવું તેના જેવું ઉત્તમ બીજું કશુંએ નથી, પણ એ કાર્ય ઘણું કઠણ છે. અમારા દેશમાં અમુક કાર્ય સિદ્ધ કરવાને કેટલાંક કુંવારાં રહેલાં છે; પણ તેવાં તો કોક જ. બાકીનાં તો પાછળથી પસ્તાયાં છે."

મૃણાલિનિ સાંભળી રહી. શું બોલવું તે એને સુઝયું નહીં. શીએ પરણવું કે ન પરણવું એના વિચારોમાં તેનું ચિત્ત પરોવાઇ રહ્યું. એક બાજુએ પરિણત જીંદગીના લ્હાવા તેની દૃષ્ટિ આગળ તરી આવવા લાગ્યા અને બીજી બાજુએ કુંવારાંની સ્વતંત્રતાનો વિચાર તેના હૃદયને હલાવવા લાગ્યો. હજી પણ નહીં પરણવાના નિશ્ચયમાં તે અડગ હતી પોતાના જ વિચારોમાં તે મશગુલ હતી. દુનિયાદારીને તે હજી સમજતી નહોતી. સ્વતંત્ર જીંદગી ગાળવાના તેને કોડ હતા, કોઇની દબાવી તે દબાતી નહોતી. પોતાના વિચારો પ્રમાણે જ ચાલવાનો તે પ્રયાસ કરતી. પવિત્રતાનું તેને ગુમાન હતું અને વિદ્યાથી અવિદ્યાને જીતીશ એવું તેના મનમાં અભિમાન હતું.

મિસ જોન્સના પુખ્ત અને અનુભવી વિચારો તેણે સાંભળ્યા પણ તેની સ્વતંત્ર બુદ્ધિને તે રૂચ્યા નહીં.

એટલામાં સાયંકાળનો સમય થયો. મિસ જોન્સ અને મૃણાલિનિ પાસેના બાગમાં ફરવા લાગ્યાં. થોડી વાર થઇ એટલે મિસ જોન્સે ઘેર જવાની ઇચ્છા જણાવી અને " ગુડ્ ઇવનિંગ ' કહીને તે ચાલતી થઈ.

મિસ જોન્સના ગયા પછી મૃણાલિનિ એકલી એકલી બાગમાં ફરવા લાગી. પોતાના વિચારોમાં તે મસ્ત હતી. એ વખતે જાણે કે તે કોઇ વનદેવી હોય તેવી સુંદર દેખાવા લાગી.

સુસવાટ કરીને વાતો પવન વૃક્ષો ઉપરથી પુષ્પને ઉરાડી તેના ઉપર વૃષ્ટિ કરવા લાગ્યો. એક કમળવન પાસે આવીને તે ઉભી રહી. કમળની આસપાસ ગુંજી રહેલા ભ્રમરો તેના મુખકમળની સુવાસ લેવાને તેની આસપાસ વીંટળાઇ વળ્યા. એક હાથ વડે તેમને નિવારતી તે આગળ જવા લાગી અને રાત પડવાની તૈયારી હોવાથી તે એકદમ ઘરમાં ચાલી ગઇ.

બીજે દિવસે સવારમાં તે વ્હેલી ઉઠી. પોતાના વિચારોમાં હજી પણ તે મસ્ત હતી. પોતે હાથમાં લીધેલું કાર્ય પાર પાડવાને હજી તે મથતી. તે ચાલી ચાલી બંગલા પાછળના બાગમાં ગઇ અને પોતે બનાવેલી પર્ણકુટીમાં બેશીને વનવાસ ભોગવવાની પાછી તૈયારી કરવા લાગી.

વાંચનાર ! ઉપર આપણે જોયું છે કે પ્રિયંવદા મૃણાલિનિના મનના વિચારો સમજવાને અને તેની રીતભાત ઉપર બારીક નજર

રાખવાને પ્રયાસ કરતી. તે હવે ધીમે ધીમે મૃણાલિનિની પાછળ પાછળ ગઇ અને એ પેલી પર્ણકુટીમાં બેઠી હતી ત્યાં આવીને તેના તરફ નિહાળી નિહાળીને જોઇ રહી. મૃણાલિનિને જોઇને પાછી પ્રિયંવદા વિચારમાં પડી. આખરે તે બોલી ઉઠી:

" તારા મનમાં શું છે તે હું સમજી શકતી નથી."

મૃણાલિનિ એકદમ ચમકી. પાછળ જોયું તો તેણે પ્રિયંવદાને દીઠી. તે કંઇક શરમાઇ. પાછી પાછી હિંમત ધરીને તેણે કહ્યું:

"તમે અહીં શું કરવા આવ્યાં?"

"હું જોઉં તો ખરી કે તું શું કરે છે!" પ્રિયંવદાએ ધીમે રહીને કહ્યું.

"હું કશુંએ ખોટું કરતી નથી. ખોટું કરૂં તો ડામ દેજો."

"પણ તારા મનમાં શું છે તે તો કહે."

"મારે જગતમાં જનસેવા કરવી છે."

" જનસેવાનું કાર્ય સહેલું નથી. તેના માર્ગમાં કાંટા પાથરેલા છે."

"ગમે તેવા કઠણ કાર્યને પણ હું સાધી શકીશ."

"જનસેવા કરવામાં પુરૂષની મદદ જોઇશે; અને તારે તો પરણવું નથી!"

"વખતે પરણીએ પણ ખરાં."

"ત્યારે આ વનવાસ શા માટે ભોગવવો પડે છે?"

" સંસારમાં સુખ જ ભરેલું નથી, તેમાં સુખ અને દુઃખ બંને રહેલાં છે. સંસારમાં કોઇ વાર વનવાસ પણ ભોગવવો પડે. તેને માટે મનુષ્યે પહેલેથી તૈયારી કરી રાખવી જોઇએ."

પ્રિયંવદા વિચારમાં પડી. ક્ષણવાર પછી તે બોલી: "ગૃહસ્થાશ્રમમાં રહીને જનસેવા શું ન થાય?"

" થાય. પણ સ્ત્રીને પરતંત્રતા ભોગવવી પડે."

" સરખા વિચારવાળા પતિ સાથે રહેવામાં સદાએ સ્વતંત્રતાજ છે."

"એવો પતિ મળવો મુશ્કેલ છે."

"મળે તો?"

"તો પછી ગૃહસ્થાશ્રમ સ્વર્ગસમાન છે."

“ આપણામાં સદ્‌ગુણ, સાદાઇ, અને ઉચ્ચ વિચાર હોય તો આ સંસારને આપણે સ્વર્ગ બનાવી મુકીએ.”

“ તોપણ તેમાં પરતંત્રતા તો ખરી જ!”

“ તું જેને સ્વતંત્રતા કહું છું તે ખરૂં જોતાં સ્વચ્છંદ છે. સંસારમાં રહીને પણ સ્વતંત્ર જીવન ગાળી શકાય અને સદ્‌ગુણી પતિ જેવા જીવનસખાની સહાયથી આ ભવ તરી શકાય.”

“ ગૃહસ્થાશ્રમમાં પણ ત્યાગીનું જીવન ગાળી જનસેવામાં પ્રવૃત્ત થવું એવી મારા મનની અભિલાષા છે. તેને માટે હું અત્યારથી જ ત્યાગ, સાદાઈ, અને વનવાસનું સેવન કરૂં છું કે જેથી પાછળથી તે અઘરૂં થઇ ન પડે.”

પ્રિયંવદા ઉંડા વિચારમાં પડી. તેને હૃષીકેશચંદ્ર સાંભર્યો. તેનો ત્યાગ, સેવાવૃત્તિ, અને સ્વદેશપ્રીતિ તેની નજર આગળ તરી આવ્યાં. તેમની સાથે તે મૃણાલિનિનો ત્યાગ, સેવાવૃત્તિ અને સ્વદેશ પ્રીતિ સરખાવવા લાગી. બંનેનાં આદર્શ મળતાં આવતાં જોઇને પ્રિયંવદા વળી મનમાં વધારે ખુશી થઈ. એટલામાં પાછી મૃણાલિની બોલી ઉઠી:

“ મેં તમને એકવાર કહ્યું છે કે હું તો રૂષિમુનિઓના પ્રાચીન યુગની પૂજક છું. વશિષ્ઠ, વિશ્વામિત્ર, પરશુરામ, અરૂંધતી, વગેરે મારાં આદર્શો છે. પ્રાચીન યુગના ભણકારા મને વાગી રહ્યા છે. એ પ્રાચીન યુગને હું મારી દૃષ્ટિ આગળ જોયા કરૂં છું. તેમાં ફરતા હરતા રૂષિમુનિઓ અને રૂષિપત્નીઓ મારી નજર આગળ તરી રહ્યાં છે. એ રૂષિઓ જેવું જીવન મને બહુ ગમે છે. એમનાં તપ, પવિત્રતા, સાદાઇ, અને બહુ ઉપાધિ વગરનું નિસ્પૃહી અને સ્વતંત્ર જીવન મારી દૃષ્ટિ આગળ ખડું જ રહે છે. હું એવું જીવન ગાળી શકું તો કેવું સારૂં!”

“ એ રૂષિમુનિઓ વિરકત પણ સંસારી હતા. તેમને પત્નીઓ હતી.”

“ ત્યારે હું પણ તેવી વિરક્ત સંસારી થઇશ.”

પ્રિયંવદા પાછી વિચારમાં પડી. તેને વધારે ચિંતા થવા લાગી:

“ એના મનના આ કોડ કોણ પુરા કરશે?”

મૃણાલિનિ તેના મનની વાત સમજી ગઈ અને તે બોલી: "પ્રિયંવદા, ચિંતા કરશો નહીં. મનમાન્યો પતિ નહીં મળે તો બ્રહ્મચારિણી રહેવાને પણ તૈયાર છું."

"તું એકલી એકલી ક્યાં ફરીશ અને શું કરીશ?"

"પ્રાચીન સમયમાં ગાર્ગી જેવી ઘણીએ બ્રહ્મચારિણીઓ હતી. તેમણે જે કર્યું છે તે હું કરીશ, પણ પ્રિયંવદા, ગમે તેવાની સાથે તો હું નહીં પરણું. કોઇ ઘરડો ઠચ્ચર હોય કે કોઇ અભણ હોય, તેની જોડે મને પરણાવીને મારો ભવ બાળશો નહીં. મારે સત્તા કે લક્ષ્મીનું કામ નથી. ગમે તેવો લક્ષ્મીવાન કે સત્તાવાન પણ અભણ મારે મન નકામો છે. સદ્‌ગુણ અને વિદ્યાવાળા ગરીબનું હું ઘર માંડીશ. મારી સાથે જ્ઞાનગોષ્ઠી કરે એવો પતિ શોધજો. ગમે તેને પરણીને ભવ બાળવો અને પરાધીનતા ભોગવવી તેના કરતાં તો કુંવારાં રહેવું હજાર દરજ્જે સારૂં છે. ઘણીએ મડમો કુંવારી રહે છે."

"પુરૂષ પંડિત હોય તો તને ગમે કે નહીં?"

"મારે પંડિત જોઇતો નથી."

"કેમ?"

"साक्षरा विपरिता राक्षसा भवन्ति."

"તારા મનનો પાર પામી શકાતો નથી."

"સંસ્કારી પુરૂષને હું વધારે પસંદ કરૂં છું. સંસ્કાર વગરની એકલી વિદ્યા પણ શા કામની? પણ...અ...અ...પ્રિયંવદા, આટલી બધી પંચાતમાં તમે શા માટે પડો છો? મને કુંવારી જ રહેવા દોને!"

પ્રિયંવદા તેની સામે જોઇ રહી. એટલામાં ફોઇબા પ્રિયંવદાને ખોળતાં ખોળતાં ત્યાં આવી પહોંચ્યાં અને બોલ્યાં:

"અલ્યાં, શું કરો છો? તમે તો એની પાછળ ગાંડાં થઇ જશો. એ છોકરી હવે હાથમાં રહી નથી. એને જેમ કરવું હોય તેમ કરવા દો. એની ચિંતામાં આ તમારૂં શરીર અડધું થઈ ગયું."

"ફોઇબા, હું શું કરૂં! એ માને નહીં પણ એની મરજી માફક કંઇ થવા દેવાય! માબાપનો ધર્મ છે કે છોકરીને સારે માર્ગે વાળવી, અને એનું હિત સાધવું. આપણાથી બને તેટલું આપણે કરીએ પછી તો એનું નશીબ!"

"હા, એ તો ખરૂં સ્તો! પણ આ એનો ઢોંગ કેટલા દિવસ નભશે?"

"શું આ ઢોંગ કહેવાય?" મૃણાલિનિ વચમાં બોલી ઉઠી.

"ઢોંગ નહીં તો બીજું શું? આપણાથી તે આમ એકલાં રહેવાયું?"

"રહેવાનો નિશ્ચય કરીએ તો બધુંએ રહેવાય. મડમો રહે છે કની!"

"બળી એ મડમોની વાત. મારા આગળ એમની વાત કરીશ નહીં. એમના ભવાડા કંઇ ઓછા થાય છે? ઉજળું એટલું દુધ સમજીશ નહીં. બ્હેન, તેમને વર મળતા નથી માટે તે કુંવારી રહે છે. એમને પરણવાના કોડ તો ઘણાએ હોય છે!"

"વર કેમ ના મળે? એતો એમની મેળેજ કુંવારી રહે છે."

"તારા બિપિનભાઇ જ કહેતા હતા કે વિલાયતમાં પુરૂષો કરતાં સ્ત્રીઓની સંખ્યા વધારે હોય છે તેથી ઘણાંને કુંવારાં રહેવું પડે છે."

"ત્યારે આપણે અહીં પણ સારા વર મળતા નથી. કંઇ ગમે તેને પરણાય!"

"પણ તું એકલી રહીને ખાઇશ શું? તારાથી કંઇ કમાવાને જવાશે? અને બિપિનભાઇ તારે માટે મોટી મુડી મુકી જવાના નથી કે તું બેઠી બેઠી ખાઇશ!"

"આ એક પેટની એટલી બધી શી કાળજી કરવી? પરમેશ્વર સૌને ભૂખ્યાં ઉઠાડે છે, પણ ભૂખ્યાં સુવાડતો નથી."

"તને હજી દુનિયાનો પુરેપુરો અનુભવ નથી. વિલાયતમાં પણ કુંવારાંની સ્થિતિ દયાજનક હોય છે. તેમનું દુઃખ તો તેઓ જ જાણે છે. બ્હેન, કુંવારાં રહેવામાં માલ નથી."

"ત્યારે સંસારી થવામાં પણ માલ નથી."

"તું હવે જકડે ચ્હડી છું."

"મારી આ જકડ નથી, પણ પાકો નિશ્ચય છે."

"એ નિશ્ચય કોઇ વાર ડગશે."

"ડગશે ત્યારે જોઇ લેવાશે."

" એ જોવા વારો આવશે ત્યારે તું દુ:ખી થઇશ, "

મૃણાલિનિ સાંભળી રહી. મનમાં તે કંઇ કંઇ વિચાર કરવા લાગી. એટલામાં પાછાં ફોઇબા બોલ્યાં: " હું જીવતી હઇશ તો તને બતાવીશ."

પ્રિયંવદા જરા આગળ આવી અને ધીમે રહીને કહેવા લાગી: "અમે બહુ વિચાર કરીને બધું નકકી કર્યું છે. તારી વૃત્તિઓનું પોષણ કરે અને તારી સ્વતંત્રતાને જાળવે એવો કોઈ વિદ્વાન અને ઉદાર-ચરિત પતિ મળે તો પછી લગ્ન કરવામાં તને શી હરકત છે ? સ્ત્રી પુરૂષ વગર રહી શકતી નથી અને પુરૂષ સ્ત્રી વગર રહી શકતો નથી, એ વાતનો ખુબ વિચાર કરજે. "

" પણ સંસારના બંધનમાં બંધાવાની તો ચો—ખ્—ખ્ખી ના—આ—આ—આ—આ. "

" ત્યારે ગુણના બંધનમાં બંધાવાની ચોખ્ખી હા છે ? "

" હું જાણું છું કે હૃષીકેશચંદ્ર જોડે તમારે મારૂં લગ્ન કરવું છે. " એટલું બોલીને મૃણાલિનિ એકદમ ચુપ થઈ ગઇ. તે વિચારમાં પડી. હૃષીકેશચંદ્રના સદ્દગુણ, સ્વદેશપ્રીતિ, પવિત્રતા, વૈરાગ્ય, સર્વ તેની માનસિક દૃષ્ટિ આગળ તરી આવ્યાં.

" હૃષીકેશચંદ્રને સ્વદેશસેવા કરવાના કોડ છે. એ કાર્યમાં તારી મદદની જરૂર છે. એથી તમારી સૂક્ષ્મ વાસનાઓનું લગ્ન થાય એમ સૌની ઇચ્છા છે. સ્વદેશસેવાના કાર્યમાં પુરૂષ એકલો અસમર્થ છે. તેમાં તેને સ્ત્રીની જરૂર પડે છે. બીજી સ્ત્રીઓના સંબંધમાં આવવાને તેને પોતાની સહધર્મચારિણી જોઇએ. તેની મારફત તે સ્ત્રીઓનાં સુખદુ:ખ જાણે અને સ્વદેશકાર્યને આગળ ચલાવે. પુરૂષ એકલો તે કાર્ય કરવાને સ્ત્રીઓ સાથે ભળે તો તેથી સૌના મનમાં સંશય ઉત્પન્ન થાય અને કાર્યને હાનિ પહોંચે. " પ્રિયંવદા પાછી બોલી ઉઠી.

" તેમના કાર્યમાં મદદ કરવાને હું તૈયાર છું. એ તો મને ગમશે, પણ પરણવાની તો ચોખ્ખી ના. "

" તમારી સૂક્ષ્મ વાસનાઓનું લગ્ન થાય તો પછી આ સ્થૂલ દેહોનું લગ્ન થાય કે ન થાય તેની અમને દરકાર નથી. "

મૃણાલિનિ હશી પડી અને હસતે હસતે બોલી: " હાં, કેવાં પક્કાં છે. હું બધું સમજું છું, પણ—અ—અ-ઠીક—અ—છે. હું તેમની સાથે રહીને કામ કરીશ. પણ—અ—અ-મને નાની કીકલી ન સમજશો હો. હું બધું સમજું છું. સૂક્ષ્મ વાસનાઓનું લગ્ન થાય એટલે પછી સ્થૂલ દેહોનું લગ્ન થયું સ્તો ! જાવ, વધારે કંઈ કહેતી નથી. "

પ્રિયંવદા સાંભળી રહી અને કંઇક હસતી ગંભીર પણે મૃણાલિનિ સામે જોઇ રહી. મૃણાલિનિ પણ હસતી હસતી તેની સામે જોઇ રહી. આખરે પાછી મૃણાલિનિ બોલી: "ઠીક, હું તેમની સાથે રહીને કામ કરીશ. મને પણ દેશસેવા કરવાના કોડ છે. હૃષીકેશચંદ્રની સ્વદેશપ્રીતિ, સદ્દગુણ અને વિદ્યાથી હું અંજાઉં છું. એવા મનુષ્ય સાથે સ્વદેશકાર્યમાં જોડાવું એ પણ જીવનની એક ધન્ય ઘડી છે. તેમના કાર્યમાં હું મદદ કરીશ, પણ પરણવાની તો ચોખ્ખી ના."

"ઠીક, એટલું થશે તો પછી સ્થૂલ દેહની વાસનાઓ પોતાનું લગ્ન સાધી લેશે."

"ના, પણ હું પરણીશ તો નહીં જ."

"પણ હૃષીકેશચંદ્રની વિદ્યા, સદ્દગુણ અને ઉચ્ચ ભાવનાઓથી તારૂં મન આકર્ષાય છે, એટલું તો ખરૂં કે નહીં?"

"હા, તે ખરૂં.'

"તું એમના ગુણોને ચ્હાય છે, અને એમને મહાપુરૂષ ગણે છે, એ પણ ખરૂં કે નહીં?"

"હા, તે પણ ખરૂં."

"ત્યારે તેમના તરફ તારો પક્ષપાત છે, એ પણ ખરૂં કે નહીં?"

"હા, ખરૂં."

"ત્યારે તું નક્કી એમને જ પરણવાની." એકદમ કોશબા બોલી ઉઠયાં. પ્રિયંવદા રાજી થઇ અને ત્યાંથી ચાલી ગઇ.

આમ ને આમ કેટલાક દિવસ વીતી ગયા. મૃણાલિનિનું ચિત્ત ધીમે ધીમે પરવશ થવા લાગ્યું. લગ્નની આવશ્યકતા તેને સમજાવા લાગી. ઘડીકમાં તેનું ચિત્ત લગ્ન માટે ઇચ્છા કરે અને ઘડીકમાં પાછું તે કુંવારાવસ્થામાં જ રહેવાનું પસંદ કરે. આમ બે વૃત્તિઓની વચમાં મૃણાલિનિનું ચિત્ત અથડાવા લાગ્યું.

હૃષીકેશચંદ્રનું મધુર ભાષણ, કુલીન તરૂણને છાજે એવું તેનું વિનયશીલ વર્તન અને ઉચ્ચ વિચારો મૃણાલિનિના ચિત્તને આકર્ષી રહ્યાં. તેના વિષેના વિચારોને મનમાંથી કહાડી નાંખવાને મૃણાલિનિ

પ્રયાસ કરવા લાગી. પણ જેમ જેમ તે તેવો પ્રયાસ કરે તેમ તેમ તેનું ચિત્ત તેમાં વધારે લપટાય. આવી સ્થિતિને ભોગવતી મૃણાલિનિ પોતાની પર્ણકુટીમાં ગઈ અને બીજા કામમાં જીવ પરોવતે બોલીઃ " હશે તેમાં આપણે શું ? સોનાની સાંકળથી બંધાવું એ પણ બંધન જ છે."

---

## પ્રકરણ ૧૮ મું.

### વિશ્વવિદ્યાલય.

The object of the University is to fit a young man for the conduct of life by broadening his mind and widening his sympathies.

The present system of education has rooted out the old faiths which served as checks to extravagant conduct and wild ideas. It has slackened discipline, brought want of self control, and decay of the reverential spirit.

In this case not only the school masters and professors are responsible because men move, learn imbibe ideas and influences from their homes and communities. ( From a speech)

A learned man is he who is free from envy and self coneit; who cares not for luxuries but lives a simple life; who is self controlled and not tainted by insicerity, pride or anger.

Rishi Baudhayana.

દરેક વિદ્યાર્થી અને ગૃહસ્થે મૃદુ, શાન્ત, દાન્ત અને દૃઢધૃતિ થવું જોઇએ.— ઋષિ આપસ્તમ્બ.

આપણા આર્યમુનિઓએ એક મહાન નિયમ અમલમાં મુકયો હતો અને તે એ કે દરેક પિતાએ પોતાના પુત્રના ગુરૂ થવું જોઇએ.

ન્યાયમૂર્તિ ચંદાવરકર.

બીજે દિવસે સવારમાં હૃષીકેશચંદ્ર વ્હેલો ઉઠયો અને કનકપુરની ભાગોળે આવેલા પોતાના એકાંતવાસમાં એકલો બેઠો બેઠો મનમાં અનેક વિચાર કરવા લાગ્યો. લોકકલ્યાણના અનેક વિચારો હવે તેના હૃદયને વલોવવા લાગ્યા. સાથે સાથે આર્યપ્રજાના સામાજીક પ્રશ્નો અને આખા વિશ્વના ધાર્મિક સવાલો તેના મનમાં ઉથલપાથલ કરી મુકવા લાગ્યા. સમસ્ત જગતનું કલ્યાણ કરવાને જેમ ભગવાન બુદ્ધ તત્પર થયા હતા તેમ હૃષીકેશચંદ્ર તત્પર થયો. પણ પ્રાણીમાત્રના દુઃખનું નિવારણ કરવાનું કામ કંઇ સહેલું નહોતું. તે મહાન કાર્ય કરવામાં પ્રૌઢ બળ, ઉત્સાહ, અને આ ક્ષણભંગુર સંસારના મિથ્યાપણાનું ભાન આવશ્યક હતાં. એથી કરીને હૃષીકેશચંદ્ર ભગવાન બુદ્ધની પેઠે થોડાક દિવસ એકાંતવાસમાં જ ગાળવા લાગ્યો. તીવ્ર મનોનિગ્રહવડે તેણે પોતાની સર્વ ઇંદ્રિયોનું દમન કર્યું, બહિર્મુખ થઇ ગયેલી વૃત્તિઓને અંતર્મુખ કરી, અને આત્મારૂપી કમળની સુવાસમાં તેમને લીન કરી સંસારની અનેક વાસનાઓની સામે ટકાવ કરવાને તે કમ્મર કશીને સજ્જ થયો. તે પોતાના અંતરાત્મામાં પ્રવેશ કરી શાન્ત અને દાન્ત થયો. તેણે પ્રૌઢ બળ અને ઉત્સાહ પ્રાપ્ત કર્યા. તે રાગદ્વેષથી મુક્ત થયો. અને ચિત્તને નિર્મળ કરી શાંતપણે ભારતવર્ષના સામાજીક અને રાજકીય પ્રશ્નો ઉપર વિચાર કરવા લાગ્યો. પોતાના અંતરાત્મામાં પ્રવેશ કરવાથી તેના હૃદયમાં માનવજાતિ પ્રત્યે એક પ્રરકાનો અલૌકિક પ્રેમ પ્રગટ થયો અને એ પ્રેમમાં મસ્ત બની તે ભારતવર્ષ વિષેના અનેક પ્રશ્નોની મનમાં ગડમથલ કરવા લાગ્યો. જગતનું કલ્યાણ કરવાને તત્પર થનાર મનુષ્યે પ્રથમ પોતે અંતર્મુખ થઈ, અંતરાત્મામાં પ્રવેશ કરી ચિત્તને રાગદ્વેષથી મુક્ત કરવું જોઇએ કે જેથી કરીને તેના વિચારોનો પ્રવાહ અસ્ખલિત રીતે વહે અને તેમાં સત્યનો પ્રકાશ પૂર્ણપણે પડી રહે. ભગવાન બુદ્ધની માફક હૃષીકેશચંદ્ર ઇંદ્રિયોને અંતર્મુખ કરી રાગદ્વેષથી મુક્ત થયો અને હૃદયમાં નિઃસ્વાર્થ પ્રેમ, બળ, અને ઉત્સાહને પ્રગટાવીને પ્રાણીમાત્રનું દુઃખ નિવારણ કરવાને બહાર નીકળ્યો. ગિરિરાજ ઉપરના સાધુસમાગમથી તેની પારમાર્થિક દૃષ્ટિ ખુલ્લી ગઇ હતી તેથી તે પારમાર્થિક દૃષ્ટિથી સર્વ બાબતોનો વિચાર કરવા લાગ્યો.

જનસમાજની સુધારણાના પ્રશ્નોનું તે હવે મનન કરવા લાગ્યો. થોડીવાર પછી તે મહારાણા પ્રતાપસિંહ પાસે ગયો. રાણો પોતાના નિત્યના રિવાજ પ્રમાણે દિવાનખાનામાં બેશીને ગાદી તકીયા ઉપર પડ્યો પડ્યો હુક્કો ગગડાવતો હતો અને બિપિનચંદ્ર, રાજ્યના ભાયાતો, તથા પ્રજાના કેટલાક અગ્રગણ્ય પુરૂષો તેની આસપાસ વીંટળાઇને બેઠા હતા. હૃષીકેશચંદ્ર તેની પાસે ગયો એટલે રાણો મલકાતે મુખે તેની સામે જોઇને બોલ્યો:

"હૃષીકેશચંદ્ર ! હું તમારીજ વાટ જોઈ રહ્યો હતો. મારા રાજ્યમાં વિશ્વવિદ્યાલયની સ્થાપના થાય એટલે હું વાનપ્રસ્થ લઉં. મેં જુદા જુદા પ્રાંતોના કેળવણીકારોને એકઠા કરીને તેમના મત ભેગા કર્યા છે. સૌએ એ યોજના ઉપર પોતાના મત દર્શાવ્યા છે. હવે એ અભિપ્રાયોની તુલના કરી વિશ્વવિદ્યાલયનું કામ શરૂ કરશો એવી મારી ઇચ્છા છે."

એમ બોલીને રાણાએ એક ભાયાતને હુકમ કર્યો અને તે કાગળોનો એક મોટો થોકડો લઈ આવ્યો. એ કાગળોમાં જુદા જુદા પ્રતિષ્ઠિત ગૃહસ્થોએ પોતપોતાના વિચારો દર્શાવેલા હતા. રાણાએ તે થોકડો હાથમાં લઇને હૃષીકેશચંદ્રને આપ્યો અને તેણે તે મનમાં વાંચવા માંડ્યો. એટલામાં રાણો બોલી ઉઠ્યો:

"હૃષીકેશચંદ્ર ! સૌના અભિપ્રાયોની તુલના કરજો અને તેમાં તમારી બુદ્ધિ વાપરજો, અને મારા રાજ્યમાં એક નમુનેદાર વિશ્વવિદ્યાલય સ્થાપજો. એકવાર ફરીથી હું તમને કહું છું કે મારે ગોખણીયા ગ્રૅજ્યુએટો જોઇતા નથી, પણ દૃઢ હૃદયના વ્યાવહારિક વીરપુરૂષો મારે જોઇએ છીએ. પાશ્ચાત્યોનું અનુકરણ કરી, ટાપટીપને વધારી, આપણી આર્યભૂમિને લજવનારા, અને ભોગવિલાસનેજ જીવનનું ધ્યેય સમજનારા સંકુચિત વિચારના પંડિતો મારે પેદા કરવા નથી, પણ ધીર વીર અને ગંભીર વિચારના તથા દૃઢ ચારિત્ર્યવાળા સ્વદેશાભિમાની પુરૂષો મારે ઉત્પન્ન કરવા છે. આ બાબતમાં ખુબ વિચાર કરજો અને દૃઢ વિચાર પૂર્વક પગલું ભરજો. હું હવે તમને કંઈ વધારે કહેતો નથી. તેમાં કંઈ ઉણપ હોય તો તમે તમારી બુદ્ધિથી પુરી કરી લેજો. ટુંકામાં કહું છું કે મારા રાજ્યનો દરેક પુરૂષ નિડર તથા

હિંમતવાન બને, વિદ્યાને સંપાદન કરે, અને સ્વદેશાભિમાની બની દેશનું હિત હૈયડે રાખી આચરણ કરે અને કેવળ સ્વાર્થી બની માત્ર ભોગવિલાસમાં જ પોતાનું જીવન વ્યતીત ન કરે તેમ કરજો. પ્રજાને સાહસિક બનાવજો પણ તેને ધર્મથી વિમુખ થવા દેશો નહીં. તેને લડાયક બનાવજો પણ તેનામાં ક્રુરતાનો વાસ ન થાય તેની સંભાળ રાખજો. ઇંગ્રેજોના સદ્ગુણોનું તે અનુકરણ કરે પણ તેમના ખોટા અનુકરણથી માત્ર તેમની બાહ્ય ટાપટીપને ગ્રહી મોજશોખમાં પડે નહીં તેનાથી સાવચેત રહેજો."

એટલામાં એક વૃદ્ધ ભાયાત વચમાં બોલી ઉઠયો: "હા મહારાજ, આપ ખરૂં કહો છો. ઇંગ્રેજી વિદ્યાથી આજકાલ છોકરાઓનો ખર્ચ બેવડો વધ્યો છે, તે હવે સાદાઇને ભુલ્યા છે, મોજશોખમાં ભળ્યા છે, અને કહ્યાસર રહ્યા નથી. તેમની આચાર ભ્રષ્ટતા અને નાસ્તિકતાથી તો અવધિ છે."

"માટે જ હું કહું છું કે હવે કાળ બદલાયો છે. ભારતભૂમિમાં હવે નવાં નવાં દશ્યો નજરે પડતાં જાય છે. જુની આંખે હવે નવા તમાશા જોવાના છે. હિંદુજાતિનું હતભાગ્ય છે. હવે તેનું પૂર્વદર્શન કયાં છે? એ પ્રાચીન સમયનું દઢ ચારિત્ર્ય, એ પવિત્રતા, એ તપોબળ, એ સઘળું હવે કયાં છે?" ઉંડો નિશ્વાસ નાંખીને રાણો બોલ્યો.

"મહારાજ, એ તપોબળની સાથે એ પ્રાચીન સમયનો વૈભવ પણ ગયો છે. એ તપોબળ જયાં હોય ત્યાં જ વૈભવ અને સુખ સંપત્તિ હોય." પેલો વૃદ્ધ ભાયાત પાછો ફરીથી બોલ્યો.

"આર્યભૂમિનો એ પ્રાચીન સમયનો વૈભવ હવે સ્વપ્ન જેવો થઈ રહ્યો છે. આપણે તો એના એ છીએ, પણ કયાં છે હવે એ પ્રાચીન સમયનો વૈભવ! ભારતભૂમિ! ભારતભૂમિ! અનેક સૈકાઓ વહી ગયા પણ તું જાગી નહીં! કુંભકર્ણની નિદ્રાને તેં જરાક પણ ત્યાગી નહીં. હાય, આપણા પૂર્વજો જો સ્વર્ગમાંથી ઉતરીને આવે તો શું જુવે? આપણી હીન દશા જોઇને માત્ર તે આંખમાંથી આંસુ જ પાડે!" રાણો બોલ્યો અને ઉંડો નિસાસો નાંખવા લાગ્યો.

મહારાણાનું મ્લાન મુખ જોઇને સર્વે ક્ષણવાર ચુપ થઇને બેશી રહ્યા અને નીચું માથું ઘાલીને મનમાં વિચાર કરવા લાગ્યા. એટલામાં પાછો રાણો આવેશમાં આવીને બોલી ઉઠયો:

" ભારતવાસીઓ ! જાગો, જાગો. હજી પણ વખત છે. કુંભકર્ણની ઘોર નિદ્રાને છોડી દો. હજી પણ આંખો ઉઘાડીને જુવો ! આખું જગત જાગી ગયું છે અને તે તમને જગાડી રહ્યું છે. તમે અશક્ત થઇ ગયા છો, પણ હજી તમારો સમૂળગો નાશ થઇ ગયો નથી. હજી પણ તમારામાં કંઇક કંઇક ચેતન છે. તમને પુનર્જીવન અર્પનારૂં સઘળું સાજ તમારી સામે ખડું જ છે. તમારા ભૂતકાળ તરફ દૃષ્ટિ નાંખો, તેના ધ્યેયને અનુસરો, તેણે પાળેલા સત્યોનું પાલન કરો, અને તમારામાં નવીન પ્રાણ અને નવીન ચેતનને ભરો. માત્ર તમારા પોતાનામાં તમને શ્રદ્ધા જોઇએ. "

હૃષીકેશચંદ્ર વચમાં બોલી ઉઠયો: " ખરૂં કહો છો મહારાજ. જે પ્રજાની પાછળ તેનો યશસ્વી ભૂતકાળ રહેલો છે તે કોઇ કાળે પણ પુનઃ યશસ્વી થવાને સરજાયલી છે. એક મુઠીભર યાહુદીઓના અસ્તિત્વ-માં પણ પ્રભુનો કંઇ હેતુ સમાયલો હતો તો પછી આ ત્રીસ કરોડની વસ્તીવાળી પ્રજાના અસ્તિત્વમાં પ્રભુનો કંઇ ઉંડો હેતુ સમાયલો હોવો જ જોઇએ. "

" અલબત્ત, ભારતવાસીઓ ! એક વાર તમે કોણ હતા અને હવે તમે કેવા થઇ ગયા છો તેનો વિચાર કરો. એક વાર તમે સમસ્ત જગતના ગુરૂ થવાને લાયક હતા. અત્યારે તમે શિષ્ય થવાને પણ લાયક રહ્યા નથી. જ્યાંથી ત્યાંથી તમને હાડછેડ કરવામાં આવે છે, જ્યાંથી ત્યાંથી તમને કહાડી મુકવામાં આવે છે. જે એકવાર તમારા અગ્રગણ્ય પુરૂષો કહેવાતા તે હવે તમારી પાછળ પણ રહી શકતા નથી. આવી વિપ-રીતતા જગતમાં કહીં પણ જોઈ છે ? "

આમ બોલતે બોલતે રાણાનું ગળું રૂંધાઈ ગયું અને તેનો કંઠ ગદ્‌ગદ્‌ થઇ ગયો. સર્વે ભાયાતો તેની સામે જોઇને બોલી ઉઠયા: " ખમા મહારાજ, ખમા મહારાજ."

" અફસોસ ! રજપુતાઇ પણ રંડાઇ છે ! સાચા ક્ષત્રીયો પણ રહ્યા નથી ! તે પણ ગુલામોના ગુલામ બની રહયા છે. બ્રિટિશરાજ્યની શીતળ છાયા નીચે આ દેશી રાજાઓનો મોટો ભાગ લાડી વાડી અને ગાડીની મોજ મઝામાં જ પોતાનો કાળ વ્યતીત કરે છે.

કોઇ શિકાર જ ખેલે છે, કોઇ કુતરાં જ પાળે છે, કોઈ મિત્રો અને પરોણા-ઓને મિજબાનીઓ આપવામાં અને સહેલ સપાટામાં જ દિવસ ગુજારે છે. કોઇ પોતાની પ્રજાને નિચોવી મોટાં શહેરોમાં સદા જ ખેલે છે કે મોટા બંગલા બંધાવે છે, અને ઘણા તો પરદેશ જઇને ત્યાં જ રાજ્યનો સઘળો પૈસો ઉડાવે છે. તેમની પ્રજાઓ દુકાળમાં પીડાય છે, મોંઘવારીમાં ભુખે મરે છે, અને દારિદ્રયમાં પોતાનું જીવન પુરૂં કરે છે. અફ્સોસ! કયાં છે એ પ્રજાપાલક રાજાઓ! કયાં છે એ ગૌબ્રાહ્મણ પ્રતિપાલ નૃપતિઓ! ભગવાન્! અમે કેવા થઇ ગયા છીએ! અમારૂં કશું ઠેકાણું રહ્યું નથી! કાળે કરીને ક્ષત્રીનું નામ પણ ભુસાઇ જશે!" રાણો પાછો બોલ્યો.

રાણાએ ફરીથી ઉંડો નિસાસો નાંખ્યો અને જરા આડો થઇને તે તકીયા ઉપર પડયો. તે થોડી વાર પછી હૃષીકેશચંદ્રને કહેવા લાગ્યો:

"માટે જ હું તમને કહું છું કે એવી કેળવણી આપજો કે ક્ષત્રી સાચો ક્ષત્રી થાય, બ્રાહ્મણ સાચો બ્રાહ્મણ બને, અને વૈશ્ય સાચો વૈશ્ય થઇ રહે. આપણા સાહિત્યને ખીલવજો અને પ્રજાના જાહેર જીવનને ઘડજો. વેપારને ઉત્તેજન મળે અને આપણા ધંધાઓને ખીલવે એવાં કેળવણીનાં તત્વ પ્રજાના હૃદયમાં ભરજો. આપણી પ્રાચીન ભાવનાઓને સજીવન કરજો અને પ્રજા બળવાન, ઉત્સાહી અને સુદૃઢ બને એવા ઉપાયોને યોજજો."

રાણો ક્ષણવાર બોલતો બંધ થયો. તેના મુખ ઉપર પ્રજા-પ્રેમનાં ચિન્હ છવાઈ રહ્યાં. પ્રાચીન સમયના પ્રજાપાલક ભૂપતિની માફક પ્રજાહિતના વિચારોથી ઉભરાઇ રહેલું તેનું હૃદય ઉછાળા મારવા લાગ્યું. તેના ઉદાર ચિત્તમાં ઉદારતા છવાઇ રહી અને તે બિપિનચંદ્રને કહેવા લાગ્યો:

"પ્રધાનજી, પ્રજાહિતનાં કામો કરવાને મારે પ્રજા પાસેથી એક પાઈ પણ લેવી નથી. પ્રજાના ઘરમાં રહેતી ત્રીજોરીઓ, પ્રજામાં વધતો વેપાર, અને વેપારમાં વપરાતું દ્રવ્ય એજ રાજયની બેંકો છે. પ્રજા એજ મોટી સરકારી બેંક છે. પ્રજા ઉપર કોઇપણ પ્રકારનો કર નાંખવાની હું વિરૂદ્ધ છું. પ્રજામાં રહેલો પૈસો રાજ્યની આફત વખતે કામ લાગશે, અને રાજયનો પૈસો પણ પ્રજાનો જ હોવાથી તે

પ્રજાના સંરક્ષણને અર્થે જ વાપરવો એવો મારો દૃઢ નિશ્ચય છે. રાજાનું કર્તવ્ય છે કે તેણે પ્રજાનો વિશ્વાસ મેળવવો અને સંકટ સમયે રાજ્યને મદદ કરવાને પ્રજાનું મન તૈયાર કરી રાખવું. કર નાંખીને નીચોવી નાંખેલી પ્રજા અશક્ત બને છે અને આફત વખતે તે રાજ્યને બીલકુલ કામ લાગતી નથી અને પોતાના સંરક્ષણ માટે રાજ્યને માથે એક મોટા બોજા રૂપ થઇ પડે છે. માટે હું કહું છું કે પ્રજા ઉપર કોઇપણ પ્રકારનો કર નાંખશો નહીં. રાજ્યની ત્રીજોરી પ્રજાહિતને માટે ખાલી કરજો અને તેથી પણ કાંઇ વધારે જોઇએ તો રાજકુટુંબના ભોગવિલાસનાં સાધનો કમી કરજો અને તે દ્રવ્યને પ્રજાહિતમાં વાપરજો. વિશ્વવિદ્યાલય માટે જોઇતું ધન રાજ્યમાંથી લેજો અને તેમાં કંઇ તુટ પડે તો મારી નિમણુંક કમી કરી નાંખજો અને એ ધન તેને અર્થે વાપરજો. હવે હું માત્ર બે વખત શેર શેર અન્નનો જ ધણી છું એમ માનજો."

"ઘણી ખમા મહારાજ! ઘણી ખમા! આપ તો રાજ્યના માલીક છો. આપની વળી નિમણુંક શી! આપ તો રાજ્યના દ્રવ્યના કુલ મુખત્યાર છો!" કેટલાક ભાયાતો બોલી ઉઠયા અને રાણાનો સ્વાર્થ-ત્યાગ જોઇને આશ્ચર્ય પામતા એક બીજાની સામે જોવા લાગ્યા.

"નહીં, નહીં. રાજ્યનું દ્રવ્ય એ પ્રજાનું દ્રવ્ય છે. તેને વગર વિચારે ખરચી નાંખનાર રાજા રાજા નથી પણ પ્રજાનો કટ્ટો શત્રુ છે. એવા રાજાનું આ લોકમાં કે પરલોકમાં કલ્યાણ થતું નથી." રાણાએ ધીમે રહીને જવાબ આપ્યો અને તેના મુખ ઉપર પ્રજા-પ્રેમની પ્રભા છવાઈ રહી.

"પણ મહારાજ, વેપારની વૃદ્ધિ વગર પ્રજાનું શ્રેય નથી અને રાજ્યનું પણ કલ્યાણ નથી, માટે પ્રજાનાં આર્થિક સાધનો ખીલ-વવાને પણ દ્રવ્યની જરૂર પડશે, તો તેને માટે નહીં જેવો કર પ્રજા ઉપર નાંખ્યો હોય તો શું ખોટું!"

એ સાંભળીને રાણો જરા ગુસ્સે થયો અને બોલ્યો: "હું સાચો ક્ષત્રી છું. હું શ્રી રામચંદ્રજીનો વંશજ છું. રઘુકુળનું લોહી મારી નસેનસમાં વહી રહ્યું છે. હું પ્રજા ઉપર કર નાંખું તો પછી પરદેશી રાજા અને મારામાં ફેર શો? લોકહિત સાધવાને પ્રજા ઉપર કર

નાંખવો એ તો હાલના રાજાઓનું એક બ્હાનું છે. એ પૈસો એમના મોજશોખમાં જ વપરાય છે અને પ્રજા ખાલીને ખાલી જ રહે છે. મારે તેમ કરવું નથી. તમારે મને લુંટવો હોય તેટલો લુંટજો પણ પ્રજાની એક પાઇ પણ લેશો નહીં."

" ખમા, મહારાજ, ખમા." સર્વે બોલી ઉઠયા અને આશ્ચર્યથી એક બીજાની સામે પાછા જોવા લાગ્યા.

"શાબાશ, શાબાશ. ભલે પૃથ્વીપતિ ભલે. રવિકુળભૂષણ શાબાશ." જરા દૂર બેઠેલા ભાટ ચારણો બોલી ઉઠયા.

" મહારાજ, આપ તો બીજા રાજા રંતિદેવ છો." એક વૃદ્ધ ચારણ આગળ આવીને બોલ્યો.

" જેમ ઋષિ દધિચીએ પોતાનાં અસ્થિના ભોગ આપ્યો તેમ આપ પણ આપનાં અસ્થિનો ભોગ આપવાને તૈયાર થયા છો. શાબાશ છે, શાબાશ." એક બીજો ચારણ બોલી ઉઠયો.

" વાહ ! વાહ ! કર્ણ દાનેશ્વરી !" ત્રીજો ચારણ જરા વધારે આગળ આવીને કહેવા લાગ્યો.

રાણો સાંભળી રહ્યો. તેને પોતાની પ્રશંસા વ્હાલી નહોતી તેથી તેણે વાતને ફેરવી નાંખી અને બિપિનચંદ્રને કહેવા લાગ્યો: "પ્રધાનજી, સાથે સાથે તમને કહું છું કે મારા રાજ્યમાં હુન્નર ઉદ્યોગની ખીલવણી માટે પ્રજાને સાધનો, નાણાંની મદદ, બજારની સગવડ, માલ લાવવા લઇ જવાની સવડ વગેરે પુરાં પાડજો. પરદેશથી કારીગરોને બોલાવીને ગામમાં વસાવજો અને લોકોને હુન્નર કળા શિખવજો. ખેતીવાડી મંડળો ઉભાં કરજો, ખેતીવાડી બેંકો સ્થાપજો, અને ખેડુતોને ખેતીનાં સાધનો પુરાં પાડજો. વેપારની વૃદ્ધિ માટે રાજ્યની મદદ જોઇએ તે લેજો અને દેશના હુન્નર ઉદ્યોગની તપાસ ચલાવી તેમને સજીવન કરવાની પેરવી કરજો. વેપાર માટે પણ એક સરકારી પેઢી સ્થાપજો અને તેમાંથી વેપારને અર્થે પ્રજાને નાણાં ધીરજો. સરકારી કારખાનાં કહાડજો અને તેમાં રૈયતવર્ગના મનુષ્યોને શિક્ષણ આપી પાવરધા કરી પછી તે કારખાના પ્રજાવર્ગનાં આગેવાનોને સોંપી દેજો અને વખતે તેમાં ખોટ આવે તો તે રાજ્યમાંથી પુરી કરી આપજો."

"જી મહારાજ. જેવી આપની આજ્ઞા." બિપિનચંદ્રે જવાબ આપ્યો.

"હવે હૃષીકેશચંદ્ર, મારે તમને એટલું કહેવાનું છે કે દેશની સર્વ આબાદીનો આધાર કેળવણી ઉપર છે. જે દેશ કેળવણીમાં આગળ છે તે સુખ અને સમૃદ્ધિમાં પણ આગળ છે. પ્રજાની કેળવણીમાં ખરચેલો પૈસો નકામો જતો નથી. તે પૈસો વેપાર ઉદ્યોગદ્વારા પ્રજા પાછો લાવે છે અને જોઇએ ત્યારે રાજ્યને આપે છે. કેળવણી આપવાનાં મુખ્ય સાધનો ત્રણ છેઃ શાળા, શિક્ષણ અને અભ્યાસક્રમ. એ બાબતો ઉપર ખુબ વિચાર કરજો. મારે બાહ્ય ભપકો જોઈતો નથી. મારે મારી પ્રજાને ઉપરચોટીયા જ્ઞાન આપી તેના બહારની ટાપટીપ અને ડોળ વધારવાં નથી. મારી પ્રજાને સંગીન જ્ઞાન આપો, તેને દેશ દેશાંતરોમાં મોકલો, અને જ્યાંથી ત્યાંથી જ્ઞાન લાવીને દેશમાં ભરે એવી બનાવો. ટુંકામાં કહું છું કે મારી પ્રજાને સાહસિક. બળવાન અને દૃઢ ચારિત્ર્યવાન બનાવો અને દેશની દાઝ હૈયડે ધરી સ્વદેશકાર્યને સદાએ આગળ ધપાવવાને તે તત્પર રહે એવી વૃત્તિઓ તેનામાં ખીલવો. એ બાબતમાં હું આપણાં પ્રાચીન સમયનાં આદર્શ ગુરૂકુળોની હિમાયત કરૂં છું. અફસોસ ! તે ગુરૂકુળો આજે હયાત નથી ! તે હોત તો ભારતવર્ષની આવી દુર્દશા થાત નહીં." રાણો બોલ્યો અને કંઈક ખેદ દર્શાવવા લાગ્યો.

"ખરૂં છે મહારાજ. ઋષિઓના દિવસ ગયા, મુનિઓના જમાના વહી ગયા. પ્રાચીન સમયનાં વિદ્યાપીઠો જ્યાં સર્વ મુલકના અને સર્વ જાતના વિદ્યાર્થીઓ આવતા અને મફત જ્ઞાન લેતા તે હવે માત્ર ઇતિહાસનાં પાનાંમાં જ રહ્યાં છે. પ્રાચીન ભારતવર્ષના વિદ્યાપીઠોનું મહાન આદર્શ-નિઃસ્વાર્થ શિક્ષણ-જ્ઞાનનો ફેલાવો-આજ રહ્યું નથી. પ્રથમથી જ હિંદે સર્વ વર્ગના લોકોને સત્કાર્યા છે. ભારત-ભૂમિએ પોતાની વિદ્યાનાં દ્વાર કોઈ પણ પ્રજા સામે બંધ કર્યાં નથી. કોઈ પણ ધર્મ અથવા વર્ગનો બહિષ્કાર આર્યાવર્તે કર્યો નથી. કોઇ પણ જ્ઞાનના કે હુન્નરના પેટંટ અહીં લેવાયા નથી. પણ હવે જમાનો બદલાયો છે. હવે જ્ઞાનની આપ લે પેટ માટે જ થાય છે. આજકાલ મનુષ્યને પોતાનું જીવન ટકાવવાનું અશકય થઈ પડયું છે. આવા જીવનકલહમાં મનુષ્ય પ્રાચીન ઋષિ જેવું આદર્શ કયાંથી રાખી શકે ?"

"પ્રાચીન સમયમાં ઋષિઓ જંગલમાં અને પહાડોની ગુફાઓમાં રહેતા અને તત્વજ્ઞાનનો વિચાર કરતા અને વિદ્યાને પ્રસારતા. પણ

તે સમયના રાજાઓ તેમને માન આપતા, વખતે આવક બાંધી આપતા, અથવા કોઈ કોઈ વખતે ઋષિઓ દાન લેવાને રાજાઓ પાસે જતા અને રાજાઓ તેમનો ભારે સત્કાર કરતા. પણ હાલમાં રાજાઓ તેવા રહ્યા નથી." રાણાએ કહ્યું.

"તેમ જ્ઞાનને માટે જ જ્ઞાન સંપાદન કરનારા મનુષ્યો પણ આજે રહ્યા નથી. આજે પેટને માટે જ જ્ઞાન મેળવાય છે. મનુષ્યો અવનવા ભપકા અને મોજશોખને ધારણ કરી જીવનને વધારે વધારે ખરચાળ બનાવતા જાય છે. ક્યાં છે હવે એ પ્રાચીન સમયની સાદાઈ? જ્યાં સાદાઈ છે ત્યાં નિસ્પૃહા છે, અને જ્યાં નિસ્પૃહા છે ત્યાં જ જ્ઞાન અને વિદ્યા હોઇ શકે." એક અગ્રગણ્ય પુરૂષ બોલી ઉઠયો.

એટલામાં રાણો ટટાર થઇને બેઠો અને હૃષીકેશચંદ્ર તરફ મુખ કરીને બોલ્યોઃ

"હૃષીકેશચંદ્ર! આપણી યુનિવર્સીટિઓ માત્ર ગોખણીયા ગ્રૅજ્યુએટો જ ઉત્પન્ન કરે છે. તેઓનામાં દેશભક્તિ, ઇશ્વરભક્તિ, કે જ્ઞાનભક્તિ કંઇ હોતું નથી. આ બાબતોમાં તે બેદરકાર જ હોય છે. આપણી યુનિવર્સીટિઓ માત્ર પરીક્ષાઓ જ લઇને વેગળી ખશી જાય છે. વિદ્યાર્થીઓ માત્ર પરીક્ષાઓ પસાર કરવાને જ ભણે છે. નૈસર્ગિક્તા અવલોકનશક્તિ કે શોધનશક્તિ તેમનામાં ભાગ્યે જ આવે છે. માટે હું કહું છું કે વિશ્વવિદ્યાલયને અંગે જુદી જુદી પાઠશાળાઓ સ્થાપજો, પાઠશાળાઓ સાથે છાત્રાલયો બાંધજો, તેમાં ગુરૂઓ અને શિષ્યો બંનેને રાખજો અને બંને એક બીજાના સહવાસમાં આવે અને ગુરૂઓ પોતાના ઉચ્ચ ચારિત્ર્યની છાપ વિદ્યાર્થીઓનાં મન ઉપર પાડે, તેમની જ્ઞાનપિપાસા ખીલવે, ચારિત્ર્યને ઘડે અને તેમને નિયમમાં રહેતાં શિખવે એવી યોજના કરજો. શિક્ષણનો હેતુ પાર પાડવાને વિદ્યાવિલાસી અને ચારિત્ર્યવાન ગુરૂઓ પસંદ કરજો. તેમને પસંદ કરવામાં માત્ર પદવીઓ જ જોશો નહીં પણ તેમનાં ચારિત્ર્ય, વિદ્યા અને જ્ઞાનપિપાસા તરફ વધારે લક્ષ આપજો. તેમને પુરતો પગાર આપજો કે જેથી એમનું ચિત્ત દ્રવ્યોપાર્જનમાં ભટકે નહીં. વિદ્યાર્થીઓને નિયમમાં રહેનારા, ગુરૂ તરફ માનની લાગણીવાળા, જ્ઞાનની અભિલાષાવાળા નીતિવાન અને ચારિત્ર્યવાન્ બનાવવાને ધાર્મિક કેળવણી આપજો. કેળવણીનો મુખ્ય હેતુ ધર્મ અને તેના ઉપર રચાયલી નીતિ અને તે

બંને ઉપરથી ઘડાયલું ચારિત્ર્ય એજ હોવો જોઇએ. જે કેળવણી ચારિત્ર્યને ઘડતી નથી તે વિદ્યાર્થીને, સમાજને અને રાજ્યને બોજારૂપ અને ભયરૂપ છે.

"છેવટે મારે તમને એક ઘણી અગત્યની વાત કહેવાની છે. મેં તમને વારંવાર કહ્યું છે કે મારે ગોખણીયા પદવીધરો પેદા કરવા નથી. વિદ્યાર્થીઓ પાઠશાળાઓમાં જ્ઞાન લઇને કળાકૌશલ્યને પ્રાપ્ત કરે અને સ્વતંત્રપણે ધંધો રોજગાર કરવાને શક્તિવાન થાય તેમ કરજો. વિશ્વવિદ્યાલયની પરીક્ષાઓ પાસ કરી નોકરીઓ લેવાને મારે બારણે આવીને ઉભા રહે તેવા તેમને બનાવશો નહીં. તે પોતાનું જીવન સ્વતંત્રપણે ગુજારે અને દેશમાં જ્ઞાન અને કળાકૌશલ્ય વધારે તેવા તેમને બનાવજો."

"મહારાજ, આપ ખરૂં કહો છો. હું યુરોપ અમેરિકામાં જઇ આવ્યો છું. ત્યાંના ઘણાખરા વિદ્યાર્થીઓના સમાગમમાં હું આવ્યો છું. નોકરીને માટે રાજ્યને આંગણે આવીને બેસનાર વિદ્યાર્થીઓ તો આપણા હિંદુસ્તાનમાં જ જોવામાં આવે છે. યુરોપના વિદ્યાર્થીઓ સ્વતંત્ર વિચારવાળા અને સ્વતંત્રપણે ધંધો કરવાની હોંસવાળા હોય છે. મેં ઘણા વિદ્યાર્થીઓને પુછ્યું હતું કે તમે ભણ્યા પછી શું કરશો ? તેઓએ જવાબ આપ્યો હતો કે અમે મોટાં મોટાં કારખાનાંઓના માલીક થઇશું. એ વિદ્યાર્થીઓનો ઉત્સાહ, બળ, અને સ્વાતંત્ર્યપ્રીતિ અદ્ભુત હતાં." રાજ્યનો એક અગ્રગણ્ય પુરૂષ ભુપતસિંહ બોલી ઉઠ્યો.

"મહારાજ, દેશની સુધારણાનું મુખ્ય સાધન કેળવણી છે. એ કેળવણી શારીરિક, માનસિક, અને આધ્યાત્મિક હોવી જોઇએ. કેળવણી સંસ્કારી હોય, ધર્મની કેળવણી અપાતી હોય, જ્ઞાનનો પ્રચાર દેશી ભાષાદ્વારા થતો હોય અને વિશ્વવિદ્યાલયો વિદ્યાર્થીઓને શિખવવાનું અને તેમનું ચારિત્ર્ય ઘડવાનું એ બંને કામ કરતાં હોય તો કેળવણીની નેમ પુરેપુરી પાર પડે. વિશ્વવિદ્યાલયમાં સઘળું જ્ઞાન સ્વભાષામાં જ આપવું જોઇએ. ઇતિહાસમાં એવી એક પણ પ્રજા જણાઇ નથી કે જેણે પરભાષામાં જ્ઞાન સંપાદન કરીને પોતાની ઉન્નતિ કરી હોય ! પોતાની માતાના ખોળામાં રમતાં બાળક જે ભાષા શિખ્યું હોય તેમાંજ તે સારી સરળતાથી જોઇએ તેટલું ઉંચું જ્ઞાન

સંપાદન કરી શકે. પરભાષામાં જ્ઞાન સંપાદન કરવું એ પદ્ધતિ અસ્વાભાવિક છે. કેળવણી આપવાનું સાધન અને તેના વિષયો તદ્દન પરદેશી હોવાથી વિદ્યાર્થીઓનું શાળાનું અને ગૃહનું જીવન બંને જુદાં જુદાંજ થઇ રહે છે. કુટુંબ અને વિદ્યાર્થીઓ વચ્ચે વિચારોની આપ લે થતી નથી અને તેથી બંને જુદા જુદા જીવનને અનુસરે છે. એથી કુટુંબની સારી ભાવનાઓ પણ વિદ્યાર્થીના હૃદયમાં ઉતરતી નથી તથા બંનેનો પરસ્પર પ્રેમ વધવાને બદલે ઘટતો જાય છે, અને વિદ્યાર્થીઓ નિરૂત્સાહી, બળહીન, અને સ્વચ્છંદી થતા નજરે આવે છે. આવી સ્થિતિ માત્ર હિંદુસ્તાનમાં જ જોવામાં આવે છે." બીજો અગ્રગણ્ય પુરૂષ શશીભૂષણ બોલી ઉઠયો.

આખરે રાણો પ્રતાપસિંહ બોલી ઉઠયો: "હૃષીકેશચંદ્ર, આ સઘળી બાબતોનો વિચાર કરજો અને બધાની સલાહ લઇને આપણા વિશ્વવિદ્યાલયને નમુનેદાર બનાવજો."

એટલું બોલીને રાણો ચુપ રહયો. ભાયાતો, સરદારો, પ્રજાના અગ્રગણ્ય પુરૂષો વગેરે હવે એક પછી એક રજા લઇને જવા લાગ્યા. બિપિનચંદ્ર પોતાને બંગલે ગયો. સૌના ગયા પછી હૃષીકેશચંદ્ર બોલ્યો:

"રાણાજી, આપના પુણ્યપ્રતાપથી અને પ્રભુની કૃપાથી વિશ્વવિદ્યાલયનું કાર્ય સંપૂર્ણ રીતે સફળ થશે. આપ તેની ખાત્રી રાખજો. હું મારો બનતો પ્રયાસ કરીશ પછી જય તો પ્રભુને હાથ છે."

"હા. આપણે તો પ્રયાસ કરવો, ફળ આપવાનું તો પ્રભુને હાથ છે. પણ મનુષ્યની શુભ ઇચ્છા હોય અને નિ:સ્વાર્થપણે તે કામ કરતો હોય તો પ્રભુ ફતેહ આપ્યા વગર રહે નહીં."

"પ્રભુ આપણને સહાય કરો અને આપણી ઇચ્છાને પાર પાડો એવી હું પ્રભુને રોજ પ્રાર્થના કરૂં છું. હવે મને જવાની રજા આપો."

"ઠીક જાવ. પ્રભુને માથે રાખીને કામ કરજો. સર્વમાં સહાય કરવાને તો એ એકલા જ સમર્થ છે. પ્રભુને માથે રાખીને કામ કરનાર મનુષ્ય કદિ પાછો પડતો જ નથી. મને એવી શ્રદ્ધા છે."

"ઠીક મહારાજ. પ્રભુ આપણને સહાય કરો." એમ બોલીને હૃષીકેશચંદ્ર ચાલતો થયો.

હૃષીકેશચંદ્ર પોતાને મુકામે આવ્યો અને વિશ્વવિદ્યાલયની યોજના મનમાં ઘડવા લાગ્યો. અનેક વિચારોની વચમાં હવે તેનું મગજ અથડાવા લાગ્યું. કેળવણીનાં ત્રણે અંગ-શારીરિક, માનસિક અને આધ્યાત્મિક—ઉપર તે વિચાર કરવા લાગ્યો. એ ત્રણે અંગોને ખીલવવાને તે અનેક પ્રયાસ કરી રહ્યો. હિંદમાં માત્ર માનસિક કેળવણી ઉપર જ લક્ષ અપાય છે અને શારીરિક તથા આધ્યાત્મિક તરફ બેદરકારી રખાય છે. તેથી કરીને વિદ્યાર્થીઓ નબળા, શ્રદ્ધારહિત, ઐહિક સુખની જ લાલસાવાળા અને જીવન એક સેલગાહ છે એમ માનનારા પેદા થાય છે. હિંદમાં પ્રથમ અગત્ય તંદુરસ્તીની છે, તે વગરની વિદ્યા નકામી છે. એ બાબતમાં આપણા પ્રાચીન સમયના બ્રહ્મચર્યાશ્રમો ફરીથી ઉભા કરવાનું તે યોગ્ય ધારતો. એથી કરીને બ્રહ્મચર્યાશ્રમોને તે વિશ્વવિદ્યાલયના એક અંગ તરીકે સ્વીકારવા લાગ્યો અને તેમનો પુનરોદ્ધાર કરવાને અનેક યોજનાઓ મનમાં ઘડવા લાગ્યો. સર્વ બાબતોનો દીર્ઘ દૃષ્ટિથી વિચાર કરીને તે તૈયાર થયો અને વિશ્વવિદ્યાલયની સ્થાપના કરવાને તનતોડ મહેનત કરવા લાગ્યો.

કોઈ પણ પ્રજા ભવિષ્યમાં ઉન્નત થવા ઇચ્છતી હોય અને જગતની મહાન પ્રજાઓમાં ઉચ્ચ દરજ્જો પ્રાપ્ત કરવા ઉત્સુક હોય તેણે ઉછરતી પ્રજા તરફ બેદરકાર રહેવું ન જોઇએ. મુખ્યત્વે કરીને તેણે વિદ્યાર્થીઓનું ચારિત્ર્ય ઘડવામાં અને તેમની સંભાળ લેવામાં વિચારનો અને દ્રવ્યનો મોટો ભોગ આપવો જોઇએ. એથી કરીને હૃષીકેશચંદ્રે જ્ઞાન અને કેળવણ વધારવા સ્થળે સ્થળે નિશાળો સ્થાપી અને જ્યાંસુધી એક પણ બાળક ભણ્યા વગરનું રહે ત્યાંસુધી પોતાનો સઘળો પ્રયાસ વ્યર્થ છે એમ સમજી પ્રાથમિક કેળવણી મફત અને ફરજીઆત કરવાનાં તે અનેક પ્રકારે યોજનાઓ કરવા લાગ્યો. માધ્યમિક અને ઉચ્ચ કેળવણી લેવાને જે લાયક હોય તેમને શિષ્યવૃત્તિઓ, ઇનામો, પુસ્તકો વગેરે આપવાની અને છાત્રાલયો સંખ્યાબંધ કહાડવાની દીર્ઘ દૃષ્ટિ તે હવે દર્શાવવા લાગ્યો. વિદ્યાર્થીઓ માત્ર પોપટીયું જ્ઞાન પ્રાપ્ત નહીં કરતાં ભવિષ્યમાં સારા નગરજન નીવડે, અને તેઓ સદાચારી, સ્વદેશહિતચિંતક, વિદ્વાન અને કર્તવ્યનિષ્ઠ થાય માટે પ્રાચીન આર્ય શિક્ષણ પદ્ધતિના ફાયદાઓ ધ્યાનમાં લઇ આધુનિક કેળવણી સાથે કેટલેક અંશે તેનું મિશ્રણ કરવાનું કામ

તેણે હવે હાથમાં લીધું. એ મહાન કાર્ય પરિપૂર્ણ કરવાને ગુરૂકુળ જેવી સંસ્થાઓ ઠેકાણે ઠેકાણે સ્થાપવાનો તેણે વિચાર કર્યો. કેળવણીનો અંતિમ હેતુ કે સાધ્ય શું તેનો નિશ્ચય હજી પાશ્ચાત્ય પ્રજાઓ કરી શકી નથી. તેમણે જે જે સાધ્યું છે તે તે અનિશ્ચિત અને કાળ બળના ફેરફારને આધીન છે. સર્વ લક્ષ્યોનું અંતિમ લક્ષ્ય માત્ર આર્ય મુનિઓએ જ વેદના મહાવાક્ય **प्रज्ञानं ब्रह्म** થી પ્રદર્શિત કર્યું છે. એ મહાન લક્ષ્યને ધ્યાનમાં લઇને હૃષીકેશચંદ્ર મહારાણા પ્રતાપસિંહના ઉદાર આશ્રય વડે તેની પ્રજાને જ્ઞાનનાં મીઠાં ફળ ચખાડવાને અનેક પ્રકારે પ્રયાસ કરી રહ્યો.

કનકપુરથી બે ત્રણ માઇલને અંતરે એક વિશાળ અરણ્ય હતું. એ અરણ્યમાં સુંદર વૃક્ષઘટાઓ આવી રહેલી હતી. તે ઘટાઓની વચમાં વિશ્વવિદ્યાલયની મહાન ભવ્ય અને વિશાળ ઇમારત બાંધવામાં આવી હતી. તેની આસપાસ જુદી જુદી જાતની શાળાઓ બાંધવામાં આવી હતી. એક ભાગમાં ઉદ્યોગશાળા, પ્રયોગશાળા, સંશોધનશાળા વગેરે હતાં, અને બીજા ભાગમાં સંયમશાળા, તત્વજ્ઞાનશાળા, યજ્ઞશાળા વગેરે હતાં. તેમનાથી જરા દૂર એક વિશાળ છાત્રાલય બાંધવામાં આવ્યું હતું. તે બ્રહ્મચર્યાશ્રમ કહેવાતો. તેથી જરા દૂર વિદ્યાર્થીઓ માટે કસરતશાળા અને ખુલ્લામાં રમવાને વિહારભૂમિ રાખવામાં આવ્યાં હતાં. વિશ્વવિદ્યાલયની ઇમારત અને તેની આસપાસ આવી રહેલી શાળાઓ ઉંડા અરણ્યની વૃક્ષઘટાઓમાંથી જાણે કે ડોકીયાં કરીને સૌને બોલાવતાં હોય તેમ આઘેથી આવનારને જણાતાં હતાં.

સઘળો પ્રદેશ રમણીય હતો. સૃષ્ટિસૌંદર્યની લીલાનું જાણે કે સંગ્રહસ્થાન હોય તેમ તે બની રહ્યો હતો. સ્વચ્છ હવા, અલૌકિક દેખાવ અને આસપાસનું શાંત તથા ગંભીર વાતાવરણ પ્રેક્ષકના મનમાં ઉચ્ચ ભાવનાઓ ઉત્પન્ન કરતાં હતાં અને વિશ્વવિદ્યાલય જાણે પ્રાચીન સમયના કોઇ ઋષિનો મહાન આશ્રમ હોય તેવું ભાન કરાવતાં હતાં.

વિશ્વવિદ્યાલય અને શાળાઓનાં મકાનોની બહાર ખુલ્લી જગ્યાઓ રાખવામાં આવી હતી અને તેમાં વૃક્ષની ઘટાઓ કરી તેમાં આરસની શિલાઓ મુકવામાં આવી હતી. વિદ્યાર્થીઓ કોઇ કોઇવાર શાળાના

વર્ગોમાં બેસતા અને કોઈ વાર બહાર આવીને વૃક્ષોની ઘટાઓ નીચે આવેલી શિલાઓ ઉપર બેસીને અભ્યાસ કરતા અને સૃષ્ટિસૌંદર્યને અવલોકતા. કોઈ વાર તો વેદ કે ઉપનિષદોના મંત્રો બોલતા અને આખા સ્થાનને ગજવતા. કેટલાક સંયમશાળામાં જઇને સંયમને સાધતા અને કેટલાક અધ્યાપકો પાસે જઇને ઉંડું જ્ઞાન લેતા.

વિશ્વવિદ્યાલયનું સઘળું વાતાવરણ પવિત્ર અને ધાર્મિક હતું. તેના સઘળા અધ્યાપકો હિંદુ હતા. સર્વત્ર હિંદુ ભાવનાઓ ફેલાઇ રહેલી હતી અને હિંદુ જીવનની મહત્વાકાંક્ષાઓને અહીં ઉછેરાતી હતી. હિંદુ સાહિત્ય, કળા અને વિજ્ઞાન અહીં શિખવાતાં અને સાથે સાથે પાશ્ચાત્યોનાં સાહિત્ય અને વૈજ્ઞાનિક શોધોનું અધ્યયન કરાવાતું આ વિશ્વવિદ્યાલયમાં વિદ્યાર્થી એક સમયે ઉપનિષદોના મંત્રો બોલતો અને બીજે સમયે પાશ્ચાત્ય પદ્ધતિએ કહાડેલી પ્રયોગશાળામાં વિજ્ઞાનના નવીન પ્રયોગો કરી પ્રેક્ષકને આશ્ચર્ય પમાડતો.

હૃષીકેશચંદ્ર આ વિશ્વવિદ્યાલયનો પ્રાણ—આત્મા—હતો. તેનો દૃઢ સિદ્ધાંત હતો કે આધ્યાત્મિક અને વ્યાવહારિક શિક્ષણ કદિ છુટાં પાડી શકાય નહીં. પણ હિંદમાં ધાર્મિક કેળવણી આપવાનો પ્રશ્ન ઘણો કઠણ હતો. પ્રાચીન રીતે ધાર્મિક જ્ઞાન આપવાનું તદ્દન અશક્ય હતું. હૃષીકેશચંદ્રે ઘણો વિચાર કર્યો. ઘણા પ્રયાસો તેણે આદર્યા. અર્વાચીન વિજ્ઞાન અને તત્વજ્ઞાનની અનેક નવી નવી શોધોને માન આપી શકે અને તર્કશક્તિ તથા શ્રદ્ધાની લડાઇને શાંત કરે એવો ધર્મ એને ઉપનિષદોમાંથી જડયો.

હૃષીકેશચંદ્રે વિદ્યાર્થીઓની આસપાસ ધાર્મિક વાતાવરણ ઉત્પન્ન કરવા માંડયું અને પછી એ ઉપનિષદ્ધર્મને તેમના હૃદયમાં ધીમે ધીમે એની મેળે જ પેસવા દીધો. તેટલા માટે બ્રહ્મચર્યાશ્રમને તેણે ભવ્ય અને નમુનેદાર બનાવ્યો. એ આશ્રમ જ સર્વ વિદ્યાર્થીઓનો ધાર્મિક શિક્ષક બની રહ્યો. એ આશ્રમમાં નૈસર્ગિક સૌંદર્ય અને મનુષ્યનાં ઉત્તમ કામો એક તાર થઇ રહ્યાં. એ આશ્રમમાં વિદ્યાર્થીઓનો આત્મા અને કુદરત ઐક્ય સાધવા લાગ્યાં. શ્રદ્ધાના નક્કર ખડક ઉપર હૃષીકેશચંદ્રની પ્રતિભાશાળી બુદ્ધિએ સંસ્થાના આરંભમાં જ કામ કરવા માંડયું અને શરૂઆતમાંથી જ પોતાના ઉત્તમ ચારિત્ર્ય વડે વિદ્યાર્થીઓના પ્રાણ અને

આત્માને ઘડવા માંડયા. આશ્રમના આદર્શોનું મધ્ય બિંદુ તે પોતે બની રહ્યો અને તેની પ્રતિભાશાળી બુદ્ધિને મદદ કરવાને મહારાણો પ્રતાપસિંહ અનેક રીતે પ્રયાસ કરી રહ્યો.

આશ્રમમાં વિદ્યાર્થીઓને દરેક કામ પોતાને હાથે કરવું પડતું એથી તેઓ સાદાઇ શિખતા અને ચપળ અને ચાલાક બનતા તથા આનંદમાં રહેતા. તેઓને સાદી જીંદગી ગાળવી પડતી તેથી તેઓ સંતોષી અને નિસ્પૃહી નીવડતા. વિદ્યાર્થીઓને માટે નાની નાની પર્ણકુટીઓ પણ બાંધવામાં આવી હતી. તેમાં રહીને તે વિદ્યાભ્યાસ કરતા અને કલ્લોલ કરતા દિવસ ગુજારતા. તે અનેક વિષયોની ચર્ચા કરવાને ભેગા મળતા. વિદ્યાર્થીઓ માટે કાયદા ઘડવા અને તેમનો માંહ્ય માંહ્યનો ન્યાય ચુકવવાનું કામ તેમને જ સોંપવામાં આવ્યું હતું. રમતગમતને માટે કમિટિઓ નીમવામાં આવી હતી. વિદ્યાર્થીઓ હાથે લખેલાં માસિકો પ્રગટ કરતા. વળી આસપાસનાં ગામોમાં કેળવણીનો પ્રચાર કરવાને અને બીજાં સામાજીક કામો કરવાને વિદ્યાર્થીઓ જતા અને લોકોને અનેક સંકટોમાં મદદ કરતા. વિદ્યાર્થીઓનો ન્યાય ચુકવવાને તેમની નાની અને મોટી અદાલતો હતી અને સાર્વજનિક પ્રશ્નો ચર્ચવાને તેમની એક સાધારણ સભા ભરાતી. આશ્રમમાં સાંજ સવાર પ્રાર્થના થતી. વિદ્યાર્થીઓને સંગીત શિખવવામાં આવતું, અને તેમનાં મન તથા બુદ્ધિને અનુકૂળ વાતાવરણમાં ખીલવા દેવામાં આવતાં. તેમનાં શરીર મજબુત કરવાને તેમની પાસે સખત બ્રહ્મચર્ય પળાવી કસરત કરાવવામાં આવતી અને તેમની રસવૃત્તિ ખીલવવાને તેમને સંગીત શિખવી કોઇ કોઇ વાર નાટયપ્રયોગો ભજવવાનું કાર્ય તેમને સોંપવામાં આવતું. સવારના ચાર પાંચ વાગ્યે ઘંટ થતો અને વિદ્યાર્થીઓની ટોળીઓ સ્તોત્ર બોલતી અથવા સ્વદેશકીર્તન કરતી આશ્રમની આસપાસ ફરતી, કુદરતના સૌંદર્યને નીહાળતી, તેનું રસપાન કરતી, તેમાં ન્હાતી અને તરબોળાતી પ્રેક્ષકની નજરે આવતી. પછી તે વ્યાયામશાળામાં જતી અને શરીરને બળવાન બનાવવાને અનેક ઉપાયો યોજતી. આવા પ્રકારની કેળવણીથી વિદ્યાર્થીઓનાં શરીર બળવાન બનતાં અને તેમને કુદરતના સૌંદર્ય માટે પ્રેમ ઉત્પન્ન થતો અને તેથી કુદરતને ચિતરવાને કે તેનું અવલોકન કરવાને વિદ્યાર્થીઓ સાંજે કે સવારે પોતાની મેળે અહીં તહીં વિચરવાને નીકળી પડતા અને સૃષ્ટિસૌંદર્યને પ્રેમથી નિહાળતા. બપોરે

અગીયારથી પાંચ સુધી શાળા અને પાઠશાળાના વર્ગો ભરાતા અને તેમાં વિદ્યાર્થીઓ પૌર્વાત્ય અને પાશ્ચાત્ય જ્ઞાનની જુદી જુદી શાખાઓમાં પારંગત થવાનો અભ્યાસ કરતા.

વિશ્વવિદ્યાલયની ભવ્ય ઇમારત બંધાઇ રહી અને તેમાં અધ્યયનનું કાર્ય બરાબર રીતે ચાલવા માંડ્યું એટલે એક દિવસ હૃષીકેશચંદ્ર મહારાણા પ્રતાપસિંહ પાસે આવ્યો અને બોલ્યો : “ મહારાજ, આપની આજ્ઞા પ્રમાણે વિશ્વવિદ્યાલયનું કાર્ય સંપૂર્ણ કર્યુ છે. એક વખત આપ જોવાને પધારો. ”

ઘણા ઉલ્લાસમાં આવીને રાણાએ ઉત્તર આપ્યો: “ હા, ખુશીથી. એ કામને પરિપૂર્ણ થયેલું હું નજરે જોઇશ ત્યારે મારા જીવને શાંતિ વળશે.”

બીજે દિવસે રાણો પ્રતાપસિંહ, વનરાજ, બિપિનચંદ્ર, રાજ્યના ભાયાતો, સરદારો, અમલદારો, અને પ્રજાના અગ્રગણ્ય પુરૂષો વગેરેને લઇને વિશ્વવિદ્યાલય જોવાને ગયો. હૃષીકેશચંદ્ર ત્યાં હાજર હતો. રાણાજીના પધારવાની આગળથી ખબર હોવાથી ગામના આબરૂદાર ગૃહસ્થો તથા નગરજનો ત્યાં આવીને આગળથી હાજર રહ્યા હતા. જેવો રાણો હાથી ઉપરથી ઉતર્યો તેવોજ તેને વિશ્વવિદ્યાલયના ચાલકો તથા નગરજનોએ સોના રૂપાનાં ફુલો તથા મોતીથી વધાવી લીધો. કેટલાકોએ ફુલોના હાર તેના ગળામાં પહેરાવી દીધા તથા તેના ઉપર ફુલનો વરસાદ વરસાવ્યો. આબરૂદાર ગૃહસ્થો તથા નગરજનોની સલામો ઝીલતો ઝીલતો રાણો આગળ ચાલ્યો.

રાણાજીના રસાલાએ વિશ્વવિદ્યાલયની બહાર બે મોટી ધર્મશાળાઓ હતી તેમાં મુકામ કર્યો તથા કેટલાએકે ધર્મશાળાથી થોડે છેટે એક વિશાળ રમણીય ચારે બાજુએ ઓવારા વાળું એક તળાવ આવી રહ્યું હતું તેની પાળની આજુબાજુ તંબુ ઠોક્યા તેમાં વિશ્રાંતિ લેવા માંડી. એ તળાવનું પાણી નિર્મળ હતું અને તેની ચારે બાજુએ ચાર શિવાલય આવી રહેલાં હતાં અને ત્યાં ઠંડક સારી હતી તેથી ત્યાં બેસવાનું કેટલાકે પસંદ કર્યું.

ઉપર કહેલી ધર્મશાળાઓની આસપાસ શહેરના સદ્ગૃહસ્થોના બાગ બગીચા આવી રહ્યા હતા તેથી એ જગ્યા ઘણી શોભાયમાન લાગતી હતી. રાણાજી અહીં પધારવાના હોવાથી એ બાગ તથા

વાડીઓમાં બાંધેલા બંગલાઓમાં આજરોજ માણસોની વસ્તી ઘણીજ થઇ હતી. કોઇપણ ભાગ વસ્તી વગરનો હતો નહીં. તેથી એ જગ્યાએ એક શહેર વસ્યું હોય એમ જણાતું હતું.

નજીકમાં જ વિશ્વવિદ્યાલયની ભવ્ય ઇમારત જાણે સૌમાં ઉંચે ડોકીયું કરી રહી હોય તેમ ઉંચી દેખાતી હતી. એની આસપાસ ફરતો કોટ હતો. એ કોટનો ઘેરાવો બે કોસથી ઓછો નહોતો. એને ચાર દરવાજા તથા બે બારીઓ હતાં. કનકપુરનો ભગવો ઝુંડો મુખ્ય દરવાજે ફરફર ઉડતો જણાતો હતો.

વિશ્વવિદ્યાલયના કોટનો પૂર્વ તરફનો દરવાજો સૌથી મોટો હતો. તે દરવાજે થઇને રાણાજી વગેરેને અંદર આવવાનું હતું. તે મુખ્ય દરવાજાની પાસે સૌએ આવ્યા એટલે દ્વાર ઉપર મથાળે વિશ્વવિદ્યાલયના આદર્શરૂપે સુવર્ણ અક્ષરે કોતરાવેલો નીચેનો મહામંત્ર સૌની દૃષ્ટિએ પડ્યો.

જ્યાં આત્મજ્યોતિ ઝગહળશે
જ્યાં બ્રહ્માનંદ ધ્રુધવશે
જ્યાં ધાર્મિકતા ઉછળશે
જ્યાં પવિત્ર જ્ઞાન લ્હાવાશે
જ્યાં પરમ શાંતિ પધારશે
જ્યાં મારૂં તારૂં ત્યજાશે
ત્યાં વિવિધ સુખ વિચરશે.

એ લીંટીઓની ઉપર મોટી ભવ્ય આકૃતિમાં સુવર્ણ અક્ષરે મંગળ વાચક ઓમ્કાર શબ્દ કોતરેલો હતો અને તે વિશ્વવિદ્યાલયની પવિત્રા, પ્રભુમયતા, અને જ્ઞાનસ્વરૂપતા સુચવી રહ્યો હતો અને તેની ભવ્યતામાં ઉમેરો કરતો હતો. તે ઓમ્કારની વચમાંના ભાગમાં **एकं सत् विप्रा बहुधा वदन्ति** એ શબ્દો લખેલા હતા. નિત્ય સત્ય એક છે, એક સત્યમાંથી અનેક સત્યો નીકળી રહ્યાં છે અને વિશ્વવિદ્યાલયની અનેક પ્રવૃત્તિઓમાં એકતા રહેલી છે એમ તે સૂચવતા હતા. સઉથી ઉંચે મથાળે મોટા અક્ષરે **धियोयोनः प्रचोदयात्** લખેલું હતું.

રાણો તથા અમલદાર વગેરે તે દરવાજા પાસે આવીને ઉભા રહ્યા અને સર્વે દરવાજા ઉપરના મહામંત્રને વાંચવા લાગ્યા. હૃષીકેશચંદ્ર

રાણાજીની પાસે આવ્યો અને વિશ્વવિદ્યાલયના આદર્શને સમજાવવા લાગ્યો. તેના વિષે વિચાર કરતાં તેનું પવિત્ર અને ઉદાર હૃદય ઉછાળા મારવા લાગ્યું અને ઘણા ઉલ્લાસમાં આવીને તે બોલ્યો:

"મહારાજ, આ વિશ્વવિદ્યાલયની ભવ્ય ઇમારતની પવિત્ર વેદી ઉપર પૂર્વ અને પશ્ચિમનો મેળાપ થશે. અહીં હિંદનું પવિત્ર તત્વજ્ઞાન પાશ્ચાત્ય વિજ્ઞાનશાસ્ત્ર સાથે પોતાનો હસ્ત મિલાવશે. આ એક મહાન જ્ઞાન મંદિર બનશે અને પ્રાચીન હિંદના પવિત્ર આદર્શોનો પુનરૂદ્ધાર કરશે. અહીં સ્વાર્થવૃત્તિનો ત્યાગ થશે. અહીં જ્ઞાન જ્ઞાનને માટે જ લેવાશે અને તે વગર પૈસે સર્વત્ર–ન્યાતજાત–ધર્મ–ના ભેદ વગર પ્રાણીમાત્રમાં લ્હાવાશે. પ્રાચીન હિંદનું ધ્યેય એજ હતું. દ્રવ્ય તેનું લક્ષ્ય નહોતું. સમસ્ત જગતના કલ્યાણ માટે જ્ઞાનની લ્હાણ તે કરી રહ્યું હતું. પ્રાચીન ઋષિઓના આશ્રમો–જ્ઞાનમંદિરો–માં કોઈનો બહિષ્કાર થયો નથી. કોઈ પણ વર્ણ અથવા જાતિને તેમણે તરછોડી નથી. ભારતવર્ષ સદા સર્વદા જ્ઞાન અને સત્યને માટે જ મથ્યું છે. પવિત્રતા, ભ્રાતૃભાવ, જનકલ્યાણ, અને જ્ઞાનપિપાસાના અમોઘ વિચારોને જ તેણે પ્રવર્તાવ્યા છે. એ વિચારોજ અહીં ફેલાશે. પરમાર્થ વૃત્તિ જ અહીં સર્વદા સ્વીકારાશે. વગર પૈસે વિદ્યાદાન અહીં અપાશે. આપણા પવિત્ર પૂર્વજોને પગલે પગલે ચાલી આ વિશ્વ-વિદ્યાલય અનેક વિદ્યાપીઠો સ્થાપશે. જ્યાં પવિત્ર જ્ઞાનની લ્હાણીઓ ન્યાત જાત અને પ્રજાના ભેદ વગર થશે. સર્વ ધર્મ, સર્વ પંથ, અને સર્વ પ્રજાઓને અહીં માન મળશે. વિશ્વવ્યાપી પ્રેમ અહીં જન્મ લેશે. અખિલ વિશ્વમાં સ્નેહના વિચારો અહીંથી જ પ્રસરશે. સર્વ પ્રજાઓ અહીંજ પ્રેમથી હળશે, મળશે અને ભેટશે. અહીં જ તત્વ-જ્ઞાન અને વિજ્ઞાન એક આરે પાણી પીશે, અહીથી જ માનવ દેવ-તાઓ બહાર પડશે અને સમસ્ત પૃથ્વી ઉપર વિચરશે. અહીં જ પ્રાચીન હિંદનાં આધ્યાત્મિક સત્યો વિજ્ઞાનની કસોટિએ ચ્હડશે, સત્ય ઠરશે, અને પાશ્ચાત્ય વિજ્ઞાન અધુરૂં જ્ઞાન પુરૂં કરશે. અહીં જ દેશ દેશના પંડિતો એકઠા થશે અને જ્ઞાનની આપ લે કરશે અને ભ્રાતૃભાવને વધારશે. અહીંથી જ વિદ્યાર્થીઓ શ્રદ્ધાવાન, ભક્તિવાન, ચારિત્ર્યવાન અને વિદ્વાન બનીને બહાર નીકળશે અને અખિલ વિશ્વમાં જ્ઞાન રેલાવશે. આ વિશ્વવિદ્યાલય આપણા પૂર્વજોનું અનુ-

કરણુ કરી જગતમાં જ્ઞાન, સત્ય, અને ભ્રાતૃભાવ વધારશે અને તેમાં જ હિંદનુ-સર્વ પ્રજાઓનું-સમસ્ત જગતનું કલ્યાણ સધાશે."

હૃષીકેશચંદ્ર બોલતો બંધ થયો. તેના મુખ ઉપર આનંદની છાયા છવાઇ રહી. પ્રાચીન રૂષિ જેવું દિવ્ય તેજ તેના ભવ્ય લલાટ ઉપર દેખાવા લાગ્યું. રૂષિઓના વિચારો તેના મન, બુદ્ધિ અને આત્મામાં તરવરવા લાગ્યા, અને ક્ષણવાર તે એક પ્રાચીન રૂષિની માફક સત્-ચિત્-આનંદ સ્વરૂપને ભોગવી રહ્યો.

દરવાજામાં થઇને રાણાજી વગેરે હવે અંદર આવવા લાગ્યા. અંદર પેસતાં જ જમણે હાથે એક નાના સુંદર આરસપહાણની બનાવેલી શ્રી હનુમાનજીની ભવ્ય મૂર્તિ જાણે સૌને આવકાર આપતી હોય અને પોતાના જેવા બળવાન થવાનું શિખવતી હોય એમ આગળ પડતી સૌની નજરે આવતી હતી. હૃષીકેશચંદ્ર એ ભવ્ય મૂર્તિ પાસે ઉભો રહ્યો. રાણાજી અંદર પધાર્યા એટલે એણે એમને નમન કર્યું અને સૌને એ હનુમાનજીની મૂર્તિ પાસે લઇ ગયો. મૂર્તિની ભવ્ય રચના અને સુંદર કોતરકામને સર્વે આશ્ચર્યથી જોવા લાગ્યા. મૂર્તિની નીચે એક શિલાલેખ હતો. તેમાં નીચે પ્રમાણે લખેલું હતું.

"હનુમાન, બાલ બ્રહ્મચારી! વજ્રાંગ, મહાવીર, મહાભક્ત, આજ્ઞાંકિત સેવક, શ્રદ્ધાની મૂર્તિ, રામનામમાં શ્રદ્ધા રાખીને જેણે ઘણાં અશક્ય કાર્યો સાધ્યાં, ઘણા અગાધ ડુંગરોને ઉથલાવ્યા, ઘણા સમુદ્રો ઓળંગ્યા; શક્તિનો નમુનો, ભક્તિનો આદર્શ! શ્રદ્ધા શું શું કરી શકે તેનું જ્વલંત દૃષ્ટાંત!"

સર્વે હનુમાનજીની મૂર્તિ જોવા લાગ્યા અને તેની શક્તિનું સ્મરણ કરવા લાગ્યા. એટલામા હૃષીકેશચંદ્ર બોલી ઉઠયો:

"મહારાજ, આજે આર્ય પ્રજા આ મહાન આદર્શને ભૂલી ગઇ છે. આ મહાવીર વજ્રકાયને વિસરીને આર્યપ્રજા વેંતીયાં માણસ જેવી બની રહી છે. શારીરિક બળ વગરની પ્રજા નમાલું પુતળું જ છે. હનુમાનજીની શ્રદ્ધા, બળ, અને પરાક્રમનું ભાન કરાવવાને અને શારીરિક બળ પ્રજામાં પ્રથમ ઉત્પન્ન કરવાને હનુમાનજીની મૂર્તિની સ્થાપના અહીં પ્રથમ જ કરવામાં આવી છે. મહારાજ, **शरीर माद्यं खलु धर्मसाधनम् ।**"

રાણા પ્રતાપસિંહનું મોં મલકાયું. તેનું ચિત્ત પ્રસન્ન થયું. સર્વે મનમાં હર્ષ ધરવા લાગ્યા અને આગળ ચાલવા લાગ્યા. બીજી બાજુએ સામે જટાધારી શિવની મૂર્તિ દેખાતી હતી. તેની પાસે સૌએ ગયા. તેની નીચે લખેલું હતું તે સર્વે વાંચવા લાગ્યાઃ

"શિવ, શિવ, હર, હર, મહાદેવ! પરમ વૈરાગી, પરમ યોગી. મહાજ્ઞાની. કામને બાળીને ભસ્મ કરનાર મહાતપસ્વી! ભારતવર્ષનો આદર્શ દેવ! ભારતવર્ષનો આત્મા! જેના શરીર ઉપર ભસ્મ છે, જેણે વ્યાઘ્રચર્મ ધારણ કર્યુ છે!"

બંને મૂર્તિઓની વચમાં ઉભો રહીને હૃષીકેશચંદ્ર બોલી ઉઠયોઃ

"મહારાજ, આ વિશ્વવિદ્યાલયમાં પ્રથમ દર્શન મહાવીર હનુમાન અને પરમ યોગી શિવજીનું જ થાય છે. મનુષ્યને બળ અને જ્ઞાનની જરૂર છે. બળને માટે બ્રહ્મચર્ય અને જ્ઞાનને માટે વૈરાગ્ય આવશ્યક છે. જ્યાં બ્રહ્મચર્ય છે ત્યાં બળ છે અને જ્યાં વૈરાગ્ય છે ત્યાં જ્ઞાન છે. એ બ્રહ્મચર્ય અને વૈરાગ્યનાં આ બન્ને આદર્શો છે. એ સુચવે છે કે બ્રહ્મચર્ય અને વૈરાગ્ય વગર ભારતવર્ષનો ઉદય નથી. આપણા પ્રાચીન ઋષિઓએ એ આદર્શોને પ્રથમ જ આપણી આગળ ધરેલાં છે, માટે એમને આ વિશ્વવિદ્યાલયનાં મોખરેજ સ્થાન આપવામાં આવેલું છે."

સર્વે આશ્ચર્ય અને આનંદથી જોઈ રહ્યા. હૃષીકેશચંદ્ર આગળ ચાલ્યો. સર્વ મંડળી તેની પાછળ પાછળ જવા લાગી. શિવજી અને હનુમાનજીની મૂર્તિઓને મુકીને આગળ જતાં થોડેક દૂર સામોજ એક વિશાળ સભામંડપ જેવામાં આવ્યો. એ સભામંડપ નરદમ આરસપહાણના પથ્થરથી બાંધેલો હતો. એમાં બહાર તથા અંદર સુંદર કોતરકામ હતું. ભારતવર્ષની સુંદર કારીગિરિનો તે ભવ્ય નમુનો દર્શાવતો હતો. સભામંડપમાં પેસતાં જ ઉંચે આસપાસ ભારતના પ્રખ્યાત મહાપુરૂષોની તસવીરો ટાંગેલી નજરે આવતી હતી. તેમાં સામેજ એક નાનું દેવળ હતું. તેમાં વીણા અને પુસ્તકને ધારણ કરી રહેલી સરસ્વતી દેવીની પ્રતિમા હતી. સભા મંડપમાં પેસનારને તે પ્રથમજ દૃષ્ટિએ આવતી હતી. સવાર સાંજ વિશ્વવિદ્યાલયના સઘળા વિદ્યાર્થીઓ એ સભામંડપમાં એકઠા થતા અને સરસ્વતીની આરાધના

ફરી પોતપોતાને કામે ચાલ્યા જતા. વળી દેશદેશના પંડિતો, કવિઓ, તત્ત્વવેત્તાઓ વગેરે આ દેવીની સમક્ષ એકઠા થતા અને પરસ્પર જ્ઞાનની આપ લે કરતા. આખા સભામંડપનું વાતાવરણ શાંત અને પવિત્ર હતું. તેમાં પ્રવેશ કરનાર જાણે કોઈ ઉચ્ચ ભાવનામય પ્રદેશમાં આવીને ઉભો હોય એવો બની રહેતો.

રાણો, વનરાજ, અને બીજી બધી મંડળી એ સભામંડપમાં પેઠી. સર્વનાં ચિત્ત પ્રસન્ન અને શાંત બની રહ્યાં. સરસ્વતી દેવીની પાસે જઇને સૌએ પ્રણામ કર્યા અને સૌનાં ચિત્ત જાણે ઉચ્ચ વાતાવરણમાં તરતાં હોય તેવા દેખાવા લાગ્યાં.

જરા આગળ આવીને હૃષીકેશચંદ્ર બોલ્યો :

" મહારાજ, પ્રાચીન સમયમાં આર્યો પોતાનાં બાળકોને પ્રથમ સરસ્વતી દેવીને અર્પણ કરી દેતા. એ અર્પણ કરવાનું કામ એટલી બધી શ્રદ્ધાથી અને ભક્તિભાવથી થતું કે સરસ્વતી દેવી બાળકોને પોતાનાં જ કરી દેતી. તેથી પ્રાચીન સમયમાં ભારતના પુત્રો શ્રદ્ધાવાન, વિદ્યાવાન, અને પ્રતાપવાન નીવડતા. પ્રાચીન સમયમાં બાળકોને પ્રથમ નિશાળે મુકતી વખતે ઘરમાં મોટા ઠાઠથી સરસ્વતી દેવીનું પૂજન થતું અને તેમને સરસ્વતી દેવીને સોંપવામાં આવતાં. આ વિશ્વવિદ્યાલયમાં પણ બાળકના શિક્ષણની શરૂઆતમાંજ સરસ્વતી દેવીની પૂજા ઘણી શ્રદ્ધાથી કરવામાં આવે છે અને તેને દેવીને અર્પણ કરાય છે. "

સર્વે આનંદથી સાંભળી રહ્યા અને થોડો વાર આમ તેમ ફરી ઉપર ટાંગેલી મહાપુરૂષોની તસવીરોને નિહાળીને ઉભા રહ્યા. એટલામાં પ્રજાનો અગ્રગણ્ય પુરૂષ શશીભૂષણ બોલી ઉઠયો:

" શાબાશ ! શાબાશ ! હૃષીકેશચંદ્ર ! ભારતના મહાપુરૂષોની આ તસવીરો છે. જે પ્રજામાં પોતાના મહાપુરૂષોનું પૂજન થાય છે અને તેમનાં પરાક્રમોને સંભારાય છે તે પ્રજા પ્રતિભાશાળી નીવડે છે. "

" આ કાર્ય ઘણું સ્તુત્ય છે. ગમે ત્યાંથી પણ જ્ઞાન અને ચારિત્ર્યને મેળવવું એ આપણા પ્રાચીન પુરૂષોનો મુખ્ય સિદ્ધાંત હતો. હૃષીકેશ ચંદ્ર એ પુરાણ પુરૂષોને પગલે ચાલ્યા છે એ જોઇને મને ઘણો

આનંદ થાય છે. દત્તાત્રયે અનેક ગુરૂ કર્યાં હતા, તેમ આપણાં બાળકો પણ અનેક ગુરૂ કરે એ વાત પ્રશંસનીય છે." રાણા બોલ્યો અને તેના મુખ ઉપર પ્રાચીન સમયની સ્મૃતિનાં ચિહ્ન વ્યાપી રહ્યાં.

સર્વે સભામંડપની બહાર નીકળ્યા અને પાસે જ ઋષિભુવન હતું તેમાં પેઠા. ભવનમાં વિશ્વામિત્ર, વસિષ્ઠ, ભૃગુ, દધિચી, પરશુરામ, ભીષ્મ, વ્યાસ વગેરેની ભવ્ય મૂર્તિઓ હતી.

વિશ્વામિત્રની મૂર્તિ નીચે લખેલું હતું:

"રાજર્ષિ ! જેણે પોતાના તપોબળથી નવીન સૃષ્ટિ રચી અને ભારતવર્ષને તપનો મહિમા બતાવ્યો. સંસ્કાર અને શક્તિની એ સિંહગર્જના છે."

વસિષ્ઠની મૂર્તિ નીચે શિલાલેખ હતો તેમાં નીચે પ્રમાણે લખ્યું હતું:

"બ્રહ્મર્ષિ ! પોતાના સો પુત્રોનું મૃત્યુ થયું પણ જે જરાયે ક્રોધને વશ ન થયા ! ક્ષમાની મૂર્તિ ! બ્રહ્મતેજનું જ્વલંત દૃષ્ટાંત. વિશુદ્ધિમય પ્રેરકતાની વિશિષ્ટ ભાવના !"

દધિચીની મૂર્તિ નીચે લખેલું હતું:

"સ્વાર્થત્યાગની મૂર્તિ ! આત્મભોગની પરાકાષ્ઠા ! દાનવોનો વિનાશ કરવાની દિવ્ય શક્તિ !"

બધી મૂર્તિઓ આગળ થઇને સર્વે પરશુરામની મૂર્તિ પાસે આવ્યા, અને તેની નીચે લખેલું વાંચવા લાગ્યા:

"પ્રાચીન સંસ્કૃતિનો પૂજક અને રક્ષક ! પ્રાચીન સંસ્કૃતિ રૂપી અગ્નિને પ્રસારતો વિશુદ્ધ પવિત્ર દાવાનળ ! ક્ષત્રિયોનો ગર્વ ઉતારનાર બ્રહ્મતેજ અને બ્રાહ્મણશક્તિ !"

સર્વે જરા આગળ ચાલ્યા. ભીષ્મપિતામહની દિવ્ય મૂર્તિ સૌની દૃષ્ટિએ પડી. તેની નીચે લખેલું હતું:

"બ્રહ્મચારી ! તપસ્વી ! વ્રતધારી ! ન્યાયી, મુસદ્દી, અને ભીષ્મ-પ્રતિજ્ઞાધારી, રાજસત્તા અને ક્ષત્રાવટનું ધર્મિષ્ઠ ગૌરવ !"

આગળ ચાલતાં યાજ્ઞવલ્કયની ભવ્ય મૂર્તિ સૌની દૃષ્ટિએ આવી. તેની નીચેના શબ્દો સૌ વાંચવા લાગ્યા:

"જ્ઞાની, તપસ્વી અને નિર્મળ તથા નિઃસીમ પ્રકાશને પાડતી જ્ઞાનજ્યોતિ ! અપૂર્વ વિવાદશક્તિને ધારણ કરી રહેલી બ્રહ્મતેજની સાક્ષાત્ મૂર્તિ !"

સર્વે આગળ ચાલ્યા. ભગવાન વેદ વ્યાસની પ્રતિમા સૌને આકર્ષી રહી. તેની નીચે લખેલું હતું:

“ વેદ, શ્રુતિ, સ્મૃતિ, અને પુરાણમાં રહેલો દિવ્ય આત્મા ! સંસ્કાર અને સાહિત્યમાં રહેલી અપૂર્વ દીર્ઘદર્શી સર્જકતા ! જેણે અનેક પુરાણ રચ્યાં અને ભારતને ઉત્તમ ભાવનાઓ પુરી પાડી ! તને ધન્ય છે!”

હૃષીકેશચંદ્ર જરા આગળ આવ્યો અને બોલ્યો:

“ આ સર્વ તપ અને એકાગ્રતાથી ભરેલા ઉત્તમ ભાવનામય ઋષિઓની મૂર્તિઓ છે. તેમણે આર્યોમાં સર્વદેશીય વિજયને પ્રેર્યો છે, આત્મબળને અર્પ્યું છે, સ્વતંત્રતાને જગવી છે, અને પોતે શુદ્ધ, બુદ્ધ, નિર્લેપ અને સ્વતંત્ર બની આર્યોને સર્વ શકિતમાન બનવાનું બોધ્યું છે. એ ઋષિઓ ઉચ્ચ કલ્પના અને ભાવનાઓની તેજોમય શકિતઓ છે. એમની ભાવનાઓમાં ઉંડી શ્રદ્ધા છે. ઉંડાં તપ છે. ઉંડા મને નિગ્રહ છે. અને ઉંડી પવિત્રતા છે. ”

રાણો જરા આગળ આવ્યો. પ્રાચીન સમયના ભણકારા તેને વાગી રહ્યા. તેણે સર્વ ઋષિઓને પ્રણામ કર્યા અને સહર્ષ બોલી ઉઠયો:

“ પ્રાચીન આર્ય દ્રષ્ટાઓએ યુગે યુગે જન્મ લઇ, માનવ-શકિતને પરાકાષ્ઠાએ પહોંચાડી, પુરૂષાર્થની પ્રેરણા કરી, આ દેહે જ અલ્પતાને દૂર કરી, ગગનચુંબી મહત્તાને પ્રાપ્ત કરવાને આર્યોને સદાય પ્રેર્યા છે. આજે પણ આપણે તેમના ગૌરવશાળી અને શક્તિમય શબ્દોના બ્રહ્મનાદથી તણાઇએ છીએ અને ભૂતકાળની ભવ્યતાના ધ્યાનમાં લીન થઇએ છીએ. ”

બહુજ ગભીરપણે રાણો બોલ્યો અને તેના શબ્દો સર્વેનાં હૃદયમાં સચોટ ચોંટી ગયા. સર્વેનો આત્મા ભૂતકાળના સમયમા ફરવા લાગ્યો અને પ્રાચીન ગૌરવ અને તપોમય શક્તિના ઉત્તમ મહત્વાકાંક્ષા-ઓને ક્ષણવાર સર્વ હૃદયમાં ધરવા લાગ્યા. એટલામા સરદાર ભૂપત-સિંહ આગળ આવ્યો અને બોલ્યો:

“ મહારાજ, પ્રાચીન ઋષિઓનાં જીવન ભાવનામય હતાં. એ ઉત્તમ ભાવનાઓને જવલંત મૂર્તિમંત શકિતઓ રૂપે પ્રગટાવવાને જ તેમનું જીવન હતું. દરેક ઋષિ દિવ્યદર્શી ભાવનારૂપી શકિત હતો,

અગાધ બ્રહ્મચર્યનું બળ હતો, અને હિંમત તથા દઢતાની સાક્ષાત્ મૂર્તિ હતો. જેમ સર્પ ઉપરથી કાંચળી સરી જાય તેમ રાગ, દ્વેષ, માન, મત્સર, તેનામાંથી સરી ગયાં હતાં. તે જ ખરેખરો પવિત્ર અને શુદ્ધ બ્રાહ્મણ હતો."

આગળ એક ગોળાકાર ખુલ્લી અને વિશાળ જગ્યા હતી. તેની આસપાસ સંગેમરમરની જાળીઓનો સુંદર કઠેરો હતો. તેના વચમાં ભગવાન બુદ્ધની આરસપહાણની બનાવેલી મૂર્તિ બેસાડવામાં આવેલી હતી. તે મૂર્તિની નજીક સૌએ આવ્યા. તેની નીચે શિલાલેખ હતો. તેમાં નીચે પ્રમાણે લખેલું હતું :

"अहिंसा परमो धर्मः"

તે મૂર્તિની પાસે આવીને હરિકેશચંદ્ર બોલ્યો : "બુદ્ધે મન વાણી અને શરીરથી અનિષ્ટ ચિંતન, હિંસા, અને દ્રોહને ઉચ્છેદી નાંખ્યાં છે. જાતિ દેશ કાળ કશાની પણ પરવા કર્યા વગર તેણે પ્રાણીમાત્રની હિંસા અટકાવી છે. ચિત્તવૃત્તિનો નિરોધ કરી, સર્વ ઇંદ્રિયોનું દમન કરી, વૃત્તિઓને અંતર્મુખ કરી, આત્મારૂપી સુવાસમાં તેમને લીન કરી, માનવજાતિ પ્રત્યે અલૌકિક પ્રેમ એણે પ્રગટાવ્યો છે. કામ, ક્રોધ, મદ, મોહ, વગેરે ઉપર તેણે જય મેળવ્યો છે અને અખિલ વિશ્વમાં જીવનના નિયામક અને ઉદ્ધારક પ્રેમનો અદ્ભુત પ્રવાહ વહેવરાવ્યો છે. એ અદ્ભુત પરાક્રમ કરી રહેલો છે. ચંદ્ર જેવો તે વિમલ, શુદ્ધ, પ્રસન્ન અને નિર્મળ છે. સુખ દુઃખને, ચિંતાને એણે કંટાળ્યા વગર સહન કર્યાં છે. એનો સંન્યાસ અદ્ભુત છે. અઢળક દ્રવ્ય, રાજદ્વારી દમામ અને સત્તા, યુવાન સ્ત્રીનો પ્રેમ, એ સર્વનો ત્યાગ તેણે કર્યો છે. એજ ખરો સંન્યાસ છે. માનવજાતિ પ્રત્યે અનુકમ્પા, સત્યાન્વેષણ માટે અડગ નિશ્ચય અને દુઃખ, ભય કે મૃત્યુથી પણ નિડરતા એણે દાખવ્યાં છે. રત્નજડિત આરસપહાણથી બંધાવેલા મહેલમાં વસનારો, રાજ્યવૈભવ ભોગવનારો, રાજપોષાક ધારણ કરનારો, હસ્તીદંતના પલંગમાં પોઢનારો, પ્રભુત દ્રવ્યના ભંડારો હાથ ધરનારો, રાજાનો પુત્ર, એક સંન્યાસીની માફક હાથમાં દણ્ડ અને કમણ્ડલુ લઇને જગતમાં વિચરી એણે સંન્યાસની પરાકાષ્ઠા, સંન્યાસની અવધિ દાખવી અને અખિલ વિશ્વનું કલ્યાણ તેણે આદર્યું. તેણે મહત્ત્વાકાંક્ષાની સિદ્ધિ અનુભવી અને નિર્વાણને પ્રાપ્ત કર્યો."

સર્વે સાંભળી રહ્યા. રાણો પ્રતાપસિંહ એ સાંભળીને રાજી થયો; તેના ચિત્તને એ વાત ગમી પણ તેની ક્ષાત્રવૃત્તિને તે ગમી નહીં. તે એકદમ બોલી ઉઠયોઃ " એણે અખિલ વિશ્વનું કલ્યાણ કર્યું, પણ એની સઘળી ભાવનાઓ સાથે મારી સહાનુભૂતિ નથી. એણે આર્યાવર્તના અંધ:પતનનું બીજ રોપ્યું છે. જે સંસ્કૃતિને પરશુરામ જેવાઓએ રક્ષી તેનો વિનિપાત એણે આરંભ્યો. એણે અહિંસાને નામે ભીરૂતા દેશમાં આણી છે. ક્ષાત્રધર્મને એણે મોળો પાડયો છે અને દયાને નામે નિર્માલ્યતા એણે પ્રસરાવી છે. "

" છતાં પણ, મહારાજ, બુદ્ધે જે ભાવનાઓ પ્રગટાવી છે અને એ પ્રગટાવવામાં જે હિંમત, અડગતા, પ્રતાપ, અને પરાક્રમ એણે દાખવ્યાં છે તેનો વિચાર કરતાં અનાયાસે જ મસ્તક પ્રણીપાત કરે છે."

રાણાની આજ્ઞા થવાથી સર્વે આગળ ચાલ્યા. પાસે જ સંન્યાસી ભવન હતું. તેમાં સર્વે પેઠા. એ ભવનમાં શ્રીમદ્ શંકરાચાર્ય, વિવેકાનંદ, દયાનંદ વગેરેની પ્રતિમાઓ હતી. સઘળી પ્રતિમાઓને જોતા જોતા સર્વે વિવેકાનંદની પ્રતિમા પાસે આવી પહોંચ્યા. તેની નીચે લખેલો લેખ સર્વે વાંચવા લાગ્યા. તેમાં નીચેના શબ્દો હતાઃ

હિંદનો દિવ્યાત્મા તેણે જગવ્યો છે<br>
જડમાં ચેતનનું ભાન સૌને કરાવ્યું છે.<br>
જ્ઞાન વૈરાગ્ય ને ભક્તિના<br>
શ્રદ્ધા સ્વાભિમાન ને શક્તિના<br>
પાઠ તેણે સૌને ભણાવ્યા છે.<br>
આર્યોને આર્યત્વ સમજાવ્યું છે.<br>
અંધકારની કાળી રાત્રિમાં<br>
જ્ઞાનનો ઉજ્જવળ પ્રકાશ તેણે રેડયો છે<br>
અને ભારતનું ગૌરવ વધાર્યું છે.

સંન્યાસીભવન જોઇને સર્વેનો આત્મા પ્રસન્ન થયો. કનકપુરની વસ્તી ધાર્મિક હતી, તેનો રાજા પણ ધાર્મિક હતો. પ્રજાના ઘણાખરા અગ્રગણ્ય પુરૂષો ધાર્મિક વૃત્તિના હતા. પ્રજા જપ તપ દાન ધર્મ કરતી અને વ્રત આચરતી. સંન્યાસી ભવનને જોઇને પ્રજાનો અગ્રગણ્ય પુરૂષ શશીભૂષણ આગળ આવ્યો. તે ધર્મચુસ્ત હતો અને પ્રાચીન સંસ્કૃતિનો પૂજક હતો. તે જાતે બ્રાહ્મણ હતો. પોતે આર્ય ઋષિમુનિ-

એનો વંશજ છે એમ ધારી તે આર્ય ઋષિમુનિઓને પગલે પગલે ચાલતો. સાદું જીવન અને ઉચ્ચ વિચાર તેને પ્રિય હતાં અને સંન્યાસીઓને જોઇને તેને પ્રાચીન આર્યગૌરવનું ભાન થતું. તે ચિત્તમાં પ્રસન્ન થઇને બોલ્યો:

" મહારાજ, આજકાલ આવાં ભવનોની અગત્ય વિશેષ છે. ભારતની પ્રજા આજે પાશ્ચાત્યોના સંસર્ગથી નાસ્તિક થતી જાય છે. ભોગવિલાસને જ તે જીવનનું ધ્યેય માને છે. સ્વામી દયાનંદ અને વિવેકાનંદ જેવા પ્રૌઢ સંન્યાસીઓની આજે ભારતને વિશેષ જરૂર છે. પ્રાચીન સમયમાં સંન્યાસીઓ પોતાના મઠમાં રહી જગતમાં જ્ઞાન, વૈરાગ્ય અને ભક્તિને પ્રસારતા. તેમના બોધથી પ્રજા જ્ઞાનવાન અને વૈરાગ્યવાન થઇ મહાન કાર્યોમાં ભાગ લેવા તત્પર થતી. તેમની પાસેજ નિઃસ્વાર્થતા અને પ્રેમના પાઠ પઢાતા. મુખ્યત્વે કરીને હિંદુસ્તાન કે જે ધર્મ અને જ્ઞાનની ભૂમિ ગણાય છે ત્યાં તો આવા સંન્યાસીઓના મઠ અનેક રીતે લાભકારક નીવડયા છે. હિંદુ પ્રજાના ચારિત્ર્ય રૂપી વાજીંત્રના તાર તેમના હાથમાં જ હતા. આવા સંન્યાસીઓની અવગણના આજે હિંદને હાનિકારક થઇ પડી છે. આર્યાવર્ત્તમાં સંન્યાસીઓ જ પ્રજામાં નૈતિક, ધાર્મિક અને આધ્યાત્મિક બળને પ્રેરતા, વૈરાગ્ય તથા નિઃસ્વાર્થ ઉત્પન્ન કરતા અને મારૂં તારૂંની તુચ્છ વાસનાઓને ત્યજાવી પ્રજાને ઉચ્ચાભિલાષી બનાવતા. જગતના વિચારોમાં સંન્યાસીઓ એક અગત્યનો ભાગ ભજવતા. સીતા, તારા, રામ, પૃથુરાજ, કે મેવાડનો રાણો પ્રતાપ, તુલસીદાસ કે મીરાંબાઈ રૂપી અનેક ઉચ્ચગ્રાહો તે પ્રજા સમક્ષ ધરતા અને પ્રજાનું ચારિત્ર્ય ખીલવતા. એ સંન્યાસીઓનો આજે હ્રાસ થતો જાય છે. એ સંન્યાસીઓની અવગણના આધુનિક કેળવણીએ કરાવી હિંદુ પ્રજાનું હૃદયબળ નષ્ટ કરી નાખ્યું છે. હૃદયબળવાળો અને ચારિત્ર્યબળવાળો સંન્યાસી પાશ્ચાત્ય આચારવિચારનો ભયંકર વિરોધી થઇ પડશે એમ સમજી હિંદના શત્રુઓએ સંન્યાસીઓ તરફ તિરસ્કાર ઉપજાવી તેમને નિર્મૂળ કરવાનો પ્રયાસ આરંભ્યો અને હિંદનું હૃદયબળ અને ચારિત્ર્યબળ નષ્ટ થયું. તે દિવસથી હિંદની અધોગતિનું બીજ રોપાયું. પણ પ્રભુની ઇચ્છા કંઇક જુદી જ હતી. સદ્દભાગ્યે દયાનંદ અને વિવેકાનંદ જેવા પ્રખર વેદાન્તી સંન્યાસીઓ પાકયા અને તેમણે પાશ્ચાત્ય વિચારની નાસ્તિકતાને તોડી

આર્ય વિચારની જયપતાકા દેશપરદેશમાં ફરકાવી. તેમને મારા અનેક વાર પ્રણામ છે. ”

સર્વે સાંભળી રહ્યા. રાણો પ્રતાપસિંહ ઘણા હર્ષમાં આવી ગયો, અને કંઈક ગર્વ ધરીને બોલ્યો :

“ એ પ્રાચીન સંસ્થાઓનો ઉદ્ધાર કરવો એ મારા જેવા ક્ષત્રીયોનો ધર્મ છે. પ્રાચીન સમયમાં ક્ષત્રીઓ જ ધર્મના રક્ષક હતા અને અર્વાચીન સમયમાં પણ કેટલાક સૂર્યવંશીઓ અને ચંદ્રવંશીઓ તેનું રક્ષણ કરી રહ્યા છે. પણ અફસોસ ! હવે કાળ બદલાયો છે. ક્ષત્રીઓ સાચા ક્ષત્રીયો રહ્યા નથી. આપણો દેશ ગયો, વેશ ગયો, વેપાર ગયો, જગતને મન આપણે નમાલા ગણાયા અને હવે આપણો ધર્મ પણ જવા બેઠો છે. અફસોસ ! ”

બોલતે બોલતે રાણાનો કંઠ ગદ્‌ગદ્ થઇ ગયો. તેનું મુખ જરા મ્લાન દેખાવા લાગ્યું. તેના ચહેરા ઉપર શોકનાં કંઈક ચિન્હ છવાઈ રહ્યાં. એ જોઇને સઘળા ભાયાતો એકે અવાજે બોલી ઉઠયા: “ ખમા મહારાજ, ખમા; આપના જેવા ક્ષત્રીઓ હજી જ્યાં સુધી ભારતમાં રહ્યા છે ત્યાં સુધી કાળ બદલાયો નથી. સિંહનાં બચ્ચાં પાછાં સિંહ જેવાં જ થશે; અને મહારાજ, **बहुरत्ना वसुंधरा**. ભારતમાતાની કુંખમાંથી પાછાં અનેક રત્નો પાકશે અને તે તેનો ઉદ્ધાર કરશે. ખમા મહારાજ, ખમા. ”

રાણો આગળ ચાલ્યો અને સર્વે બ્રહ્મચર્યાશ્રમની પાસે આવી પહોંચ્યા. વિદ્યાર્થીઓને રહેવાનું તે સાદું પણ ભવ્ય સ્થાન હતું. સર્વે બ્રહ્મચર્યાશ્રમમાં પેઠા. હૃષીકેશચંદ્ર જરા આગળ આવ્યો અને બોલ્યો :

“ મહારાજ, આજે ભારતવર્ષને પ્રથમ અગત્ય તંદુરસ્તીની છે. તંદુરસ્તી વગરનો અભ્યાસ પણ નકામો છે. આ બાબતમાં આપણા પ્રાચીન સમયના બ્રહ્મચર્યાશ્રમો પસંદ કરવા લાયક છે. તેવોજ આ એક આશ્રમ છે. અહીં વિદ્યાર્થીઓ રહે છે, સખત બ્રહ્મચર્યને પાળે છે અને દંડ બેઠક મલખમ વગેરે કસરતનાં દેશી સાધનોથી શરીરને બળવાન બનાવે છે. વિશ્વવિદ્યાલયમાં અભ્યાસ પુરો કર્યા સિવાય વિદ્યાર્થીઓ લગ્ન કરતા નથી. સર્વે અહીં કુંવારાવસ્થા જ ભોગવે છે અને બ્રહ્મચર્યને પાળે છે. અહીં બ્રહ્મચર્યનો અર્થ ઘણો ઉંડો

લેવાય છે. આપણા પ્રાચીન ઋષિઓએ તેનો પુરેપુરો ઉંડો અર્થ સમજાવ્યો છે.

"અહીંના વિદ્યાર્થીઓ સાદી જીંદગી ગાળે છે અને પોતાનું ચિત્ત જ્ઞાનસ્વરૂપ પરમાત્મામાં લગાડેલું રાખે છે. તેઓ જમીન ઉપર સુવે છે, તીખા ખારા ખાટા પદાર્થોને ખાતા નથી, માથામાં તેલ ઘાલતા નથી, બહુ પૌષ્ટિક અને ઉત્તેજક પદાર્થો તેમને આપવામાં આવતા નથી. અને નાટક ચેટક તથા શૃંગારથી ભરેલી નવલકથાઓથી તેમને દૂર રાખવામાં આવે છે. શરીરને ઢાંકવા પુરતાંજ તેઓ કપડાં પહેરે છે અને આજકાલની ફેશન અને ટાપટીપથી ઘણા અલગ રહે છે. બ્રહ્મચર્યના આ મહાન ઉંડા નિયમો પળાય તોજ શરીર સુદૃઢ થાય, હૃદય-આત્મા સંપૂર્ણ વિકાસને પામે અને વિદ્યા-જ્ઞાન પૂર્ણાંશે વિદ્યાર્થીની બુદ્ધિમાં વ્યાપી રહે, તેના હૃદયને તે અડકી રહે, અને તેને મજબૂત શરીરનો મનુષ્ય અને મહાન વિચારક કે સંશોધક બનાવે !"

જરા ખેદ ધરીને રાણો બોલી ઉઠયો : " આધુનિક કૉલેજોનાં છાત્રાલયોમાં આથી ઉલટું જ નજરે પડે છે. અફસોસ ! આજકાલ જ્યાં ત્યાં હિંદીઓ મોજશોખ જ શોધી રહ્યા છે, એટલે તેમનામાં કયાંથી હોય બળ, ઉંડો અભ્યાસ કે શોધનશકિત ! "

એટલામાં પાછો હૃષીકેશચંદ્ર બોલી ઉઠ્યો : " આધુનિક શિક્ષણ પદ્ધતિથી જે કંઇ અનિષ્ટ પરિણામો આવતાં જાય છે તે જેથી કરીને દૂર કરી શકાય તેવી રીતે પ્રાચીન અને અર્વાચીન કાળનાં જ્ઞાન અને શિક્ષણનો અહીં સુયોગ સધાય છે. હિંદની પ્રાચીન વિદ્યા અને પદ્ધતિમાં જે કંઈ શ્રેષ્ઠ હોય તે ગ્રહાય છે, બલ્કે પ્રાચીન વિદ્યાને અભ્યાસક્રમમાં પ્રથમ સ્થાન અપાય છે. કારણ કે પ્રાચીન આધ્યાત્મિક વિદ્યા એજ હિંદનો આત્મા છે, અને તેની જોડે યુરોપનાં વૈજ્ઞાનિક અને બુદ્ધિવિષયક જ્ઞાનને સ્થાન અપાય છે, કે જેથી કરીને હિંદનો આત્મા પાશ્ચાત્ય જડવાદની અસરથી જડ બની ન જાય, તેમ આધુનિક વિજ્ઞાનથી અજ્ઞાત પણ ન રહે. અહીં અભ્યાસક્રમ એવી રીતે ગોઠવાયો છે કે જેથી કરીને વિદ્યાર્થીઓની ધાર્મિક વૃત્તિ, નીતિ અને ચારિત્ર્ય ખીલે, તથા તેમને સંશોધન કરવાનો અવકાશ મળે અને હોંસ થાય. અહીં શિક્ષણ એવી રીતે અપાય છે કે વિદ્યાર્થીઓ અને તેમના કુટુંબોના આચારવિચાર અને ભાવનાઓ વચ્ચે વિરોધ ન થાય. હિંદુ સમાજનો જેઓને પૂર્ણ અનુભવ

છે તેઓ જોઇ શકયા છે કે હિંદુ સમાજનું બંધારણ માત્ર આ લોકના લાભાલાભની દૃષ્ટિએ જ બંધાયું નથી; હિંદુ ધર્મ શિખવે છે કે મનુષ્યનાં સઘળાં કર્મો પરલોક સાથે સંબંધ ધરાવે છે; પાશ્ચાત્ય વિચારકોને હવે સમજાયું છે કે પાશ્ચાત્ય સુધારાનું લક્ષ્ય પાશ્ચાત્યોને બદલવું જ પડશે; એથી કરીને આ વિશ્વવિદ્યાલયમાં શિક્ષણ એવી રીતે અપાય છે કે જેથી કરીને હિંદુઓનું હિંદુત્વ જળવાય, હિંદુ સમાજની પ્રાચીન અને ભવ્ય ઇમારત તરફ વિદ્યાર્થીઓ માનથી જુવે, અને ફાવે તો તેમાં હાલની પરિસ્થિતિને અનુકૂળ સુધારો વધારો કરે, પણ તેને જડમૂળથી ઉખેડી નાંખવાનો પ્રયાસ કહિયે આદરે નહીં.''

બ્રહ્મચર્યાશ્રમને જોઇને સર્વે બહાર નીકળ્યા. રાણો આગળ ચાલ્યો અને તેની પાછળ સાએ પાછા ચાલવા લાગ્યા.

પાસે સતીભવન હતું તેમાં ભારતની સતીઓ, વીરાંગનાઓ અને વિદુષીઓની ભવ્ય મૂર્તિઓ હતી. તેના દ્વારમાં પ્રિયંવદા અને મૃણાલિનિ ઉભાં હતાં. રાણો પ્રતાપસિંહ સતીભવનની પાસે આવ્યો એટલે તેમણે તેને પુષ્પોથી વધાવ્યો. સર્વ મંડળી સતીભવનમા પેઠી. ત્યાં વિદુલા, સૌભદ્રા, દ્રૌપદી, દમયંતી, સીતા, સાવિત્રી, કુંતી વગેરે સતીઓ, સરસ્વતી, ગાર્ગી, મૈત્રેયી, કાત્યાયની, ભામતી, લીલાવતી, વગેરે વિદુષીઓ, અને સુંદરબા, કલાવતી, દુર્ગાવતી, વિમળાદેવી તથા જીજીબાઇ અને અહલ્યાબાઇ વગેરે વીરાંગનાઓની સુંદર અને ભવ્ય મૂર્તિઓ હતી. સૌમાં સતી કુંતાની પ્રતિમા સૌનું વધારે ધ્યાન ખેંચતી હતી. કુંતાની પ્રતિમા તરફ સૌએ વળ્યા અને તેની નીચેના શિલાલેખને વાંચવા લાગ્યા. તેમાં નીચે પ્રમાણે લખેલું હતું :

"અપૂર્વ માતૃપદને ધારણ કરનાર, અજબ ધૈર્યની મૂર્તિ, ભારતવર્ષના ઇતિહાસમાં તું એકલી જ છે. તારી અખૂટ ધીરજને વર્ણવવાને કોઇ સમર્થ નથી. ગમે તેવી વિટંબણામાં તું સ્થિર રહી છે. પાંચે પાંડવોને એક સ્ત્રીમાં ઓતપ્રોત કરવાની તારી દીર્ઘદૃષ્ટિ, વિલક્ષણ બુદ્ધિ, અને નિર્મળ દૃષ્ટિનું માપ કહાડવાને જગતમાં કોઇ શક્તિવાન નથી. સપત્નીને પુત્રવર દેનારી અને અલગ છતાં પાંચે પાંડવોને એક તાંતણે વણી દેનારી તારી ઉદાત્તતા ન વિસરાય તેવી છે. દુર્વાસા જેવા પ્રચંડ તપસ્વી પણ ક્રોધીની સતત સેવા કરી સર્વ વિદ્યા સંપા-

દન કરવાની તારી દૃઢતા અપૂર્વ છે. પારકા પુત્રને બચાવવા પોતાના પુત્રનો ભોગ આપવા તૈયાર થનાર તારા જેવી માતાના અંતઃકરણની વિશાળતા, દીલની દૃઢતા, અને પરાર્થે હોમાવાની ઉચ્ચ વૃત્તિ જગતના ઇતિહાસમાં અદ્વિતીય છે. સામર્થ્ય છતાં તેં ક્રોધને શ્રાપ દીધો નથી. ક્રોધને તેં કદીએ જાણ્યો નથી. સંપત્તિમાં તું ફુલાઈ નથી. વિપત્તિમાં તું રડી નથી. તારી પવિત્રતા, ધીરતા, વીરતા, ધાર્મિકતા, ક્ષમતા, સૌજન્ય અને દયાળુતા વિરલ છે. હે માત તને ધન્ય છે!"

સર્વેએ કુંતાની પ્રતિમાને પ્રણામ કર્યા અને જરા આગળ ચાલ્યા. સીતા, તારા, સુંદરબા વગેરેની મૂર્તિઓ આગળ આવીને સર્વે ઉભા રહ્યા. રાણો પ્રતાપસિંહ સતીઓ અને વીરાંગનાઓની મૂર્તિઓને નિહાળવા લાગ્યો. એટલામાં હૃષીકેશચંદ્ર આગળ આવ્યો અને બોલ્યો:

"મહારાજ! વીરતા, બળ અને રાજ્ય કરવાની શક્તિવાળી તથા સતીત્વ અને ટેકને માટે પોતાનો જીવ આપનાર સ્ત્રીઓનાં દૃષ્ટાંતો જેટલાં હિંદના ઇતિહાસમાં છે તેટલાં બીજા કોઈ દેશના ઇતિહાસમાં મળવાં મુશ્કેલ છે."

રાણો સાંભળી રહ્યો; તેણે અખિલ ભારતવર્ષ ઉપર દ્રષ્ટિ ફેરવી અને ઉંડો નિસાસો નાંખીને બોલ્યો: "ભાઇ, હવે જમાનો બદલાયો છે. ભારતવર્ષમાં એવી સતીઓ અને વીરાંગનાઓ હવે મળવી મુશ્કેલ છે. હવે ભારતમાં પશ્ચિમનો પવન વાયો છે. હવે સ્ત્રીઓ સતીધર્મને ચુકી છે. પતિપરાયણ રહેવું હવે તેમને ગમતું નથી. હવે સ્ત્રીઓ સ્વતંત્રતાને નામે સ્વચ્છંદને ઇચ્છે છે. બહારની ટાપટીપને તે ચ્હાય છે. કયાં છે હવે તેમનામાં પ્રાચીન સમયની પવિત્રતા, સંસ્કારિતા, વિદ્યા, અને પતિપરાયણતા? કયાં છે એમનામાં સાદાઈ, કાર્યકુશળતા અને ઘર ચલાવવાની આવડ અને કરકસરપણું? કયાં છે હવે એ સંયમ, ડાવકાશ, હૃદયની વિશાળતા અને ગાંભીર્ય?"

સર્વે સાંભળી રહ્યા. રાણો ફરી ફરી નિઃશ્વાસ નાંખવા લાગ્યો. ક્ષણવાર પછી તે હૃષીકેશચંદ્રની સામે જોઇને બોલ્યો: "હૃષીકેશચંદ્ર, હવે એ પ્રાચીન સમય ગયો છે. આપણે હવે જુની આંખે નવા તમાશા જોવાના છે. હવે સ્ત્રીઓ પુરૂષો પાસે સમાન હક્ક માગશે,

તેમની સાથે સાથે ફરશે, તેમાંજ ડહાપણ માનશે, અને વખત આવ્યે પતિની અવગણના પણ કરશે. પણ મારા રાજ્યમાં એવું થાય નહીં તેને માટે ખાસ સાવચેતી રાખજો. સ્ત્રીકેળવણીમાં એવાં તત્વોને દાખલ કરજો કે સ્ત્રીઓ પતિપરાયણ બની સતીધર્મને સાચવે અને ગૃહિણીપદ ધારણ કરીને પતિના ઘરને કરકસર અને સાદાઇથી ચલાવે. એ જો નહીં થાય તો સઘળી કેળવણી નકામી છે એમ સમજજો."

રાણાજીની આગળ સર્વેને બોલવાની છુટ હતી તેથી પ્રજાનો એક વૃદ્ધ પુરૂષ આગળ આવ્યો અને બોલ્યો: "મહારાજ, આજકાલ ફેશન વધી છે. અને ઘરકામ હલકું ગણાવા લાગ્યું છે. લાજ શરમ ગઇ અને હવે સ્ત્રીઓ બુટ મોજાં પહેરી હાથમાં છત્રી લઇને પુરૂષો સાથે હરવા ફરવાનું વધારે પસંદ કરે છે. નથી તેમનામાં હવે વિદ્યા કે નથી કોઇ પ્રકારની આવડ. મારા ઘરમાં મારા છોકરાની વહુ છે. એ ચાર ઈંગ્રેજી ચોપડીઓ ભણી છે. પુસ્તકો વાંચવામાં અને ટીકટાક વાત કરવામાં હોંશીયાર છે. હાથમાં છત્રી કેમ પકડવી તે એ શિખી છે પણ કડછી કેમ ઝાલવી તે એને આવડતું નથી. એથી અમારૂં શું વળે? મારા છોકરાની મા ચાર દિવસ ગામ જાય તો પછી જુઓ અમારી ફજેતી! કાચું ને કાચું ખાઇ પેટના ચુંક મુંગે મોઢે સહન કર્યા કરીએ. મહારાજ, હવે આ સ્થિતિ તો વેઠાતી નથી." સર્વે ખડખડ હસ્યા અને એકબીજાની સામે જોઇ રહ્યા.

સતીભવન જોઇને રાણાજીનું ક્ષાત્રશોણિત નસેનસમાં ઉછળી રહ્યું. ક્ષાત્રતેજ તેના મુખ ઉપર વ્યાપી રહ્યું. પ્રાચીન સમયના ક્ષત્રીયો, રજપૂતાણીઓ, વીરાંગનાઓ અને સતીઓ તેની માનસિક દૃષ્ટિમાં તરી આવ્યાં. ગંભીર મુખમુદ્રા કરીને રાણો બોલ્યો:

"આવી સતીઓ અને વીરાંગનાઓ ઉત્પન્ન કરવાને હાલમાં આપણા ભારતવર્ષે શું શું કર્યું છે? પ્રાચીન સંસ્થાઓનો પુનરૂદ્ધાર થાય તો આપણો હેતુ ફળીભૂત થાય. આજના જેવી મોજશોખને જ પોતાનું ધ્યેય કરી બેઠેલી, કોઇપણ જાતના સંસ્કાર વગરની, અસ્થિર મનની, અને તકલાદી શરીરવાળી સ્ત્રીઓ ભારતવર્ષને જોઇતી નથી. સ્ત્રીઓમાં સ્થિરતા, દૃઢતા અને નિડરતા જોઇએ. પ્રાચીન સમયની વીરાંગનાઓ ભારતવર્ષમાં પાકશે ત્યારે તેનો ઉદ્ધાર થશે."

સર્વે સાંભળી રહ્યા અને ક્ષણવાર પછી માંહ્યમાંહ્ય વાતો કરવા લાગ્યા. હૃષીકેશચંદ્ર જ્યાં ઉભો હતો ત્યાં કેટલાક કેળવાયલા નગરજનો, સરદારો તથા અધિકારીઓ આવ્યા અને તેની સાથે વાત કરવા લાગ્યા. વાત કરતે કરતે સુધરેલા વિચારવાળો સરદાર માનસિંહ જરા આવેશમાં આવી ગયો અને બોલ્યો :

“ શું તમે આપણી પ્રાચીન સંસ્થાઓનો પુનરૂદ્ધાર કરવા માગો છો ? જગત આગળ વધતું જાય છે. આપણા સંસારમાં લાકડે માંકડું વળગાડે છે અને તે બન્નેના સ્વભાવ મળતા ન આવે તોપણ એકઠાં રહો અને કૂટાઇ મરો ! એ આપણો સંસાર ! એવી સંસ્થાઓનો પુનરોદ્ધાર કરીને શું તમારે વીરાંગનાઓ ઉત્પન્ન કરવી છે ? અશક્ય ! ઇંગ્રેજી સમાજોમાં સ્ત્રીને ફાવે તેમ પરણવાની છુટ છે તેથીજ તેઓ સંસારમાં સુખી નીવડે છે અને નિડર અને હિંમતવાન બને છે. To revive the old institutions ? Impossible ! ”

હૃષીકેશચંદ્ર આગળ આવ્યો અને બોલ્યો :

“ You can't compare the European society with the Hindu society. The bases of both are quite different. The goal, the end, and the aim of both are also not one and the same. The basis of the European society is a material one while that of the Hindu society is a spiritual one. The one aims at material happiness and pleasure while the other aims at spirituality. The one is a child of yesterday while the Hindu society is the outcome of ages. You can't compare the one with the other. ”

“ Is it not bad to keep women in subjection ? They should be given equal rights, freedom and liberty. ”

"Our social system may be a faulty one but it can't be replaced by that of the Europeans. We can say from the result whether the social system of the Europeans is good or bad and for that result we have to wait for centuries. Their society is in growth and it can be judged by its result after centuries. The Hindu society has passed through many ages; it has continued to live for ages and ages to-gether in spite of various hardships and sufferings. This proves the solidity of its structure and the soundness of its basis."

"Damn that society in which women are not given liberty and widows are not allowed to marry! you don't want to make any reform!"

"The question is: Should we pull down the shattered structure of our social fabric and substitute quite a new one in its place? Or should we rebuild it by a few patches here and there? The first course involves the total annihilation of the whole Hindu race without giving a substitute as good as that. The Hindu race is a tried one having experiences of ages at its back while the European society is like a moth of yesterday, changing its colours as the sunshine falls upon it. The second course is necessary and welcome to all. While thinking of the widows of India, think of the virgins of the West, the condition of the latter is worse than that of the former. Either marry your widows or marry your virgins; one

must suffer for the sake of the other to keep up the balance of marriages. Among Hindus marriage is not a mere contract; its object is not mere pleasure; it is a sacred tie; its object is the acquisition of Dharma; it is an indissoluble bond. In a society where marriage is contracted for mere pleasure, liberty is also given to break iit for choosing another husband and divorce is allowed there. In a Hindu society like ours where marriage is considered a sacred tie, society interferes and serves as a check to both the husband and the wife and forces them to live to-gether. Either choose sense-pleasure, liberty, license and their bad consequences as seen in the Western societies, or choose the subjection of the wife or the widow to a grand spiritual ideal which has been the goal of the Hindu society for thousands of years of which even the history has no record. There is no other alternative."

હૃષીકેશચંદ્ર બોલતો બંધ થયો. માનસિંહ તેની સામે જોઇને વિચારમાં પડયો. તેના સુધરેલા વિચારને હૃષીકેશચંદ્રની વાત ગમી નહીં. તે પાછો બોલી ઉઠયો :

"પશ્ચિમની સ્ત્રીઓ જે અદ્દભુત કામો આજે કરી રહી છે તે જોઇને તમારા પુરૂષોને પણ શરમાવું પડશે. તેમનું ધૈર્ય, સાહસ અને નિડરતા જોઇને તમે આશ્ચર્ય પામશો. એક યુરોપીયન સ્ત્રી બહારનાં અનેક કામો કરે છે અને હજારો માઇલ એકલી નિડરપણે મુસાફરી કરી શકે છે ત્યારે તમારી સ્ત્રીઓ પુરૂષને બોજારૂપ થઈ એકલી ઘરની બહાર એક ડગલું પણ મુકી શકતી નથી."

"જડવાદી પ્રજા અદ્દભુત કાર્યો કરશે અને જગતને ચોંકાવશે.

But, my dear Mansinh, it is yet to be seen whether their social system has spread general happiness among the people. Liberty and license are good to a certain extent but they are the worst enemies if carried to the extreme; misuse of liberty, business rush and moral laxity have spread general discontent in Europe and have sent many to a premature grave."

સર્વે હવે આગળ ચાલ્યા. પાસે જ રાજભવન હતું તેમાં સર્વે પેઠા. આરસપહાણની સુશોભિત કારીગિરિથી એ બંધાવેલું હતું. તેમાં સૂર્યવંશના જે જે રાજાઓ થઈ ગયા તેમનાં બાવલાં ચોતરા કરીને તે ઉપર ઉભાં કરેલાં હતાં. જે ઉમ્મરે જે રાજા ગાદીનશીન થયા હોય તે ઉમ્મરનું તેમનું બાવલું તૈયાર કરાવી ત્યાં મુકેલું હતું. ત્યાં યુધિષ્ઠિર મહારાજાનું બાવલું પહેલું હતું. પછી પરીક્ષિતનું, પછી જનમેજયનું, એવી રીતે બધાં બાવલાં ગોઠવવામાં આવ્યાં હતાં. એ બાવલાંની પાસે આવીને રાણા પ્રતાપસિંહે પોતાના પૂર્વજોને નમન કર્યું અને હર્ષથી આગળ ચાલવા લાગ્યો અને પાંડવભવનની પાસે આવી પહોંચ્યો. રાણાની પાછળ પાછળ સર્વે આવ્યા અને ત્યાં ઉભા રહ્યા.

પાંડવભવનમાં પ્રથમ મૂર્તિ યુધિષ્ઠિરની હતી. તે તરફ આંગળી કરીને હૃષીકેશચંદ્ર બોલ્યો: "મહારાજ, યુધિષ્ઠિર સાક્ષાત્ ધર્મની મૂર્તિ છે. એ ધર્મના રક્ષણમાં બીજા ચારે ભાઈઓ રહ્યા છે. ધર્મની આજ્ઞા તેમણે કદિ લોપી નથી. પાંડવોએ અનેક પરાક્રમો કર્યા પણ તે સર્વ ધર્મની આજ્ઞામાં રહીને જ. પાંડવોનું જીવન ઘણું બોધપ્રદ છે. આજકાલના મનુષ્યો એમ સમજે છે કે પ્રગતિની સાથે ધર્મને કંઇ સંબંધ નથી. પણ એ તેમની ભૂલ છે. બુદ્ધિ, સત્તા, સર્વેએ ધર્મના કબ્જામાં રહેવું જોઇએ. વિશ્વમાં વ્યાપી રહેલા નૈતિક નિયમોને વશ તેમણે વર્તવું જ જોઇએ. તે વગર જગતમાં સુખની આશા વ્યર્થ છે. આપણાં શાસ્ત્રો એ તેથી જ ધર્મને આગળ કર્યો છે. ધર્મના સૂક્ષ્મ સિદ્ધાંતોના પાલન વગર મનુષ્યમાં દીર્ઘદૃષ્ટિ, સત્યતા, ધૈર્ય અને શાંતિ આવી શકતાં નથી. **यतो धर्म : ततो जयः**"

સર્વે આગળ ચાલ્યા અને ભીમની મૂર્તિ પાસે આવ્યા. હૃષીકેશચંદ્ર પાછો કહેવા લાગ્યો: "મહારાજ, વ્યાસે આ ભીમને સૌનો

રક્ષક બનાવ્યો છે.. તેનામાં અનેક હાથીઓનું બળ છે. તેનું એક અંગ વજ્રનું છે. તેનામાં નેક છે, ટેક છે, અને શ્રી કૃષ્ણપ્રતિ ભક્તિ છે. છતાં પણ તે ધર્મના કબ્જામાં રહે છે."

સૌએ અર્જુનની પ્રતિમા પાસે આવ્યા. તેને એક ખભે ધનુષ્ય હતું અને બીજે ખભે બાણનો ભાથો હતો. એની પ્રતિમા નીચે શિલા-લેખ હતો તે હૃષીકેશચંદ્રે સૌને વાંચી સંભળાવ્યો: " સાહસ, પરાક્રમ અને પ્રગતિનો આત્મા! તારી શક્તિ અજેય છે, તારો માર્ગ અબાધ્ય છે, સ્વર્ગ મૃત્યુ અને પાતાળ ત્રણે લોકમાં તું વિચરે છે. ક્ષાત્રધર્મની તું મૂર્તિ છે; સદાએ તું પ્રગતિ કરતો રહે છે, પણ ધર્મને અનુસરી-ને જ પગલું ભરે છે; અને તેથી તું દરેક બાબતને શાંતપણે વિચારી શકે છે. "

રાણો પ્રતાપસિંહ અર્જુનની મૂર્તિને નિહાળી રહ્યો. તેને જોઇને તેની ક્ષાત્રવૃત્તિ સતેજ થઇ. તેનો આત્મા ઉલ્લાસમાં આવી ગયો. તે બોલી ઉઠયો: ' પાંચે પાંડવોમાં અર્જુનનું ચારિત્ર્ય અદ્દભુત છે. તેને ચિતરવામાં વ્યાસે અદ્દભુત શક્તિ અને દીર્ઘદ્રષ્ટિ વાપરી છે. તેનું ચારિત્ર્ય ક્ષાત્રધર્મને શિખવે છે અને ભારતવર્ષના ક્ષત્રીયોને પ્રગતિવાન અને ધર્મીષ્ટ થવાનું બોધે છે. અર્જુનના ચારિત્ર્યમાં વ્યાસે ભવિષ્યની પ્રજાને માર્ગદર્શક નીવડે એવાં ઉત્તમ નૈતિક તત્વોને ભર્યાં છે પ્રગતિ અને ધર્મ તેણે સાથે સાથે જ રાખ્યાં છે."

રાણો બોલતો બંધ થયો. સર્વે આગળ ચાલ્યા. આગળ સહ-દેવ અને નકુળની પ્રતિમાઓ હતી તેને નિહાળીને સર્વે આગળ ગયા. પ્રાચીન વિદ્યાને ઉત્તેજન આપવાને ત્યાં એક વેદશાળા સ્થાપવામાં આવી હતી. તે હૃષીકેશચંદ્રે સૌને બતાવી અને વિદ્યાર્થીઓના મંત્રઘોષ સાંભળીને સૌએ પોતાના કાન પવિત્ર કર્યાં. આગળ જતાં આંતરરાષ્ટ્રીય ભવન સૌની નજરે આવ્યું. તેમાં સર્વે ગયા. તેમાં જુદા જુદા દેશના પંડિતો ભેગા થયા હતા. તે આ દેશની ભાષાઓ શિખતા હતા અને જ્ઞાનની પરસ્પર આપ લે કરતા હતા. એ જોઇને રાણો ઘણો ખુશી થયો. આગળ ચાલતાં સંગીતભવન આવ્યું. તેમાં સીતાર, સરણાઇ, બીન, મૃદંગ, બંસી, પખવાજ વગેરે સાજ સાથે વિદ્યાર્થીઓ સંગીત શિખતા હતા અને સામવેદનું ગાન પણ ગાતા હતા. ત્યાંથી આગળ જતાં વ્યાયામશાળા આવતી હતી તેમાં તાલીમબાજ વિદ્યાર્થીઓ પટા ખેલતા, કોઇ તલવાર ફેરવતા, કોઇ કુસ્તી લડતા અને કોઇ સાદી કસરત કરતા નજરે આવવા લાગ્યા. એ સઘળું જોઇને સર્વે

દેવભવન આગળ આવ્યા. દેવભવનમાં રામ, કૃષ્ણ, બળદેવ વગેરેની મૂર્તિઓ હતી. તેમાં શ્રી કૃષ્ણની મૂર્તિ સૌથી વધારે આકર્ષક હતી. તેની નીચે શિલાલેખ હતો તેમાં નીચે પ્રમાણે લખેલું હતું :

" ભગવાન શ્રી કૃષ્ણ ! અખિલ ભારતવર્ષનો આત્મા ! યોગીઓનો યોગી ! આર્ય ઋષિમુનિઓનું પરમ પૂજ્ય ધ્યેય ! ભારતવર્ષનું પ્રેરક ચેતન ! વિલક્ષણ બુદ્ધિવાળો ! ભક્તવત્સલ ! પરમ વૈરાગી ! અનેક રાજાઓને જેણે ઉથલાવ્યા પણ જેણે કદિ રાજા થવાની ઇચ્છા કરી નથી ! મહાભારતના પ્રચંડ યુદ્ધ વખતે પરમ શાંતિને ધરનાર અને વગર હથિયારે વિહરનાર ! સંન્યાસીઓનો સંન્યાસી ! તને અનેકવાર પ્રણામ છે. "

શ્રીકૃષ્ણની મૂર્તિ પાસે શ્રીરામચંદ્રજીની મૂર્તિ હતી. તેની નીચે આ પ્રમાણે લખેલું હતું :

" સદ્‌ગુણમૂર્તિ શ્રી રામ ! પ્રભાતનું નામ ! ભારતવાસીઓના વિશ્રામનું ધામ ! રામ અને સીતા ! એ આદર્શ પતિ અને આદર્શ પત્નીનાં નામ સાથે કેવી પવિત્ર ભાવનાઓ જોડાયલી છે ! રામ અને સીતા ! હિંદુઓના જીવનનાં લક્ષ્ય બિંદુઓ ! શ્રી રામ જેવો શૂરવીર અને ચારિત્ર્યશીલ રાજા બીજો કોઇ થયો નથી; એક પત્ની. એક બાણ, એક વચન. જગતનો ઇતિહાસ ઉથલાવો પણ બીજી સીતા જડનાર નથી. વિશ્વના મહાપુરૂષો તરફ દૃષ્ટિ કરો પણ અન્ય કોઇ રામ સરખો મળનાર નથી. આજ્ઞાંકિત પુત્ર ! ભક્તવત્સલ ! રામ અને સીતા ! આર્ય પ્રજાના ઉત્કૃષ્ટ આદર્શો છે."

સર્વે શ્રીકૃષ્ણની મૂર્તિ જોઇને રામચંદ્રજીની મૂર્તિ પાસે આવ્યા. હૃષીકેશચંદ્ર જરા આગળ આવ્યો અને પાછો બોલ્યો :

" મહારાજ, વિદ્યાર્થીઓમાં ધાર્મિકતા જાગૃત રાખવાને આ દેવભવન છે. આપણા ઋષિમુનિઓ અને દેવોને સમજવાને આપણે જરાકે પ્રયાસ કર્યો નથી. આપણે આપણા પૂર્વજોના ધર્મ અને જ્ઞાનનો જરાકે અભ્યાસ કર્યો નથી અને તેમને વગર સમજ્યે તિરસ્કાર્યાં છે. આપણે પોપટની માફક ઇંગ્રેજો કહે છે તેટલું જ મોંઢે કરીએ છીએ પણ તેમાં આપણી બુદ્ધિ વાપરતા નથી. શ્રીકૃષ્ણનું ચારિત્ર્ય સમજાયા વગર ભારતવર્ષમાં આજે કેટલો અનર્થ થઇ રહેલો છે ? એનો બોધ

ભૂલીને આજે આર્યાવર્ત કેવું સત્વહીન, બળહીન અને ઉત્સાહહીન બની રહેલું છે ?"

એ સાંભળીને રાણો બોલી ઉઠયો: "આજે હિંદુઓ કંઈ પણ આદર્શ વગરના માલમ પડે છે. તે સ્વચ્છંદે વર્તે છે. તેમનું ધ્યેય ભોગ-વિલાસ બની રહ્યું છે. તેમનામાં સંયમ અને સાદાઇ જણાતાં નથી."

"મહારાજ, આર્યોનું જીવન ધર્મ છે. ધમ તેમના જીવનનો પાયો છે. તે ગયો એટલે આર્યોમાંથી સદ્ગુણ અને ઉચ્ચ વિચાર નાશ પામ્યા અને આજે પ્રજા અતોભ્રષ્ટ તતોભ્રષ્ટ બની રહી છે." હૃષી-કેશચંદ્રે જવાબ આપ્યો.

રાણો રાજી થયો. એ પ્રાચીન ગૌરવનું મનમાં અભિમાન ધરતો અને ધર્મ તરફ પક્ષપાત દર્શાવતો પાછો બોલી ઉઠયો: "એ ધર્મ ગયો એટલે આર્યોમાંથી સર્વસ્વ ગયું. ધર્મ તેમનું જીવન છે. ધર્મ તેમને પ્રાણનો દાતા છે. એ જ તેમના ઉત્સાહનો પ્રેરક છે."

"મહારાજ, જગતમાં જુદી જુદી પ્રજાઓનાં જીવન જુદા જુદા તત્વોથી બંધાયલાં છે. કોઇ પ્રજાનું બંધારણ સંસારસુધારા ઉપર રચાયલું છે અને કોઇનું જીવન રાજકીય બંધારણ ઉપર ઘડાયલું છે. જેમ જુદાંજુદાં બાળકોના દેહો જુદા જુદા અમુક પદાર્થોથી જ બંધાયા હોય છે તેમ પ્રજાઓના દેહો પણ જુદી જુદી અમુક ભાવનાઓથીજ બંધાયલા હોય છે. તે ભાવનાઓ તેમની પાસેથી લઇ લેવામાં આવે તો તેમનો તરત જ નાશ થાય."

"હિંદુઓનું જીવન ધર્મ છે. તે તેમને આપો અને તેઓ સર્વ સદ્ગુણને ધારણ કરી રહેશે. તેથી જ તેમનું શરીર વધશે અને બુદ્ધિ ખીલશે."

"મહારાજ, એથી કરીનેજ અમે સૌ વિદ્યાર્થીઓને ધાર્મિક વાતાવરણમાં ઉછેરીએ છીએ. તેમની આગળ પ્રાચીન ભારતનાં જુદાં જુદા આદર્શો ધરીએ છીએ અને તેમને આ જુદાં જુદાં ભવનોમાં લઇ જઇ તેમની ભાવનાઓને ખીલવીએ છીએ અને તેમનાં હૃદયમાં પ્રાચીન મહાપુરૂષો, સતીઓ અને વીરાંગનાઓનું સ્મરણ તાજું રાખીએ છીએ. આર્ય પ્રજાને એ ધાર્મિક જીવન જીવવાદો, એથી એ બ્રહ્મચર્યને પાળશે, સંયમને ધારણ કરશે, બળવાન બનશે, ચારિત્ર્યને ઘડશે અને

અદ્દભુત પરાક્રમો કરી જગતને આશ્ચર્ય પમાડશે. અત્યારે એ અસ્વાભાવિક જીવન જીવી રહી છે. મોજશોખ અને ભોગવિલાસમાં તે પડી છે અને પોતે જ પોતાનો વિનાશ વોરી રહી છે."

રાણો ઘણો ઉલ્લાસમાં આવીને બોલી ઉઠયો : "એ ધાર્મિક જીવનને લીધે જ ભારતમાં ભીષ્મ, અર્જુન, કર્ણ, પરશુરામ અને કૃષ્ણ જેવા મહારથીઓ પાકયા. એ ધાર્મિક જીવનને લીધે જ ગાર્ગી જેવી બ્રહ્મચારિણીઓ ઉત્પન્ન થઇ. એને લીધે જ સીતા જેવી સાધ્વીએ રાવણને પણ હંફાવ્યો. એ ધાર્મિક જીવનને લીધેજ રજપૂતાણીઓ યુદ્ધમાં ઝઝુમી. એને લીધે જ શૂરા ક્ષત્રીઓએ અદ્દભુત શૌર્ય દાખવ્યું. એ ધર્મને લીધે જ પ્રતાપ અને શિવાજીએ અનેક કષ્ટ વેઠી ભારતના ઇતિહાસમાં પોતાના નામ અમર કર્યા. એ ધાર્મિક જીવનને લીધે જ ભારતની પ્રજા બળવાન અને પરાક્રમી હતી. આજે એ ધાર્મિક જીવનનો હ્રાસ થયો છે અને પ્રજા નિર્માલ્ય અને નિઃસત્વ બની પરવશતાને પ્રાપ્ત કરી રહી છે. અફસોસ !"

રાણાના મુખ ઉપર ક્ષાત્રતેજ વ્યાપી રહ્યું. તેની આંખોમાંથી ખુન્નસ વરસી રહ્યું. ભારતવર્ષ ઉપર તેની દ્રષ્ટિ ફરી રહી. ક્ષત્રીઓને પણ પતિત થયેલા જોઇને તેનું હૃદય ચિરાયું અને રાણો નિસાસા નાંખતો નાંખતો પાછો બોલી ઉઠયો :

"એ ધર્મ ગયો અને આજે રજપૂતાઇ રંડાવા બેઠી છે. આજે રજપૂતો મોજશોખમાં પડી પરતંત્રતાને ભોગવી રહ્યા છે. એ ધર્મને લીધે શૂરા રજપૂતો તલવારોના ઘા સહન કરતા. એ ધર્મને લીધે શૂરી લાલબાએ અકબરને નમાવ્યો હતો. એ ધર્મને લીધે અનેક સતીઓએ દુશ્મન સામે થઇને શીયળને સાચવ્યું હતું. એ ધર્મને લીધે સતીઓ સતીધર્મ પાળી અનેક કષ્ટને સહન કરતી અને શૂરાતન દાખવતી. એ ધર્મને લીધે પ્રજામાં ધૈર્ય, ઉત્સાહ અને બળ હતાં. એ ધર્મને લીધે રાજાઓ બીજાને ગુલામ બનાવતા. પણ અફસોસ ! એ ધર્મ વગર આજે તે પોતેજ ગુલામ બનીને બેઠા છે. ધર્મ વગર આજે ક્ષત્રીઓમાંથી બ્રહ્મચર્ય, સત્ય અને નીતિ ગયાં છે, અને તેઓ નિર્બળ, કાયર, અને ભીરૂ થઇને બેઠા છે. એ ધર્મને લીધે પ્રાચીન સમયમાં રાજાઓ પ્રજાનું પાલન કરતા અને દેવ સમાન પૂજાતા. પણ અફસોસ! આજે એ ધર્મ વગર રાજાઓ પ્રજાઓના રક્ષકને બદલે

ભક્ષક બનીને બેઠા છે. ધર્મ ગયો અને તેની સાથે ભારતમાંથી સર્વસ્વ ગયું. ”

રાણાના મુખ ઉપર શોકનાં ચિન્હ છવાઇ રહ્યાં. એટલામાં હૃષીકેશચંદ્ર બોલી ઉઠયો : “ મહારાજ, હવે આગળ પધારો. ”

સર્વ મંડળી ઉદ્યોગભવન તરફ ચાલી. એ ભવનમાં તરેહ તરેહવારના નાના મોટા દેશી ધંધા વિદ્યાર્થીઓને શિખવવામાં આવતા હતા. એક બાજુએ પક્ષીનાં પીછાંના પંખા, કેળના રેસાનાં લુગડાં, નાળીએરની કાચલીનાં કમંડળ, બટન, પ્યાલા, નેતરની છાબડીઓ, વેલાની ખુરશીઓ વગેરે બનતાં હતાં અને બીજી બાજુએ સીસાના રસનાં ભરતથી તૈયાર કરેલાં રમકડાં, પેપરવેટ, અને બીજી ઘરગથુ વસ્તુઓ તૈયાર થતી હતી. એક સ્થાનમાં રેશમના કીડા ઉછેરવાનું કામ ચાલતું હતું. અહીં સુતરનું તથા રેશમનું વણાટકામ પણ ચાલતું હતું. તે શિવાય ભરતકામ, શિવણકામ, પથ્થરકામ, અને જુદા જુદા રંગથી રંગવાનું પણ કામ ચાલી રહ્યું હતું. હિંદુસ્તાનનો હાથનો દરેક ધંધો અહીં જોવામાં આવતો હતો. પાસે જ એક મોટું સંગ્રહસ્થાન હતું. તેમાં ઉત્તમ કારીગિરિના નમુનાઓ ગોઠવી રાખવામાં આવ્યા હતા. છીપોની બનાવેલી વસ્તુઓના તેમાં ઉત્તમ નમુના હતા. પાસે જ એક વાંસની ઝુંપડી હતી તેમાં કેટલાક વિદ્યાર્થીઓ વાંસની સળીઓના પડદા બનાવી રહ્યા હતા. તેના ઉપર કેટલાક ચિત્રો પાડતા હતા. થોડી મુડીએ ચલાવી શકાય એવા નાના મોટા સર્વે દેશી ધંધા અહીં જોવામાં આવતા હતા.

ઉદ્યોગભવનને જોઇને સર્વે રાજી થયા. હૃષીકેશચંદ્ર આગળ આવીને બોલ્યો :

“ ભારતવર્ષમાં કેટલી કેટલી વસ્તુઓ બની શકે તેમ છે ? વિદેશી પ્રજાઓ આપણા દેશમાંથી કાચો માલ લઈ જાય છે અને તેના પ્રતાપે સોનું કમાય છે, અને આપણને માત્ર ભાર ખેંચી લાવવા શિવાય બીજું કંઈ સુઝતું જ નથી. ભારતવર્ષમાં જે કાચો માલ તૈયાર થાય છે તેના ઉપર બુદ્ધ ચલાવી વિદેશી પ્રજાઓ વિવિધ પ્રકારનો માલ તૈયાર કરે છે અને સમૃદ્ધિશાળી બને છે જ્યારે આપણે બુદ્ધિની આડે બારણાં બંધ કરી ઘરનું ધન બીજાઓને

આપી દઇએ છીએ. આપણી આધુનિક કેળવણી એ બાબતમાં કંઈ જ કરતી નથી. આપણા ભણેલાઓને નોકરીની શોધમાં ફાંફાં મારતા જોઇને ઘણો ખેદ થાય છે. કમાણી કરવાના આવા ઉદ્યોગોને તેઓ હાથ ધરે એવા ઉદ્દેશથી આ ઉદ્યોગભવન સ્થાપવામાં આવેલું છે."

"હાલની કેળવણીથી લોકોમાં ભારે અસંતોષ છે." શશીભૂષણ બોલી ઉઠયો.

"હાલની કેળવણીનો સવાલ એ રોટી કમાવાનો સવાલ છે. એથી આપણી પ્રચલિત કેળવણીની રૂઢિમાં ફેરફાર કરવાની જરૂર છે. દુનિયા આગળ વધે છે અને આપણે પણ આગળ વધવું જોઇએ. જર્મનીની સ્કુલોમાં વ્યવહારૂ જીવનની જરૂરીયાતો પુરી પાડવાને ઔદ્યોગિક અને વ્યાપારી કેળવણી આપવામાં આવે છે. વેપાર ઉદ્યોગ, ખેતીવાડી અને વૈજ્ઞાનિક શોધખોળની તાલીમ ત્યાં અપાય છે. આપણા દેશને અત્યારે તેની જરૂર છે." ભૂપતસિંહ વચમાં બોલી ઉઠયો.

"આપણી યુનિવર્સિટીઓ ગ્રેજ્યુએટોને બહાર પાડવાનાં માત્ર મોટાં મોટાં કારખાનાં થઇ પડી છે. તેમાં પ્રત્નક્રિય મગજશક્તિની કેટલી બધી બરબાદી થાય છે? આપણી યુનિવર્સિટીના યંત્રમાંથી બહાર પડીને આપણે વ્યવહારૂ જીંદગી માટે નાલાયક હોઇએ છીએ. જીવનમાં કદિ કામ ન આવે એવા વિષયોને ગોખી ગોખીને આપણે શરીરે નબળા થઈએ છીએ. આપણું જીવન ખર્ચાળ બને છે અને કોઇપણ જાતનો ધંધો કરવાને આપણને અણગમો આવે છે. આપણી બુદ્ધિમાં એક પ્રકારની એવી પરતંત્રતા પેશી જાય છે કે આપણને નોકરી વગર બીજું કંઇ પસંદ પડતું જ નથી." હૃષીકેશચંદ્રે કહ્યું.

"જે યુનિવર્સિટી વિદ્યાર્થીના માનસિક સ્નાયુની ખીલવણી કરે અને સાથે સાથે તેની કાર્યશક્તિને વધારે તે યુનિવર્સિટી જ દેશની સૌથી સારી સેવા બજાવે છે." શશીભૂષણે કહ્યું.

"હાલના કેળવાયલા યુવાનોમાં અસંતોષ અને અશાંતિ જ નજરે પડે છે." બિપિનચંદ્ર વચમાં બોલી ઉઠયો.

'તેનાં કારણ અનેક છે. સૌને હોદ્દો જોઇએ. પ્રાચીન સમયનું સાદું જીવન નષ્ટ થયું. જીંદગીની જરૂરીયાતો વધી. પાણીની કસલી

ભરવી હોય તોપણુ નોકર જોઇએ. બગેરની પોટલી લઈ જવાને મજુર જોઇએ. ઘરનું કામ કરવું તે હલકું ગણાય. બજારમાં એક ફેરો પણ ન ખવાય. આવી આવી હાજતોને પુરી પાડતાં કુબેરનો ભંડાર પણ ખુટી જાય." પ્રજાજનોમાંથી એક વૃદ્ધ પુરૂષ આગળ આવીને બોલ્યો.

એ સાંભળીને હૃષીકેશચંદ્ર આગળ આવ્યો અને મહારાણા પ્રતાપસિંહ તરફ મુખ કરીને બોલ્યો: "મહારાજ, આ સ્થિતિ વૈદિક કાળને યાદ કરાવે છે. પ્રાચીન સમયમાં બાળકોને ન્હાનપણથી જ ગુરૂઓના આશ્રમમાં મોકલવામાં આવતા. ત્યાં તેમને મનની કેળવણી, તનની કેળવણી, તેમજ આધ્યાત્મિક કેળવણી આપવામાં આવતી. તેમના વર્તન ઉપર પુરતું ધ્યાન અપાતું. અંગમહેનતનું કામ પણ તેમની પાસે કરાવવામાં આવતું. મકાન સાફ કરવાનું, પાણી લાવવાનું, વગેરે જેને આજે હલકાં કામો ગણી કહાડવામાં આવે છે તેવાં તેમની પાસેથી લેવામાં આવતાં. અંગમહેનત કરવાની ટેવ એમને આ પ્રમાણે પાડવામાં આવતી. કામની બાબતમાં હલકું શું અને સારૂં શું એવો તેમને ખ્યાલ પણ આવવા દેતા નહોતા. અંગમહેનતનું કામ કરવામાં હલકાશ છે જ નહીં, એવું તેમના મનમાં દૃઢપણે ઠસાવવામાં આવતું. આવાં કામ કરતાં તેમનાં અંતઃકરણ નિર્મળ બનતાં. ખરચાળ રમતો રમીને કસરત કરવી તેના કરતાં આવા જરૂરીયાતનાં બધાં કામ કરીને શરીરને સુદૃઢ બનાવવું એવો તેમનો હેતુ હતો. આશ્રમમાં બ્રહ્મચર્યના સખત નિયમ હતા. યમ-નિયમ બરાબર પાળવામાં આવતા, અને નિયમિત આહાર તથા નિયમિત વિહારની સૌને ટેવ પાડવામાં આવતી હતી. ચારિત્ર્ય ઘડવામાં પુરતું લક્ષ અપાતું હતું. ધાર્મિક ક્રિયાઓ અને કર્મકાંડ બાળકોને શિખવાતાં. નીતિનાં અને સાહિત્યનાં પુસ્તકો તેમને મ્હોંડે કરાવવામાં આવતાં. તે શિવાય કારીગિરિ અને બીજા ખાસ ધંધાઓ તેમને શિખવવામાં આવતા. બ્રાહ્મણોને અધ્યાપક, પુરોહિત વગેરેની ફરજો બજાવી શકે તેવા બનાવવામાં આવતા. કેટલાકને રાજ્યનીતિ અને અર્થશાસ્ત્રનું જ્ઞાન અપાતું. ક્ષત્રીઓને ધનુર્વિદ્યા શિખવાતી. વૈશ્યોને ખેતી, કારીગિરિ અને વેપાર સંબંધી જ્ઞાન પ્રયોગો સાથે આપવામાં આવતું. ટુંકામાં વિદ્યાર્થીઓને સખત બ્રહ્મચર્ય પળાવી ધાર્મિક, વિદ્યાવાન અને

ચારિત્ર્યવાન બનાવી કોઇપણ સ્વતંત્ર ધંધાને માટે લાયક કરી ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરવાને ઘેર વિદાય કરવામાં આવતા."

"હાલના શિક્ષકો તરફ પણ નજર કરતાં હર્ષને બદલે શોક ઉત્પન્ન થાય છે. પ્રાચીન સમયમાં ઋષિમુનિઓને બાળકો સોંપવામાં આવતાં. ઋષિમુનિઓ કેવા હતા ? તેઓ રાગદ્વેષરહિત હતા. ઇંદ્રિયો ઉપર તેમણે જય મેળવ્યો હતો. તેમનું જીવન તપાચરણવાળું અને પવિત્ર હતુ. પરમાર્થનો જ તેમાં વાસ હતો. અધ્યાત્મજ્ઞાનથી તેમની બુદ્ધિ વિશાળ થયેલી હતી. કુદરતના નિયમોને અનુસરીને જ તેઓ ચાલનારા હતા. તેઓ સંયમી હતા. બ્રહ્મચર્ય, સંતોષ અને નિઃસ્વાર્થતાથી ગળાતા જીવનવડે આર્ય ઋષિમુનિઓની બુદ્ધિ પૂર્ણ વિકાસને પામતી અને તે પૂર્ણ વિકાસથી જગતના અમૂલ્ય ભંડારરૂપ શાસ્ત્રો રચવાને કે સમાજોનું બંધારણ બાંધવાને તેઓમાં અપૂર્વ શક્તિ ઉત્પન્ન થતી. બુદ્ધિવિકાસથી જ સર્વનો ઉદય છે અને તે બુદ્ધિવિકાસને માટે આર્ય ઋષિઓનાં દૃષ્ટાંતો સબળ સાધન રૂપ છે. પ્રાચીન સમયમાં આવા ઋષિઓને બાળકો સોંપવામાં આવતાં. એ ઋષિઓ ક્યાં અને હાલના અધ્યાપકો ક્યાં ? હાલના અધ્યાપકોનું મન ગમે તેવી ભાવનાઓમાં ભટકે છે, ઇંદ્રિયો નચાવે તેમ બાજીગરના ખેલ રૂપે તેઓ નાચ્યા કરે છે. રાજ્ય, ઘર, માબાપ, છોકરાં, સ્ત્રી, સગાં સંબંધી, મિત્રો, વૈભવ અને મોજશોખનાં સાધનોમાં જીવનાન્ત સુધી હું અને મારા તારા રૂપી અહંકારના પાશમાં સદાએ તેઓ લપટાઇ રહ્યા હોય છે. રાગદ્વેષ તેમનાં અંતઃકરણમાં ભરેલો હોય છે." બિપિનચંદ્ર વચમાં બોલી ઉઠયો.

હૃષીકેશચંદ્ર ઘણા ઉલ્લાસમાં આવી ગયો. પ્રાચીન ઋષિઓનાં જીવન તેની માનસિક દૃષ્ટિમાં તરી રહ્યાં, અને તે હર્ષ અને ગર્વ ધરીને બોલ્યો :

" Truly, truly, the sages of yore were stalwart figures and deep thinkers, who thought nobly, acted nobly, and discharged their duty with such precision accuracy and foresight that the children placed under their care imbibed the spirit of holiness, religiousness and unselfishness, and went out into the world with a

clear idea of their social responsibilities, a thorough understanding of citizenship, and a desire for serving mankind. They were the great builders of societies, inspirers of great truths, and God inspired teachers, who taught and elevated and moulded the character more by their own personal example than by mere words and sent out their charge into the world endowed with a character that ever remained pure, ennobled and undefiled."

બોલતે બોલતે હૃષીકેશચંદ્ર ઉંડા વિચારમાં પડ્યો. તેનું મસ્તક ચગડોળે ચ્હડ્યું. પ્રાચીન અને અર્વાચીન શિક્ષણ ઉપર તે દૃષ્ટિ ફેંકવા લાગ્યો અને આખરે પાછો બોલી ઉઠ્યો :

" Perish all education that sharpens the intellect but does not ennoble the heart or create a passion for love of God and man which a true religion bestows on its votaries. "

હૃષીકેશચંદ્રના હૃદયમાં અનેક ઉથલપાથલો થઈ રહી. તેની માનસિક દૃષ્ટિ હાલનાં માબાપો તરફ વળી અને તે ખેદ સાથે વળી પાછો બોલી ઉઠ્યો :

" હાલની કેળવણીમાં લાયક અધ્યાપકોની ખામી છે, એટલું જ નહીં પણ તેની નિષ્ફળતાને માટે બીજી અનેક બાબતો જવાબદાર છે. આપણી ગૃહકેળવણી શૂન્યવત છે. વિદ્યાર્થીઓમાં ચારિત્ર્યના અભાવને માટે તેમનાં માબાપ પણ જવાબદાર છે. કેટલાં માબાપોએ સંસ્કારી બની પોતાનાં છોકરાંને સંસ્કારી બનાવવાનો પ્રયાસ કર્યો ? આપણા આર્યમુનિઓએ એક મહાન્ નિયમ અમલમાં મુકયો હતો અને તે એ હતો કે દરેક પિતાએ પોતાના પુત્રના ગુરૂ થવું.

" My dear Bipinchandra ! An Indian reformer has well said : ' Every Hindu had then to live subject to Achara or certain rules of Dharma ( Controlled conduct ) and he had to influence his son by that conduct by

becoming his son's Guru. Self controlled himself, regulating his daily actions in the home and society by set rules he was sure to exercise supreme control over his son. His children thus learnt self-control from him. For a child to see his father standing with his head bowed down with deep devotion to Gods, invoking aid from a supreme Being, and leading a pious life,such a sight was to the child an education in itself. It inspired reverence in the young and to him his life became a sacred thing and not a mere toy. The old times and traditions may not be revived but the spirit of the ancient system, its underlying principle of self-control, obedience and reverence must be kept up or else as a community the Hindus in process of time will cease to exist. We find fault with the system of education, but we forget what parents and guardians do for the boys to exercise and discipline them in habits of self control, methodical work and obedience. What has been our own example in that case ? In ancient times a young man was taught Achara first. It means the ceremonial life which a young man should lead. His every action was regulated by rules and ceremonies. This ceremonial life which our Rishis enjoined had one excellent effect for which we must always stand indebted to the Rishis. This ceremonial life by steadying every individual's daily movements taught him to rule himself by Dharma whose object was to tame the brute in man restraining his evil passions and senses. "

બંનેને વાત કરતા સાંભળીને શશીભૂષણ તેમની પાસે આવ્યો અને તેમની વાતચિતને સાંભળી રહ્યો. તે પ્રાચીન સંસ્કૃતિનો પૂજક હતો અને આચાર વિચારને પાળતો. હૃષીકેશચંદ્ર બોલતો બંધ થયો એટલે શશીભૂષણ આગળ કહેવા લાગ્યો :

" People are under the impression that religion has nothing to do with the spirit of progress. But they are wrong. Without the highest sense of Dharma and the unflinching obedience to the highest principles of the Eternal code of morality all nations are like the soulless statues, having strong iron muscles but the soul deadened within them. Without the knowledge of the mysterious doctrines of religion people will have no keen perception, no righteousness, no courage. All intelligence, all power and all wealth are useless if acquired at the cost of the divinely illuminated soul. "

એ સાંભળીને હૃષીકેશચંદ્ર ઘણા આવેશમાં આવી ગયો અને એકદમ બોલી ઉઠ્યો :

" Cursed will be the day for India when the doctrines of the ancient Dharma will be forgotten, the spirit of the old institutions will be annihilated, and they will be replaced by the soulless laboratories and workshops of materialistic tendencies. Western science we want but not at the cost of our ancient noble ideals. They are a solace to thousands of our poverty-stricken country men. Even the highest blessings of the Western civilisation cannot give that heavenly bliss which the faith in the doctrines of their own Dharma brings to them.

" We want stalwart and stout men, physi-

cally, intellectually, morally, and spiritually. The present education is all a sham. It does not produce stalwart figures, manufacturers or patriots. Let us revive our old institutions or bring their spirit in the present education, and every thing will be alright."

બિપિનચંદ્ર વિચારમાં પડયો અને ક્ષણવાર પછી ધીમે રહીને તેણે જવાબ આપ્યો:

" My dear Hrishikeshchandra ! Certainly, in India, we want simply to boast that we have introduced various systems of education prevalent in Europe without using foresight to know whether they will bring out the desired fruit in the country or not. We neither take into consideration the condition of the country nor the natural tendencies and potentialities of the Hindu mind. In considering the question of xeducation neither the old traditions nor the present wants of the country are paid regard to."

બિપિનચંદ્ર બોલતો બંધ થયો પણ તેના મનમાં કેળવણી વિષયક વિચારો ઘોળાયા કર્યા. ક્ષણવાર પછી તે પાછો બોલી ઉઠયો:

" Let me add, the present education is far too literary in its character and it has had a one-sided effect on the intellectual capacities of the boys. It has had a disastrous effect in diverting the minds of the boys from their fathers' legitimate occupations to the neglect of the greatest industry, Agriculture, in the land."

ત્યાંથી સર્વે આગળ ચાલ્યા અને ચિત્રશાળા પાસે આવ્યા. તેમાં ચિત્રકામ અને બીજી કળાઓ શિખવાતી હતી. તે સર્વે જોઈને

સર્વે આગળ ચાલ્યા અને વીરભવનની પાસે આવી પહોંચ્યા. તેમાં બે બાજુએ પાંડવ કૌરવનું લશ્કર લડવા ઉભું હોય એમ સામસામા હાથમાં હથિયારો આપી યોદ્ધાઓનાં પુતળાં ઉભાં કરેલાં હતાં. વચ્ચે એક રથ હતો તેમાં અર્જુન બેઠેલો હતો અને તે રથ હાંકવાને શ્રીકૃષ્ણ મહારાજને બેસાડેલા હતા. એ રથના ઘોડાઓ એવી કારીગિરિથી બનાવેલા હતા કે જાણે હમણાંજ ઘોડાઓ દોડશે અને ખંખારશે એમ જણાતું હતું. એ લશ્કરમાં કેટલાએક મહારથી અને અતિરથી રથમાં હાથી ઉપર કે ઘોડા ઉપર બેસાડેલા નજરે આવતા હતા. એક બાજુએ મહારથી કર્ણનું અદ્‌ભૂત પુતળું સૌને આકર્ષી રહ્યું હતું. વીરભવનની પાસે પુસ્તકાલય અને સાહિત્યભવન હતાં. પુસ્તકાલયમાં જાત જાતનાં પુસ્તકો હતાં અને સાહિત્યભવનમાં સાહિત્યવિકાસને કામ લાગે તેવાં ચુંટી કહાડેલાં નમુનેદાર પુસ્તકો ગોઠવવામાં આવ્યાં હતાં. ત્યાં બેસીને વિદ્વાનો પુસ્તકો, લેખો, વગેરે લખતા અને સાહિત્યમાં ઉમેરો કરતા. સાહિત્યભવન પાસે સર્વે આવ્યા એટલે તેના દ્વાર ઉપર આરસપહાણની તકતી ઉપર કોતરેલો લેખ સૌની દૃષ્ટિએ પડ્યો. સૌ તેને વાંચવા લાગ્યા:

"સંગીન સાહિત્ય એ સઘળા દેશોના ઉદયનું પ્રથમ સાધન છે. અમેરિકા, ઇંગ્લાંડ અને જર્મની અથવા જાપાન જેવા ઉન્નતિના શિખર ઉપર ચ્હડેલા સઘળા દેશોને જેટલી સહાય સાહિત્યના બળથી મળી છે તેટલી બીજા કોઈ પણ સાધનથી મળી નથી. આપણી પોતાની પવિત્ર માતૃભૂમિ પ્રાચીન કાળમાં જે યશ ગૌરવની ટોચ ઉપર દોલાયમાન થઈ રહી હતી તે પણ એ વખતના સંગીન સાહિત્યને લીધે જ હતું. ઇંગ્લાંડનો અચળ અધિકાર, અમેરિકાની સ્વતંત્ર ધ્વજા, જર્મનીનો અનન્ય જ્ઞાન મહિમા અને જાપાનનો અદ્‌ભૂત વિજય એ બધાં સાહિત્યસેવાનાં જ અમૃતફળો છે. સ્કૉટ, ડીકન્સ, થેકરે અને મિલ્ટન જેવા સાહિત્યસેવકો જ્યારે ઇંગ્લાંડમાં પ્રગટ થયા ત્યારે જ ઇંગ્લાંડનો મહિમા સ્થિરતાને પહોંચવા લાગ્યો. જે દેશમાં સાહિત્યસેવા નથી તે દેશ કમનસીબ છે, જે મનુષ્યને સાહિત્યનો શોખ નથી તે પશુસમાન છે. વૉશીંગ્ટન અને ફ્રૅન્કલીન જેવા મહાત્માઓએ જ્યારે સાહિત્યનું હથિયાર હાથમાં લીધું ત્યારેજ અમેરિકાની સ્વતંત્રતાના ભણકારા વાગવા માંડયા. જે પ્રજામાં સાહિત્ય

નથી, સાહિત્ય પ્રમાણે જીવન ગળાતું નથી, તે પ્રજા અવનતિની સમીપમાં જ છે એમ સમજવું.”

સર્વે સાહિત્યભવનમાં પેઠા. એક ખંડમાં કેટલાક લેખકો લખતા સૌની નજરે આવ્યા. બીજા ખંડમાં અગત્યના વિષયો ચર્ચવાને, તેમને વિદ્યાર્થીઓને સમજાવવાને, સાહિત્યમાંથી ઉત્તમ પુસ્તકો બતાવવાને, શ્રેષ્ઠ કાવ્યો વાંચી સંભળાવી વિદ્યાર્થીઓની રસવૃત્તિ કેળવવાને, તેમને ઉચ્ચ આનંદ શું છે તે અનુભવાવવાને, સૃષ્ટિસૌંદર્ય અને ઈશ્વરલીલામાં તેમનાં મન પરોવવાને, વિદ્યાર્થીઓની વક્તૃત્વશક્તિ કેળવવાને, અને મહાન જીવનચરિત્રોનો રસ તેમનાં જીવનમાં રેડવાને વિદ્વદ્મંડળ ભરાયલું જોવામાં આવ્યું.

સામે મહાવિદ્યાલયની ભવ્ય ઈમારત દેખાતી હતી. તેમાં હવે સૌએ પેઠા. મહાવિદ્યાલયમાં ઈંગ્રેજી, સંસ્કૃત, ઇતિહાસ, વિજ્ઞાનશાસ્ત્ર વગેરેમાં વિદ્યાર્થીઓને નિષ્ણાત કરવામાં આવતા હતા. તેમની મરજીમાં આવે તે એક વિષયને તે લેતા અને તેમાં પારંગત થતા. માત્ર પરીક્ષા પાસ થવાથી જ તેમને પ્રમાણપત્ર મળતું નહીં, પણ ઐચ્છિક વિષય ઉપર કોઈ અમુક ગ્રંથ કે નિબંધ લખે તો જ તેમને પદવી ઇનાયત કરવામાં આવતી.

પાસે જ સંશોધનશાળા અને પ્રયોગશાળા હતાં. સંશોધનશાળામાં વિદ્યાર્થીઓ પોતાના ઐચ્છિક વિષયમાં શોધો કરતા. પ્રયોગશાળામાં વિદ્યુતશાસ્ત્ર, રસાયણશાસ્ત્ર, પ્રાણીવિજ્ઞાનશાસ્ત્ર વગેરેના પ્રયોગો કરવામાં આવતા અને પાશ્ચાત્ય પદ્ધતિ પ્રમાણે વિદ્યાર્થીઓને ઊંડું જ્ઞાન આપવામાં આવતું.

સર્વેને જોઈને રાણો પ્રસન્ન થયો અને આગળ ચાલવા લાગ્યો અને કૃષિભવન પાસે આવી પહોંચ્યો. સર્વે તેની પાછળ પાછળ આવ્યા. કૃષિભવનની આગળ એક મોટું ક્ષેત્ર હતું. દુનિયાની સર્વ વનસ્પતિ, ફુલો, ફળો, ઝાડ, મેવા વગેરે અહીં ઉગાડવામાં આવતાં. દરેક વાવેતરને માટે જુદા જુદા કયારડાઓ કરેલા હતા. જુદા જુદા અખતરાઓ અહીં કરવામાં આવતા અને ફળાદિ તથા અનાજનો સારો પાક લેવાને અનેક યુક્તિઓ કરી તે વિદ્યાર્થીઓને બતાવવામાં આવતી.

એ શિવાય જ્ઞાનની બીજી અનેક શાખાઓ અહીં હતી. સર્વને

જોતા જોતા રાણો તથા અન્ય જનો વિદ્યાર્થીઓની વિહારભૂમિઓ આગળ આવી પહોંચ્યા. એ વિહારભૂમિમાં વિદ્યાર્થીઓ દેશી રમતો રમતા અને આનંદને મેળવતા.

સઘળું જોયા પછી રાણાએ પ્રસન્ન થઈને પોતાનો હર્ષ પ્રદર્શિત કર્યો. ઘણા ભાવથી રાણો બોલ્યો: "હૃષીકેશચંદ્ર, આજે મારા મનની એક મોટી ઈચ્છા પાર પડી છે. હવે હું સુખેથી વાનપ્રસ્થ લઈશ અને મારી પ્રજાને શ્રદ્ધાવાન, વિદ્યાવાન અને સ્વતંત્રપણે ધંધો કરીને આજીવિકાને પ્રાપ્ત કરી સુખ સંપત્તિને ભોગવતી નજરે જોઈને આનંદને ભોગવીશ."

રાણો બોલ્યો અને એની આંખોમાં હર્ષનાં આંસુ આવી ગયાં. એ જોઇને સર્વે બોલી ઉઠયા: "ખમા મહારાજ, ખમા. આપને બહુ શ્રમ પડયો. હવે ચાલો અને સભામંડપમાં વિશ્રાંતિ લ્યો."

સર્વે સભામંડપમાં ગયા. સૌના બેઠા પછી હૃષીકેશચંદ્ર ઉભો થયો અને બોલ્યો:

"મહારાજ, આ વિશ્વવિદ્યાલયના વિદ્યાર્થીઓ ઇંગ્રેજી ભણશે અને આધુનિક વિજ્ઞાનશાસ્ત્રમાં પારંગત થશે. તેઓ નવી નવી શોધો કરશે, પરદેશ જશે, અને જ્યાંથી ત્યાંથી જ્ઞાનને અહીં લાવીને ભરશે; પણ તે પોતાનો ધર્મ છોડશે નહીં, હિંદુપણું ત્યજશે નહીં, સંયમને ભૂલશે નહીં, અને સાદાઇને વિસરશે નહીં. તે સદાએ શ્રદ્ધાવાન અને નીતિવાન રહેશે, વડીલોને માન આપશે, પ્રાચીન સંસ્કૃતિને જાગવશે, દેશદાઝ હૈયડે ધરશે અને આપણી માતૃભૂમિની સેવા કરવાને સદા તત્પર રહેશે. આ વિશ્વવિદ્યાલયમાં પૂર્વ અને પશ્ચિમની વિદ્યાઓનો સુસંયોગ સધાશે અને બંનેમાં જે જે શ્રેષ્ઠ હશે તે તે ગ્રહાશે. આ વિશ્વવિદ્યાલયમાંથી વિદ્યાર્થીઓ શ્રદ્ધાવાન, નીતિવાન અને ચારિત્ર્યવાન થઈને બહાર પડશે અને આપણી માતૃભૂમિની કીર્તિ દેશે દેશ જગવશે."

"મારે એટલું જ જોઈએ છીએ. સૌને મારો આશિર્વાદ છે." રાણો બોલ્યો અને એનો કંઠ ગદ્ગદ્ થયો. ફરી પાછાં એની આંખોમાં હર્ષનાં અશ્રુ આવ્યાં.

ફરી પાછા પ્રજાજનો બોલી ઉઠયા: "ખમા મહારાજ, ઘણી ખમા."

સભામંડપમાં થોડીવાર વિશ્રાંતિ લઈ પાન સોપારી અત્તર ગુલાબ તથા ફુલહારનો સ્વીકાર કરી રાણો પ્રતાપસિંહ પોતાના ભાયાતો, સરદારો, અમલદારો વગેરે સાથે કનકપુર તરફ વિદાય થવાને બહાર નીકળ્યો.

બહાર તેને બેસવાને માટે હાથી તૈયાર હતો. ડંકા નિશાન, ઘોડેસ્વાર પાયદળ વગેરે ત્યાં આવીને ઉભાં હતાં તે સ્વારીના રૂપમાં ગોઠવાઇ ગયાં. રાણો હાથી ઉપર બેઠો એટલે નોબતો ગડગડી અને વિશ્વવિદ્યાલયના વિદ્યાર્થીઓનો જયઘોષ ગગનમાં ગાજી રહ્યો. સ્વારી કનકપુર તરફ ચાલી. પોતાના પ્રજાવત્સલ રાણાનાં પનોતાં પગલાં વિશ્વવિદ્યાલયમાં મુકાયાં તેથી તે દિવસે કનકપુરની વસ્તીએ ઉત્સવ પાળ્યો અને રાણાની સ્વારી પાછી કનકપુરમાં આવી તે વખતે સઘળી પ્રજાએ તેને અક્ષત પુષ્પ અને કુંકુમથી વધાવી લીધો. કનકપુરનો આખો રાજમાર્ગ તે દિવસે પુષ્પ અક્ષત અને કુંકુમથી સોહાઇ રહ્યો.

---

## પ્રકરણ ૧૯ મું.

---

### લોકસેવા.

વિશ્વવિદ્યાલયનું કાર્ય પુરૂં થયા પછી હૃષીકેશચંદ્રે સ્વદેશસેવાનાં બીજાં કાર્યો હાથ ધર્યાં. તેણે અનાથાશ્રમો, વિધવાશ્રમો, અને સેવાશ્રમો ઠેર ઠેર ઉઘાડયાં. એ કાર્યમાં મૃણાલિનિ અને પ્રિયંવદા તેની સાથે જોડાયાં. હૃષીકેશચંદ્ર પોતાની યોજના પ્રમાણે સંસ્થાઓ સ્થાપતો અને મૃણાલિનિ તથા પ્રિયંવદા તેમાં કામ કરતાં અને તેમના ઉપર દેખરેખ રાખતાં.

એક દિવસ મૃણાલિનિ પોતાના બંગલામાંથી બહાર નીકળી અને હૃષીકેશચંદ્રે સ્થાપેલા અનાથાશ્રમ આગળ આવીને ઉભી રહી. તેના હૃદયમાં દેશદાઝ પ્રગટી રહી હતી. તેને જોઇને હૃષીકેશચંદ્ર બોલ્યોઃ "મૃણાલિનિ, કેમ આવ્યાં ?"

"આ અનાથાશ્રમની બ્હેનોની સેવા કરવાનું કામ મને સોંપો."

જાણે મૃણાલિનિની પરીક્ષા કરતો હોય તેમ હૃષીકેશચંદ્રે જવાબ આપ્યો:

"આ સેવાધર્મ કંઇ સહેલો નથી. એના માર્ગમાં મોટા મોટા કાંટા પાથરેલા છે. સેવા કરવામાં હજારો સંકટ વેઠવાં પડશે."

"એ સઘળું વેઠવાને હું તૈયાર છું."

"તમારી સુકોમળ કાયા કરમાઇ જશે."

"મારા દેશની બ્હેનોને માટે આ દેહને બાળીને ભસ્મ કરવાને પણ હું તૈયાર છું."

"જે કામ કહીએ તે તમે કરશો ?"

"હા, કરીશ."

"લ્યો, ત્યારે આ ઝાડુ લઇને આ બધા રસ્તા સાફ કરો."

મૃણાલિનિએ હાથમાં ઝાડું લીધું અને રસ્તા સાફ કરવા લાગી. હૃષીકેશચંદ્રની ખાત્રી થઈ કે મૃણાલિનિના હૃદયમાં ખરેખરી સ્વદેશ-પ્રીતિ જાગૃત થઇ છે. તે બોલ્યો:

"મૃણાલિનિ, મૃણાલિનિ, રહેવા દો, રહેવા દો. આ તો મેં જરા તમારી પરીક્ષા કરી લીધી. હવે તમે સુખેથી અહીં રહો."

"હા, હવે હું અહીં રહીશ અને અપંગોની સેવા કરીશ."

"અપંગોની સેવા કરવી એ મોટી તપશ્ચર્યા છે."

"મારા ચિત્તને નિર્મળ કરવાને હું આ તપશ્ચર્યા કરીશ. એવી તપશ્ચર્યા કર્યા વગર આ જીવતર નકામું છે."

"હું પણ એજ તપશ્ચર્યા કરવાને અહીં આવ્યો છું."

"આ અનાથાશ્રમ સ્થાપીને તમે માતૃભૂમિની મોટી સેવા બજાવી છે."

"મેં તો કંઈજ કર્યું નથી. આર્યરૂષિમુનિઓને પગલે હું ચાલું છું. ઉપનિષદ્ધર્મને હું અનુસરૂં છું, અને આપણા દીન દુઃખી અને ગરીબ દેશી બાંધવોનાં દુઃખ ટાળવાને સહાય માગી રહ્યો છું."

"ભારતના દીન અને દુઃખીયોને તમે કદિયે ભૂલ્યા નથી!"

"કેમ ભુલું! તે મારા શરીરનાં અંગો છે. તે મારો જીવ છે, પ્રાણ છે, રે, મારો આત્મા છે. એજ મારા દેવ અને દેવીઓ છે. તેમની સેવા-માં જ મારૂં આખું જીવન પુરૂં કરીશ."

અનાથાશ્રમનું કામ પરિપૂર્ણ થયું એટલે હૃષીકેશચંદ્ર મહારાણા પ્રતાપસિંહ પાસે ગયો અને બોલ્યો: "મહારાજ, આપની ઇચ્છા પ્રમાણે સ્થાપેલા અનાથાશ્રમમાં પધારો અને તેને પાવન કરો."

એ સાંભળીને રાણો પ્રતાપસિંહ રાજી થયો અને પોતાના સરદારો, ભાયાતો વગેરેને લઈને અનાથાશ્રમ જોવાને ગયો.

રાણાની સ્વારી અનાથાશ્રમ આગળ આવી તે વખતે હૃષીકેશ-ચંદ્ર ત્યાં ઉભો હતો. તેણે રાણાને આવકાર આપ્યો અને સર્વ મંડળી અનાથાશ્રમમાં પેઠી. આગળ રાણો ચાલતો હતો અને તેની પાછળ સર્વે જતા હતા. આશ્રમનાં બાળકો સફેદ ખાદીનો એક સરખો પોશાક પહેરી એક જગ્યાએ હારબંધ ઉભાં હતાં. રાણો અંદર આવ્યો એટલે સર્વે બાળકો નીચેનું સ્વદેશ કીર્તન બોલવા લાગ્યાં:

(સ્વરાજ લેવું સહેલ છે,—એ રાહ.)

ખાવો ભાઈ ખાવો, સ્વદેશી મેવો મીઠડો.
ગાવો, ભાઈ ગાવો, સ્વદેશગુણ ગાવો;
મારા ભાઈ, સ્વદેશી મેવો મીઠડો.
સ્વાદિષ્ટ એ તો મેવો, સ્વદેશી વસ્તુ સેવો,
મારા ભાઈ, સ્વદેશી મેવો મીઠડો.
દીલને એ તો ભાવે, મુક્તિની લહેરો લાવે,
મારા ભાઈ, સ્વદેશી મેવો મીઠડો.
રામ કૃષ્ણ એ ખાઈ, બન્યા બલિષ્ઠ બેપરવાઈ,
મારા ભાઇ, સ્વદેશી મેવો મીઠડો.
સ્વદેશી વ્રતને રાખો, ઉદયનો સ્વાદ ચાખો,
મારા ભાઈ, સ્વદેશી મેવો મીઠડો.

સ્વદેશકીર્તન સાંભળીને સર્વે આગળ ચાલ્યા. આગળ જતાં સામે ઉભેલી એક બાળા સૌની દૃષ્ટિએ આવી. તેના ગળામાં એક મોટું પાટીયું લટકાવેલું હતું. તેના ઉપર મોટા અક્ષરે નીચેના શબ્દો લખેલા હતા.

સ્વદેશીથી લીલા લહેર
પરદેશી છે કડવું ઝેર.
દેશી દેશી થાય છે
પરદેશી વહી જાય છે.

પાટીયા ઉપર લખેલું વાંચીને સર્વે આગળ ચાલ્યા અને એક મોટા હૉલ પાસે આવી પહોંચ્યા. તે અનાથાશ્રમની વણાટશાળા હતી. તેનાં બારણાંને મથાળે મોટા અક્ષરે લખેલા નીચેના શબ્દો પાછા સૌની નજરે પડયા:

વિદેશીએ તો વાળ્યો દાટ
શેરીએ ચકલે હાટે હાટ.

સ્વદેશી અમૃતનો ઝરો
વિદેશી છે ભૂખ ને મરો.

દેશી ચીજે લીલા લહેર
એ ચીજોને ધરજો ઘેર.

એ વાંચીને સર્વે રાજી થયા અને સૌના મનમાં સ્વદેશી ભાવનાઓ તરવરવા લાગી. પછી સર્વે અંદર ગયા. ત્યાં બધાં અનાથ બાળકો એકઠાં થઈને બેઠાં હતાં અને રેંટીયો ફેરવતાં હતાં. કેટલાંક કાંતતાં હતાં અને કેટલાંક સાળ ઉપર વણતાં હતાં. દેશી કારીગિરિના સુંદર નમુનાઓ તે તૈયાર કરતાં હતાં. હૃષીકેશચંદ્રે કેટલાક નમુનાઓ સૌને બતાવ્યા. તે જોઈને સૌએ રાજી થયા. એટલામાં કેટલાંક બાળકોએ હાથમાં કરતાલ લીધી, કેટલાંક મંજીરાં લીધાં, કેટલાંક ગાવા લાગ્યાં, અને બધાં ઝીલવા લાગ્યાં. ભજનની રમઝટ ચાલી રહી અને સાથે સાથે કાંતવાનું અને વણવાનું કામ પણ સપાટાબંધ ચાલી રહ્યું.

થોડી વાર થઈ એટલે સર્વે શાંત થયા. એક બાજુ ઉપર સિંહાસન ગોઠવવામાં આવ્યું હતું તેના ઉપર રાણાને બેસાડવામાં આવ્યો અને સર્વે તેની સામે હારબંધ ગોઠવાઈને બેસી ગયા. એટલામાં મૃણાલિનિ ઉભી થઈ અને હાથમાં માનપત્ર લઈને આગળ આવી અને તેમાં લખેલું મધુર અવાજથી ગાવા લાગી:

( થઈ પ્રેમવશ પાતળીયા—એ રાહ. )

છો રંકના તમે પિતા,
અમ ભારતના છો સિતારા રે,—છો રંકના.

દેશ વિદેશે કીર્તિ વધારી સુવિખ્યાતિ પામ્યા,
એવા ધર્મધુરંધર ધણીને, નમીએ સઉ લળી લળી ભ્રાતા.—છો રંકના.

રાષ્ટ્ર અને સૌ પ્રજા કેરૂં, માન જીગરનું પામ્યા,
પાવક સમા છો તેજસ્વી, એ તેજના રસ બહુ મીઠા—છો રંકના.

ધર્મ અને કેળવણી વૃક્ષો ગૃહે ગૃહે દીપાવ્યાં,
આ વૃદ્ધ ને વળી બાળો, યશોગાન તમારા ગાતા—છો રંકના.

માનપત્ર રાણાને એનાયત કરવામાં આવ્યું. રાણો સિંહાસન ઉપરથી ઉભો થયો અને ગદ્‌ગદ્‌ કંઠે બોલ્યો :

" આ અનાથોને જોઇને મારૂં હૃદય દુઃખાય છે. જે ભારતભૂમિ એક વાર અખિલ વિશ્વને અન્ન વસ્ત્ર પુરાં પાડતી હતી તે ભૂમિનાંજ બાળકો આજે ભૂખે મરે છે ! અફસોસ ! ભારતભૂમિ ! કયાં ગઈ તારી લક્ષ્મી ! કયાં ગયો તારો વૈભવ ! કયાં ગયું તારૂં શૂરાતન ! કર્ણ અને અર્જુન સમા એ વીર યોદ્ધા કયાં ગયા ! કયાં ગયા એ ભડવીર ભીષ્મ ! હું ખરો ક્ષત્રી કયારે કે મારા દેશી બાંધવો ને અન્ન વસ્ત્ર પુરાં પાડું અને આ ભારતભૂમિને સ્વર્ગ સમાન કરી મુકું ત્યારે જ ! "

રાણો બોલતો બંધ થયો અને પાછો સિંહાસન ઉપર બેસી ગયો એટલે સર્વે અનાથ બાળકોએ નીચેનું સ્વદેશી ગીત ગાવા માંડ્યું:

(મુને વ્રજવાસ છે વ્હાલોરે—એ રાહ.)

વિદેશી ઝેરનો પ્યાલો રે, ત્યજો સઉ ઠાઠ આ ઠાલો રે.
મોજ ને શોખની અવધિ થકી આ દેશની લક્ષ્મી લુંટાય,
પરદેશે ધન સૌ જતું આ તો, ભારત ગરીબ થાય,
કરો કંઇ દેશને વહાલો રે—ત્યજો.

કોટ ને પાટલુને ઘર ઘાલ્યું, કૉલરને વળી ટાય,
બંધન બેડી એ સૌથી મોટી, તોડે થકી સુખ થાય,
સ્વદેશી વસ્ત્રમાં મ્હાલો રે—ત્યજો.

ખાદીની ટોપી ને ખાદીનું પહેરણ, ખાદીનું ધોતર સોહાય,
લગ્નમાં ખાદી ને ખાદી મરણમાં, ખાદીએ ઘર ભરાય,
ખાદીએ દેશ ઉજાળો રે—ત્યજો.

ગીત પુરૂં થયું એટલે પાનસોપારી થયાં. રાણો સિંહાસન ઉપરથી

ઉભો થયો અને બહાર જવા લાગ્યો. હૃષીકેશચંદ્ર તેની સાથે ગયો અને આશ્રમની નિશાળ, ઉદ્યોગશાળા, ભજનશાળા, કસરતશાળા વગેરે તેણે રાણાને બતાવ્યાં. એ જોઇને રાણાની સ્વારી રાજમહેલ તરફ વિદાય થઇ. રસ્તામાં હૃષીકેશચંદ્રે સ્થાપેલો સ્વયંસેવકાશ્રમ આવ્યો. ત્યાં દેશને માટે સ્વયંસેવકો તૈયાર કરવામાં આવતા હતા. એ આશ્રમને પણ રાણાએ જોયો અને પછી તે રાજમહેલ તરફ ગયો.

હૃષીકેશચંદ્ર, પ્રિયંવદા, મૃણાલિનિ વગેરે આશ્રમમાં પોતપોતાનું કામ કરવા લાગ્યાં. એટલામાં બે ચાર અનાથ બાળકોને ગભરાયલાં ગભરાયલાં આશ્રમ ભણી આવતાં તેમણે જોયાં. હૃષીકેશચંદ્ર એકદમ બહાર આવ્યો અને તેણે પુછયું :

" કેમ શું છે ? તમે આટલાં બધાં ગભરાઇ કેમ ગયાં છો ? "

" ભાઇસાહેબ, ગામમાં આજે પ્લેગ બહુ જોસભેર ચાલ્યો છે. ઘણાં માણસ મરે છે. લોકો ગભરાય છે અને નાસભાગ કરે છે. બધે હાહાકાર થઇ રહ્યો છે." બોલતે બોલતે બાળકોની આંખોમાં આંસુ આવી ગયાં.

હૃષીકેશચંદ્રનું મુખ લેવાઇ ગયું અને તે બોલ્યો :

" ભારતવર્ષ ! ભૂખમરો તો તને ખાઇજ રહ્યો છે, પણ આ મરકી પણ તને છોડતી નથી. અફસોસ ! હું સાચો સ્વદેશપ્રેમી ક્યારે કે લોકસેવામાં મારા દેહનો પણ ભોગ આપું ત્યારે. ચાલ સત્વર જઉં. મારાં દુ:ખી ભાઇ બ્હેનોને મદદ કરવી એ મારી પહેલી ફરજ છે. મનુષ્યનો ધર્મ છે કે તેણે પોતાનો જીવ આપીને પણ બીજાનો જીવ બચાવવો. ચાલ જલદી જઉં. મારા દેશી બાંધવો પીડાતા હશે. "

હૃષીકેશચંદ્ર જવાને તૈયાર થયો. પ્રિયંવદા અને મૃણાલિનિ પણ તેની સાથે જવાને તૈયાર થયાં. સૌએ ગયાં. રસ્તામાં પ્લેગથી પીડાયલાં માણસો અહીં તહીં પડેલાં તેમની નજરે આવ્યાં. તેમને મદદ કરવાને ગિરિરાજ ઉપરના કેટલાક સંન્યાસીઓ પણ આવ્યા હતા તે તેમને મળ્યા. બધા એક બીજાને જોઇને રાજી થયા અને સાથે સાથે રહીને લોક સેવા કરવા લાગ્યા. હૃષીકેશચંદ્ર સર્વ સંન્યાસીઓને કહેવા લાગ્યો :

" તમે અગમ્યગુરૂના સાચા શિષ્ય હો તો પ્રાણને અર્પણ કરો અને આ લોકોને મરતા બચાવો. તમારો પ્રાણ જાય તેથી ડરશો નહીં.

સંન્યાસીએ કશાથી ડરવાનું નથી. તેણે પોતાનો જીવ આપીને પણ બીજાનો જીવ બચાવવો જોઇએ."

"હૃષીકેશભાઇ, તમારા બોધથી ગિરિરાજ ઉપર હવે નવો યુગ પ્રવર્ત્યો છે. વેદાંતનાં ઉંડાં સત્યોમાં લોકસેવાનું તત્વ ઉમેરાયું છે અને સ્વદેશપ્રીતિની ઉત્તમ ભાવના પણ સંન્યાસીઓનાં હૃદયમાં જાગૃત કરવામાં આવી છે. હવે ગિરિરાજ ઉપરના સંન્યાસીઓ વેદાંતનાં સત્યોને ગ્રહણ કરશે, પણ સાથે સાથે દીન અને દુ:ખીઓની સેવા કરવાનું ભુલશે નહીં અને દેશની આર્થિક તથા સામાજીક ઉન્નતિ સાધવાનું ચુકશે નહીં." બ્રહ્માનંદે કહ્યું.

"લોકોને તમારામાં વિશ્વાસ અને શ્રદ્ધા છે." હૃષીકેશચંદ્રે કહ્યું.

"જે લોકશ્રદ્ધા હાલના વિદ્વાનો ઉપર નથી બેસતી તે આ સાધુઓ ધારે તો કેટલી વારમાં બેસાડી શકે?" પ્રિયંવદા વચમાં બોલી ઉઠી.

"ગિરિરાજ ઉપરના સંન્યાસીઓમાં વૈરાગ્ય, નિ:સ્વાર્થ પ્રેમ અને લોકકલ્યાણ કરવાની સહજ વૃત્તિ છે."

"એ બધાથી લોકનું શું શું કલ્યાણ ન થઇ શકે?"

"ભારતવર્ષમાં સંન્યાસીઓ, ભક્તો અને યોગીઓ અહીં તહીં વિચર્યા છે. તેમનાં બ્રહ્મચર્ય, ઉત્કટ વૈરાગ્ય, અને સરળ ચિત્તને આર્ય પ્રજા ઘણા કાળથી જોતી આવી છે. તેથીજ તેને તેમના ઉપર શ્રદ્ધા છે."

"આપણા નવા વિદ્વાનો કૌમારવ્રતને પાળશે, વૈરાગ્યને ધારણ કરશે અને ચિત્તને બાળક જેવું સરળ બનાવશે ત્યારે લોકો તેમનામાં શ્રદ્ધા ધરશે."

"પશ્ચિમના વિદ્વાનો એ લોકશ્રદ્ધાને લાયક થવાને ઉત્તમ ગુણોને ધારણ કરી રહ્યા છે. તેમણે અપૂર્વ સ્વાર્થત્યાગ દાખવ્યો છે, સાદાઇને ધારણ કરી છે, અને સ્વદેશપ્રેમ શૌર્ય દર્શાવ્યું છે. તેથીજ તેમનો જય છે."

"તો પછી પરદેશી વિદ્યા અને આચાર વિચારથી મોહિત થયેલા અને દેશસેવાનો મિથ્યા ડાળ કરનાર આપણા દેશના વિદ્વાનો ઉપર લોક શ્રદ્ધા ન રાખે તેમાં શી નવાઇ!"

"એ લોકશ્રદ્ધા વગર વિદ્વાનો, રાજપુરૂષો અને સમાજસુધારકોના પ્રયાસ નિષ્ફળ જશે."

"એ લોકશ્રદ્ધા વગર દેશોદયની આશા વ્યર્થ છે!"

"આ સંન્યાસીઓ ધારે તો સઘળા પ્રયાસ સફળ કરી મુકે. તેમનાં ચિત્ત નિર્મળ અને પવિત્ર છે. તેઓ યમ, નિયમને પાળે છે અને શુદ્ધ આચાર વિચારને સેવે છે. તેમનામાં મદ નથી, મોહ નથી કે લોભ નથી. તપાચરણથી તેમણે સર્વ કર્મને દગ્ધ કરી મુકયાં છે. લોકકલ્યાણ જ તેમના જીવનનું ધ્યેય છે, અને આત્મા પરમાત્મા અને જગતનું તાદાત્મ્ય સાધી સચ્ચિદાનંદ સ્વરૂપમાં લીન થવાને તેઓ મથે છે."

"તેથી જ લોકોને તેમનામાં શ્રદ્ધા છે."

"એ લોકશ્રદ્ધાને પ્રાપ્ત કરવાને આપણા વિદ્વાનોએ શું શું કર્યું છે? તેમના આચાર જુદા, વિચાર જુદા. લોકોમાં અને તેમનામાં કયા પ્રકારની સમાનતા છે?" બોલતે બોલતે હૃષીકેશચંદ્ર ઉંડો નિઃશ્વાસ નાંખવા લાગ્યો.

સર્વે આગળ ચાલ્યા અને પ્લેગવાળા માણસો પાસે ગયા. હૃષીકેશચંદ્ર સૌને પુછવા લાગ્યો:

"ભાઇ, તમને શું થયું છે?"

"ભાઇસાહેબ, મને પ્લેગ થયો છે. મારાથી ચલાતું નથી. હું ગરીબ છું. હું નિરાધાર છું."

"બ્હેન, તમને શું થયું છે?"

"ભાઇ, મને પ્લેગ થયો છે. મારો ધણી મને મુકીને ન્હાશી ગયો છે."

"અરેરે! હા, હા, પ્રભુ! ઓ દેવતાઓ! કંઇ મહેર કરો." બે હાથ જોડી આકાશ સામે જોઇને હૃષીકેશચંદ્ર કહેવા લાગ્યો.

ક્ષણવાર પછી પાછું હૃષીકેશચંદ્રે પુછયું: "બ્હેન, તમે અહીં કયાંથી આવ્યાં?"

"ભાઇ, પ્લેગના ડરથી હું ઘર છોડીને બહાર નીકળી. બે હરામખોરો મારી પાછળ પડયા અને મારા ઉપર અત્યાચાર કર્યો. હું બેભાન થઇ ગઈ અને પછી હું ક્યાં આવીને પડી તેની મને ખબર નથી."

" અહાહા, દૈવ, આટલો બધો કોપ શા માટે ? " હૃષીકેશચંદ્ર ખેદ કરતો કરતો આગળ ચાલ્યો. રસ્તામાં એક છોકરો બેભાન જેવો થઇને પડેલો હતો તેની પાસે તે આવ્યો અને પુછવા લાગ્યો :

" અલ્યા ભાઇ, તું અહીં કેમ પડયો છે ? "

" ભાઇસાહેબ, ભૂખમરાને લીધે હું મારાં માબાપથી વિખુટો પડયો છું. એ કયાં હશે ! એ મને ખોળતાં હશે અને હું એમને ખોળું છું. "

" પ્રભુ, પ્રભુ, દયા કર. " એમ બોલતો બોલતો હૃષીકેશચંદ્ર આગળ ચાલ્યો.

એક પચીસ વર્ષનો ભર જુવાનીમાં આવેલો યુવાન તેની નજરે પડયો. તેને તેણે પૂછયું : " ભાઇ, તારે શું જોઈએ છીએ ? "

" ભાઇસાહેબ, આજ દસ દિવસથી મારે અન્ન વગરના લાંઘા છે. મારાં માબાપ દુકાળનાં માર્યાં મને છોડીને ચાલ્યાં ગયાં છે. મને ખાવાને અન્ન આપો. મારા પ્રાણ નીકળી જાય છે. "

એ જોઈને હૃષીકેશચંદ્રની આંખોમાં આંસુ આવી ગયાં. તે મનમાં બોલ્યો: " હા, ભારતવર્ષ ! આ દુકાળને લીધે માબાપ પણ પોતાનાં બાળક પ્રત્યેનો પ્રેમ ભુલી ગયાં ! અફસોસ ! ભારતભૂમિ ! તારી આટલી બધી અધમ દશા ! "

હૃષીકેશચંદ્ર તાબડતોબ ગયો અને ગમે ત્યાંથી ખાવાનું લઈ આવ્યો અને તે તેણે પેલા યુવાનને આપ્યું અને તેની ભૂખ મટાડી. તે જુવાન જરા ટટાર થયો અને તેને આશિર્વાદ આપવા લાગ્યો. મૃણાલિનિએ તેને પીવાને માટે પાણી આણ્યું. પ્રિયંવદા બીજા કેટલાકની માવજત કરવા લાગી.

હૃષીકેશચંદ્ર જરા આગળ ચાલ્યો. પ્લેગથી પીડાતો એક છોકરો તેની નજરે પડયો. તેને તેણે પુછયું :

" ભાઈ, તને શું થાય છે ? "

" મારી આ ગાંઠ બહુ દુઃખે છે તેને દબાવો અને શેકો. " હૃષીકેશચંદ્ર ગાંઠને દબાવવા લાગ્યો અને મૃણાલિનિ તેને મસ્તકે ધીમે ધીમે પંખો નાંખવા લાગી.

એટલામાં બે શેઠીયા ત્યાં થઇને જતા હતા. પ્લેગવાળા માણ-

સોને જોઇને બંને બોલી ઉઠયા :" એ માડા બાપ રે, આઘા ખસો, આઘા ખસો. ચાલો, ચાલો, અહીંથી. આ તો બધા પ્લેગવાળા માણસો છે. આપણને ચેપ લાગશે. "

ક્ષણવાર પછી તેમણે હૃષીકેશચંદ્રની સામે જોયું અને તેને ગાંઠને દબાવતો જોઇને એક જણ બોલી ઉઠયો :

" અરે ભાઇ, અરે ભાઈ, એને પ્લેગ થયો છે. અડકશો નહીં, ચેપ લાગશે."

હૃષીકેશચંદ્ર તેની તરફ આશ્ચર્યથી જોઈ રહ્યો અને બોલ્યો : " જાવ મારા ભાઇ, તમે કેવા સ્વાર્થી છો! તમારા દેશી ભાઇની પણ તમને દયા નથી! ધિક્કાર છે તમારી સ્વાર્થબુદ્ધિને, અને ધિક્કાર છે તમારી લક્ષ્મીને ! તમને જરાકે હિંમત નથી?"

" પણ ભાઇ, એટો પ્લેગની ગાંઠને અડકીએ રો ચેપ લાગે ને મડી જવાય. " એકે કહ્યું.

" ચાલો, ચાલો, પાઇ પૈસો મળતો હોય તો હૈયે હિંમત ને હામ છે, પણ વગર પૈસે જોખમ લેવું એ તો ધાસ્તી ભરેલું કામ છે. " બીજાએ કહ્યું.

હૃષીકેશચંદ્ર ઘણો ખેદ કરીને બોલ્યો : " અફસોસ! ભારતવાસીઓ, તમે આત્મશ્રદ્ધાને ખોઈ બેઠા છો. તમારામાં શ્રદ્ધા નથી, તપ નથી, એટલે તમે બળહીન અને દયાહીન થઇને બેઠા છો. ભાઇઓ, તમારામાં આત્મશ્રદ્ધા હોય તો દુર્ગની દિવાલો તુટે, શત્રુની શિરાઓ ફુટે, અને મરણનો ભય સદા છુટે. તમારામાં આત્મશ્રદ્ધા હોય તો પલકમાં તમે જગતને જીતો, પલકમાં શત્રુને વિંધો, અને પલકમાં પૃથ્વીને પિંછો. ભાઇઓ, આ કાયરતા, આ બાયલાપણું તમને છાજતાં નથી."

" એટો ખડું કહો છો. બધુંએ ખડું કહો છે, પણ આ દેહ છે, હેં,હેં,હેં,હેં, એને ચેપ લાગે અને મડી જવાય. એને અડકવું એ ધાસ્તી ભરેલું કામ છે. હેં,હેં,હેં.હેં. મડી ગયા ટો ઘેર બાયડી છોકરાં શું કરે ! જાણી જોઇને કુવામાં પડવું! ચાર આંવે ચોરો તો હણવા તણી બહુ હામ છે, પણ પ્લેગની પાસે જવું એ ટો ધાસ્તી ભરેલું કામ છે. હેં.હેં,હેં,હેં. " એમ કહીને એક શેઠીયો ચાલ્યો ગયો અને તેની પાછળ બીજો પણ ગયો.

હૃષીકેશચંદ્ર એ બંનેની પાછળ જોઇ રહ્યો અને બોલ્યો :

" ઓ હિંદુઓ ! તમારા ભાઈઓ દુ:ખમાં રીબાય છે અને તમે તેમને જોઇને ચાલ્યાજ જાવ છો ! ધિક્કાર છે તમને ! આવી અધમ સ્વાર્થ-બુદ્ધિ તમને છાજતી નથી. જે રોજ પોતાનું જ પેટ ભર્યા કરે છે તે ખરો હિંદુ નથી. જે હિંદુ સ્વદેશભૂમિની મહત્તા સમજે છે, જે પોતાની માતૃભૂમિ તરફ પ્રેમ રાખે છે, જે પ્રાચીન ઋષિમુનિઓનાં વચનોને પાળે છે, જે પોતાના દેશી ભાઇઓને પોતાનાં જ શરીર ગણે છે, જે તેમનાજ સુખે સુખી છે અને તેમના દુ:ખે દુ:ખી છે અને જે સદાએ પોતાના હૃદયમાં ' હિંદ, હિંદ' એવા જાપ જપી રહેલો છે, એજ ખરો સાચો હિંદુ છે. "

એટલામાં સ્વયંસેવકાશ્રમમાંથી સર્વે સ્વયંસેવકો આવી પહોંચ્યા. તેમને હૃષીકેશચંદ્રે કહ્યું :

" ભાઈ ઓ ! આ ભારતવર્ષ દુકાળ અને મરકીથી પીડાઇ રહ્યું છે. આપણા ઘણા દેશી બાંધવો ઘરબાર અને અન્ન વસ્ત્ર વગરના થઇ રહ્યા છે. તેમને મદદ કરવી એ તમારૂં પહેલું કર્તવ્ય છે. એ બધાં પ્રભુનાં બાળકો છે. મંદિરમાં ઠાકોરજીની મૂર્તિને પૂજો તેના કરતાં આ જીવતા દેવોને પૂજશો તો પ્રભુ વધારે પ્રસન્ન થશે. તમે દેશમાં અહીં તહીં ફરો અને અનાથ દીન દુ:ખીને મદદ કરો. અહીં ઘણા લોકો પ્લેગથી પીડાય છે. તમારા પ્રાણનો પણ ભોગ આપીને તેમને મદદ કરો. જો તમને મરણનો ડર હોય તો તમે આ સ્વયંસેવક-નો પોશાક ઉતારી નાંખો. કેમ તમે બધા ભારતમૈયાને માટે તમારો પ્રાણ અર્પવા તૈયાર છો ? "

સર્વે બોલી ઉઠ્યા: " હા, અમે તૈયાર છીએ. "

" ઠીક ત્યારે તમારામાંના થોડાક જણ જાવ અને અહીં એક કેમ્પ નાખી દવાખાનું શરૂ કરો. થોડાક જઇને દેશી ભાઇઓ માટે ભીખ માગીને અન્ન વસ્ત્ર દવા વગેરે લાવો અને તેમને બચાવો. બાકી રહેલા બધાએ જાવ અને ભંગીઓ સાથે રહીને મહેલ્લા સાફ કરાવો."

સ્વયંસેવકો ગયા અને એકદમ એક મંડપ ઉભો કરવાને માટે જોઇતો સામાન લઇ આવ્યા. એક બે મેજ આણીને તેના ઉપર

દવાની શીશીઓ તેમણે ગોઠવી દીધી અને દવાખાનું ઉભું કરી દીધું. કેટલાક સ્વયંસેવકો જઇને થોડા ખાટલા લઇ આવ્યા. પછી સર્વે આમ તેમ ફરીને માંદાઓને ઉંચકીને લાવવા લાગ્યા. કેટલાકે પ્લેગની ગાંઠોને દવા ચોપડવા માંડી. કેટલાક દરદીઓની સારવાર કરી રહ્યા. કેટલાક ભીખ માગી લાવીને અન્નવસ્ત્રનો ઢગલો કરવા લાગ્યા. થોડા જઇને ભંગીઓ પાસે મહોલ્લા સાફ કરાવવા લાગ્યા.

હૃષીકેશચંદ્ર, ગિરિરાજના સંન્યાસીઓ, તથા સ્વયંસેવકોની મદદથી ઘણા લોકોના જીવ બચ્યા અને સર્વત્ર શાંતિ પ્રસરી રહી. મરકીને નાબુદ કર્યા પછી હૃષીકેશચંદ્ર પોતાને ઘેર ગયો અને શાંતિમાં દિવસ પસાર કરવા લાગ્યો.

---

## પ્રકરણ ૨૦ મું.

---

### લગ્ન.

संतुष्टो भार्यया भर्ता भर्त्रा भार्या तथैव च ।
तस्मिन्नेव कुले नित्यं कल्याणं तत्र वै ध्रुवम् ॥

( मनु )

ભર્તા સંતુષ્ટ ભાર્યાથી, ભાર્યા સંતુષ્ટ ભર્તાથી,
સદાયે કુલમાં જેહ, ત્યાં જ કલ્યાણ શાશ્વત.

Fourfold are our human duties
First to study our holy lore
Then to live as good householders
Feed the hungry at our door.
Then to pass our days in penance
Last to fix our thoughts above.
But the final goal of virtue
It is truth and deathless love.

( A poet )

સ્વદેશકાર્યમાં જોડાયાથી મૃણાલિનિ હૃષીકેશચંદ્રના વધારે સંબંધમાં આવી. તે તેના ઉત્તમ ચારિત્ર્ય, દેશદાઝ અને વિશાળ હૃદયથી વધારે વધારે અંજાવા લાગી. જેમ ભ્રમર કમળની સુવાસ લેવાને તેની આસપાસ ફર્યા કરે તેમ મૃણાલિનિનું ચિત્ત હવે હૃષીકેશચંદ્રની આસપાસ ફરવા લાગ્યું. તેના ગુણોથી તે આકર્ષાવા લાગી, તેની વિદ્યાથી તે તણાવા લાગી અને તેના પ્રભાવશાળી વર્તનથી તે દબાઇ જવા લાગી.

સાથે સાથે કામ કરવાથી મૃણાલિનિ તથા હૃષીકેશચંદ્રની પરસ્પર પ્રીતિ વધવા લાગી. બંને એક બીજાના સ્વભાવથી વાકેફ થયાં. બન્ને એક બીજાના આદર્શોને સમજી ગયાં અને એક બીજાને સારી પેઠે ઓળખી ગયાં. મૃણાલિનિ પ્રીતિજાળમાં ફસાઇ, લપટાઇ, અને તેમાંથી તેનું મન હવે નીકળી શક્યું નહીં. હૃષીકેશચંદ્રના ગુણ તેની માનસિક દૃષ્ટિ આગળ સદાએ તરી રહ્યા. રાત દિવસ હવે તેને હૃષીકેશચંદ્રના જ વિચાર આવ્યા કર્યા. તેના સદ્દગુણ પ્રત્યે તેનો ભાવ વધતો ગયો, અને મૃણાલિનિ પોતાના બંગલામાં બેઠે બેઠે એકવાર ગાવા લાગી:

( ઘેલી થઇ રે હું તો ઘેલી થઇ,—એ રાહ. )

જોગણ થઉં રે હું તો જોગણ થઉં<br>
જોગી, તુજ કાજ હાવાં હું તો જોગણ થઉં.<br>
રાત ને દીન મુને લગની લગી છે રે<br>
ખાનપાનાદિ હું તો ભૂલી જઉં—જોગી.<br>
જીવન વીતે છે સઉ પૂરણ બન્યા વિના<br>
જીવન સખા વિણુ એ અધુરૂં સહુ—જોગી.<br>
માત ને તાત આ, સગાં ને સહોદર<br>
કામ ન આવે એકે સમજી જઉં—જોગી.

સમય રાત્રિનો હતો. દિવસ પૂર્ણિમાનો હતો. સ્વચ્છ નીલ આકાશમાં ચંદ્રમા ખીલી રહ્યો હતો. શિતલ ધવલ ચંદ્રિકા પૃથ્વી પર અમી રેડી રહી હતી. પવનની લહરીઓ મંદ મંદ વાતી હતી. મૃણાલિનિ બંગલાની અગાશીમાં બેશીને એક વાદ્ય વગાડતી હતી અને ગાતી હતી.

ચંદની રાત એ સ્નેહીઓનું સ્વર્ગ છે. તેમને મન તે જીવનની અમૂલ્ય ઘડી છે. ચંદની રાતની લહેરો સ્નેહીઓના મનમાં અલૌકિક ભાવો ઉત્પન્ન કરે છે. તે રાતે પૃથ્વી અમીધારા વરસાવતી હોય એમ તેમને મન સમગ્ર સૃષ્ટિ સ્વર્ગ સમાન ભાસે છે અને પરસ્પર સ્નેહથી આકર્ષાયલાં હૃદયો અખિલ વિશ્વમાં સ્નેહને જ જોઈ રહે છે. સ્નેહની મીઠી મીઠી લ્હાણ લેવાને અને દેવાને તેઓ તત્પર થાય છે, અને સૃષ્ટિમાં સ્નેહને પ્રસરાવી સ્નેહનું સામ્રાજ્ય સ્થાપવાને તેઓ આતુર બની રહે છે.

એવા સ્નેહસામ્રાજ્યને પૃથ્વી ઉપર પ્રસરાવવાને આતુર બનેલી મૃણાલિનિ ઉપર પ્રમાણે ગાઇ રહી હતી. તેને ગાતે ગાતે કંઈ વિચાર આવ્યો. તેના મનમાં અનેક તર્કવિતર્ક થયા. તેણે વાદ્ય આઘું મુકી દીધું. આસપાસ સઘળું શાંત થઇ રહ્યું હતું. મૃણાલિનિના સંગીતથી વાતાવરણમાં અમીરસનાં ઝરણાં વહી રહ્યાં હતાં. ચંદ્રમા પણ તેના સંગીતથી ભાન ભૂલી સ્થિર થઇને ઉભો હોય તેવો દેખાતો હતો. પવન પણ સ્તબ્ધ બની અટકી ગયો હોય તેમ વૃક્ષો ઉપર એક પણ પાંદડું હાલતું દેખાતું ન હતું.

મૃણાલિનિ ઉઠી. તે આમતેમ ફરવા લાગી. તે અગાશીના કઠેરા આગળ આવી આસપાસ નજર ફેંકવા લાગી. ઘણે દૂર આવેલી સુવર્ણા જાણે ઉછાળા મારતી હોય, અને તેનું પાણી ઘુઘવાટ કરતું સમુદ્રને મળવાને આતુર બની આગળ વહેતું હોય એવો તેને ભાસ થયો. આસપાસની કુદરત સ્નેહની સાનો કરવા લાગી. તેને મનમાં વિચાર આવ્યો: "જગતમાં એવી કઇ વસ્તુ હશે કે જેમાં સર્વ સુખનો સમાવેશ થઈ જાય?"

મૃણાલિનિ પાછી ફરી. તેણે વાદ્ય હાથમાં લીધું. ફરીથી પાછી તે ગાવા લાગી:

### ગઝલ.

જગત સૌ સ્વર્ગ સમ કરતી, દુ:ખો સઉ ચિત્તનાં હરતી<br>
હૃદયમાં શાંતિને ધરતી, પ્રભુજી, ચીજ એ શી છે!

કરે કામણભર્યું જાદુ, જગત લે સુખ જ્યાં સાચું<br>
વિના એ છે બધું કાચું, પ્રભુજી, ચીજ એ શી છે!

બધા ઉસ્તાદ દુનિયાના, અને શ્રીમંત ને શાણા
વિના એ ચીજ સઉ પાણા, પ્રભુજી ચીજ એ શી છે!

ગાયન પુરૂં થયું. મૃણાલિનિ ઉભી થઇ અને ફરી પાછી અગાશીના કઠેરા આગળ આવીને અખિલ વિશ્વ તરફ દૃષ્ટિ નાંખવા લાગી. આ વખતે પવન મંદ મંદ વાવા લાગ્યો અને બગીચામાંનાં પુષ્પોની મધુર સુગંધ તેના તરફ ઘસડી લાવવા લાગ્યો. મૃણાલિનિ આમ તેમ જોતી હતી એટલામાં પાસેના બંગલામાંથી કોઇ યુવતીનો મધુર અવાજ આવતો તેને કાને પડયોઃ—

સુંદર નવલ ઉદ્યાનમાં કંઇ કંઇ કલિઓ ખીલતી,
સૌંદર્ય ને સુરભિ થકી કહીં કહીં અમીરસ સિંચતી.

એ રસભરી મધુરિ કલિઓ ચંદ્ર વિણ કરમાઇ જતી
મુંઝાઇને સુકાઇ જતી, બરબાદ કરતી જીંદગી.

પુષ્પો ખીલે બહુ બાગમાં, પણ વાસ લે જો કો નહીં,
લક્ષ્મીતણા ઢગ હોય પણ જો ભોગ લેતું કો નહીં.

યૌવન ખીલે યુવતી તણું પણ, સ્વામી હોયે કો નહીં,
શા કામનાં છે એ સરૂ, બરબાદ જાતી જીંદગી.

જુવાનીના જોરમાં તણાતી મૃણાલિનિએ એ ગાન ધ્યાનપૂર્વક સાંભળ્યું. ગાનાર યુવતીએ એ ચાર લીંટીઓ ઉલટાવી ઉલટાવી લલકારી. એ સાંભળીને મૃણાલિનિના હૃદયમાં કંઇ કંઇ વિકાર ઉત્પન્ન થયા અને એ કંઇ ઉંડા વિચારમાં પડી ગઇ.

મૃણાલિનિને પરણવાને શ્રીમંત યુવાનોમાં સ્પર્ધા ચાલતી. જ્યારે બિપિનચંદ્ર એને પોતાની સાથે પાર્ટીમાં કે સભામાં લઇ જતો ત્યારે મૃણાલિનિની સાથે વાત કરવાને યુવાનોની એક મોટી ફોજ તુટી પડતી. પણ મૃણાલિનિ દ્રવ્ય કે સૌંદર્ય કરતાં સદ્‌ગુણને વધારે ચ્હાતી હતી તેથી સભામાં તે અનેક યુવાનો સાથે વાત કરતી પણ કોઇના તરફ એને ભાવ થતો નહોતો. એ સૌને આદર્શહીન વેંતીયાં મનુષ્યો જ ગણતી. એને એવો પતિ જોઇતો હતો કે જે દેશની મહાસભાનાં પ્લૅટફૉર્મ ગજાવે, સંસારસુધારા પરિષદમાં ભાગ

લે, દેશના સામાજીક, આર્થિક અને રાજકીય પ્રગતિમાં રસ લે, લોકસેવા કરે, અને ઘરમાં આવી વિદ્યાવિનોદ અને સ્નેહજીવનની મીઠાશનો લ્હાવો લેવા દે. મૃણાલિનિના વિચારો આદર્શ હતા. પતિને પડખે રહી દેશસેવા–સમાજસેવા કરવાના એને અભિલાષ હતા. પતિના કાર્યમાં સહાય કરી તેની સહધર્મચારિણી થવાના તેને કોડ હતા. પાસેના બંગલામાં ગાતી યુવતીનું ગાન સાંભળીને એનું હૃદય ઉછળ્યું. આકાશ તરફ જોઈને તે મનમાં બોલી:

'પ્રભુ, મારા આશા પાર પડશે ?"

મૃણાલિનિને હૃષીકેશચંદ્ર સાંભર્યો. તેના સદ્ગુણ તેને યાદ આવ્યા. તેની આંખ તેના ઉપર ઠરી અને મૃણાલિનિ પાછું વાદ્ય પોતાના હાથમાં લઈને મધુર સ્વરે ગાવા લાગી:

> જોગણ થઉં રે હું તો જોગણ થઉં,
> જોગી ! તુજ કાજ હાવા હું તો જોગણ થઉં.

વાદ્ય વગાડી ગાઈને મૃણાલિનિ આનંદ મેળવવા લાગી અને ચિત્તને શાંત કરવા લાગી. એના આનંદમાં નિર્દોષ માધુર્ય હતું. એનું હૃદય સ્વચ્છ, નિર્મળ અને સ્નેહાળ હતું. આ વખતે તે સ્વર્ગની દેવી સમાન ભાસતી હતી.

પ્રિયંવદા ત્યાં ફરતી ફરતી આવી. તેણે એ ગાન કાન દઈને સાંભળ્યું. મૃણાલિનિના મનનો ભાવ તે સમજી ગઈ અને તેને હવે પરણાવી દેવાનો મનમાં નિશ્ચય કરીને તે ચાલતી થઈ.

લગ્ન માટે એક શુભ દિવસ નક્કી કરવામાં આવ્યો. તે દિવસે હૃષીકેશચંદ્રના પિતા ચારૂચંદ્ર, માતા શારદાદેવી વગેરે કનકપુર આવ્યાં અને શાસ્ત્રવિધિથી હૃષીકેશચંદ્ર તથા મૃણાલિનિનું લગ્ન થયું.

લગ્ન ઘણી સાદી રીતે કરવામાં આવ્યું. જ્ઞાતિભોજન કે વરઘોડાના ઠાઠમાં બિપિનચંદ્ર અને ચારૂચંદ્રે દ્રવ્ય ખરચ્યું નહીં પણ તેને સ્થાને લગ્નનો વિધિ બરાબર કરવામાં, આચાર્ય અને વિદ્વાન બ્રાહ્મણો પાસે વેદના મંત્રોનો ઘોષ કરાવી તેમને સંતોષવામાં, અને વરકન્યાને આશિર્વાદ પહોંચાડનારાને દીન દુઃખી અને અનાથોને અનેક

રીતે મદદ કરવામાં તેમણે કેટલુંક દ્રવ્ય વાપર્યું. વરઘોડો અને લગ્નમંડપની શોભાની ખોટ લગ્નવિધિનું ગાંભીર્ય, તે વખતે પ્રસરી રહેલી શાંતિ, પવિત્રતા અને નિર્દોષતા, તથા સભાજનોનો ઉત્સાહ, ઉમંગ અને આશિર્વાદથી પુરી પાડવામાં આવી. હસ્તમેળાપ થયા પછી વરકન્યા સપ્તપદીની વિધિ કરવાને ચોરીમાં ગયાં. સપ્તપદીની ક્રિયામાં વરકન્યા સાત પગલાં ભરે છે અને દરેક પગલે પ્રતિજ્ઞાઓ લે છે. તે પ્રમાણે પહેલું પગલું ભરતાં મૃણાલિનિ બોલી: "હે પતિ' સર્વ સુખ દુઃખ વિષે હું તમારી ભાગીયણ છું. જે જે સ્થાન વિષે પ્રભુ! તમે વિચરશો તે તે સ્થાન વિષે હું આવીશ. હું રસવતી વાણી વડે આ પ્રતિજ્ઞા લઉં છું.

**यत्र मे नीयते भर्ता स्वयं वा यत्र गच्छति ।**
**मयाऽपि तत्र गन्तव्यमेष धर्मः सनातनः ॥**

હૃષી૦—"આ અગ્નિની સમક્ષ હું પ્રતિજ્ઞા લઉં છું કે, તું મારી ધર્મપત્ની છે. તું મારૂં અર્ધ અંગ છે." એમ બોલીને હૃષીકેશચંદ્રે પહેલું પગલું ભર્યું.

મૃણા૦—"હે પતિ! તમારા કુટુંબમાં બાળકથી તે વૃદ્ધ સુધી સર્વનું હું હર્ષથી રક્ષણ અને સેવા કરીશ. જે હશે તેમાં હું સદાએ સંતુષ્ટ રહીશ." એમ બોલીને મૃણાલિનિએ બીજું પગલું ભર્યું.

હૃષી૦—હે પત્ની! મારા હૃદયમાં શુભ પ્રેમને ધરીને હું સદાએ તારી રક્ષા કરીશ અને તારા હૃદયને ઠારીશ. તું મારો નેત્રમણિ છે. મારા કુટુંબની સેવાનું સૂત્ર હું તારા હાથમાં સોંપું છું." એમ બોલીને હૃષીકેશચંદ્રે બીજું પગલું ભર્યું.

મૃણા૦—"ભર્તા ઉપર હું નિત્ય રક્ત રહીશ. સદાએ હું પ્રિયભાષિણી થઇશ. જે જે તમને પ્રિય અને અપ્રિય હશે તે તે મને પ્રિય અને અપ્રિય થશે. જે જે તમને ઇષ્ટ હશે તે તે મને મિષ્ટ લાગશે.

**भर्तृभक्तिरता नित्यं सदैव प्रियभाषिणी**
**भविष्यामि पदे चैव तृतीय इदम् ब्रवीम्यहम्. ॥**

ત્રીજું પગલું ભરતે મૃણાલિનિ બોલી.

હૃષી૦—"તું સંતતિ, સંપત્તિ અને સદ્‌ગતિની દાત્રી છે. તું લગ્નને પાવન કરનારી છે. તું ચતુર છે. સંસારકાર્યનો સર્વ ભાર હું તને સોંપું છું." એમ બોલીને હૃષીકેશચંદ્રે ત્રીજું પગલું ભર્યું.

મૃણા૦—

**आर्ते आर्ता भविष्यामि सुखदुःखसभागिनो ।**
**तवाज्ञां पालयिष्यामि तूर्ये पदे वदाम्यहम् ॥**

હે પ્રિય પતિ ! તમારા દુઃખથી હું દુઃખી થઈશ. હું તમારી છાયા છું. હું સદાએ આનંદને આપનારી છું. હું સન્માર્ગ-ને છોડીને એક પણ ડગલું ભરીશ નહીં. હું સદાએ તમારી આજ્ઞાને પાળીશ." ચોથું પગલું ભરતે મૃણાલિનિ બોલી.

હૃષી૦—"હે પ્રિયે ! મૃદુ અને આનંદકારી વાણીથી હું તારા હૃદયને રીઝવીશ. તને હું મારા પ્રાણ થકી પણ અધિક માનીશ. તું મારા સુખની ખાણ છે. હું જરાયે તારા મનને દુભવીશ નહીં." એમ બોલીને હૃષીકેશચંદ્રે ચોથું પગલું ભર્યું.

પછી પાંચમું, છઠ્ઠું અને સાતમું પગલું ભરતે ભરતે વરકન્યા નીચે પ્રમાણે પ્રતિજ્ઞાઓ લેવા લાગ્યાં.

મૃણા૦—"હે પતિ ! ૠતુકાળે શુચિસ્નાત થઈ તમારી સાથે ક્રીડા કરીશ. હું પરપુરુષની સામે કદી જોઈશ નહીં."

હૃષી૦—"તું કુલીન પિતાની કુલીન પુત્રી છે. તારી માતા પણ કુલીન છે. શાસ્ત્રવિધિથી તું મારી પત્ની થઈ છે. મારાં ધર્મ, અર્થ, કામ અને મોક્ષની પ્રાપ્તિ તારા હાથમાં જ રહેલી છે."

મૃણા૦—"વિષ્ણુ ભગવાનને સાક્ષી રાખીને હું આ સઘળી પ્રતિજ્ઞા-ઓ લઈ રહી છું. હું કદિ તમને છેતરીશ નહીં. આપણા બંને વચ્ચે પ્રીતિ થઈ ચુકી છે."

હૃષી૦—"આ અસાર સંસારને સ્વર્ગ સમાન બનાવવાનું તારા જ હાથમાં રહેલું છે. આ સંસારને સદ્‌વર્તનથી સુધાસમ કરીશું."

મૃણા૦—" હોમ યજ્ઞાદિ કાર્યોમાં અને ધર્માર્થ કાર્યોમાં હું તમારી સહધર્મચારિણી થઇશ."

હૃષી૦—" પૃથ્વી ઉપર જ સ્વર્ગ છે એવું આપણે આપણાં આચરણથી બતાવીશું. આપણા દેહ જુદા હશે, પણ આત્માનું એકત્વ આપણે સાધીશું."

સપ્તપદીની વિધિ પુરી થયા પછી વરકન્યા સૌને પગે લાગ્યાં અને સૌના આશિર્વાદ મેળવ્યા. પ્રિયંવદાએ આશિર્વાદ આપતે આપતે મૃણાલિનિને શિખામણ દીધીઃ

" બેટા, પતિ શ્રીમાન હોય કે ગરીબ હોય પરંતુ તેને પૂજ્ય માની તેના સુખ દુઃખમાં આનંદથી ભાગ લેજે. પતિ એજ આપણાં ઐહિક સુખ, વૈભવ, સ્વર્ગ સુખ વગેરેની પ્રાપ્તિનું આશ્રયસ્થાન છે એમ માનીને રહેજે. એ પતિથી કદિ વિયોગ ન થાય એમ પ્રભુને પ્રાર્થના કરજે. પત્ની પતિનું અર્ધું અંગ છે. તે તેનો સાચો મિત્ર છે. જે પતિની સ્નેહાળ સખિ છે તે સદ્‌ગુણ, આનંદ અને દ્રવ્યનો અનંત ઝરો છે. સ્વર્ગનાં સુખ પ્રાપ્ત કરવામાં પતિની સાચી સહાયક માત્ર પત્ની છે. બેટા, સાવિત્રી જેવી પતિરક્તા થજે, અરૂંધતી જેવી પવિત્ર થજે, અને કુળને તારજે."

બિપિનચંદ્ર આશિર્વાદ આપ્યો અને કહ્યુંઃ

" બેટા, પતિનાં સુખ અને દુઃખમાં ભાગીદાર થવું એજ પત્નીનો સનાતન ધર્મ છે. પાણિગ્રહણનું મુખ્ય રહસ્ય એજ છે કે ભાર્યા એ વખતે ગુરૂ, દેવતા, અને અગ્નિની સમક્ષ પતિની સહધર્મચારિણી થવાને બંધાય છે. સંસારમાં પતિ પત્ની એક જીવન રચી પ્રયાણ કરે તેનું જ નામ લગ્ન છે. તેં સપ્તપદી વખતે જે સાત પ્રતિજ્ઞાઓ લીધી છે તેને બરાબર પાળજે."

લગ્નવિધિ સમાપ્ત થયા પછી વરકન્યા વિદાય થયાં. કનકપુરની આખી વસ્તીએ તેમને અક્ષત પુષ્પ અને કુંકુમથી વધાવી લીધાં. તે દિવસે કનકપુરનો આખો રાજમાર્ગ અક્ષત પુષ્પ અને કુંકુમથી સોહાઇ રહ્યો.

વાંચનાર ! યાદ રાખજે કે હૃષીકેશચંદ્ર અને મૃણાલિનિનું લગ્ન ઐહિક ન હતું. તે પારમાર્થિક હતું. વિષયવાસનાની તૃપ્તિ માટે તે પરણ્યાં ન હતાં, પણ ધાર્મિક અને સાંસારિક કાર્યોમાં સહધર્મ-

ચારિણીની જરૂર પડે માટે એ બંનેનું લગ્ન હતું. લગ્ન થયા પછી બીજે જ દિવસે પતિપત્ની ભારતવર્ષના ઉત્કર્ષની યોજનાઓ ઘડવા લાગ્યાં. મૃણાલિનિ સ્ત્રીઓની ઉન્નતિના વિચાર કરવા લાગી. પતિની સહધર્મચારિણી થઇને તેના કાર્યમાં મદદ કરવાને તે ઉત્સાહ દેખાડવા લાગી. ગૃહકાર્ય કરી, સાદાઇને જાળવી, પવિત્રતાને ધારણ કરી, મૃણાલિનિ પતિપરાયણ બનવા લાગી. સાસુ સસરાની સેવા કરીને તે તેમને હરેક પ્રકારે સંતોષવા લાગી. હૃષીકેશચંદ્રનાં માતા પિતા પુત્ર અને પુત્રવધુને જોઇને હર્ષઘેલાં બન્યાં અને કનકપુરમાં જ પુત્ર પાસે રહીને પુત્રના ગૃહસ્થાશ્રમથી થતા આનંદનો લ્હાવો લેવા લાગ્યાં.

હૃષીકેશચંદ્ર મૃણાલિનિની પવિત્રતા અને વૈરાગ્યવૃત્તિને ઉત્તેજન આપવા લાગ્યો.

મૃણાલિનિ ઘરનું કામ પરવારી સમય બચાવીને પુજાપાઠ કરી સ્વદેશકાર્યમાં ભાગ લેવાને બહાર પડતી. હૃષીકેશચંદ્ર તેની ઉચ્ચ વાસનાઓને પોષવા લાગ્યો. સંસારમાં રહીને વિરક્ત રહેવાના મૃણાલિનિને કોડ હતા. તે કોડ પુરા પાડવાને તે મહાદેવની પૂજા કરવા લાગી. અને પતિને પ્રભુ સમાન આલેખી તેની આજ્ઞાનું પાલન કરી તેને સંતોષવા લાગી. તે ખરેખરી આર્યગૃહિણી બની રહી. હૃષીકેશચંદ્રના સંસારના તે ગૃહલક્ષ્મી થઇ રહી.

એકવાર હૃષીકેશચંદ્રે પોતાનું હૃદય ખોલીને મૃણાલિનિને કહ્યું:

" સ્ત્રીનું હૃદય સમજવાને અને તેનું દુઃખ ટાળવાને પુરૂષ અશક્તિવાન છે. એ કાર્ય પુરૂં કરવાને આપણ બંનેનું લગ્ન છે. દર્દીને આરામ આપવો, દુઃખી ઉપર દયા કરવી, શોકગ્રસ્તનું સાંત્વન કરવું, એ સ્ત્રીઓ માટે સ્વાભાવિક ધર્મ છે. એ કર્તવ્ય કરવાથી જેટલાં સુખ અને સંતોષ થાય તેટલાં બીજા કશાથી થાય નહીં. નારાયણે જેમ અગ્નિ નિર્માણ કર્યા પછી પાણી નિર્માણ કર્યું, તેમજ રોગ, શોક, દુઃખ વગેરે ઉત્પન્ન કર્યા પછી સ્ત્રીનું પ્રેમમય અને કોમળ હૃદય નિર્માણ કર્યું છે. સ્ત્રીઓનું જીવન દુઃખીનું દુઃખ હરવામાં ન વહે તો તેમને કયા સુખની પ્રાપ્તિ થાય! મહાન પુરૂષોને સ્વધર્મ માટે પ્રાણ અર્પણ કરતા આપણે જોઇએ છીએ; આપણે પણ સ્વધર્મ માટે પ્રાણ અર્પણ કરીએ તેના જેવું બીજું ઉત્તમ શું છે?

"પોતાના બાળકની માતા થવું અથવા પોતાની માતાનું બાળક થવું એમાં મહત્તા જરાયે નથી, પરંતુ બીજાના બાળકની માતા થવામાં અથવા બીજાની માતાનું બાળક થવામાં જ ખરી મોટાઇ છે. એમાં જ ખરૂં પુણ્ય છે. એ પુણ્યને પ્રાપ્ત કરી આપણા સંસારને સ્વર્ગ સમાન બનાવવો એ સ્ત્રીનું મુખ્ય કર્તવ્ય છે."

હૃષીકેશચંદ્રના કહેવાથી મૃણાલિનિએ ભારતવર્ષની સ્ત્રીઓનાં દુઃખ ટાળવાની અનેક યોજનાઓ રચવા માંડી. સ્ત્રીઓની શારીરિક અને માનસિક સ્થિતિ સુધારવાને તેણે અનેક પ્રયાસ કરવા માંડ્યા. બાળલગ્ન, વિધવાદુઃખ અને સ્ત્રીઓની દુર્દશા અટકાવવાને તેણે ઘણો શ્રમ લીધો. તેણે એક કન્યામહાવિદ્યાલયની સ્થાપના કરી અને ઠેર ઠેર કન્યાશાળાઓ સ્થાપી કન્યાઓને કેળવણી આપવા માંડી. તે શેરીએ શેરીએ, મહેલ્લે મહેલ્લે રખડી, સ્ત્રીઓમાં ભળી હળી અને તેમને અનેક પ્રકારે બોધ આપીને બાળલગ્ન અટકાવવાનો તેણે પ્રયાસ આદર્યો. તેણે એક વિધવાશ્રમ સ્થાપ્યો અને સ્ત્રીઓનાં આધિ વ્યાધિ અને ઉપાધિ ટાળવાને ભારે શ્રમ ઉઠાવ્યો. ગરીબ સ્ત્રીઓને માટે તેણે ઘરગથુ ઉદ્યોગશાળાઓ ઉઘાડી અને સૌને આજીવિકા મેળવવાનાં સાધન પુરાં પાડ્યાં.

---

## પ્રકરણ ૨૧ મું.

### દેશસેવક દંપતી.

મૃણાલિનિએ હૃષીકેશચંદ્રના જીવન ઉપર પ્રબળ અસર કરી. હવે યુવાનના હૃદયપટપર જાણે કોઇ દિવ્યભૂમિના સૂર્યનાં કિરણો પોતાનો પ્રકાશ પાડી રહ્યાં હોય એમ તેને લાગ્યું. હવે એનું હૃદય સ્નેહની લાગણીઓથી જોસભેર ઉછાળા મારવા લાગ્યું. માનવસ્નેહ, દેશદાઝ, એ સર્વ દાંપત્યસ્નેહની સાથે ઓતપ્રોત થવા લાગ્યાં. સર્વ સ્નેહની શરૂઆત તે દાંપત્યસ્નેહથી કરવા લાગ્યો અને તેને સર્વ સ્નેહનું મૂળ ગણવા લાગ્યો. હૃષીકેશચંદ્ર અને મૃણાલિનિ બંનેનાં જીવન પરસ્પર સ્નેહ, વિદ્યાવિનોદ, અને લોકસેવામાં વહેવા લાગ્યાં.

આવાં દંપતી વિશુદ્ધ આર્ય પ્રેમનો આદર્શ છે. તેમનો દાંપત્ય-સ્નેહ ક્ષુદ્ર વિષયવાસનામાં કે અમુક ભોગની પ્રાપ્તિમાં પરિણમતો નથી. પવિત્ર પ્રેમબળની સમક્ષ વિશ્વમોહક ત્રિલોક વિજયી મદન અને તેનાં સંપત્ત્યાદિક ઉદ્દીપનોનો સહજ પરાજય થઈ જાય છે. તેઓ તો સર્વદા શુદ્ધ પ્રેમની પાસે પરાજીત જ છે. વિષયલાલસા-વાળા, કામી અને ખોટી વાસનાથી હૃદયબળ ખોઈ બેઠેલા મનુષ્યો પાસે જ તેમનું સામ્રાજ્ય પ્રવર્તે છે. પવિત્ર પ્રેમને તુચ્છ ઇંદ્રિયોના મિલનની ઝાઝી અપેક્ષા નથી. મળમૂત્રવાળા શરીરના સંયોગમાં જ તેની સીમા આવી રહેતી નથી. સ્વર્ગમાંથી પૃથ્વી ઉપર ઉતરેલી તે એક અપૂર્વ વસ્તુ છે. તેનાથી દંપતીનાં હૃદય અને આત્મા એક બની ઉચ્ચ દશાએ સ્થાપિત થાય છે.

શુદ્ધ પ્રેમ પતિપત્નીના મનનો, સૂક્ષ્મદેહનો, અને આત્માનો સંયોગ સાધે છે. એથી દંપતી એક બીજાનામાં રહેલા આત્માનો અદ્વૈતભાવ સાધી પરમાનંદમાં વિહરે છે. પ્રેમ સંયમનું ફળ છે. સંયમ વિના પ્રેમ ઉદ્ભવતો નથી, અને જ્ઞાન વિના સંયમ અશક્ય છે, માટે સંયમ અને જ્ઞાન એ પ્રેમનાં સાધન લેખાયાં છે. સ્થૂલ શરીરોનો સંયોગ એ પરમ પુનીત પ્રેમનો આભાસ માત્ર છે. તેથી જેમ જેમ દંપતી અદ્વૈતની સીઢીએ ચ્હડતાં જાય છે તેમ તેમ એ સ્થૂલ શરીરસંયોગ કમી થતો થતો આખરે તદ્દન નાશ પામે છે અને સ્ત્રીપુરુષ બંને સંસારી છતાં પણ વાનપ્રસ્થાશ્રમોનાં આચરણ આચરે છે.

હૃષીકેશચંદ્ર અને મૃણાલિનિનું દાંપત્યજીવન એવા પ્રકારનું જ હતું. બંને સંસ્કારી અને સંયમી હતાં. વિદ્યાવિનોદમાં તે આનંદ લેતાં અને લોકસેવા કરવામાં તત્પર રહેતાં. પારકાનું દુઃખ ટાળવાની વૃત્તિ સજ્જન મનુષ્યોના હૃદયમાં સદાએ જાગૃત રહે છે. દર્દીને આરામ આપવો, દુઃખી ઉપર દયા કરવી, શોકગ્રસ્તનું સાંત્વન કરવું, વગેરે વૃત્તિઓ તેમના મનમાં સહજ ઉત્પન્ન થાય છે. એ વૃત્તિઓ પ્રમાણે આચરણ કરવાથી તેમને જેટલાં સુખ અને સંતોષ થાય છે તેટલાં બીજા કશાથી થતાં નથી. હૃષીકેશચંદ્ર અને મૃણાલિનિ દુઃખીઓનાં દુઃખ ટાળીને એ સુખ અને સંતોષ મેળવવા લાગ્યાં.

કનકપુરની આસપાસ નાનાં નાનાં ગામડાં હતાં. તેમાં સાધારણ અને ગરીબ વર્ગનાં મનુષ્યો રહેતાં હતાં. તેમનું દુઃખ જોઇને એ દંપતીનાં હૃદય દ્રવીભૂત થયાં. સાધારણ રીતે એક કમાનાર અને પાંચ ખાનાર હોય તેવાં કેટલાંક ગરીબ કુટુંબનો પુરતી રીતે નિર્વાહ થાય, તેઓ બિચારાં તૃપ્ત રહે, અને તેમનાં બાળકોને સાધારણ કેળવણી મળે એવો બંદોબસ્ત કરવાનો તેમનો વિચાર થયો. વિચાર થતાં આસપાસની મદદ કેટલી મળશે તેનો તથા પોતાનાં સાધન વગેરે સર્વનો વિચાર કરી પોતાના સઘળા એકઠા કરેલા પૈસા ખરચી નાંખીને પણ એવાં દસ કુટુંબને પાળવાનો તેમણે સંકલ્પ કર્યો.

એક સમયે દુષ્કાળનો ભારે ત્રાસ આવી પડયો. અનાજની મોંઘવારી, પાણીની અછત, અને પૈસાની તંગીથી હજારો મનુષ્યો મરવા લાગ્યાં. ઘાસચારો નહીં મળવાથી લાખો ઢોર ટળવળવા લાગ્યાં. પોતાના કામથી પરવારી આવાં આવાં અનેક ગરીબ કુટું-બોની મુલાકાત લેવાનું એ દંપતીએ શરૂ કર્યું. તેમનાં સુખદુઃખનો વિચાર કરી, તેમની આફતો અને અગવડો ધ્યાનમાં લઇ તેમના નિવારણાર્થે તે અનેક પ્રયાસ કરવા લાગ્યાં. બિચારાં નિરાશ્રિત બાળકોને તેમની પાસેથી પાઇ પૈસો મળતો તેથી તેઓ દરરોજ તેમનાં આવવાની રાહ જોતાં રસ્તા ઉપર આવીને બેસતાં. તેમને દૂરથી આવતાં જોઇ તેઓ હર્ષઘેલાં બની જતાં અને તે પાસે આવે કે તરત જ કોઈ તેમને હાથે, તો કોઈ તેમને પગે, એમ સઘળાં તેમને બાઝી પડતાં. કોઇ તેમનાં બૂટ ખંખેરવા મંડી જતાં, કોઇ તેમનાં કપડાં ઉપરથી ધૂળ ઉરાડતાં, અને કોઇ તેમને બેસવાને માટે કોઇ ઓટલો કે ઓસરીને સાફ કરવાને મંડી જતાં. આમ અનેક રીતે આ બાળકો પોતાનો વ્હાલ પ્રદર્શિત કરતાં. એ જોઇને આ દંપતીની આંખમાં આંસુ આવી જતાં.

આ વખતે ભાદરવા–આસો માસનો વાદળી તાપ શરીરને તપાવી નાંખતો હતો. શરદ ઋતુના દિવસો હોવાથી લોકો ઘણા બિમાર પડી જતા હતા. ઘેર ઘેર તાવનો ઉપદ્રવ થઈ રહેલો હતો. દુષ્કાળનું જોર જરા કમી પડવા આવ્યું ત્યારે શરદ ઋતુની માંદગીના ભોગ ઘણાઓ થઈ પડયા. તેમની સ્થિતિ નિહાળવાનું, અને ગામમાં આમ

તેમ ફરી તેમને મદદ કરવાનું, આ પવિત્ર દંપતીનાં દયાર્દ્ર અંતઃકરણોમાં વારંવાર થઇ આવવા લાગ્યું.

હૃષીકેશચંદ્ર કનકપુરની આસપાસનાં ગામડાંમાં ફરીને લોકોને મદદ કરવા લાગ્યો. પોતાના પતિને આવા કામમાં સહાય કરવાને મૃણાલિનિ પણ બપોરનું કામ પરવારીને ત્યાં જવા લાગી. એકવાર હૃષીકેશચંદ્ર નિરાશ્રિત બાળકોની માવજત કરતો એક સ્થળે બેઠો હતો એટલામાં તેણે મૃણાલિનિને હાથમાં પાણીનો એક ઘડો ઝાલી બીજે હાથે એક ઘરડી ડોશીને દોરીને તેની તરફ આવતી જોઈ. તે પાસે આવી એટલે હૃષીકેશચંદ્રે પુછ્યું :

" આ શું ? "

" આ બિચારી ઘરડી સ્ત્રી તાવે તરફડે છે. પોતે નિરાધાર છે. તે પાણી લેવાને કુવા ઉપર ગઇ હતી. પાણીનો ઘડો ભરીને આવતાં તેને ટાઢ વાઇ અને તેને તાવ ચ્હડવા માંડયો છે અને એ થરથર ધ્રુજે છે. મેં અહીં આવતાં તેને પેલા કુવા આગળ ઠોકરો ખાતી જોઈ, તેથી એનો ઘડો લઇને હું એને ઘેર પહોંચાડી આવું છું." મૃણાલિનિએ જવાબ આપ્યો.

ભારતવર્ષના કમનસીબે, સુખશાંતિમાં જીવનને નિર્ગમન કરનારા ગાડી વાડી કે લાડીમાં જ મોજ માણનારા, શરાબ, ભાંગ કે ચીરૂટની લહેજતમાં પરમાનંદ પામનારા, અને નિરોગી રહેવા માટે દાક્તરનાં ખીસ્સાં ભરનારા આર્ય શ્રીમંતોને બિચારા ગરીબ લોકોની બિમારીથી થતી દુઃખદાયક અવસ્થાનો ખ્યાલ આવી શકતો નથી. અરે, તેઓ કદિ તે ખ્યાલ આણવાને પ્રયાસ પણ કરતા નથી. ખાનપાન કે ઔષધની સગવડતા નહીં હોવાથી તથા નિર્ધનતા અને તેવાજ બીજા કેટલાક પ્રતિકુળ સંયોગોમાં જીવનને ગાળવાથી તેઓ બિચારા આવે સમયે મુવા જેવા થઇ રહે છે, અને ઘણા તો મરી પણ જાય છે. બે ચાર બાળક અને બીજાં બે ચાર સ્ત્રી પુરૂષો સહિત તેઓ એક અંધારા સાંકડા અને ભેજવાળા મકાનમાં રહી કેટલી કેટલી મુશીબતો વેઠે છે તેનો વિચાર ધનવાન મનુષ્યોનાં હૃદયમાં આવવો, અરે, ઉત્પન્ન થવો પણ મુશ્કેલ છે.

હૃષીકેશચંદ્ર અને મૃણાલિનિ આવાં અનેક કુટુંબોની મુલાકાત

લેવા લાગ્યાં, અને તેમની જરૂરીયાતો પુરી પાડવાને અનેક યોજનાઓ યોજવા લાગ્યાં. એક બિચારા ગામડીયાની વ્યથાનો પાર જ નહોતો. તે એક મોટા કુટુંબવાળો હતો પણ તેને રહેવાને એક નાની આઠ દસ હાથ લાંબી અને ૭ સાત હાથ પહોળી ઓરડી જ હતી. તેમાં નાનાં મોટાં મળી દસેક માણસનો સમાસ તેને કરવો પડતો હતો. તેમાં વળી એક આઠ દસ વરસની છોકરી તાવની બિમારીથી પીડાતી હતી. એક બાજુએ એક ખાટલા ઉપર તેને સુવાડીને એક ફાટી તુટી ગોદડી તેના ઉપર તેણે ઓઢાડી હતી, પણ તેની ટાઢનો અટકાવ થઇ શકતો નહોતો. એક બાજુએ એક પાડી બાંધવામાં આવી હતી; જેની મા બહાર ઓસરીમાં બાંધેલી હોવાથી તે બેંબેં કરી રહી હતી. બિચારા ગામડીયાઓ મજુરી અને ખેતી કરીને પોતાનું પેટ ભરે એટલે ઘરમાં દળવાનું અને ખાંડવાનું કામ ચાલ્યા જ કરતું હતું. એથી કરીને દર્દીને માથાના દુઃખાવામાં ઉમેરે થતો હતો, પણ બિચારાં બધાં લાચાર થઈ રહ્યાં હતાં. ખાંડે નહીં ને દળે નહીં તો ખાય શું ? આમ અનેક રીતે હાડમારી વેઠીને આવાં ગરીબ કુટુંબો પોતાનો કાળ આ જગતમાં નિર્ગમન કરે છે. તેમની સ્થિતિનો પ્રત્યક્ષ અનુભવ અન્ય વર્ગનાં સ્ત્રી પુરૂષોને હોતો નથી. સુધરેલી અને આબાદી પામતી પ્રજાઓના ધનાઢ્યો ગરીબ વર્ગની દશા સુધારવાને પ્રયાસ કરે છે, પણ અધમ દશાને પ્રાપ્ત કરતી જતી આર્ય પ્રજાના ધનવાનોના હૃદયમાં તેને માટે જરાયે લાગણી હોતી નથી એ ઘણા ખેદની વાત છે.

હૃષીકેશચંદ્ર આ બહોળા કુટુંબનાં કેટલાંક માણસોને પોતાને ઘેર તેડી ગયો. તેમને રહેવાને પોતાની ઓરડીઓમાંથી તેણે એક ઓરડી ખાલી કરી આપી અને તેમને ખાવા પીવાનો પણ બંદોબસ્ત કરી આપ્યો. તેણે પેલા દર્દીને ઔષધ આપવાને પોતાના ખરચે એક દાક્તરની ગોઠવણ કરી આપી. મૃણાલિનિ તેના ઘરનાં માણસો પાસે બેસી તેમને આશ્વાસન અને ધીરજ આપવા લાગી તથા સંકટ સમયે હિંમત ન હારતાં તે દૂર કરવાના અન્ય ઉપાયો ત્યાં બેઠે બેઠે જ યોજવા લાગી. આમ ગરીબની સારવાર કરવામાં, અને તેમનાં દુઃખ ટાળવામાં આ પવિત્ર પતિ અને પત્ની માન અપમાન, સગવડતા કે અગવડતાને મનમાં નહીં ગણતાં, પોતાના પૈસાનો, વખતનો અને શરીરનો ભોગ આપવાનું મહાન કાર્ય માથે લઇ રહ્યાં હતાં.

આવી સન્નારી જે ઘરની ગૃહિણી હોય, અને આવો સજ્જન જે ઘરનો અધિષ્ઠાતા હોય તે ઘરમાં આનંદ અને સુખની અભિવૃદ્ધિ થાય, ત્યાં જ પ્રેમ અને નિઃસ્વાર્થતાના પાઠ પઢાય, અને દેશાભિમાનનાં બીજ અંતઃકરણમાં રોપાય.

ગામડાંમાં તાવનો ઉપદ્રવ વધતો ગયો. હૃષીકેશચંદ્ર અને મૃણાલિનિનાં પ્રેમાળ હૃદયોથી દુઃખાર્ત મનુષ્યોનાં દુઃખ જોઇ શકાયાં નહીં. પતિ પત્ની બંને પાછાં ગામડાંમાં ગયાં. ત્યાં કોઇ દવા વગર, કોઇ પાણી વગર, કોઇ અનાજ વગર, અને કોઈ સુવાની જગ્યા વગર, આમ તેમ પડેલાં અને ટળવળતાં તેમની નજરે આવ્યાં. એથી એ દંપતી પોતાનાથી બનતી મદદ કરવાને પાછાં તત્પર થયાં.

રસ્તામાં એક વૃદ્ધ સ્ત્રી અને તેનો એકનો એક છોકરો ટળવળતાં તેમને માલમ પડયાં. ડોશી મરવાની તૈયારીમાં હતી અને છોકરાને મરકીનાં ચિન્હો લાગુ પડયાં હતાં. હૃષીકેશચંદ્રની સારવારથી વૃદ્ધ સ્ત્રી બચી હોય એમ લાગ્યું પણ છોકરાને રોગ વધતો જતો જણાયો. બિચારી ડોશી વધારે વધારે ચિંતાતુર બનવા લાગી. મૃણાલિનિએ તેને ધીરજ આપવા માંડી અને અનેક ઉપાયો કરવા માંડયા. એક દાકતરને બોલાવી તેમની સારવારમાં મુકયો અને દંપતી જોઈતું કરતું આણી આપવાની તજવીજમાં રહ્યાં. આમ કેટલાક કલાક ચાલ્યા ગયા. છોકરાનું ગળું ઘણુંજ સુકાવા લાગ્યું તેથી દંપતી એકાદ મીઠું લીંબું મળે તો ઠીક એમ કહીને તેની શોધમાં નીકળી પડયાં.

જ્યાં જાય ત્યા બંને જોડે ને જોડે જ જાય. એક બીજાનો હાથ પકડી વાતો કરતાં ચાલતાં, ગરીબોના દુઃખથી દુ.ખી થતાં, ગીતા ઉપનિષદાદિનાં વચનો સંભારી આશ્વાસન લેતાં, નિઃશ્વાસ મુકતાં, એક બાગ તરફ જવાને બંને આગળને આગળ વધવા લાગ્યાં.

સામાન્ય રીતે ધર્મીને ઘેર ધાડ અને કસાઇને ઘેર કુશળ એવું આ જગતમાં જોવામાં આવે છે. કર્મની ગતિ ન્યારી છે, પ્રભુની લીલા અજબ છે. એની ગતિ સમજવાને મનુષ્ય અસમર્થ છે. પેલી ડોશી અને તેના છોકરાની પાસે બેસવાથી દંપતીને ચેપ લાગ્યો હતો. બાગમાં પેઠા પછી બંનેના પગ ચુંથાવા લાગ્યા. બંનેના પગે ગોટલા ચ્હડવાના શરૂ થયા. બંનેને પાણીની તૃષા લાગી. બન્નેને ચકકર આવવા લાગ્યાં.

બંનેને મરકી લાગુ પડી. હૃષીકેશચંદ્રે કહ્યું: " એ પડયો !"

મૃણાલિનિએ તેને ટેકો આપ્યો. એટલામાં મૃણાલિનિ જ બોલી ઉઠી: " એ પડી !"

કોણ સાંભળે ! બંને પડયાં ! " પાણી ! પાણી ! પાણી ! " બંને ઉચ્ચારવા લાગ્યાં.

આસપાસ બધે મરકી ચાલી રહી હતી. કોઇ મનુષ્ય ત્યાં નજરે આવતું નહોતું. બંને જણાં પાણી માટે ટળવળવા લાગ્યાં.

મૃણાલિનિને કંઈક શુદ્ધિ આવી. તે બોલી: " અરે તમને શું થયું ! એ મારા વ્હાલાને શું થયું ! "

એટલામાં પાણી આવ્યું. પણ પાણી એક પ્યાલોજ હતું. વધારે મળી શકે તેમ હતું નહીં. પહેલું કોણ પીએ ! આર્ય દંપતી એક બીજાને માટે પ્રાણાર્પણ કરે ત્યાં પહેલ કોણ કરે !

" ના, તમે પીઓ. " " ના, તુ પી. " એમ બંને એક બીજાને કહેવા લાગ્યા.

હૃષીકેશચંદ્રે પાણીનો પ્યાલો હાથમાં લીધો અને મૃણાલિનિને આપવા માંડયો. મૃણાલિનિએ સામો ધરીને કહ્યું: " તમેજ પીઓ. "

" તું પી. " હૃષીકેશચંદ્રે ફરી કહ્યું.

" હું મરીશ તેની હરકત નથી માટે તમેજ પીઓ. "

" તારે વધારે જરૂર છે માટે તું પી. "

" સો જણ મરજો પણ સોનો પાળનાર મરશો નહીં, માટે તમેજ પીઓ." મૃણાલિનિએ પાણીનો પ્યાલો લઇને હૃષીકેશચંદ્રને આપવા માંડયો.

" ચક્રવાક ચક્રવાકી વગર જીવ્યો એમ કદિ જાણ્યું છે ? તારા વગર મારૂં જીવતર ખારૂં છે, માટે તું પી. " હૃષીકેશચંદ્ર જરા શુદ્ધિમાં આવીને ટટાર થઇને બોલ્યો.

" તમારા વગર હું પગ ઘશીને મરીશ તેના કરતાં આ મરવું સારૂં છે. " મૃણાલિનિએ જવાબ આપ્યો.

" તેં કોઇ દિવસ મારી આજ્ઞાનું ઉલ્લંઘન કર્યું નથી અને આજે કેમ કરે છે ? તું બેશુદ્ધિમાં હોય એમ લાગે છે. "

"તમે મારી ઇચ્છાને પૂર્ણ કર્યા વગર કોઇ દિવસ રહ્યા નથી. આજે કઠોર હૃદયના કેમ થાવ છો ?" મૃણાલિનિ રોવા લાગી.

"ત્યારે સાથેજ મરીશું !" હૃષીકેશચંદ્રે કહ્યું.

"ના, હું પહેલી મરીશ."

"ના, તેમ નહીં થાય."

"માત્ર આ ક્ષણે જ હું તમારી આજ્ઞાનું ઉલ્લંઘન કરીશ."

"માત્ર આ ક્ષણેજ હું તારી ઇચ્છા પુરી થવા નહીં દઉં."

"હરિને ગમશે તે ખરૂં."

"હરિ સાચાંની કસોટી કરશે પણ તેમને કદિએ આંચ આવવા દેશે નહીં."

પ્રાચીન કાળમાં આર્યાવર્તમાં અત્રિ અને અનસુયા, ઉમા અને મહેશ્વર, તથા વશીષ્ટ અને અરૂંધતીમાં દશ્યમાન થતા શુદ્ધ પ્રેમના આદર્શરૂપ આ દંપતી એકબીજાના સુખે સુખી અને દુઃખે દુઃખી થતાં હતાં. સ્ત્રીપુરૂષોની ન્યૂનાધિકતાનો વિચાર દૂર કરી એક બીજાની જાતને તે સરખી જ ઉપયોગી ગણતાં. તે એક બીજાને માટે પ્રાણાર્પણ કરવાને તત્પર થતાં. આમ તેઓ બંને હિંદનો પુરાતન સમયનો પવિત્ર દાંપત્યસ્નેહ દર્શાવી રહ્યાં હતાં.

પણ વ્યાધિ વ્યાધિનું કામ કરવા લાગ્યો. તેનું વિષ વધારે વધારે પ્રસરવા લાગ્યું. બંનેની શુદ્ધિ પાછી જરા જરા જવા માંડી. બંને સાથે પડયાં. હજી પણ "તમે પીઓ," "તું પી," એમ મુખેથી બંને ઉચ્ચારતાં હતાં. બંનેના લાંબા કરાએલા બે હાથથી બંનેની વચમાં જાણે કે એક બીજાની સામે બળાત્કારે ખસેડતાં હોય તેમ પાણીનો પ્યાલો ઝાલી રાખવામાં આવ્યો હતો. બીજા બે હાથ એક બીજાની ડોક ઉપર મુકવામાં આવ્યા હતા. બંનેની પ્રેમભરી આંખો મરતે મરતે પણ એક બીજાને જીવાડવાની આશામાં સ્નેહથી બળાત્કારે ક્ષણે ક્ષણે ઉઘડી જઇ એક બીજાને નિહાળતી હતી. પણ પાણીનો પ્યાલો ત્યાંનો ત્યાંજ રહ્યો. જ્યાં હાથ ત્યાં હાથ અને પગ ત્યાં પગ રહ્યા. ઉપર વર્ણવેલી અવસ્થામાં, એક જ ક્ષણે, સાથેજ, બંનેની આંખો ખેંચાઇ.

શુદ્ધ પવિત્ર આર્ય દંપતી, જીવનમાં સાથે જ, મરતે પણ સાથે જ, અને સ્વર્ગમાં પણ સાથે જ જવાને તૈયાર થઈ રહ્યાં !

પણ પ્રભુની લીલા અજબ છે. જન હારી જાય છે ત્યારે પ્રભુ અવળાનું પણ સવળું કરી દે છે. ભગવાન કૃષ્ણ કહે છે કે **न मे भक्तः प्रणश्यति.** પ્રભુ પોતાના ભક્તને સદાએ બચાવી લે છે. ઘણી વાર થઇ અને બંને જણ પાછાં ફર્યાં નહીં તેથી પેલી ડોશી અને છોકરાની સારવારમાં મુકેલા દાક્તર સાહેબ પોતાની ફી અને દવાના પૈસા માટે ઉંચા નીચા થવા લાગ્યા. આખરે તે નીકળ્યાં અને એ દંપતીની શોધમાં તે જ્યાં પડયાં હતાં ત્યાં આવી પહોંચ્યાં. દાકતર જુવે છે તો બંનેની આ દશા!

દાકતર સાહેબે બંનેની નાડી તપાસી અને હૃદય ઉપર હાથ મુકી જોયો. તેમને કંઈક આશાનાં ચિન્હ જણાયાં. બંનેને પાણી તથા દવા આપવામાં આવ્યાં અને બંનેને ઘેર લઈ જવામાં આવ્યાં. થોડાક દિવસ પછી હૃષીકેશચંદ્ર અને મૃણાલિનિ સાજાં થયાં અને પાછાં લોકસેવા કરવામાં હાજર થઇ ગયાં.

વિપત્તિને મહાન પુરૂષો આશિર્વાદ રૂપે આલેખે છે. હૃષીકેશચંદ્ર એ સિદ્ધાંતને અનુસરી વિપત્તિમાંથી મળતા અનેક બોધને ગ્રહણ કરી તેમને મનમાં ઠસાવતો હતો. તેને મન આ જગત સુખનો ઝરો હતું. સાધુ-ઓને મન આ જગત આનંદનું સામ્રાજ્ય છે એમ તે માનતો. વિધાતા મનુષ્યોના કપાળમાં કદિ દુઃખ લખતી નથી, પણ મનુષ્યો નિયત માર્ગથી ભ્રષ્ટ થવાથી જ દુઃખ ભોગવે છે એવો તેનો નિશ્ચય હતો. જેમ આકાશમાં અસંખ્ય ગ્રહો છતાં તે એક બીજાને અતર્ક્ય સ્નેહથી આકર્ષે છે અને અનંત આકાશને સુરમ્ય મનોહર અને સુખમય સંગીતથી પૂર્ણ બનાવી મુકે છે તેમ માનવજાતિમાં પરસ્પર સ્નેહ હોય તો તે આ પૃથ્વીને સ્વર્ગ સમાન કરી મુકે એવો તેનો સિદ્ધાંત હતો. તે વારે વારે કહેતો કે જો મનુષ્ય એક તુચ્છ યાચક ઉપર કે પોતાની માનવજાતિ ઉપર પ્રેમ આણી નહીં શકે તો અનંત અને અચિંત્ય એવા પરમેશ્વર ઉપર તે શી રીતે લાવી શકશે ? એથી કરીને દંપતી પાછાં લોકસેવા કરવાને અને જગતમાં સ્નેહનું સામ્રાજ્ય પ્રવર્તાવવાને બહાર નીકળી પડયાં.

બંનેનાં મનમાં પાછો ઉત્સાહ સાથે જ પ્રગટ થયો. બંનેનાં હૃદયમાં પાછો પ્રેમનો ઝરો સાથે જ વહેવા લાગ્યો. બંનેનાં હૃદય વિશાળ હતાં. માતૃભૂમિનાં દુઃખોથી બંનેનાં હૃદય રડી રહ્યાં હતાં. ભારતવાસીઓનાં કષ્ટ નિહાળીને એમની આંખોમાં આંસુ આવી ગયાં. હૃષીકેશચંદ્ર મૃણાલિનિને કહેવા લાગ્યોઃ

" સો વર્ષ જીવવું તેના કરતાં સ્વદેશકાર્ય માટે દેહનો ભોગ આપવો એ વધારે સારૂં છે. "

" આપણા જીવનની તુલના વર્ષથી નહીં પણ સત્કાર્યથી, શ્વાસની પ્રક્રિયાથી નહીં પણ વિચારથી, અને સમયના વધવાથી નહીં પણ લાગણીથી હું કરૂં છું. " મૃણાલિનિએ જવાબ આપ્યો.

" જે વધારેમાં વધારે વિચાર કરે છે, વધારેમાં વધારે જેને અન્ય જનોને માટે લાગણી થાય છે, અને જેનાં આચરણ સર્વોત્તમ છે તેણે જ વધારે લાંબું જીવન ગાળ્યું એમ કહી શકાય. "

" જે જે કલ્યાણવાસનાઓ તમે ઉરમાં ધરશો, જે જે લોકોપકારી કામ તમે આદરશો, તે સર્વમાં હું તમારી સાથે જ રહીશ. મારા કંથ! ધર્મતણા પંથે આપણે ચાલીશું, હૈયા સાથે હૈયું હલાવીશું, અને સ્નેહના ઐક્યમાં મ્હાલીશું. "

એમ બોલતી બોલતી મૃણાલિનિ હૃષીકેશચંદ્ર સામે જોઈ રહી. તેને મન તેનો પતિ સર્વસ્વ હતું. ખરેખરી સ્ત્રી શું માગે છે? તે ધન કે સંપત્તિ ચ્હાતી નથી. શુદ્ધ પ્રેમયુક્ત, ચારિત્ર્યના બળથી ઝળહળતો વિદ્યાવિલાસી અને દેવ સરખો પતિ તેને મન ધન અને સંપત્તિ છે. તે તેનું સર્વસ્વ છે. એને મન દ્રવ્યની કે રૂપની ગણના અધમ વિકારની વાસના તરીકે લેખાય છે. એથી કરીને મૃણાલિનિ હૃષીકેશચંદ્ર સામે જોતી અને આનંદ ને આશ્ચર્યને પામતી મનમાં બોલવા લાગી:

" અહો, આ મહાપુરૂષનું હૃદય કેવું વિશાળ છે? એમની માતૃભૂમિનાં દુઃખોથી તે કેવું રડી રહેલું છે! ભારતવાસીઓનાં કષ્ટ નિહાળીને એમની આંખોમાં આંસુ આવી જાય છે! હું એમના હૃદયની વિશાળતા માટે તેમને જેટલું માન આપું છું તેટલું તેમની

વિદ્યા માટે આપતી નથી. ભારતમાં ઘણુાએ પંડિતો અને વિદ્વાનો વસે છે પણ ક્યાં છે તેમનામાં એ દયા, ક્યાં છે એ હૃદયની વિશાળતા, અને ક્યાં છે એ દેશદાઝ અને એ દેશાભિમાન!"

એટલામાં હૃષીકેશચંદ્ર બોલી ઉઠ્યો: "મૃણાલિનિ! ત્યારે હવે ચાલો આપણે દેશસેવાના કાર્યમાં પાછાં વળગી જઇએ. આપણા ભારતવાસીઓને માથે અનેક પ્રકારનાં દુઃખ આવી પડેલાં છે. મારાથી તે જોઈ શકાતાં નથી. ચાલો આપણે બનતો પ્રયાસ કરીએ અને તેમનાં દુઃખો ટાળીએ. હાય, આપણા ભારતવર્ષની આ દશા!"

"નાથ, તમારી આજ્ઞા પ્રમાણે મેં એક વિધવાશ્રમ ઉઘાડયો છે. તેની પ્રથમ મુલાકાત લ્યો અને પછી બીજા કાર્યમાં પ્રવૃત્ત થાવ."

"ઠીક." હૃષીકેશચંદ્રે જવાબ આપ્યો.

બંને વિધવાશ્રમમાં ગયાં. તેમાં કેટલીક વિધવાઓ ભરતી હતી, કેટલીક શીવતી હતી અને કેટલીક રેંટીયો કાંતતી હતી. સર્વેએ ખાદીનો પોશાક પહેરેલો હતો. હૃષીકેશચંદ્ર એક પછી એક એમ સર્વેને પુછવા લાગ્યો:

"કેમ બ્હેન, તમે સુખી છો ને?"

"હા ભાઈ, અહીં આવ્યા પછી અમે તન મન અને ધનથી સુખી થયાં છીએ. અમારાં શરીર સુધર્યાં છે અને સારી કેળવણીથી અમારા મનમાં સુવિચારો પેદા થયા છે. સારા સમાગમથી અમારા વિકારો નાશ પામ્યા છે અને અમારી લાજ લુંટાતી અટકી છે. આ રેંટીઓ કાંતીને અમે અમારી રોજી મેળવીએ છીએ અને સમાજમાં તિરસ્કારને પાત્ર થતાં નથી." એક વિધવાએ કહ્યું.

હૃષીકેશચંદ્ર બીજી વિધવાને પુછવા લાગ્યો: "કેમ બ્હેન, તમે હવે અહીં સુખી થયાં ને?"

"હા ભાઈ, તમારો જેટલો પાડ માનીએ તેટલો ઓછો છે. હું વિધવા થયા પછી મને ના સંઘરી કોઇએ મારા સાસરામાં કે પીયેરમાં. મને ના સંઘરી મારા જેઠે, ના સંઘરી મારા દીયેરે, અને ના સંઘરી મારા ભાઈએ કે ભોજાઇએ. હિંદુ સમાજમાં વિધવાની સ્થિતિ અતિ દુઃખદાયક છે. હું વિધવા હિંદુ સમાજમાં તિરસ્કારને

પાત્ર થતી હતી. પછી હું આ તમારા આશ્રમમાં આવી અને હવે હું સુખમાં દહાડા કહાડું છું."

"હવે તમને અહીં કંઇ અડચણ તો નથી ને?"

"ભાઈ, અમે વિધવાઓ તમને અંતઃકરણપૂર્વક આશિર્વાદ આપીએ છીએ. હિંદુસમાજમાં વિધવાઓને અનેક દુઃખ છે. તે તિરસ્કારને પાત્ર થાય છે. સૌ તેની તરફ શંકાની નજરથી જુવે છે. તે અપશુકનીયાળ અને અભાગણી ગણાય છે, અને તેની સંભાળ કોઈ લેતું નથી. એ બિચારી દુઃખની મારી અહીં તહીં ભટકીને તેના દિવસ પુરા કરે છે. મારે પણ એમજ થતું હતું. આપના આશ્રમમાં આવીને હું ઘણી સુખી થઇ છું."

એટલામાં એક આધેડ ઉમ્મરની વિધવા આગળ આવીને બોલી:

"ભાઇ, પરમેશ્વર તમારૂં ભલું કરે. મારા પતિ મરી ગયા છે. મારે દિકરો કે દિકરી કાંઈ નથી. આજકાલનાં સગાં વ્હાલાં તો કેવાં છે તે તો તમે જાણો છો. મારે ખાવાને અન્ન નહોતું અને પહેરવાને લુગડું નહોતું. તમારા સ્વયંસેવકો મને અહીંઆ લાવ્યા. હવે હું ઘણા સુખમાં દિવસ ગુજારૂં છું. પ્રભુ તમારૂં સારૂં કરે. હું તમને આશિર્વાદ આપું છું."

હર્ષીકેશચંદ્રે ઉંડો નિઃશ્વાસ નાંખ્યો અને મુખથી બોલ્યો: 'શિવ, શિવ."

પેલી વિધવા પાછી બોલી ઉઠી: "ભાઇ, મારો દિકરો કે દિકરી જે કહો તે હવે તમે છો."

"હા, તમારો દિકરો થવામાં હું મગરૂરી લઉં છું. તમારા જેવી સ્ત્રીઓની સેવા કરવાને, રે, તેમને માટે પ્રાણ આપવાને પણ હું તૈયાર છું." હર્ષીકેશચંદ્રે ઘણા ઉલ્લાસથી જવાબ આપ્યો.

"તમે મારા મનની ઇચ્છાઓ પુરી કરી; પ્રભુ તમારા મનની મુરાદ પુરી કરો. હું ગરીબ વિધવા બીજું શું કહું!"

"સૌનું ભલું કરવું એજ મારા મનની મુરાદ છે."

"જે સાચો હિંદુ છે તે તો સર્વ પ્રત્યે સમાન ભાવ રાખે છે. તે સદાએ ગરીબ વિધવાઓની બેલી છે."

" ભાઇ, ભારતવર્ષમાં તમારા જેવા પાકશે, અને વિધવાઓની સ્થિતિ સુધરશે ત્યારે જ ભારતનો ઉદય થશે. આજ ભારતવર્ષમાં હજારો વિધવાઓના શ્રાપ હિંદુ સમાજ ઉપર વરસી રહ્યા છે. એ શ્રાપમાંથી સમાજ મુક્ત થશે ત્યારે જ એનો ઉદય થશે." એક બીજી વિધવા બોલી.

" ભાઇ, આ ભારતવર્ષમાં આજે સૌ અધમ અને સ્વાર્થી બની પોતાનું પેટ ભરી રહ્યા છે. અમારા જેવાં દુ:ખીઓની દાઝ જાણનારા તો આપ જેવા કોઇક વિરલા જ હશે." એક ત્રીજી વિધવા આગળ આવીને બોલી.

વિધવાઓનો આશિર્વાદ લઇને દંપતી પાછાં ફર્યા. આ વખતે તેમનાં મન ઉજ્જવલ આનંદથી ઉભરાતાં હતાં. સત્કાર્ય કર્યાનું જ્ઞાન મનુષ્યોનાં હૃદયમાં એક પ્રકારનો અલૌકિક આનંદ ઉત્પન્ન કરે છે. તેમની દ્રષ્ટિએ જે જે વસ્તુઓ આવે છે તે સર્વમાં તેમને અપૂર્વ હર્ષનું ભાન થાય છે. આ સૃષ્ટિ અને તેના પદાર્થો આવાં મનુષ્યોને મન અધિક સુંદર ભાસે છે. સૂર્ય અને ચંદ્ર તેમને વધારે પ્રકાશમય દીસે છે. તેમને સઘળી વસ્તુઓ આનંદમય અને હાસ્યયુકત દેખાય છે. આખી સૃષ્ટિ જાણે ચેતનમય હાલતું ચાલતું હર્ષઘેલું પુતળું હોય તેમ તેમની દૃષ્ટિએ આવે છે. જેમ દીવાનો પ્રકાશ આખા ગૃહમાં પ્રસરી રહે છે તેમ એક સત્કાર્ય આખા જગતને પ્રકાશમય કરી મુકે છે. તેના કર્તાને તે અપૂર્વ આનંદનો ભોકતા બનાવે છે. સૃષ્ટિનું સૌંદર્ય અને આનંદને તો સજ્જનો જ સમજી શકે છે. એ સૌંદર્યને નિહાળતાં આ દંપતી કર્તવ્યના ભાનથી આનંદના શિખર ઉપર દોલાયમાન થઇ રહ્યાં.

દંપતી પોતાને ઘેર ગયાં. ત્યાર બાદ આ દેશસેવક દંપતીએ સ્થળે સ્થળે સેવાશ્રમો સ્થાપ્યાં, અને ગરીબ, વૃદ્ધ અને નિરાધાર જનો-ને તેમાં રાખીને તે તેમની સેવા કરવા લાગ્યાં. કનકપુરની આસપાસનાં ગામડાંની સ્થિતિ સુધારવાને અને ગ્રામ્ય જીવનનો વિકાસ કરવાને તેમણે યુવકમંડળો સ્થાપ્યાં અને ગામોની સુધારણા માટે અનેક પ્રયાસ કરવા માંડયા. દેશના ધંધાઓને ખોળી ખોળીને તેમણે ખીલવવા માંડયા. ગરીબોની સેવા કરવી, દુઃખીનું દુઃખ ટાળવું, અને નિરાધારને સહાય કરવી એજ હવે એ દંપતીના જીવનનો મહામંત્ર થઇ રહ્યો.

હૃષીકેશચંદ્રે સંસાર સુધારા પરિષદમાં ભાગ લેવા માંડ્યો. બાળલગ્ન અટકાવવાને તેણે અનેક પ્રયાસ કર્યા. સમાજની કુરૂઢિઓને ટાળવાને તેણે ઘણો શ્રમ ઉઠાવ્યો. યુવાનોને બ્રહ્મચર્ય પળાવી સ્વદેશ-સેવામાં પ્રેર્યા. ભારતવર્ષની રાજકીય બાબતોનો ઉંડો અભ્યાસ કરીને તેણે દેશના અનેક રાજદ્વારી પ્રશ્નો ઉકેલ્યા અને દેશના નેતાઓનાં મન સંપાદન કરીને એક વાર કૉંગ્રેસનો પ્રમુખ થવાને તે ભાગ્યશાળી થયો.

---

## પ્રકરણ ૨૨ મું.

---

### ત્યાગી સંસારી.

હૃષીકેશચંદ્ર અને મૃણાલિનિ પોતાનો સમય દેશસેવામાં વ્યતીત કરતાં હતાં એવામાં એક દિવસ રાણા પ્રતાપસિંહે હૃષીકેશચંદ્રને પોતાની પાસે બોલાવ્યો અને કહ્યું :

" હૃષીકેશચંદ્ર ! મારી ઇચ્છા પ્રમાણે વિશ્વવિદ્યાલયની સ્થાપના થઇ છે અને મારી પ્રજાનાં સુખ સંપત્તિના માર્ગ યોજાયા છે. મારા મનની અભિલાષા પુરી થઇ છે. હું હવે સુખેથી વાનપ્રસ્થ લઇશ. "

" મહારાજ, જેવી આપની ઇચ્છા. આપની ઇચ્છા પ્રમાણે પ્રજાની કેળવણી અને સુખસમૃદ્ધિના માર્ગો મેં યોજ્યા છે, અને તેને લીધે કનકપુરની પ્રજા હવે સુખ અને સંપત્તિમાં દોલાયમાન થઇ રહી છે. એટલે હવે તે વિષે આપ નિશ્ચિંત રહો અને સુખેથી આયુષ્યને ઇશ્વર-સ્તવનમાં વ્યતીત કરો. " હૃષીકેશચંદ્રે જવાબ આપ્યો.

" મને મારા વનરાજની પણ ફિકર નથી. મારી પ્રજાની મને ફિકર છે. મારી પ્રજા સુખ ન ભોગવે તો હું નરકે જઉં. "

" ખમા મહારાજ, ખમા. હવે આપ નિશ્ચિંત રહો. કનકપુરની શોભા ખરેખરી ઇંદ્રપુરી જેવી થઇ રહી છે. વાદળ સાથે વાતો કરતા

મહેલો, હવેલીઓ તથા મકાનો તેઓનાં હાંડી ઝુંમર તકતા અને તસ-
વીરોનાં ચિત્રકામના શણગાર સાથે દેદીપ્યમાન દેખાય છે. દેવાલયો તથા
મંદિરો પણ ગગનને જોતાં ઝુકી રહ્યાં છે. બપોરે સોનાના ઘુમટો તથા
સોનાના કળશોથી નગર ઝગઝગી રહે છે. દેવાલયોની ધજાઓ આમતેમ
ફરતી જાણે નગરની આબાદી તથા સુખ શાંતિ જણાવતી હોય એમ દેખાવ
આપે છે. રાત્રે આરતી કરતી વખતે ઘંટોના ઘનનન કરતા નાદ ઘણે
દૂર સુધી સંભળાય છે. દરવાજે દરવાજે તેમજ શેરીએ શેરીએ બજારો
આવી રહ્યાં છે, તે નગરની વેપારવૃદ્ધિ સૂચવે છે. નગરશેઠના મહેલ
આગળ નાણાવટ બજાર છે, તે વેપારનું મથક છે, ત્યાં ઘણા પરદેશી
વેપારીઓ માલની આપ લે કરવા આવે છે. વ્યવહાર પ્રમાણિકપણે
ચાલે છે. વેપારીઓ વેણના સાચા છે. એક રૂપીએ આનાથી વધારે નંફા
ખાવાની સખત મનાઇ છે તેથી કોઇને ઠગાવાનો ભય રહેતો નથી.
મહારાજ, જ્યાં પ્રમાણિકપણું અને સાચ છે ત્યાં સાખ અને સમૃદ્ધિ
છે. તેથી બજારમાં લાખો રૂપિઆના માલની આપ લે થાય છે અને
નગરી અલબેલી જેવી લાગે છે. નગરમાં ઘેર ઘેર દેવપૂજા, હરિકીર્તન,
અને વેદાધ્યયન થાય છે અને તેથી આ દેવ સમાન ભૂમિનાં પાપો
ન્હાશી ગયેલાં જણાય છે. બ્રાહ્મણો તથા ક્ષત્રી વર્ણમાં શંકરનું સેવન
પ્રાધાન્ય છે. ઠેર ઠેર ગૌપૂજન કરતી સ્ત્રીઓ જોવામાં આવે છે. વણિક
વર્ગ ઘણું કરીને વૈષ્ણવ મંદિરોના ભોગી વિશેષ જણાય છે. શુદ્ર વર્ણ
પણ માતા કે મહાદેવના દેવળમાં જતા વિશેષ માલમ પડે છે. જૈન
ધર્મ પાળનારા પણ આ શહેરમાં ઘણા છે. તેઓનાં દહેરાં જુદાં છે.
તેઓને વેપાર પસંદ છે. કોઈ કોઈ સ્થળે સતાર, સારંગી, બંસી
વગેરેના મધુર સ્વરો સંભળાય છે અને પ્રજા નિર્દોષ આનંદમાં મહાલતી
જણાય છે. અખાડામાં તાલીમબાજો કોઇ પટા ખેલતા, કોઇ તરવાર
ફેરવતાં, અને કોઇ કુસ્તી કરતા માલમ પડે છે. ગામમાં દરેક માણસના
ચ્હેરા ઉપર શૂરાતન સાથે દયાભાવ જણાય છે. પ્રજામાં ધર્મ, દાન,
અને રાજ્યભકિત છે. ધર્મગુરૂઓ તથા સંન્યાસીઓને લોકો માન આપે
છે. વિદ્યા, હુન્નર, કારીગિરિ વગેરેને અહીં સરકાર તરફથી
ઉત્તેજન મળે છે. ગામની બહાર એક મોટું શિવાલય છે ત્યાં સંધ્યા-
કાળે લોકો જાય છે અને દર્શન કરી કથા શ્રવણ કરે છે. રાતે શેરીએ
શેરીએ રામાયણ કે મહાભારત કહેવાય છે અને ત્યાં લોકોની મોટી
ઠઠ બાઝે છે. મહારાજ, ટુંકામાં કહું છું કે આપના પુણ્ય પ્રતાપથી

કનકપુરની પ્રજા વિદ્યાવાન, નીતિવાન્, અને ધર્મિષ્ટ બની સુખ અને સંપત્તિમાં મ્હાલે છે." એક વૃદ્ધ ભાયાત બોલી ઉઠયો.

" ઠીક. ત્યારે હવે હું રાજ્યકારભારમાં જરાએ જીવ ઘાલીશ નહીં. હવે હું ગિરિરાજ ઉપર જઇને રહીશ. વનરાજ અને તેના સલાહકારો રાજ્યનું સઘળું કામકાજ જોશે. રઘુકુળના રાજાઓએ વૃદ્ધાવસ્થામાં મુનિવૃત્તિને જ ધારણ કરી છે. હું પણ મારા પૂર્વજોને પગલે ચાલીશ." રાણો બોલ્યો.

" જી મહારાજ, જીવનના પાછલા ભાગમાં વાનપ્રસ્થ લેવું એ તો આપના કુળનો ધર્મ છે." હૃષીકેશચંદ્રે કહ્યું.

" એ કુળધર્મને અનુસરવું એમાંજ સૂર્યવંશીઓનું ભૂષણ છે."

" ક્ષત્રીયોએ કદિ પોતાના કુળધર્મને છોડયો નથી."

" તો પછી સૂર્યવંશીઓ તેને કેમ છોડશે ?" જરા ગર્વ ધરીને રાણાએ જવાબ આપ્યો.

" સૂર્યવંશીઓ સર્વ ક્ષત્રીઓમાં શ્રેષ્ઠ છે."

" તેથીજ હું કહું છું કે આકાશ અને પૃથ્વી એક થઇ જશે અને સમુદ્ર પોતાની મર્યાદા છોડશે, પણ સૂર્યવંશીઓ પોતાના કુળધર્મને છોડશે નહીં."

" એ કુળધર્મના પાલનથી જ એમનાં માન અને પ્રતિષ્ઠા જળવાઇ રહ્યાં છે." હૃષીકેશચંદ્રે કહ્યું.

" એ માન અને પ્રતિષ્ઠા જાળવવાને જ હું હવે વાનપ્રસ્થ લઇશ, ગિરિરાજ ઉપર રહીશ, અને મારી જીંદગીનો બાકીનો સમય ઇશ્વરસ્તવનમાં ગાળીશ."

" મહારાજ, આપની ઇચ્છા સુખેથી પુરી કરો અને રઘુકુળને દીપાવો." હૃષીકેશચંદ્રે કહ્યું.

" પણ મારે તમને એટલું કહેવાનું છે કે તમે રાજ્યનાં સઘળાં કાર્યો બરાબર પાર પાડજો અને મારા વનરાજને યોગ્ય સલાહ આપી પ્રજા સુખી થાય એવે માર્ગે એને ચલાવજો."

રાણો બોલતો બંધ થયો અને થોડીવાર પછી એણે ગિરિરાજ ઉપર જવાની તૈયારી કરવાને પોતાના નોકરોને હુકમ કર્યો.

નગરમાં વાત ચાલી કે રાણો વાનપ્રસ્થ લેવાને ગિરિરાજ ઉપર જાય છે. આથી પોતાના વ્હાલા ભૂપતિનાં દર્શન કરવાને નગરના સર્વ જનો રાજમહેલ આગળ એકઠા થયા. નગરશેઠ અને પ્રજાના અગ્રગણ્ય પુરૂષો, ભાયાતો, શ્રીમંતો વગેરે રાજમહેલમાં ગયા અને ઉમળકાથી વાતચિત કરી પરસ્પર પ્રેમની આપ લે કરવા લાગ્યા. થોડી વાર વાતચિત કરીને રાણો એકદમ ઉભો થયો અને બોલ્યો :

" હું હવે ગિરિરાજ ઉપર જઉં છું. "

" મહારાજ, આમ એકદમ જવાય ? " નગરશેઠે કહ્યું.

" આપણાં શાસ્ત્રો કહે છે કે જે ક્ષણે મનમાં વૈરાગ્ય ઉત્પન્ન થાય તે ક્ષણે જ સંસારનો ત્યાગ કરવો. માટે હવે હું જઈશ. "

રાણો રાજમહેલની બહાર નીકળ્યો. પ્રજાજનોએ ચંદન, અક્ષત અને પુષ્પથી તેની પૂજા કરી અને તેના ગળામાં અસંખ્ય હાર પહેરાવ્યો. રાણો આગળ ચાલ્યો અને નગરજનો પાછળ પાછળ જવા લાગ્યા.

" મહારાજ, આપને માટે આ હાથી તૈયાર છે, તેના ઉપર બેસો. " નગરશેઠે કહ્યું.

" શેઠજી, હવે આ રાજ્ય મારૂં નથી, તેમ આ હાથી ઘોડા વગેરે પણ મારાં નથી. મારા મનમાં વૈરાગ્ય ઉત્પન્ન થયો ત્યારથી જ મેં સર્વ-સ્વનો ત્યાગ કર્યો છે. માટે એ સર્વ હવે મારે માટે નકામાં છે. હું તો હવે પગે જ ચાલીશ."

રાણો પાછો આગળ ચાલવા લાગ્યો. નગરનાં નરનારીઓએ હવેલીઓ અને મકાનોમાંથી તેના ઉપર ચંદન, અક્ષત અને પુષ્પની વૃષ્ટિ કરી. તે દિવસે કનકપુરનો આખો રાજમાર્ગ ચંદન, અક્ષત અને પુષ્પથી સોહાઈ રહ્યો.

તે દિવસે રાતે રાણો કનકપુરની ભાગોળે રહ્યો. બીજે દિવસે તે ગિરિરાજ ઉપર ગયો. કનકપુરની સઘળી પ્રજા તેને ત્યાં સુધી પણ વળાવવા આવી અને પોતાના પ્રિય નૃપતિથી છુટા પડતાં આંખમાંથી આંસુ સારવા લાગી. ગિરિરાજ ઉપર રાણો એક પર્ણકુટીમાં રહીને પોતાનો સમય ઇશ્વરસ્તવનમાં ગાળવા લાગ્યો.

રાણાના ગયા પછી હૃષીકેશચંદ્ર અને મૃણાલિનિ પાછાં લોકસેવામાં પ્રવૃત્ત થઈ રહ્યાં. બિપિનચંદ્ર રાજ્યનો કારભાર ચલાવવા લાગ્યો અને પ્રિયંવદા સૌને મદદ કરવા લાગી. વનરાજનો અમલ કનકપુરમાં ચાલી રહ્યો અને પ્રજા રામરાજ્યના જેવું સુખ ભોગવવા લાગી. રાણા પ્રતાપસિંહે નિર્માણ કરેલા માર્ગે વનરાજ જવા લાગ્યો અને તેથી રાજા પ્રજા વચ્ચે પ્રીતિ વધવા લાગી.

આમ કેટલાક દિવસ ચાલ્યા ગયા. ત્યારબાદ એક દિવસ હૃષીકેશચંદ્ર મૃણાલિનિને કહેવા લાગ્યો :

" હવે હું ગિરિરાજ ઉપર જઇને રહીશ. ત્યાં રહ્યે રહ્યે પ્રભુભજન અને લોકસેવા કરીશ. "

" નાથ, મને પણ જોડે લઈ ચાલો. " મૃણાલિનિએ નમ્રપણે કહ્યું.

" ગિરિરાજ ઉપરનાં ટાઢ તડકો તારાથી વેઠાશે નહીં અને સાધુઓનું કષ્ટમય જીવન ગળાશે નહીં."

" પણ નાથ, જ્યાં તમે ત્યાં હું. "

" પણ ત્યાં તારી કોમળ કાયા કરમાઇ જશે. "

" તમારા સુખમાં હું ભાગ લઉં તો દુઃખમાં કેમ ન લઉં ? "

" તેં મને પરણીને સંસારનું કંઇ સુખ ભોગવ્યું નથી. "

" મારે સંસારનું સુખ જોઇતું નથી. મારા નાથ ! હું સંસારી છું પણ ત્યાગી છું. સ્ત્રીને દેવ સરખો પતિ મળે તો પછી એને બીજું શું જોઇએ. હું તમને પરણી છું છતાં સ્વતંત્ર છું. કુંવારાં રહીને જે જે કરવાના કોડ હતા તે પરણીને પુરા કરૂં છું. આવું લગ્ન હું ભવોભવ કરૂં. માટે નાથ, જ્યાં તમે ત્યાં હું."

" ઠીક ત્યારે તૈયાર થા. "

" હું તૈયાર છું. ચાલો; તમે મારા યાજ્ઞાવલ્કય અને હું તમારી મૈત્રેયી.। નાથ ! તમે મારા પરશુરામ છો, કાળિદાસ છો, ભવભૂતિ છો. તમે એ સૌની ગરજ સારી છે. એ સૌના ગુણ હું તમારામાં જોઉં છું. એ સૌની કૃતિઓ હું તમારે મુખે સાંભળું છું."

હૃષીકેશચંદ્ર અને મૃણાલિનિ તૈયાર થયાં અને માતાપિતાની રજા લઇને ગિરિરાજ ઉપર ગયાં.

હૃષીકેશચંદ્રને જોઇને અગમ્યગુરૂ મલકાતે મુખે બોલી ઉઠયા : "કેમ બચ્ચા, પાછો આવ્યો ? હું કહેતો હતોને કે તને ગિરિરાજ વગર બીજે કંઇ ગમશે નહીં."

" મહારાજ, મીઠા જળનું માછલું ખારા જળમાં મરી જાય." પાસે બેઠેલો એક શિષ્ય બોલી ઉઠયો.

" મહારાજ, આપની આજ્ઞા પ્રમાણે મેં લોકસેવાનાં કાર્યો આદર્યા છે. સ્થળે સ્થળે અનાથાશ્રમ, સેવાશ્રમ વગેરે સ્થાપીને પ્રાણી માત્રનું દુઃખ હરવાને મેં પ્રયાસ કર્યા છે, અને સર્વમાં બ્રહ્મને નિહાળી **सर्वं खल्‍विदं ब्रह्म** એ મહા વાકયનો સાક્ષાત્કાર કરવાને હું મથી રહ્યો છું. માટે હવે મને સમાધિનો આનંદ પ્રાપ્ત કરાવો." હૃષીકેશચંદ્રે બે હાથ જોડીને કહ્યું.

પોતાનો શિષ્ય સમાધિના અનુભવ વગર રહી જાય એ ઠીક નહીં એમ ધારીને અગમ્યગુરૂએ તેને નિર્વિકલ્પ સમાધિ પ્રાપ્ત કરાવવાનો મનમાં સંકલ્પ કર્યો. તે મનમાં સમજતા હતા કે સમાધિ વડે કરીને હૃષીકેશચંદ્રના હૃદયમાં અગાધ શાંતિ ઉદ્ભવશે, તેનું ચિત્ત અદ્ભુત સ્થિરતાને પામશે, તેનું સમસ્ત જીવન બદલાઇને ઉચ્ચ દશાને પ્રાપ્ત કરી રહેશે, અને ઉચ્ચ કોટીના મહા પુરૂષો કે જે પોતાનું ખરૂં સ્વરૂપ સમજે છે અને જગતમાં શા માટે તેઓ જન્મ્યા છે તે જાણે છે, તેમાંનો એક મહા પુરૂષ તે બની રહેશે.

અગમ્યગુરૂ હૃષીકેશચંદ્રને સમાધિની પ્રક્રિયા શિખવવા લાગ્યા. ગુરૂ અને શિષ્ય બંને ઘણો વખત એકાંતમાં ગાળવા લાગ્યા. બંને એક બીજાને સમજી એક બીજાના આત્મામાં ઉંડા ઉતરવા લાગ્યા. હૃષીકેશચંદ્ર ધીમે ધીમે ધ્યાનમાં આગળ વધવા લાગ્યો. એક દિવસ તે બેઠો બેઠો ધ્યાનસ્થ થયો. હૃષીકેશચંદ્રને એકદમ લાગ્યું કે તેના મસ્તકની નીચે મોટો પ્રકાશ ઝળકી રહ્યો છે. એ પ્રકાશ વધ્યો. તેનું ચિત્ત તેમાં લીન થઇ ગયું. તેની ચિત્‌શક્તિમાં તે વખતે જે બન્યું તે અવર્ણ્ય છે.

અગમ્યગુરૂના પ્રતાપથી હૃષીકેશચંદ્રને એકાએક સમાધિ પ્રાપ્ત થઈ ગઇ. સઘળા તારાઓ અસ્ત થતા દેખાયા. સઘળું આકાશ ખશી જવા લાગ્યું. અખિલ બ્રહ્માંડ ફરવા લાગ્યું અને સર્વત્ર પરમાત્માની અલૌકિક શકિત જણાવા લાગી. સર્વ ભાવો પોતાની મૂળ સ્થિતિને પામવા લાગ્યા. હૃષીકેશચંદ્રના શરીરમાં એકાએક દીવ્ય ચેતન વ્યાપી રહ્યું. તેના અહંભાવને તેણે દૂર કરી નાખ્યો અને તેને બ્રહ્મભાવમાં–સર્વાત્મભાવમાં ડુબાડી દીધો. હૃષીકેશચંદ્ર જે દશાને અનુભવી રહ્યો હતો તે દશાનું વર્ણન કરવું અશકય છે. જે યોગીઓ છે અને જેમણે સમાધિનો અનુભવ લીધેલો છે તેઓજ જાણી શકશે કે હૃષીકેશચંદ્ર શું અનુભવી રહ્યો હતો.

સમાધિના દીવ્ય અનુભવમાં સઘળું અનંત અને અપાર ભાસે છે. મન, બુદ્ધિ, વાણી, વિચાર સર્વ બ્રહ્મમાં ઓતપ્રોત થઇ રહે છે. તેમાં સઘળી બહિર્મુખતા નાશ પામે છે અને માત્ર અંતર્મુખતા જ રહે છે. તેમાં સંસારનું ભાન ભૂલાય છે અને સર્વ સ્થળે આત્મભાવ પ્રગટી રહે છે. હૃષીકેશચંદ્ર આત્માનંદનો ભોગી થયો. તે બ્રહ્મજ્ઞાની બની રહ્યો. તેનો જીવભાવ નષ્ટ થયો અને તેને સ્થાને બ્રહ્મભાવ પ્રગટી રહ્યો. તેનો આત્મા આનંદથી છવાઇ રહ્યો. તેની આસપાસ સઘળું શાંત થઇ રહ્યું.

સમાધિનો આવો એકાએક અનુભવ થવાથી હૃષીકેશચંદ્રનું શરીર એકદમ થરથર કંપી ઉઠ્યું અને તે એકદમ બોલી ઉઠયો: "અરે મારૂં શરીર ક્યાં? મારૂં શરીર ક્યાં?"

"આ રહ્યું, આ રહ્યું." પાસે બેઠેલો વિશુદ્ધાનંદ બોલી ઉઠયો.

હૃષીકેશચંદ્ર એકદમ છતોપાટ પડયો. તેનું શરીર લાકડા જેવું થઇ ગયું. તેના દેખાવ ઉપરથી એમ લાગતું હતું કે તેનો પ્રાણ નીકળી જશે. વિશુદ્ધાનંદે સર્વને બૂમ પાડી. સર્વે સંન્યાસીઓ ધાઇ આવ્યા. શું કરવું તે કોઇને સુઝયું નહીં. સૌએ હૃષીકેશચંદ્રને બોલાવવા માંડયો. તેનુ શરીર તેમણે હલાવ્યું. શ્વાસ પણ બંધ થયેલો જણાયો. કૃત્રિમ શ્વાસ ઉત્પન્ન કરવાના ઉપાયો કર્યા, પણ સઘળું ફોગટમાં. સર્વે ગભરાયા.

સર્વે બોલી ઉઠયા: "ચાલો ગુરૂદેવ પાસે જઇએ."

એક બે રહ્યા, બાકીના ગયા. જે વખતે શિષ્યો તેમની પાસે આવ્યા તે વખતે અગમ્યગુરૂ શાંતિથી બેઠા હતા. તેમના મનમાં જરાયે ગભરાટ નહોતો. હૃષીકેશચંદ્રની દશા કેવી થશે તે એ જાણતા હતા અને મનમાં હસતા હતા. આખરે તે બોલી ઉઠયા: "હું એને કહેતો જ હતો કે સમાધિનો નાદ છોડી દે! સંસારીઓનાં કામ નહીં."

બે ચાર કલાક સુધી હૃષીકેશચંદ્ર એની એજ સ્થિતિમાં રહ્યો. પછી એને ધીમે ધીમે ભાન આવવા લાગ્યું. ધીમે ધીમે તે શુદ્ધિમાં આવ્યો. વિશુદ્ધાનંદે તેને બુમ પાડીને બોલાવવા માંડ્યો. સર્વવ્યાપી ચિદાકાશમાં લીન થઇ ગયેલો તેનો જીવ ધીમે ધીમે શરીર તરફ વળવા લાગ્યો. વિશુદ્ધાનંદનો અવાજ જાણે બહુ દૂરથી આવતો હોય તેમ હૃષીકેશચંદ્રને ભાસવા લાગ્યું.

સામાધિની અસર અલૌકિક હતી. હૃષીકેશચંદ્ર પરમ શાંતિને ભાગવી રહ્યો. તેના હૃદયમાં સંપૂર્ણ આનંદ વ્યાપી રહ્યો. તેનો આત્મા

દૈવી પ્રકાશથી છવાઇ રહ્યો. તેનું શરીર હલકું ફુલ જેવું તેને લાગ્યું. એક પ્રકારનું અગાધ મનોબળ તે પ્રાપ્ત કરી રહ્યો. તેનું શરીર અગાધ સામર્થ્યયુક્ત જણાયું. તે એકદમ ઉઠયો અને અગમ્યગુરૂ પાસે જઇને તેમને ચરણે નમ્યો. અગમ્યગુરૂ રાજી થયા પણ બોલ્યા: " બચ્ચા, હવેથી આવું સાહસ ખેડીશ નહીં. જગતમાં તારે ઘણાં કામ કરવાનાં છે. જેમ એક ખજાનો એક પેટીમાં તાળું દઇને રાખી મુકીએ તેમ તારા આ અનુભવને તું તાળામાં રાખી મુકજે. જ્યારે તું લોકસેવાનાં કાર્યો કરી રહું ત્યારે તારા આ અનુભવ રૂપી ખજાનાને પેટીમાંથી બહાર કાઢજે અને જેવો અનુભવ તને આજે થયો છે તેવોજ અનુભવ પાછો ફરીથી તને થશે. "

હૃષીકેશચંદ્ર ફરીથી અગમ્યગુરૂને ચરણે નમ્યો અને પછી પોતાની પર્ણકુટીમાં ગયો. ત્યાં મૃણાલિનિ બેઠી બેઠી ઉપનિષદ્ વાંચતી હતી. હૃષીકેશચંદ્રના મુખ ઉપર આ વખતે અલૌકિક આનંદ છવાઈ રહ્યો હતો. તે જોઇને મૃણાલિનિ બોલી ઉઠી: " નાથ, આજે કંઇ દીવ્ય આનંદને ભોગવી રહ્યા હો એમ લાગે છે. "

" સમાધિનો આનંદ એવોજ છે. ગુરૂમહારાજની કૃપાથી આજે મેં સમાધિનો અનુભવ લીધો. મારા જીવનની આ ધન્ય ઘડી છે. "

" હું પણ તમારા સુખની ભાગીયણ છું. મને પણ એમાં ભાગ લેવા દ્યો. "

" એ આનંદ અવિભાજ્ય છે. એ તો સ્વાનુભવગમ્ય છે. "

" સમાધિમાં તમને કેવો અનુભવ થયો તે તો કહો ! "

હૃષીકેશચંદ્ર ઘણા ઉલ્લાસમાં આવીને ગાવા લાગ્યો:

" જુઓ ત્યાં નથી સૂર્ય કે ચંદ્રમા ત્યાં<br>
નથી તેજ વાયુ નથી દિક્કાલ ત્યાં.<br>
દીસે શૂન્યવત્ સર્વ બ્રહ્માંડ તેમાં<br>
ઉડે છાયા રૂપે સહુ વિશ્વ જેમાં.<br>
અહંભાવમાં વિશ્વ આવે ને જાયે<br>
અહંભાવ સાથે વળી તે હરાયે.<br>
ક્રમે ને ક્રમે શૂન્ય આકાર વિશ્વ<br>
મહત્ તત્ત્વ ભેળું થતું સર્વ વિશ્વ.

બધુંએ ઉડે વિરમે ન જરાએ
ચિદાનંદ રૂપ શિવોહમ્ જણાયે.
અહંભાવ ત્યાં પણ બન્યો શૂન્યવત્ એ
ભળ્યો શૂન્યકાર વળી શૂન્યકારે.
મનો બુદ્ધિ ને વાણીથી એ અગોચર
થયો છે અનુભવ તેને જ ગોચર. "

"નાથ, એ તો સમાધિના સ્વરૂપને આપે વર્ણવ્યું, પણ તેમાં કેવો આનંદ થયો તે કહેવાની કૃપા કરશો."

હૃષીકેશચંદ્ર બોલ્યો: "જો સાંભળ:

( સોરઠ )

આનંદ ઓઘ અપાર જ વરસે, આનંદ ઓઘ અપાર.
બ્રહ્માનંદની લહરી લાગી જ્યાં, ઇશ્વરમય સઉ ચિત્ત થયું જ્યાં;
આત્મા વ્યાપક એક લહું જ્યાં, ત્યાં વરસે ઓઘ અપાર—આનંદ ઓઘ.
જીવ બ્રહ્મની એકતા જાણું, સર્વ જગત મમ આત્મ પ્રમાણું;
પિંડે તે બ્રહ્માંડે પિછાણું, આનંદ ત્યાં તો અપાર—આનંદ ઓઘ.
નારાયણનું નામ જ લેતાં, કાંચન કામિની ત્યાગી જ દેતાં;
રાગદ્વેષ ચિત્તથી હરી લેતાં, વરસે હર્ષ અપાર—આનંદ ઓઘ.

દંપતી ઘણા હર્ષથી એક બીજાને અવલોકી રહ્યાં અને આનંદના ઓઘમાં ન્હાવા લાગ્યાં. થોડીવાર પછી મૃણાલિનિ બોલી:

"નાથ, એકલા એકલા જ એ આનંદને ભોગવશો ?"

"આ ગિરિરાજ ઉપર તને પણ એ આનંદનો લ્હાવો મળશે. અગમ્યગુરૂની સંનિધિમાં એ આનંદ મળવો સહેલ છે. આપણા જીવનનો હેતુ ખાવું પીવું અને મોજમઝા કરવી એ નથી, પણ પશુવૃત્તિઓ ઉપર જય મેળવી જીવનું પરાધીનપણું નષ્ટ કરી સ્વતંત્ર થવું અને પોતાના આત્માને ઓળખવો એજ આપણા જીવનનો હેતુ છે. સંસારની વાસનાઓ રૂપી બંધનોથી મુક્ત થવું અને પરમ પદને પામવું અને જીવભાવ ઉપર જય મેળવી દેવભાવને પ્રાપ્ત કરવો એજ સત્ય ધર્મ છે. એ માર્ગે જીવનને વહેવરાવજે અને અપૂર્વ આનંદની તું ભોક્તા થઇશ."

પતિપત્ની બંને આમ નિર્દોષ આનંદમાં દિવસ ગુજારતાં. બંને વિદ્યાવિનોદ કરતાં અને લોકસેવા કરવાને સાથેજ બહાર જતાં. તેમનો ગૃહસ્થાશ્રમ હાલના જમાનાનો ગૃહસ્થાશ્રમ નહોતો. તેમના ગૃહસ્થાશ્રમમાં

મારૂં, તારૂં, ખાવું, પીવું, અને સાથે હરવું ફરવું, એટલુંજ સમાઈ રહેલું નહોતું. જગતમાં વ્યાપી રહેલી નાસ્તિકતાનો તેમાં લેશ પણ નહોતો. આધુનિક સમયનો ડોળ અને ભપકો તેમાં દેખાતાં નહોતાં. તેમાં દ્રવ્યનીજ પૂજા કરાતી નહોતી. તેમનું જીવન બહારનો ભપકો અને ટાપટીપમાં જ ગળાતું નહોતું. તેમના ગૃહસ્થાશ્રમમાં ધાર્મિકતા પ્રથમપદે વિરાજતી હતી. સ્વાર્થત્યાગ, પવિત્રતા, અને વૈરાગ્યની પ્રભા તેમાં પદેપદે પથરાતી હતી. રામાયણ, મહાભારત, ગીતા, ઉપનિષદાદિ પવિત્ર ગ્રંથોના અધ્યયનનો ઘોષ તેમાં સદા વ્યાપી રહેતો અને તે આર્યભૂમિના પ્રાચીન ગૌરવનું ભાન એ દંપતીના હૃદયમાં જાગૃત કરતો. ભક્તિ, જ્ઞાન, તપ, ઉપવાસ, દેવોનું પૂજનઅર્ચન, અતિથિસત્કાર, અને સ્વદેશપ્રીતિ તેમનાં જીવનમાં પદેપદે જણાતાં હતાં. આવા ગૃહસ્થાશ્રમની અધિષ્ઠાત્રી મૃણાલિનિ હતી અને તે એક સાધ્વી જ હતી.

સ્વદેશસેવાની સર્વ પ્રવૃત્તિઓમાં હૃષીકેશચંદ્ર ભાગ લેતો પણ તેના હૃદયનું અંતિમ ધ્યેય કંઇક જુદું જ હતું. મનુષ્ય જીવનની સાર્થકતા ઇશ્વરદર્શનમાં જ છે એમ તે માનતો અને તેથી પતિપત્ની બંને અગમ્યગુરૂની પાસે જતાં અને જ્ઞાન, વૈરાગ્ય, અને ભક્તિને પ્રાપ્ત કરતાં. એ વખતે ગિરિરાજ એક મોટું મંદિર અને પાઠશાળા બની રહ્યો હતો. મોટા મોટા પંડિતો ત્યાં આવતા અને તત્વજ્ઞાનના અણુએ અણુ જુદા પાડતા. ત્યાં ભક્તિ પરાકાષ્ટાએ પહોંચતી. ત્યાં સંગીત અને ભજનમાં કેટલોક સમય ગળાતો. બંને પતિપત્ની સર્વમાં ઉંડો રસ લેતાં અને પોતાના હૃદયમાં જ્ઞાન અને ભક્તિને ભરતાં.

હૃષીકેશચંદ્ર ગિરિરાજ ઉપર નવો સંન્યાસી વર્ગ ઉભો કર્યો. પ્રાચીન અને અર્વાચીન વિદ્યાઓનો સંયોગ તેણે સંન્યાસીઓના જીવનમાં સાધવા માંડયો. અગમ્યગુરૂ શુદ્ધ સનાતન ધર્મનાં અનેક સ્વરૂપો દર્શાવી રહ્યા હતા. પ્રાચીન હિંદનું આધ્યાત્મિક જીવન, તેની ભાવનાઓ, તેની સાધુતા અને પવિત્રતા તથા ધાર્મિક અનુભવોની મૂર્તિ રૂપે અગમ્યગુરૂ હતા. હૃષીકેશચંદ્ર પ્રાચીન સંસ્કૃતિનો પૂજક હતો, પણ દેશકાળને અનુસરીને તે અર્વાચીન સંસ્કૃતિ, પાશ્ચાત્ય વિદ્યા, તત્વજ્ઞાન અને કળા વિજ્ઞાનને યોગ્ય માન આપતો અને ભારતનું ભાવી ઘડવામાં તે આવશ્યક છે એમ માની તેમનો પણ સ્વીકાર કરતો. ગિરિરાજ ઉપરના

સંન્યાસીઓને તેણે પ્રાચીન અને અર્વાચીન બન્ને વિદ્યાઓને શિખવવા માંડી અને તેમના જીવનમાં પૂર્વ અને પશ્ચિમની ભાવનાઓનું યોગ્ય સમેલન કરી તેમના વિચારો, આશયો, હેતુઓ વગેરેને વિશાળ દૃષ્ટિવાળા કર્યા. તેની પ્રેરણાથી ગિરિરાજ ઉપરના સંન્યાસીઓ લોકસેવા કરવાને બહાર નીકળવા લાગ્યા અને કનકપુરમાં જઈ લોકો સાથે ભળી તેમનું શ્રેય સાધવા લાગ્યા. ગરીબોને તે મફત કેળવણી આપવા લાગ્યા અને દુઃખીઓનું તે દુઃખ ટાળવા લાગ્યા. લોકોને તેમનામાં શ્રદ્ધા હતી તેથી કનકપુરના લોકો ગિરિરાજ ઉપર આવવા જવા લાગ્યા અને ગિરિરાજ તથા કનકપુર જાણે એક જ નગર હોય તેમ બંને એકાકાર થઇ રહ્યાં.

હૃષીકેશચંદ્ર અને મૃણાલિનિ કનકપુર જતાં આવતાં અને પોતે સ્થાપેલી સંસ્થાઓ અને ઉભી કરેલી સમાજો ઉપર દેખરેખ રાખી તેમને બરાબર ચલાવતાં. તેમના પ્રોત્સાહનથી કનકપુરનાં સ્ત્રી પુરૂષો અને યુવકો સ્વદેશકાર્ય હાથમાં ધરવા લાગ્યાં અને રાજાપ્રજાનું હિત દરેક રીતે સાધવા લાગ્યું.

હૃષીકેશચંદ્રનાં માતાપિતા હવે ગિરિરાજ ઉપર આવીને રહ્યાં અને પોતાના પુત્રનો પવિત્ર ગૃહસ્થાશ્રમ જોઇને અત્યંત રાજી થયાં ને પોતાનો સમય શાંતિથી ઇશ્વરસ્તવનમાં ગાળવા લાગ્યાં. હૃષીકેશચંદ્ર અને મૃણાલિનિ તેમની સેવા કરીને તેમને અનેક રીતે સંતોષવા લાગ્યાં. ત્રાંને પરણાવીને રાજી થતાં બિપિનચંદ્ર અને પ્રિયંવદા કોઈ કોઇ વાર ગિરિરાજ ઉપર આવતાં અને બંનેનો પરસ્પર સ્નેહ અને પવિત્ર જીવન જોઇને ઘણો સંતોષ પામતાં, અગમ્યગુરૂ પાસે જઇને કંઈ બોધ ગ્રહણ કરતાં અને જીવનનું સાર્થક કરતાં.

જે દેશ અનેક ધર્મોની જનની છે તે દેશના યુવકો અને ગ્રેજ્યુએટો નાસ્તિક બનતા જાય છે એ વિચારથી હૃષીકેશચંદ્રના હૃદયમાં ભારે ખેદ થવા લાગ્યો. તેણે યુવક મંડળો સ્થાપ્યાં અને ગ્રેજ્યુએટોની એક સમાજ સ્થાપી. તેણે સર્વેને ગિરિરાજ ઉપર લાવીને અગમ્યગુરૂના સમાગમમાં આણ્યા, અને તેમનાં હૃદયમાં તેણે ધર્મભાવના જાગૃત કરી, અને સંન્યાસીઓના હૃદયમાં તેણે સેવાભાવ ઉત્પન્ન કર્યો. ગ્રેજ્યુએટો અને સંન્યાસીઓ સાથે સાથે હળીમળીને દેશસેવાનું કાર્ય કરવા લાગ્યા. વેદાંતનો બોધ તેમને લાભકારક થઇ પડ્યો. અદ્વૈતવાદના સિદ્ધાંતથી તે પોતાના કર્તવ્યને વજ્રલેપની માફક વળગી

રહ્યા. હૃષીકેશચંદ્ર તેમને બોધ આપીને તેમનું ચારિત્ર્ય ઘડવા લાગ્યો. એક વાર સૌને એકઠા કરીને તેણે બોધ આપ્યો:

"તમે દેવો છો. તમારા આત્મામાં અગાધ શક્તિઓ રહેલી છે. શિવ અને સેવા તમારૂં આદર્શ હોવું જોઇએ. પૂર્ણ શ્રદ્ધાથી શિવની ભક્તિ કરો અને ભારતના દુઃખી જનોની સેવા કરો. અને તેમનાં દુઃખ ટાળો. તમે સ્નાતક છો, તમે ભારતવર્ષના ભાવી બ્રાહ્મણ છો. બ્રાહ્મણોએ ભૂતકાળમા શું શું કર્યું છે તેનો વિચાર કરો."

ગિરિરાજ ઉપર પરમ શાંતિને ભોગવતો હૃષીકેશચંદ્ર એકવાર સાયંકાળે પોતાની પર્ણકુટીમા બેઠો હતો એવામાં તેણે આઘેથી એક પુરૂષને ઉતાવળો ઉતાવળો આવતો જોયો તે પુરૂષ પાસે આવ્યો. તે તેનો મિત્ર દીનબંધુ હતો. હૃષીકેશચંદ્ર એને જોઇને એકદમ ઉભો થયો અને તેને ભેટી પડ્યો. બંને મિત્રો એક બીજાની ખબર પુછતા બેઠા. ક્ષણવાર પછી હૃષીકેશચંદ્રે પુછ્યું:

"કેમ હવે તારો સંસાર કેવો ચાલે છે?"

"અમે છાણના કીડા છાણમાં જ મરવાના."

"દીનબંધુ, તું કોઇ દિવસ આનંદમાં જણાતો જ નથી?"

"ભાઇ, સંસારની ઉપાધિ કંઇ ઓછી છે?"

"થોડું થોડું અહીં આવીને રહે અને હૃદયમાં શાંતિને ભર. સંસારની સામા થઇએ તોજ સુખ અને શાંતિ મળે"

"એવા વિચારથી જ હું અહીં આવ્યો છું. એ સંસાર તો રોજનો છે. હવે ચિત્તને કંઇક ઇશ્વર તરફ વાળવું એવી મારી ઇચ્છા છે.'

"એ ઇચ્છા ગિરિરાજ ઉપર પાર પડશે."

"માટે જ હું અહીં આવ્યો છું. તમારો પવિત્ર સંસાર જોવાની પણ મને અભિલાષા હતી."

'દીનબંધુ! સુખેથી અહીં રહે, અને ભાગીરથી ભાભીને પણ અહીં તેડાવ. સ્ત્રીઓને બહાર કહાડો, તેમને ઘરમાં ગોંધી ન રાખો. સ્ત્રીઓને પણ જગતમા શું શું છે તે બતાવો અને સમજાવો તેથી તમારો સંસાર સુધરશે. તેમને ભઠીઆરણો ન સમજો. તેમને ગૃહદેવીઓ બનાવો. તેથી તમારો સંસાર સ્વર્ગ બની રહેશે."

એટલામાં મૃણાલિનિ ત્યાં આવી સર્વ પર્ણકુટીની બહાર બેઠાં. ગિરિરાજ ઉપરનાં સુંદર વૃક્ષો અને સૃષ્ટિસૌંદર્ય સૌની નજરે

આવતાં હતાં. ઉંચે સ્વચ્છ આકાશ દૃષ્ટિગોચર થતું હતું. એક બાજુએ ચંદ્રમા પ્રકાશતો હતો. મૃણાલિનિએ આકાશ સામે જોયું અને તે બોલી :

" અહોહો, શી મનોહર ચંદ્રપ્રભા! આવા સુરમ્ય પ્રકાશમાં આ અખિલ નભોમંડળમાં આ ચંદ્રમા નિસર્ગ દેવી સાથે ક્રીડા કરવામાં મસ્ત બન્યો હોય એમ લાગે છે નાથ એ શું સૂચવે છે ?"

" આવા આહ્લાદક સમયે અગાધ શાંત પ્રભાનો દાતા એ રોહિણીપતિ પોતાની જ્યોત્સ્નાદ્વારા અખિલ વિશ્વમાં પ્રેમ પ્રસરાવી રહ્યો છે. પ્રેમનું જ એ સૂચન કરે છે." હૃષીકેશચંદ્રે કહ્યું.

" નાથ જુવો જુવો, પોતાની અતુલ શક્તિથી નભોમંડળમાં જઈને અડેલાં આ ઉત્તુંગ ગિરિરાજનાં શિખરો પણ એ પ્રેમનોજ ઘોષ કરે છે."

" મૃણાલિનિ, અખિલ વિશ્વમાંનાં પંચ મહાભૂતોનો વ્યાપાર પણ એ પ્રેમને અર્થે જ છે. આ વિશ્વ પ્રેમ છે, મનુષ્ય પ્રેમ છે. પ્રાણી, પૃથ્વી, વૃક્ષ, પાષાણ, સર્વ પ્રેમનાં જ સ્વરૂપ છે. અખિલ સૃષ્ટિમાં પ્રેમ ભરેલો છે. પ્રેમને પ્રસરાવવાને જ મનુષ્યનો અવતાર છે."

" નાથ, આપના શરીરના રોમે રોમમાં ભરેલો પ્રેમ હું જોઈ શકું છું."

" ખરેખર, તું ઈશ્વર તરફથી મળેલી મોટી બક્ષિસ છે તું મારા જેવાની ભાગ્યદેવી છે."

" નાથ, આપના જેવા સાધુ પુરૂષનાં ચરણકમળની હું રજ છું. આપે મને સંસારમાં સ્વર્ગનો અનુભવ કરાવ્યો છે. હવે હું સમજી કે લગ્ન એ પ્રભુતાનું પગલું છે."

" તું પગની રજ નહીં પણ મારી અર્ધાંગના છે; તું મારી શ્રેષ્ઠતમ સખા છે અને મારી સહાયક છે. આપણે સાથે સાથે જ સ્વદેશસેવા કરીશું, આત્માના ઉચ્ચ પ્રદેશમાં ઉડીશું, સાથે સાથે જ વિશ્વમાં પ્રેમ પ્રસરાવીશું, અને પૃથ્વી ઉપર સ્વર્ગને ઉતારીશું."

" અને સાથે સાથે જ પ્રેમસમાધિમાં લીન થઈશું."

" હા; ચાલ તું મારી સાથે ચાલ. પરમ યોગેશ્વર અગમ્યગુરૂનો સંદેશ આપણે અખિલ વિશ્વને સંભળાવીએ."

એમ કહીને હૃષીકેશચંદ્ર ઉઠયો અને તેણે મૃણાલિનિને હાથ ઝાલ્યો. હાથમાં હાથ મિલાવીને બંને જણ ચાલ્યાં અને ગિરિરાજના ઉંચામાં ઉંચા શિખર ઉપર જઇને ત્યાં સાથે સાથે બેશી અખિલ વિશ્વ તરફ દ્રષ્ટિ કરી સાથે સાથે ગાવા લાગ્યાં:

ભારતનો જોગી સાચો રે, પોકારી શું કહું ?
ઓ ભારતવાસી જાગો, આ સ્વાર્થ અધમને ત્યાગો,
સઉ દેશને કામે લાગો રે, પોકારી.
આ દીન દુઃખી ને નબળા, તમે કરો સુખી ને સબળા,
પરમારથ એટલું સાધો રે, પોકારી.
સઉ દેશી વસ્તુથી રાચો, ધરી પ્રેમસ્વદેશે સાચો,
પ્રભુ ભારત ઉદય યાચો રે, પોકારી.

આ વખતે ગિરિરાજ ઉપર સર્વત્ર શાંતિ વ્યાપી રહી હતી તેથી મધુર ગાનનો ધ્વનિ ભૂમિ અને શિખરો ઉપર તથા ઉંચે ગગનમાં ગાજી રહ્યો.

આ પ્રમાણે આ દંપતી વાર્તાલાપ કરતાં, સાહિત્ય અને તત્વજ્ઞાનને વાંચતાં વિચારતાં વડીલોની શુશ્રુષા કરતાં, દેશસેવા અને પ્રભુભક્તિમાં કાળ નિર્ગમન કરવા લાગ્યાં. તેમનાં હૃદયમાં તે સર્વદા નીચેનો જાપ જપી રહ્યાં હતાં:

**“ અમારી જન્મભૂમિ આ અધિક છે પ્રાણથી પ્યારી. ”**

વાંચનાર ! આવું જીવન જીવજે અને પૃથ્વી ઉપર સ્વર્ગને ઉતારજે !



**સમાપ્ત.**